# આવકાર

આ પુસ્તક વાંચી જતાં મને ઘણો આનંદ થયો. બ્રિટિશ હકૂમત વેળા આપણા દેશમાં જુદા જુદા હોદ્દા પર નિમાઈને રાજ્યકર્તા તરીકે આવેલા ઘણા અંગ્રેજ અમલદારો, આપણા ઇતિહાસ–પુરાતત્ત્વ, ભાષાઓ, કોમો, લોકસમાજ, ધર્મ-તત્ત્વજ્ઞાન, સાહિત્ય, ચિત્ર–શિલ્પ–સ્થાપત્ય, વનસ્પતિઓ, પશુ-પક્ષીઓ, ઇત્યાદિમાંથી પોતાના રસનો વિષય પસંદ કરી, તેના પર પોતાના બધા ફાજલ સમયમાં અભ્યાસ–સંશોધન કરી, હજી તે તે વિષયમાં પ્રમાણભૂત ગણાય તેવા ગ્રંથો લખી ગયા છે. એવો વિદ્યાવ્યાસંગ આપણા દેશબાંધવ અમલદારોએ મુકાબલે ઓછો જ બતાવ્યો છે. આવી પરિસ્થિતિમાં, શ્રી શંભુપ્રસાદ હ. દેસાઈ, જૂનાગઢ, સૌરાષ્ટ્ર અને ગુજરાત રાજ્યની વહીવટી નોકરી કરતાં કરતાં, "સૌરાષ્ટ્રનો ઇતિહાસ" અને તે પછી આવું પુસ્તક તૈયાર કરે એ ઘટના ખરેખર આનંદજનક ગણાવી જોઈએ.

પુસ્તકમાં પ્રભાસ અને તેને ઇતિહાસપ્રસિદ્ધ કરનાર સોમનાથ મંદિરનો પ્રાચીન કાલથી આજ સુધીનો ભાગ્યપલટા જેવા વારાફેરાવાળો ઇતિહાસ યથાશક્ય સંપૂર્ણતાથી આલેખાયેલો જોઉં છું. સ્વાભાવિક રીતે જ, એમાં મહમૂદ ગઝનવી અને તેની પછીના મુસ્લિમ આક્રમણકારોની ચઢાઈઓ અને સોમનાથ મંદિરના તેમને હાથે થયેલ ધ્વંસ તથા હિન્દુ રાજાઓને હાથે થયેલા તેના જીર્ણોદ્ધાર કે નવનિર્માણનો વૃત્તાંત કેન્દ્રમાં રહે. પુરાણો, શિલાલેખો, મુસલમાન અને અંગ્રેજ ઇતિહાસકારોના ગ્રન્થો, દસ્તાવેજો, વગેરેની પુસ્તકમાં ભરપટ્ટે સહાય લેવામાં આવી છે. કુળ સંસ્કાર જેવી ફારસીની જાણકારીએ લેખકને એમાં

સારું કામ આપ્યું છે. આ કડીબદ્ધ ઈતિહાસ તેમ જ પ્રભાસ અને સોમનાથ વિષે ઉપયુક્ત માહિતી ધરી દઈ, પુસ્તકને પ્રભાસ-સર્વસંગ્રહ બનાવી દેતા પરિશિષ્ટોમાં મૂર્ત થતો વિપુલ સ્નેહ શ્રમ જન્મભૂમિ માટેની મમતાએ લેખક પાસે લેવડાવ્યો છે. આમ છતાં એ મમતાએ એમની ઇતિહાસદષ્ટિને ધૂંધળી બનાવી નથી એ સંતોષની વાત છે. હિન્દુ પુરાણોની વાતો તથા મુસ્લિમ અને અંગ્રેજી તવારીખનવિસોના વૃત્તાન્તો અક્ષરશઃ માની લેવાને બદલે એની બુદ્ધિગ્રાહ્ય ચિકિત્સા કરીને તેમાંથી સત્યાસત્ય તારવવાનો પ્રયાસ કરીને એમણે ઇતિહાસકારનું વૈજ્ઞાનિક વલણ સારા પ્રમાણુમાં બતાવ્યુ જણાય છે.

આ પુસ્તક જોઇ સ્વ. રત્નમણિરાવ જોટેના અમદાવાદ, ખંભાત અને સોમનાથ પરનાં માહિતીસમૃધ્ધ પુસ્તકો યાદ આવે. આ પુસ્તક સ્વ. રત્નમણિરાવના "સોમનાથ" કરતાં ઐતિહાસિક સાધનસામગ્રીમાંથી પ્રાપ્ત ઘણી વિશેષ માહિતી રજૂ કરતું હોઈ તેનો મૂલ્યવાન પૂરકગ્રંથ બને છે. શ્રી. શંભુપ્રસાદ દેસાઈને વિદ્વજ્જનોનો ધન્યવાદ રળાવી આપે એવા તેમના આ અભ્યાસપૂર્ણ ગ્રન્થને હું સહર્ષ આવકારું છું. સ્વ. રત્નમણિરાવના તથા એમના દાખલાને અનુસરીને ઉત્સાહી નવ-સંશોધકો દ્વારા ગુજરાતનાં અન્ય ઇતિહાસ—પુરાણ-ખ્યાત-નગરો અને તીર્થધામો પર આવા અભ્યાસગ્રંથો લખાય એવી આશા વ્યક્ત કરુ છું.

સેવાસદન, અમદાવાદ. બળવંતરાય મહેતા
૧૩-૫-૬૫

# લેખકનો પરિચય

"પ્રભાસ અને સોમનાથ" ના ઇતિહાસના લેખક શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈનો પરિચય આ પુસ્તકના વાંચકોને આપવા પ્રકાશક તરફથી મને કહેવામાં આવ્યું ત્યારે મને આનંદ થયો અને તે સાથે મૂંઝવણ પણ થઈ.

ભાઈશ્રી શંભુપ્રસાદને પ્રભાસમાં શંભુભાઈના નામથી અમે ઓળખીએ છીએ. શ્રી શંભુભાઈ તથા હું નાદાન વયમાં સાથે રમેલા અને ભણેલા પણ એક જ વર્ગમાં સાથે બેસીને, અને પ્રભાસનો ઇતિહાસ લખવાના મનોરથ પણ સાથે બેસીને કરેલા. આવા પરમ મિત્રનો મારે કયા શબ્દોમાં અને કેમ પરિચય આપવો?

પ્રભાસના અગ્રગણ્ય અને ઐતિહાસિક દેશાઈ કુટુંબમાં શ્રી શંભુભાઈનો જન્મ તા. ૯–૮–૧૯૦૮ ના રોજ થયો. તેમના પિતાશ્રી કૈલાસવાસી હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ ત્યારે જૂનાગઢ રાજ્યમાં એક વરિષ્ઠ અધિકારી હતા. તેમનું નામ સૌરાષ્ટ્રના લોકસાહિત્યમાં એટલું બધું જાણીતું છે કે મારે તેના માટે કાંઈ વિશેષ કહેવાનું આવશ્યક નથી. પરંતુ તેમના જીવનનું બીજું પાસું બહુ ઓછા માણસો જાણે છે. તેઓ એક બાહોશ, દીર્ઘદ્રષ્ટા, લોકપ્રિય અને પ્રમાણિક અમલદાર હતા તે સાથે તેઓ ઇતિહાસ, ધર્મશાસ્ત્ર, કાવ્ય અને ઇતિહાસના વિદ્વાન અને ફારસી, ઉર્દૂ, અરબ્બી અને સંસ્કૃતના જ્ઞાતા હતા. શ્રી શંભુભાઈના માતુશ્રી પણ સંસ્કારી, સેવાભાવી અને સાહિત્ય પ્રેમી હતાં. શ્રી શંભુભાઈના વડિલભાઈ સ્વર્ગસ્થ શંકરપ્રસાદ હરપ્રસાદ દેશાઈ બી. એ. એલએલ. બી. સંસ્કૃત અરબી, ફારસી, ઉર્દૂ, અંગ્રેજી, આદિ ભાષાઓના સંપૂર્ણ

જ્ઞાતા અને ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને સર્વે ધર્મોના શાસ્ત્રોના વિદ્વાન હતા. શ્રી શંભુભાઈનાં મોટાં બહેન પુષ્પાબહેન મહેતા એમ. એ. પદ્મભૂષણ, ગુજરાતના અગ્રીમ સમાજસેવક અને કોંગ્રેસના અગ્રગણ્ય કાર્યકર્તા છે. તેઓ જૂનાગઢ રાજ્યની કાઉન્સીલમાં પ્રધાન પણ હતાં. શ્રી શંભુભાઈના નાના ભાઈ સોમેશપ્રસાદ ભારત સરકારના અન્ન અને કૃષિખાતામાં ડેપ્યુટી ડાયરેકટર છે. તેઓ પણ ભાષા અને સાહિત્યના વિદ્વાન છે.

આમ શ્રી શંભુભાઈનું આખું કુટુંબ વિદ્યાવ્યાસંગી અને સાહિત્યપ્રેમી છે. તેમનું ઘર એટલે પ્રભાસનું સંસ્કાર કેન્દ્ર અને પ્રેરણાસ્થાન.

શ્રી શંભુભાઈએ આ પુસ્તકના પરિશિષ્ટ ૧૧માં પ્રભાસની અગ્રગણ્ય વ્યક્તિઓની નામાવલિમાં પોતાનું નામ ન મૂકી વિવેક જાળવ્યો છે, પરંતુ પ્રભાસને વર્તમાનકાળમાં ગૌરવ લેવા જેવી વ્યક્તિઓમાં તેનું સ્થાન નિર્વિવાદ ઊંચું છે.

શ્રી શંભુભાઈ મુંબઈ વિશ્વવિદ્યાલયના બી. એ. એલ એલ. બી. છે. ૧૯૩૦–૩૨ની સત્યાગ્રહની લડતમાં તથા કાઠિયાવાડ રાજકીય પરિષદમાં તેમણે ભાગ લીધેલો. અમદાવાદના દૈનિક પત્ર લોકશક્તિના તંત્રીમંડલમાં તેઓ હતા. તેમના રાષ્ટ્રીય ચળવળ સંબંધમાં લખાયેલા લેખો માટે પૂજ્ય મહાત્મા ગાંધીજીની પ્રશંસા મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા. ઈ. સ. ૧૯૩૨માં તેમણે એલ એલ. બી.ની પરીક્ષા પાસ કરી અને તે સાથે કોલાઈટીસનો રોગ થતાં તેઓએ પ્રભાસ આવી વકીલાત શરૂ કરી. ઈ. સ. ૧૯૩૪માં તેઓ જૂનાગઢ રાજ્યના મહેસુલ ખાતામાં જોડાયા. આજે તેઓ આઈ. એ. એસ. છે અને ગુજરાત રાજ્યના મહેસુલ ખાતામાં ડેપ્યુટી સેક્રેટરીપદે છે.

શ્રી શંભુભાઈએ ઈ. સ. ૧૯૨૬માં "સોમનાથનો ઘેરો" નામનું સાત સર્ગોમાં એક કાવ્ય લખ્યું અને ઈ. સ. ૧૯૩૨

માં પ્રભાસ યાત્રાવર્ણન નામની પુસ્તિકા લખી' તેમાં યાત્રિકો અને પ્રવાસીઓને ઉપયોગી થાય તેવી ઐતિહાસીક ભૌગોલિક અને આવશ્યક માહિતી આપી. તે સમયમાં અમે પ્રભાસ ઇતિહાસ સંશોધન સભાની સ્થાપના કરી અને પ્રભાસનો ઇતિહાસ લખવા માટે સામગ્રી એકત્ર કરવા પ્રયત્ન કર્યો. તે સમય દરમ્યાન શંભુભાઈના તથા મારાં કેટલાક સંશોધનો પ્રકાશિત થયાં અને અમને વયોવૃદ્ધ વિદ્વાનોના આશીર્વાદ અને ઉત્તેજન મળ્યાં, પણ પ્રભાસના ઇતિહાસ માટે જે પુસ્તકો જોવાનાં જરૂરી હતાં તે મળી શક્યાં નહિ. શ્રી શંભુભાઇ નોકરી અર્થે પ્રભાસ બહાર જતાં અમે જુદા પડ્યા અને તે સાથે પ્રભાસનો ઇતિહાસ લખવાનો પ્રવાસ પડતો મૂકવામાં આવ્યો.

શ્રી શંભુભાઈ એક પ્રથમ પંક્તિના સાહિત્યકાર છે. તેમણે નવલકથાઓ, નવલિકાઓ, નાટકો અને કાવ્યો લખ્યાં છે. તેમનો વાર્તાસંગ્રહ ઘણો જ લોકપ્રિય થયો છે. તેમનાં કાવ્યો, લોકસાહિત્યના સંશોધન અને શ્રેષ્ટકૃતિઓ માટે ઈ. સ. ૧૯૪૮–૪૯માં તેમને પારિતોષિક પણ મળ્યું છે. તેમણે ઈ. સ. ૧૯૫૮માં સૌરાષ્ટ્રનો ઇતિહાસ પ્રસિદ્ધ કર્યો. આ કડીબદ્ધ અને પ્રમાણભૂત ઇતિહાસને ગુજરાત સૌરાષ્ટ્રના વિદ્વાનો અને વર્તમાનપત્રોએ આવકાર્યો ત્યારે, તેમના પાસેથી ઇતિહાસના વિષય ઉપર તેઓ વિશેષ લખે તેવી વિદ્વાનોએ અપેક્ષા રાખેલી, તે આ ગ્રંથના પ્રકાશનથી સંતોષાય છે.

શ્રી શંભુભાઈ પ્રભાસના છે. પ્રભાસ તેમનું છે. હિન્દુ અને મુસ્લીમ જનતામાં તે અતિ લોકપ્રિય વ્યક્તિ છે. તેમણે ચાર દાયકાથી પ્રભાસની એકધારી સેવા કરી પ્રજાનો પ્રેમ મેળવ્યો છે. અનેક કૌટુંબિક ઝઘડાઓ, વાદવિવાદો અને તકરારો તેમણે નિઃસ્વાર્થ ભાવે પતાવ્યાં છે. પ્રભાસની પ્રજાને જ્યારે જ્યારે તેની સેવાની જરૂર જણાઈ છે ત્યારે ત્યારે તેમણે હસતે મુખે સહાય કરી છે. તેની નીતિરીતિ, નિરભિમાન અને નિષ્પક્ષપાત

ન્યાયવૃતિથી પ્રભાસની જનતાના હૃદયમાં તેમણે ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું છે.

હું તો તેનો બાલમિત્ર છું. પચાસ વર્ષ પહેલાં જન્મેલી અમારી મૈત્રી આજ પણ એટલી જ ગાઢ છે. શ્રી શંભુભાઈ માટે હું વિશેષ શું કહી શકું ? શ્રી શંભુભાઈએ તેમના વ્યવસાયી જીવનમાંથી સમય મેળવી પોતાની શારીરિક પ્રકૃત્તિ નરમ ગરમ રહેતી હોવા છતાં, માત્ર પ્રભાસ પ્રત્યેના ભાવ અને ભક્તિથી પ્રેરાઈ એકલે હાથે આવું મહાન કાર્ય કરી પ્રભાસની ગૌરવ ગાથાને સજીવન કરતો આ અમૂલ્ય ગ્રંથ લખી તેત્રીસ વર્ષ પહેલાં અમે સ્થાપેલી ઇતિહાસ સંશોધન સભાએ કરેલા નિર્ણયને અમલી બનાવ્યો છે તે મારે મન તો આનંદ અને અભિમાનનો વિષય છે. વિશેષમાં તો પ્રભાસ અને સોમનાથનો ઈતિહાસ પ્રભાસના જ એક સાક્ષર અને વિદ્વાન સપુતના હાથે લખાઈને પ્રસિદ્ધ થઇ રહ્યો છે તે પ્રભાસને ગૌરવ લેવા માટે કાંઇ જેવી તેવી વાત નથી. મેં અને શ્રી શંભુભાઈએ અમારી કૌમારવયમાં અને યુવામાં જે મનોરથો સેવેલા તે સફળ થયા છે અને તે જોવાનું શ્રેય આ જીવનમાં મને પ્રાપ્ત થયુ છે તેને હું મારું અહોભાગ્ય ગણું છું.

મને વિશ્વાસ છે કે આવું વિદ્વતાપૂર્ણ, વિપુલ માહિતીઓવાળું અને પોતાની માતૃભૂમિ પ્રત્યેના પ્રેમની ઉભરાતી લાગણીઓથી વશ થઈ લખાયેલું આ અનુપમ પુસ્તક વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને પ્રવાસીઓને તે વિષયમાં જણાતી ખોટ જરૂર પૂરી પાડશે.

શ્રી શંભુભાઈએ પ્રભાસનાં ગત ગૌરવ, આત્મભોગ અને શ્રધ્ધાને મૂર્તિમંત કરતા આ અમૂલ્ય પુસ્તકને લખી પ્રકાશિત કર્યું છે તેથી તેઓ ધન્યવાદ અને અભિનંદનના અધિકારી છે.

ૐ શાંતિ. ૐ શાંતિ. ૐ શાંતિ.

શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી.



જેના દેહ દિમાગ ને દિલ હતા, મમ તાતની આવૃત્તિ,
જેને ધર્મઇતિહાસની અભિરુચિ, હતી જ્ઞાનતૃષા અતિ,
વર્ષો ૩૭૩ વીત્યા, છતા ન વિસરે જેની ચિરજીવ સ્મૃતિ,
તેના પુણ્યાર્થે હુ આ અર્પણ કરુ, ઓમકારને આ કૃતિ

—લેખક

## પ્રસ્તાવના

પરમાત્માની અસીમ કૃપાના ફલસ્વરૂપે સ્વર્ગાધિક અને પવિત્ર એવી મારી જન્મભૂમિ પ્રભાસ અને ભગવાન સોમનાથનો ઈતિહાસ લખી ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરતાં હું હર્ષ અને ગૌરવ અનુભવું છું.

સહસ્ર વર્ષોથી જેની પવિત્રતા, મહત્તા અને અગત્ય સર્વમાન્ય અને સ્થિર રહી છે, જેનો ભવ્ય ભૂતકાળ, અમાપ ઐશ્વર્ય, અતુલ આત્મભોગ અને અજોડ બલિદાનોની ગૌરવ ગાથાઓ જગતની સર્વે શિષ્ટ ભાષાઓમાં એક અથવા બીજા સ્વરૂપે ચિરંજીવ બની છે, તે સ્થાનનો આ ઈતિહાસ છે.

બાલ્યવયમાં મારા સદ્દગત્ પૂજ્ય પિતાશ્રીને સ્વમુખેથી પ્રભાસના પતન અને સોમનાથના ધ્વંસની વાતો હું જ્યારે સાંભળતો ત્યારે મારા બાલમાનસમાં તે વિશે વધારે ને વધારે જાણવાની ઉત્કંઠા થતી અને તે વિષયનું વિશેષ જ્ઞાન મેળવવા અનેક વિચારો આવતા. વય વધતી ગઈ, વાંચન વધતું ગયું અને બુદ્ધિ વિકસતી ગઈ તેમ તેમ સોમનાથનો ઈતિહાસ લખવા માટે કંઈક કરવું આવશ્યક છે તેમ લાગવા માંડયું. તે સમયે જે પુસ્તકો ઉપલબ્ધ હતાં તેના વાંચન પછી ઇ. સ. ૧૯૨૬માં મેં 'સોમનાથનો ઘેરો' નામનું એક દીર્ઘ કાવ્ય લખ્યુ અને ઇ. સ. ૧૯૩૧માં પ્રભાસ આવતા યાત્રિકો અને પ્રવાસીઓને માર્ગદર્શક થાય તેવી 'પ્રભાસ યાત્રા વર્ણન' નામની એક નાની પુસ્તિકા લખી. આ પુસ્તિકાની બે હજાર નકલો એક જ વર્ષમાં વેચાઈ ગઈ અને તેની માગણી એવી ને એવી થતી રહી તેથી ઉત્તેજીત થઈ સોમનાથનો ઈતિહાસ લખવાની વૃતિ વિશેષ પ્રબળ થઈ.

એ સમયમાં પ્રભાસપાટણના શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી, મુ. ચુનીલાલ માનશંકર દેશાઈ, શ્રી ભાઇશંકર હરિરામ ત્રિવેદી વગેરેના સહકારથી પ્રભાસ ઇતિહાસ સંશોધન સભાની સ્થાપના થઈ. સભાના ઉપક્રમે અમે પ્રતિદિન મળતા અને પ્રભાસના ઇતિહાસની ચર્ચા વિચારણા કરતા. સભાએ જૂનાગઢ રાજ્યના તત્કાલિન દીવાન સર પેટ્રિક કેડલને મળી પુરાતન ઇમારતોને સંરક્ષણ આપતો કાયદો પસાર કરાવ્યો અને સોમનાથના જીર્ણ અને ખંડિત મંદિરને સંપૂર્ણ રક્ષણ આપવા માગણી કરી. આ માગણી જૂનાગઢ રાજ્યે માન્ય રાખી, મંદિર ફરતી દીવાલ બનાવી અને એક કાયમી ચોકીદારની પણ નિમણુંક કરી. સભાએ પ્રભાસમાં વેરવિખેર પડેલા અવશેષોની નોંધ કરી તથા શિલાલેખોની નકલો અને ભાષાંતર તૈયાર કરવાની પ્રવૃતિ શરૂ કરી. મેં તથા શાસ્ત્રીજીએ જુદા જુદા સામયિકોમાં ઇતિહાસના જુદા જુદા વિષયો ઉપર લેખો પણ લખ્યા, પરંતુ જ્યાં સુધી પ્રભાસનો પ્રમાણભૂત ઇતિહાસ ન લખાય ત્યાં સુધી અમારી પ્રવૃત્તિ અપૂર્ણ હતી તેમ જણાતાં, સભાએ પ્રભાસ અને સોમનાથનો ક્રમબદ્ધ અને વિસ્તૃત ઇતિહાસ લખવાનો નિર્ણય કર્યો.

આ કાર્ય ધાર્યા જેટલું સહેલું ન હતું. પ્રભાસ અને સોમનાથનો ઇતિહાસ લખવા માટે જે પુસ્તકો અને સાધનો આવશ્યક હતાં તે પ્રાપ્ત કરવાનું સરળ ન હતું, આવાં પુસ્તકોની સૂચિ તૈયાર થતાં અમને જણાયું કે આ કાર્ય અમારી શક્તિ અને મર્યાદા બહારનું છે, કારણ કે જે પુસ્તકો આવશ્યક હતાં તે અપ્રાપ્ય અથવા દુષ્પ્રાપ્ય હતાં અને તે પ્રાપ્ત કરવાનું શકય ન હતું. દરમ્યાન ઈ. સ. ૧૯૩૪માં જૂનાગઢ રાજ્યના મહેસુલ ખાતામાં મારી નિમણુંક થઈ, હું જૂનાગઢ ગયો, અમે જુદા પડયા અને પરિણામે અમારો સંકલ્પ સિદ્ધ થઈ શકયો નહિ.

ઈ. સ. ૧૯૫૬–૫૭માં હું મારા "સૌરાષ્ટ્રના ઇતિહાસ"નું

પ્રકાશન કરવાના હેતુથી તેનું સંશોધન કરતો હતો ત્યારે સોમનાથ સંબંધી જે પુસ્તકો મેળવવામાં બે દાયકા પહેલાં નિષ્ફળતા મળી હતી તે પુસ્તકો અનાયાસે પ્રાપ્ત થયાં અને તેથી મેં પ્રભાસ અને સોમનાથનો ઇતિહાસ લખવાનો આરંભ કર્યો. મારું અતિ વ્યવસાયી જીવન અને પ્રતિકૂળ શારીરિક પ્રકૃતિ જેવાં તત્ત્વો અવરોધક હતાં છતાં માત્ર મારી પ્રિય જન્મભૂમિ પ્રત્યેના પ્રેમ અને ભક્તિના કારણે હું ઇ. સ. ૧૯૬૦માં આ પુસ્તક પૂર્ણ કરી શક્યો. આજ તેનું પ્રકાશન થાય છે તેને હું ઇશ્વરની દયા તથા મારું અહોભાગ્ય સમજું છું.

પુરાતન યુગનો ઇતિહાસ શોધવા માટે આપણી પાસે બહુ ઓછાં સાધનો છે. ભારતીય લેખકોએ ઇતિહાસો લખ્યા નથી અને લખ્યા હશે તો તે નાશ પામ્યા છે. પ્રભાસનો ઇતિહાસ, મહાભારત, સ્કન્દ પુરાણના પ્રભાસખંડ, તથા અન્ય પુરાણોમાં કરેલા સ્ફુટ ઉલ્લેખો સિવાય કોઈ સ્થળેથી જાણી શકાય તેમ નથી. પુરાણકારે તેની વિશિષ્ટ અને અનોખી શૈલીમાં પ્રભાસનો ઇતિહાસ આલેખતી વખતે કરેલાં વિધાનો અને વર્ણનો શુદ્ધ વાસ્તવ દૃષ્ટિથી કરેલાં નથી, તેથી તેમાંથી કાળનો કે ક્રમનો નિર્ણય કરવાનું અઘરું બની જાય છે. તે પછીના કાળમાં એટલે વિક્રમના પ્રથમ શતકથી મુસ્લીમોના આગમન સુધીનો ઇતિહાસ પણ અત્ર તત્ર થયેલા ઉલ્લેખો ઉપરથી એકત્ર કરવાનો રહે છે. મહમૂદ ગીઝનવીની ચડાઈ પછી મુસ્લીમ લેખકોએ આ વિષય ઉપર ઘણું લખ્યું છે અને વિક્રમની અગિયારમી સદીથી ચૌદમી સદી સુધીમાં જૈન લેખકોએ પણ તેમના ઇતિહાસગ્રંથોમાં પ્રભાસ અને સોમનાથ સંબંધી વિગતો આપી છે. મુસ્લીમ લેખકોમાં અલબીરૂની અને ફરૂખખી જેવા અપવાદો બાદ કરતાં, બીજા લેખકોએ ઐતિહાસિક સત્યો કરતાં તેમના ચરિત્રનાયકોને મહત્તા આપવા તેમની કલ્પનાને સ્વૈરવિહારી બનાવી તેમના ગ્રંથોને વાર્તાસંગ્રહ જેવા બનાવી

દીધા છે અને તેથી તેમાંથી પણ સત્યાસત્યનું તારણ કાઢવું મુશ્કેલ બની જાય છે.

વિશેષમાં પુરાણો અને મુસ્લીમ તવારીખનવેશોએ તેમના ગ્રંથો ક્યારે લખ્યા, તેમણે રજૂ કરેલી વિગતો શા આધારે આપી, તેઓ પાસે ઈતિહાસ જાણવાનાં શાં સાધનો કે સામગ્રી હતાં, અથવા હતાં તો તે કેટલાં આધારભૂત હતાં, લેખક કયા દેશમાં ક્યારે થયો અને તેમણે કરેલાં વર્ણનો કે આપેલા વૃત્તાંતો કેટલાં પ્રમાણભૂત છે તેની તપાસ કરવાની લેશ માત્ર પણ ચિંતા કર્યા સિવાય કેટલાક લેખકોએ તેમણે જે લખ્યુ તે બધું સત્ય માની લઈ, પ્રભાસ અને સોમનાથ સંબંધી વિવિધ પ્રકારનું વિપુલ સાહિત્ય ભિન્ન ભિન્ન ભાષાઓમાં સર્જ્યું છે અને તેથી તેમાંથી સત્ય અને પ્રમાણભૂત ઇતિહાસ જાણવાનું મુશ્કેલ બનતાં તે માટે વાંચકોના મનમાં ભ્રમ ઉત્પન્ન થાય છે અને તેઓ દ્વિધા અનુભવે છે. આજે પ્રભાસ અને સોમનાથના નામે ગમે તેવી જોડી કાઢેલી અનેક વાર્તાઓ ઈતિહાસને નામે પ્રચલિત થઈ જતાં તે નીચે સત્ય ઈતિહાસ ઢંકાઈ ગયો છે.

પ્રભાસ અને સોમનાથના ઈતિહાસની આ પરિસ્થિતિ હોવાથી તેના વિશે જેમાંથી જે કાંઈ માહિતી પ્રાપ્ત થાય તેવાં સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી, મરાઠી, હિન્દી, અને ગુજરાતી ગ્રંથો, શિલાલેખો, દસ્તાવેજો, મુદ્રાઓ વગેરેના આધારે વિરોધાભાસી અને અતિશયોક્તિ ભરેલાં વૃત્તાંતોની યથામતિ તુલના કરી, મને જે શુદ્ધ અને સત્ય જણાઈ તે વસ્તુ યથાક્રમ ગોઠવી આ પુસ્તકમાં રજૂ કરવા મેં નમ્ર પ્રયાસ કર્યો છે.

શિવપૂજા અને શૈવસંપ્રદાય સંબંધી કેટલીક વિગતો પૂર્વાપર સંબંધ જાણવા માટે મેં આ પુસ્તકમાં સમાવિષ્ટ કરી છે. શ્રી સોમનાથજીનો સ્થાપના કાળ, પુરાણોનો લેખનકાળ, પુરાણોનાં અને ખાસ કરીને પ્રભાસખંડનાં વિધાનો વગેરે પ્રશ્નોની

મેં શુદ્ધબુદ્ધિથી ચર્ચા કરી છે. આ પ્રશ્નો પરત્વે ઉગ્ર મતભેદને અવશ્ય સ્થાન છે પરંતુ આધુનિક યુગમાં પુરાણો વેદ વ્યાસે લખ્યાં છે, તેમાં કહ્યું તે બધું સાચું જ છે અને તેમાં શંકા થાય નહિ, તે દલીલ ચાલી શકે નહિ. આજે તો આપણે જે કહીએ તે આધારભૂત હોવું જ જોઈએ અને એતિહાસિક કે તાર્કિક દૃષ્ટિએ તે પુરવાર કરવું જ જોઈએ. મેં કેટલાંક વિધાનો પુરાણોના મતથી જુદા જુદા પડીને કર્યાં છે પણ તેમ કરવામાં સનાતન ધર્મ, ભગવાન સોમનાથ, પુરાણો કે તેના પ્રણેતા આદિ કોઈની પણ લઘુતા દર્શાવવાનો મારો લેશ માત્ર ઉદ્દેશ નથી.

તે પ્રમાણે જે મુસ્લીમ લેખકોએ પણ ભારતીય સંસ્કૃતિ ધર્મ, સભ્યતા અને ધર્મશાસ્ત્રોના જ્ઞાનના અભાવે, જે વિધાનો કર્યાં છે અને ઈતિહાસને બદલે કહાણી કિસ્સા જેવા વૃત્તાંતો લખ્યાં છે તેની પણ મેં નિષ્પક્ષપાતપણે સમીક્ષા કરી છે અને તેમ કરવામાં મેં માત્ર સત્ય સંશોધક ઈતિહાસકારે રાખવી જોઈતી સમદૃષ્ટિ, તટસ્થતા અને શુદ્ધબુદ્ધિ રાખી છે.

આ પુસ્તકમાં આલેખેલી કેટલીક વિગતો અંગત રીતે મને અણગમતી છે. મધ્યયુગમાં ધર્મના નામે જે અઘટિત કૃત્યો થયાં તેનાં પરિણામે કોઈ ધર્મ, જાતિ કે રાષ્ટ્રને કાંઈ લાભ થયો નહિ. ઈતિહાસ વાંચતાં જણાય છે કે આ અંધાર યુગમાં માનવીના જીવનની કીમત પશુનાં જીવન કરતાં વિશેષ ન હતી. કોઇ રાજ્યકર્તાએ ખેતીવાડી કે હુન્નર ઉદ્યોગ ખિલવીને અથવા વ્યાપાર વધારીને તેના દેશનો વિકાસ કરવા કે સમૃદ્ધિ વધારવા વિચાર પણ કર્યો ન હતો. તેઓ તો પાડોશી રાજ્યો ઉપર ચડાઈઓ લઈ જઇ તે રાજ્યોની કે તેની પ્રજાની સંપત્તિ લૂંટી, તેમના દેશને સમૃદ્ધ કરવામાં જ રાષ્ટ્ર અને રાજ્ય શક્તિશાળી કે સમૃદ્ધ થાય છે તેમ માનતા અને તેમની આ નિંદ્ય અને ઘૃણિત પ્રવૃત્તિ ધર્મના નામે કરી આત્મસંતોષનો અનુભવ કરતા.

આવી મનોવૃત્તિ સેવતા વિદેશી રાજ્યકર્તાઓએ ભારત ઉપર આક્રમણો કર્યાં અને ભારતમાં સ્થિર થયેલા સુલ્તાનોએ તેનું અનુસરણ કર્યું. તેમની આ પ્રવૃત્તિ ન્યાયી કે વાસ્તવિક હતી કે નહિ તેનો નિર્ણય આજના પરિવર્તિત દૃષ્ટિકોણથી કરવાનું વાજબી નથી. તે સમયની રાજનીતિ જ તે પ્રકારની હતી. એ સાથે એ પણ અવશ્ય લક્ષ્યમાં લેવું ઘટે કે એ યુગમાં અનેક સમર્થ સત્તાધીશો અને બળવાન રાજ્યકર્તાઓ થઇ ગયા છતાં અમુક વ્યક્તિઓએ જ તેમની શક્તિ, સામર્થ્ય અને સંપત્તિનો ઉપયોગ આવાં કૃત્યો પાછળ કર્યો, એટલે એ માટે કોઇ જાતિ કે દેશ ઉપર દોષારોપણ થઇ શકે નહિ, તેમ જે ધર્મનું તેઓ અનુસરણ કરતા અથવા જે ધર્મના નામે તેમણે આ કૃત્યો કર્યાં તે ધર્મની નિંદા પણ કરી શકાય નહિ, તેવાં કૃત્યો માટે તે કરનાર વ્યક્તિ જ જવાબદાર હતી તેવું અર્થ-ઘટન વાજબી અને વાસ્તવિક છે. એ ભયંકર વાતોને વારંવાર યાદ કરી જીવંત રાખવાનું પણ કોઇ પણ પ્રકારે હિતાવહ અને યોગ્ય નથી, તેમ છતાં આ પુસ્તકમાં આ પ્રસંગોનું આલેખન આવશ્યક અને અનિવાર્ય બન્યુ છે. કારણકે પ્રત્યેક પ્રમાણિક અને પ્રમાણિત ઈતિહાસમાં જે સત્ય ઘટનાઓ બની હોય તેનું આલેખન સંપૂર્ણપણે અને વિના સંકોચે કરવું જ જોઇએ. ભારતના અગ્રીમ નેતા અને માજી રાષ્ટ્ર-પતિ સ્વર્ગસ્થ રાજેન્દ્રપ્રસાદજીએ, સર જદુનાથ સરકાર ઉપરના તેમના તારીખ ૨૨ મી નવેમ્બર ૧૯૩૭ ના પત્રમાં લખ્યું છે કે "જે ઇતિહાસ સત્યને ઢાંકી દે છે અથવા વિકૃત બનાવે છે તે ઈતિહાસનું નામ ધરાવવાને પણ પાત્ર નથી. જે ઈતિહાસકાર એમ માનતો હોય કે તે, તે પ્રમાણે હેતુપુરઃસર કરીને પોતાના દેશની સેવા કરે છે તે તો વાસ્તવમાં તેને નુકશાન જ કરે છે. ખાસ કરીને આપણા દેશ જેવો દેશ કે જેણે રાષ્ટ્રીય ક્ષતિઓને કારણે ઘણું સહન કર્યું છે તેને તે ક્ષતિઓ જાણવા અને તે દૂર કરવાનો ઉપાય સમજવાનું બહુ જરૂરી છે." આ મહાન

નેતાનું સૂચન ઇતિહાસના પ્રત્યેક લેખકે વિચારવા યોગ્ય છે. અને મેં પણ આ વિષયમાં અન્વેષણ કરતાં જે હકીકતો સત્ય જણાઈ તે આપણી ઉણપો, ક્ષતિઓ અને ખામીઓ જાણવા માટે તથા તેનો ઉપાય વિચારવાની દૃષ્ટિએ આ પુસ્તકમાં સમાવિષ્ટ કરી છે; પરંતુ હું એમ ઇચ્છું કે આપણે તે વાંચી તેમાંથી એટલો સાર શોધીએ કે સાંપ્રદાયિક, ધાર્મિક કે કોમી વિખવાદોથી કોઇને કદી પણ કાંઈ લાભ થયો નથી અને એ પ્રકારની ખતરનાક રાજનીતિ કે સંકુચિત મનોવૃત્તિ સર્વનાશમાં જ પરિણમી છે. આ દ્રવ્યલોભી અને સમશેરશોખીન સુલ્તાનો અને રાજવીઓનાં આજ નામોનિશાન નથી; માત્ર તેમના કૃત્યોની કાજળ કાળી કથાઓ ઈતિહાસનાં પૃષ્ઠો ઉપર રહી ગઈ છે. આપણે તે વાંચી વિચારીએ અને ધાર્મિક સહિષ્ણુતા કેળવી પ્રેમ અને અહિંસાના સર્વશ્રેષ્ઠ સિદ્ધાંતને અપનાવીએ.

આ પુસ્તકના વિષયને સીધો સંબંધ નથી તેવી કેટલીક હકીકતો મુખ્ય વિષય સમજવા માટે આવશ્યક હોવાનું માની વિષયાંતરના દોષે પણ આ પુસ્તકમાં સંગ્રહિત કરી છે અને એ સાથે વિસ્તાર ભયે, સોમનાથ ઉપર લખાયેલાં અરબી ફારસી કે અન્ય ભાષાઓના જે પુસ્તકો અપ્રાપ્ય છે તેવાં પુસ્તકોની યાદી અને ઉલ્લેખ, સોમનાથ અને અન્ય મંદિરોના સ્થાપત્યની. પુરાતત્ત્વની દૃષ્ટિએ વિસ્તૃતચર્ચા વગેરે વિષયો વિસ્તારભયે છોડી દીધા છે. તે અપૂર્ણતા માટે વાંચકોની હું ક્ષમાયાચના કરૂં છું.

આ વિષયનું સંશોધન, વાંચન, લેખન વગેરે આદિથી અંત પર્યંતનું કામ એકલે હાથે, મારે મારા વ્યવસાયમાંથી સમય મેળવી કરવાનું હતું એટલે તેના આલેખનમાં ઘણો સમય વ્યતિત થયો છે અને સંભવ છે કે કયાંક કયાંક રસક્ષતિ કે ક્રમક્ષતિ થતી જણાશે. કોઈક સ્થળે મુદ્રણદોષો પણ રહી ગયેલા જોવામાં આવશે તે સર્વ સુધારી વાંચવા હું વાંચકોને વિનંતી કરૂં છું.

મારા આ પ્રયાસમાં અપ્રાપ્ય પુસ્તકો મેળવી આપવા માટે જૂનાગઢ બહાઉદ્દીન કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સીપાલ શ્રી. એમ. એન. ભરૂચાનો, શિલાલેખોની નકલો સ્વહસ્તે ઉતારી જીવ ની જેમ જાળવી રાખેલી તેની નોટ વિના સંકોચે મારા હાથમાં મૂકી દેવા માટે પ્રભાસના શ્રી. ભાઈશંકર હરિરામ ત્રિવેદીનો, કેટલાક વિવાદાસ્પદ મુદ્દાઓમાં ચર્ચા કરી નિર્ણય લેવામાં સહાયભૂત થવા માટે શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદીનો અસલ ફારસી–અરબી શિલાલેખોનું વાંચન કરવાના મારા પ્રયાસમાં અનુકૂળતા કરી આપવા માટે જૂનાગઢ મ્યુઝિયમના સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી. અત્રિનો, પ્રભાસમાં પડેલી કુંડીઓનું માપ લઈ મોકલવા માટે શ્રી નાથાલાલ જેઠાલાલ બાપોદરાનો, પ્રભાસના દુર્ગનું માપ લઈ આપવા માટે પ્રભાસ સુધરાઈના તત્કાલિન મંત્રી શ્રી. કેશવલાલ જગજીવન દવેનો, સોમનાથજીનાં કહેવાતાં દ્વારોના માપની વિગતો આપવા માટે આગ્રાના આર્કીઑલૉજીકલ ખાતાના કસ્ટોડિયન શ્રી. બાંસલનો, આ પુસ્તક પોતાનું જ છે એમ માની તેના મુદ્રણમાં અંગત રસ લઈ તેનું પ્રકાશન કરવામાં સક્રિય સહકાર આપવા માટે મયૂર પ્રિન્ટિંગ પ્રેસના શ્રી. જયંતિ દલાલ તથા તેમના સ્ટાફનો, પુસ્તકમાં ચિત્રો મૂકવાં જ જોઈએ તેવો આગ્રહ રાખી પોતાના હાથે ખેંચેલા પ્રભાસના અમૂલ્ય અને આંતરરાષ્ટ્રીય પારિતોષિક પ્રાપ્ત કરેલા ફોટોગ્રાફો આપવા માટે મારા મિત્ર શ્રી. ધ્રુવકુમાર એન્જીનિયરનો, સંભાળપૂર્વક સાચવેલા પ્રભાસના એકસો ત્રીસ થી વધારે નેગેટીવો, યોગ્ય ઉપયોગ કરવા માટે મને વિના સંકોચ આપવા માટે તથા તે ફોટોગ્રાફો આ પુસ્તકમાં છાપવા માટે પરવાનગી આપવા માટે જામનગરના લબ્ધપ્રતિષ્ઠ ફોટો ગ્રાફર સ્વ. શ્રી. પંચાણુભાઈ વારાના સુપુત્ર ભાઈ શ્રી જયુભાઈનો, પુસ્તક તૈયાર થતું જતું હતું તેમ તેમ વાંચતા રહી મને સાહિત્ય ની દૃષ્ટિએ સલાહસૂચના આપવા માટે ગુજરાત રાજ્યના ભાષા નિયામક પ્રો. અનંતરાય રાવળનો, અને મુદ્રણાલયમાંથી મુદ્રા

લઈ આવવા અને આપી આવવાની કામગીરી પોતાના કાર્યમાથી સમય મેળવી નિયમિત રીતે કરી અને મદદરૂપ થવા માટે નવિનચદ્ર મૂલશકર મહેતા તથા હર્ષદરાય નટવરલાલ દવેનો હું ઉપકાર માનુ છુ

મુરબ્બી રાજ્ય રત્ન શેઠશ્રી નાનજીભાઈ કાલિદાસે, હું આ પુસ્તક પ્રસિદ્ધ કરવા ધારુ છુ તેવી માત્ર વાત સાભળીને મને તે કાર્યમા પ્રોત્સાહન આપ્યુ છે, અને પ્રકાશનની પ્રગતિ માટે વારવાર તપાસ કરતા રહી મને જે ઉત્તેજન આપ્યુ છે તે માટે હુ તેમનો ઋણી છુ તેમના મારા પ્રત્યેના સદ્ભાવ અને લાગણીઓ માટે હું તેમનો અત્યત આભારી છુ

અતમા ગુજરાત રાજ્યના માનનીય મુખ્ય મત્રી શ્રી મુરબ્બી બળવંતભાઈ મહેતાએ તેમના અનેકવિધ રોકાણો અને જવાબદારીવાળા અત્યત વ્યવસાયી જીવનમાથી સમય મેળવી મારી વિનંતી સ્વીકારી આ પુસ્તક વાચી તેનો આમુખ લખી મને આશિર્વાદ આપ્યા છે તે માટે હું તેઓશ્રીનો અતકરણ-પૂર્વક ઉપકાર માનુ છુ

મે મારી પ્રિય જન્મભૂમિ પ્રભાસ અને આદિ જ્યોતિર્લિંગ ભગવાન સોમનાથના ઇતિહાસનુ અન્વેષણ કરી આ ઇતિહાસ યથામતિ આલેખ્યો છે ગુજરાતની જનતા અને ખાસ કરીને પ્રભાસના પ્રજાજનો તેની ક્ષતિઓ ન જોતા તે લખવા પાછળ રહેલી શુભભાવના લક્ષ્યમા રાખી તેનો યોગ્ય ઉપયોગ કરશે તો હુ મારો શ્રમ સાર્થક થયો છે તેમ માનીશ

શભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈ

# અનુક્રમણિકા



મોટો દરવાજો : પ્રભાસ પાટણ

## પ્રકરણ પહેલું

# પ્રાગૈતિહાસિક પ્રભાસ

ભારતની પશ્ચિમે પ્રાગૈતિહાસિક કાળથી પ્રસિદ્ધ થએલ પ્રભાસ ક્ષેત્રમાં ભગવાન સોમનાથનું પવિત્ર સ્થાન છે.

પ્રભાસની ભૂમિને સાગર તેની લહેરોથી નવડાવી રહ્યો છે; સોમનાથના ચરણોને સોમ તાત નિરંતર પલાળી રહ્યો છે અને અનેક જય–પરાજયનાં મીઠાં કડવાં સ્મરણો હૃદયપટમાં ધારી ભગવાન સોમનાથનો ભગવો ઝંડો ઉન્નત અને અવિરત લહેરાવી રહ્યો છે.

જે ભૂમિને અનાર્યોએ પવિત્ર માની, જે ભૂમિમાં સૂર્યવંશીય આર્યોએ અર્કતીર્થ અને ચંદ્રવંશીય આર્યોએ સોમતીર્થ સ્થાપ્યું, જે ભૂમિમાં વિધર્મી આક્રમણકારોએ તેમની ધનલોલુપતા અને કીર્તિલાલસા પોષવા શોણિતની સરિતાઓ વહેવડાવી, જે ભૂમિમાં અનેક નામી અનામી યોદ્ધાઓએ ધર્મના રક્ષણ અને ભગવાન સોમનાથના ગૌરવ માટે તેમના પ્રાણની આહુતિ આપી, તે ભૂમિનું પ્યારૂં, પવિત્ર અને પુરાતન નામ પ્રભાસ છે અને જેને ચરણે અનેક કિરીટ ધારીઓ અને કુબેરોએ દીન થઈ પોતાનાં મસ્તક ઝુકાવ્યાં છે તે ભગવાન સોમનાથનું તે પ્રભાસમાં પુણ્યધામ છે.

પ્રભાસ પ્રાગૈતિહાસિક કાળમાં જ પ્રસિદ્ધિમાં આવ્યુ અને ભગવાન સોમનાથની ત્યાં સ્થાપના થઈ તે પહેલાંનો ઇતિહાસ અંધકારની જવનિકા પાછળ છૂપાએલો પડ્યો છે, છતાં જે અલ્પ પ્રમાણો ઉપલબ્ધ છે તે પરથી જણાય છે કે તે યુગમાં પણ પ્રભાસ એક અગત્યનું ઉત્તમ નગર હતું. આદિ કાળથી આજસુધી આ સ્થાન રમ્ય અને આકર્ષક રહ્યું છે. તેનું નૈસર્ગિક

સૌન્દર્ય અને તેની પવિત્રતાનો સુમેળ સુવર્ણમાં સુગન્ધ મળ્યાનો યોગ સાધે છે. પ્રકૃતિના પ્રસાદે આકર્ષક બનેલાં સ્થળો, સરિતાઓનો ત્રિવેણીસંગમ, સાગરનાં જલકૂલોથી પથરાએલો તીરપ્રદેશ, સરોવરો, સુંદર વાટિકાઓ, ઉપવનો અને વૃક્ષસમૂહ તેની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. અનાર્યો અને આર્યોના સમયમાં તે શોભા આજથીયે અધિક હશે તેમાં શંકાને કોઈ સ્થાન નથી.

આ પવિત્ર સ્થળમાં ઋષિ-મુનિઓ વેદનું ગાન કરતા; તેમના યજ્ઞધૂમથી વાતાવરણને પવિત્ર કરતા. અનેક વિદ્યાર્થીઓ વિદ્વાન ગુરુઓને ચરણે બેસી અધ્યયન કરતા. ક્ષત્રિયો તેમનાં આયુધો અને અસ્ત્રશસ્ત્રોથી દુષ્ટોના દર્પનું દમન કરી રાષ્ટ્ર અને ધર્મનું રક્ષણ કરતા.

આમ્રવૃક્ષો અને અન્ય ફલદાયી વૃક્ષો સુંદર ફળોથી સમૃદ્ધ હતાં. પુષ્પો ખીલતાં અને પક્ષીઓ કલરવ કરતાં. ગોમાતાઓ દૂધથી પાત્રોને ભરી દેતી અને ગાજતા સાગરમાં સદા વહેતી સરિતાઓ મળી જઈ વિપુલ જળરાશિનું નિર્માણ કરતી. આવા મનોરમ્ય અને મહાન સ્થળનો આ ઇતિહાસ છે.

## પ્રાગૈતિહાસિક પ્રભાસ

વિદ્વાનોનો એક સમૂહ બલપૂર્વક પ્રતિપાદન કરે છે કે આર્યો ઉત્તર ધ્રુવ કે એશિયામાંથી ભારતમાં આવ્યા, જ્યારે તેની વિરુદ્ધ બીજો સમૂહ ભારપૂર્વક સિદ્ધ કરે છે કે આર્યો આ દેશમાં *જ વસતા હતા.* એ જ પ્રમાણે વેદો અપૌરુષેય છે એમ વૈદિક ધર્મને અનુસરતા વિદ્વાનો માને છે અને પાશ્ચાત્ય વિચારશ્રેણીને અનુસરતા વિદ્વાનો કહે છે કે વેદો ક્રમશઃ લખાતા હતા અને વૈદિક ઋષિઓ તેમાં મંત્રો ઉમેરતા હતા અને તે કારણે તેમાં વેદકાલીન ઇતિહાસ સંગૃહીત છે અને તેનું તારણ કરતાં તેમાંથી ઘણી વ્યક્તિઓની ઘણા પ્રસંગોની અને ઘણા જ્ઞાન-વિજ્ઞાનની માહીતી મળે તેમ છે.

પરંતુ આપણે આ સ્થળે આ વિવાદગ્રસ્ત વિષયોની ચર્ચા કરવાનું આવશ્યક નહિ માનીએ, કારણ કે આ પુસ્તકના વિષય સાથે તેને માત્ર સોમનાથની સ્થાપના પૂર્વેનો પ્રભાસનો ઇતિહાસ જાણવા પૂરતો સંબંધ છે અને તેથી વૈદિક વિદ્વાનોએ ઐતિહાસિક વ્યક્તિઓનાં નામોનો વૈજ્ઞાનિક શબ્દો માની અર્થ કર્યો છે તેનો આવશ્યક ઉલ્લેખ કરી એજ સમૂહે સ્વીકારેલ વિદ્વાનોનાં વિધાનોનો પણ વિચાર કરીશું.

આર્યો ભારતમાં હતા કે ઉત્તરમાંથી આવ્યા–ગમે તેમ હોય–પણ તે પૂર્વે આ પ્રદેશમાં અનાર્ય પ્રજા વસતી. તેને દ્રવિડ પ્રજા કહી તેની સંસ્કૃતિને દ્રવિડ–સંસ્કૃતિ કહેવામાં આવી છે અને હરાપ્પા તથા મોહનજો ડેરોના સંશોધન પછી તે સિદ્ધાંત કલ્પના નહિ પણ એક વાસ્તવિકતા છે તેમ સ્વીકાર્યા સિવાય અન્ય વિકલ્પ નથી.

આ દ્રવિડો વિજ્ઞાનમાં તે સમયની અન્ય પ્રજાઓ કરતાં ઘણા આગળ વધેલા હતા. સ્થાપત્ય, શિલ્પ અને વિજ્ઞાનમાં તેઓની પ્રગતિ સવિશેષ હતી. કલામાં, વૈભવમાં અને જીવનની પ્રત્યેક દિશામાં તેઓ ઘણા આગળ વધ્યા હતા અને તે સાથે તેઓ મૂર્તિ, વૃક્ષો, પ્રાણીઓ આદિનું પૂજન કરતા. તેમણે તેનાં દેવસ્થાનો પણ સ્થાપ્યાં હતાં.

આ દ્રવિડો યોદ્ધાઓ હતા. દુર્ગો બાંધીને રહેતા અને યુદ્ધ માટે આવશ્યક એવાં શસ્ત્રો પણ બનાવીને વાપરી જાણતા. તેઓએ રસાયનશાસ્ત્ર તથા ધાતુશાસ્ત્ર વિકસાવ્યું હતું અને પરિણામે તેના વિજયો અને વ્યાપાર ભારતની ચારેય સીમાઓ સુધી ફેલાઇ ગયા હતા.

દ્રવિડોમાં પણ જુદા જુદા સમૂહો હતા અને તેઓનાં જુદાં જુદાં રાજ્યો અને રાજાઓ પણ હતા. તેમણે મોટાં મોટાં નગરો વસાવેલાં અને આ નગરો પૈકી એક મોહેનજોડેરોમાં મળ્યું છે. તેની ઉત્તરમાં વર્તમાન બલુચીસ્તાન સુધી અને દક્ષિણમાં

કોંકણ સુધી તેવાં નગરો હતાં. સંક્ષેપમાં કહીએ તો નગરોની હારમાળા હતી અને તેમાં પશ્ચિમ હારમાળાનું અંતિમ નગર તે વર્તમાન પ્રભાસ હતું.

પ્રભાસનું દ્રવિડ નામ મીનુર હતું. મીનુર એક બંદર હતું. મીનુર બંદરેથી દ્રવિડ સમયના સાહસિક નાવિકો વર્તમાન ઇરાની અખાત દ્વારા અરબસ્તાન, પેલેસ્ટાઇન, ઇરાન વગેરે દેશો સાથે વ્યાપાર કરતા અને જેમ પરસ્પર માલ વહોરતા કે વિક્રય કરતા તેમ અન્ય દેશોના પ્રજાજનો સાથે સંસ્કૃતિની પણ જાણ્યે–અજાણ્યે આપલે કરતા. નાવિકોના સમુદ્રયાનના પરિણામે બેબીલોન વગેરેમાં વસતી પ્રજાના તેઓ સંપર્કમાં આવ્યા.

જ્યારે મીનુરવાસીઓ પરદેશ જતા આવતા થયા ત્યારે ત્યાંથી લક્ષ્મીની સાથે તે દેશોની તે કાલે વિદ્યમાન હતી તેવી કલા જ્ઞાન વિદ્યા અને સભ્યતા પણ સાથે લાવ્યા. પરિણામે મીનુર વિદ્યાધામ અને ધન કુબેરોનું નગર બન્યુ તેની સંસ્કૃતિ પૂર્ણ કક્ષાએ વિકસી. અને પ્રકૃતિએ પણ છુટે હાથે વેરેલાં સૌંદર્યના સુમેળના કારણે તેની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઈ ગઈ.

## સૂર્યવંશીય આર્યો

આર્યો આ પ્રદેશમાં આવ્યાનું વર્ષ કે સમય નિશ્ચિત થઈ શકે એમ નથી પણ ઈતિહાસકારોની માન્યતા છે કે જ્યારે મીનુરની ખ્યાતિ પરાકાષ્ટાએ પહોંચેલી ત્યારે અથવા તે સમયમાં સૂર્યવંશીય આર્યો ત્યાં આવ્યા.

આ પ્રદેશમાં વસતા અનાર્યો કલા–કૌશલ્ય અને વિજ્ઞાનમાં આર્યો કરતાં વિશેષ પ્રગતિ સાધી શકયા હતા પરંતુ તેઓ પાસે આર્યોની ફીલ્સુફી જ્ઞાન અને અમુલ્ય ધર્મશાસ્ત્ર ન હતાં તત્ત્વજ્ઞાન અને અનેક પ્રકારની વિદ્યામાં તેઓ આર્યો કરતાં ઘણા પાછળ હતા. આર્યોએ વેદોમાં ઇશ્વરની જે મહાન કલ્પના કરી છે પંચ-તત્ત્વોના અસ્તિત્વના સિદ્ધાંતો સ્વિકાર્યા છે અને જે દ્રષ્ટિએ

નિસર્ગને નિહાળી છે તે પ્રતિભા વિચારધારા અને દ્રષ્ટિનો અનાર્યોમાં અભાવ હતો. તેઓ તો પાષાણુના દેવો, વૃક્ષો, સરિતાઓ અને પહાડોને પુજતા, વર્ષા સમુદ્ર વાયુ આદિ નૈસર્ગિક પ્રકોપ કારી તત્વોથી ડરતા, મૃતાત્માઓ પ્રેતયોનિ વગેરે વહેમી માન્યતાઓ ધરાવતા. ઉત્પતિકર્તા, પાલનકર્તા અને સંહારકર્તા ઈશ્વરની કલ્પના તેમની પાસે ન હતી. લિંગવાળી માનવાકૃતિના દેવ બનાવી તેની પૂજા કરતા અને તેમના આ ધાર્મિક વિચારો અને વ્યવહારો જોઈને આર્યોને તેમના પ્રત્યે ઘૃણા અને ધિક્કાર ઉત્પન્ન થયાં પરિણામે બન્ને જાતિઓ ઘર્ષણમાં આવી અને દીર્ઘ કાળ પર્યંત યુધ્ધો ખેલતી રહી.

આર્યોને તેમનાં ઉત્તમ કુળ, શ્વેતવર્ણ, વિરાટકાયા અને સંસ્કૃતિ અખંડ રાખવી હતી. તેમના શુદ્ધ અને પવિત્ર ધર્મને નિર્ભેળ રાખવો હતો અને તેમની વિચારશ્રેણીને અનાર્યોના સિદ્ધાંતોની અસર પણ થવા દેવી ન હતી; પરંતુ અનાર્યોની જન સંખ્યા વિશેષ હતી અને આર્યોના સમુહમાં સ્ત્રીઓની સંખ્યા અલ્પ હતી એટલે કાલે કરી તેઓએ અનુલોમ લગ્નનો સિદ્ધાંત બાંધી અનાર્ય કન્યાઓ જોડે લગ્ન વ્યવહાર શરુ કર્યો.

તેમ છતાં તેઓની ધાર્મિક માન્યતાઓ ભીન્ન રહી. આર્યો એકેશ્વરના ઉપાસક રહ્યા અને અનાર્યોના અનેક દેવો પશુ અને વૃક્ષોની પુજાનો તેઓ વિરોધ કરતા રહ્યા. ઋગ્વેદમાં તો તે માટે એમ પણ કહેવામાં આવ્યું કે "શિશ્નને દેવ માનનારા અમારાથી દૂર રહે"[૧]

આર્યોએ અનાર્યોને તિરસ્કારસૂચક એવું દસ્યુનામ આપ્યું. અનાર્યોને તેઓ દસ્યુ શબ્દથીજ સંબોધતા તેથી એક માન્યતા એવી થઈ ગઈ છે કે દસ્યુ એક જાતિ હતી પરંતુ દસ્યુનો અર્થ 'શત્રુ' જેવો થાય છે અને તે શબ્દનો પાછળથી 'ગુલામ' જેવો

૧. मा शिश्नदेवा अपि गृम्णतं नः ॥ ઋગ્વેદ. ૧-૨૧-૫

અર્થ પણ થઈ ગયો. બહિષ્કૃત થયેલા આર્યોને અન્ય આર્યો દસ્યુ કહેતા અસભ્ય નિરક્ષર ગ્રામિણોને પણ દસ્યુ કહેવામાં આવતા. આમ આર્યો અનાર્યો વચ્ચે લગ્ન વ્યવહાર શરૂ થયો હોવા છતાં બન્ને વચ્ચે ઐક્ય થયું નહિ.

પૂર્વમાંથી આવેલા આર્યો પશ્ચિમ તરફ ગયા તેઓ આ समुद्रदांतापृथ्वी ના સ્વામી થયા. અર્થાત સમુદ્ર પર્યંત તેઓ વિચર્યા. આ ભ્રમણ દરમ્યાન તેઓ મીનુરમાં આવ્યા અને ત્યાં તેમના આશ્રમો સ્થાપી વૈદિક ધર્મનાં પાલન અને પ્રચારનો પ્રારંભ કર્યો. અનાર્યોએ તેમની આ પ્રવૃતિ સ્હામે કરેલો વિરોધ આર્યોનાં બલ, રૂપ, જ્ઞાન અને ગુણોની વિશેષતાના કારણે ચાલ્યો નહિ અને તેઓની મહત્તા ન્યુન થઈ ગઈ અને પરિબલ ક્ષિણ થઈ ગયું.

સૂર્યવંશીય ક્ષત્રિયોના કુલમાં ભરત નામે રાજા થયો જેના નામ ઉપરથી આ પવિત્ર દેશ ભારત કહેવાયો. તેના વંશમાં સુદાસ નામે રાજા થયો જેણે પરૂષ્ણિ સરિતાના તીરે દાશરાજ્ઞ રાજાઓને પરાજીત કરી સર્વશ્રેષ્ટ રાજાનું પદ પ્રાપ્ત કર્યું.

સૂર્યવંશીયો મીનુરમાં સ્થાયી થયા અને સત્તા ધરાવતા થયા ત્યારે તેમણે શુદ્ધ સંસ્કૃત અને આર્યસંસ્કૃતિનો પણ પ્રસાર કર્યો અને તે કાર્ય અંતર્ગત તેમણે મીનુરનું નામ પ્રભાસ કરી નાખ્યું અને તે સ્થળને તીર્થ બનાવી તેનું નામ, 'ભાસ્કર–તીર્થ', સૂર્યતીર્થ કે અગ્નિતીર્થ આપ્યું.[1]

સૂર્ય–વંશીયો આ સ્થાનમાં કેટલાં વર્ષ સર્વોપરિ રહ્યા તે જાણી શકાતું નથી: પરંતુ મહભારતના ઉલ્લેખો જોતાં તેઓ ત્યાં દીર્ઘ કાલ પર્યંત રહ્યા હશે અને તેમના પ્રયાસો અને પરાક્રમથી તેમણે અનાર્ય સંસ્કૃતિને નહિવત્ બનાવી દીધી અને જે

---

૧ તીર્થ સંબંધી ચર્ચા માટે જુઓ પ્રકરણ બીજું.

અનાર્યો દાસ કે દસ્યુ બનીને ન રહ્યા તેમને પ્રભાસ ત્યાગી જવા ફરજ પાડી.

## ચંદ્રવંશીય આર્યો

થોડા કાલ પછી ઉત્તરમાથી આવેલા ચંદ્રવંશીય આર્યો પ્રભાસમાં દાખલ થયા. સૂર્યવંશીઓના સ્વરાજ્યમા વિક્ષેપ પડયો ચંદ્રવંશીયે આર્યો હતા, છતાં સૂર્યવંશીયે તેમને ઉતરતી કક્ષાના માનતા. તેઓના આચાર વિચાર[1] અને દેખાવમા પણ ઘણો તફાવત હતો તેથી આરંભમા જ તેઓ વચ્ચે મોટો વિરોધ ઉત્પન્ન થયો.

સૂર્યવંશીય આર્યો સૂર્યના અને ચંદ્રવંશીય ચંદ્રના સંતાન હતાં તે માન્યતા માત્ર કલ્પનાનું શુદ્ધ સ્વરૂપ છે. આકાશના ગ્રહોને સંતતિ સંભવે નહિ પણ જ્યા બે પક્ષો હોય ત્યા સૂર્ય–ચંદ્ર એમ ભાગો પાડવામા આવ્યા છે તે મુજબ આર્યોના બે સમૂહોના સૂર્ય–ચંદ્ર નામે વિભાગો પડયા.

સૂર્યવંશીઓ પૂર્વમાથી આવ્યા અને ચંદ્રવંશીઓ ઉત્તરમાથી આવ્યા : માટે તેઓ સૂર્ય–ચંદ્રના વંશના કહેવાયા તેવી પ્રચલિત માન્યતા છે. પણ પૂર્વ અને ઉત્તરના દિશાસૂચક અર્થો ઉપરાત વ્યાકરણમા તેના પહેલો અને પછી એવા પણ અર્થો થાય છે. અને તેથી જેઓ પ્રથમ આવ્યા તે સૂર્યવંશીય અને

---

૧ ચંદ્રવંશીયો સહિષ્ણુતાવાળા હતા; અનાર્યોને, અસુરોને અને અન્ય જાતિઓને તેઓએ જલ્દી અપનાવી લીધી આ ચર્ચા આગળ કરવામા આવી છે.

સૂર્યવંશીયો શુદ્ધ સંસ્કૃત બોલતા; તેમના ઉચ્ચાર અને ચદ્રવંશીયોના ઉચ્ચારમા ફેર હતો. આજે પણ વેદની ભાષામાં અને સાહિત્યની ભાષામાં ફેર છે તેમ સૂર્યવંશીય સંસ્કૃતમાથી રાજસ્થાની, પહાડી, પંજાબી અને પૂર્વી હિંદી ઉતરી, જ્યારે ચદ્રવંશીય સંસ્કૃતમાથી મરાઠી, ગુજરાતી, નેપાળી હિંદી, ઊતરી, હોર્નલે-સેન્સસ રિપોર્ટ ૧૯૨૨ સૂર્યવંશીયોના મસ્તકો લાબા અને નાક આગળ પડતાં હતા વર્ણ ગૌર હતો ચદ્રવંશીયોના મસ્તકો પહોળા, નાક નાનાં અને વર્ણ ઘઉવર્ણો હતો

પછી આવ્યા તે ચંદ્રવંશીય તેમ પણ ઘટાવી શકાય : પરંતુ તેનાથી વિશેષ પ્રબળ પ્રમાણ તો એ છે કે સૂર્યવંશીઓ સૌર વર્ષ અને ચંદ્રવંસીઓ ચાંદ્ર વર્ષ ગણતા[1] માટે તેઓનાં સૂર્ય–ચંદ્રવંશીય નામ પડયાં.

ચંદ્રવંશીય રાજા 'યયાતિ' તે પછી ઘણા વરસે થયો. તેની પ્રથમ પત્ની અસુરગુરુ શુક્રાચાર્યની પુત્રી દેવયાની હતી. અને દ્વીતીય પત્નિ અસુરરાજાની પુત્રી શર્મિષ્ઠા હતી શર્મિષ્ઠાથી તેને દ્રુહ્યુ, અનુ અને પૂરુ નામના પુત્રો થયા અને દેવયાનીથી યદુ અને તુર્વસુ થયા. યદુના યાદવો, તુર્વસુના મ્લેચ્છો,–[2] દ્રહ્યુના ભોજો, અનુના યવનો અને પૂરુના વંશમાં કુરુ–પાંડુ થયા.

'દૈત્ય કે અસુર રાજાની પુત્રી 'શર્મિષ્ઠા' એમ મહાભારત કહે છે. આ રાજા વર્તમાન ઇરાનના રાજા[3] હશે ઝન્દ–અવેસ્તા આપણે જેને 'સુરઃ કહીએ છીએ તેને 'અસુર' કહે છે. ઇશ્વરનું નામ પણ 'અહુર મઝદ' યા 'અસુર મઝદ' છે અને તેથી યયાતિના

---

૧ પાંડવોને એક વર્ષ અજ્ઞાતવાસમાં રહેવાનું હતું, પણ તે સમય પૂરો થાય તે પહેલાં પ્રસિદ્ધ થયા તે માટે વિવાદ ઊભો થયો ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે અમે ચાંદ્ર વર્ષ ગણીએ છીએ. ભીષ્મે તે દલીલ સ્વીકારી અને તેઓ ૩૫૪ દિવસ અજ્ઞાત હતા તે સમય એક વર્ષનો ગણાય તેવો નિર્ણય કર્યો.

૨ કેટલાક વૈદિક વિદ્વાનો આ બધા નામો આકાશીય પદાર્થોના છે એમ માને છે ગ્રીક લોકો 'યવન' કહેવાતા. યવનિકા–જવનિકા (પડદો) શબ્દ ગ્રીકમાંથી આવ્યો છે, યવનાચાર્ય સમર્થ વિદ્વાન થઈ ગયા.

શ્રી ચિંતામણ વૈદ્ય માને છે કે જેઓ સ્વચ્છ સંસ્કૃત બોલી ન શકતા તેઓ મ્લેચ્છ કહેવાતા. ડો. ભાંડારકર કહે છે જેઓ અસ્વચ્છ હતા તેઓને આર્યો 'મલેચ્છ કહેતા અને તેથી વિદેશી લુંટારાઓને તિરસ્કારમાં મ્લેચ્છ કહેતા.

૩ આ પ્રદેશ એસેરિયા કિંવા 'અસુરિયા' ના મહારાજ્યનો ભાગ છે. બેબિલોન શહેરનો સ્થાપક હિંદુઓની માન્યતા મુજબ 'બલિ' ક્રિશ્ચિયનો મુજબ 'બેલસી', જૈનો પ્રમાણે બાહુબલિ હતો 'બલિ' પાતાલનો રાજા થએલો અને જૈનો પ્રમાણે તેનો ભાઇ ભરત ભરતખંડનો રાજા થયો. એસેરિયાના નગર બેબિલોન તથા ભારતને ઘણો સંબંધ હતો. બેબિલોન અને શોણિતપુર એકજ ગણાય છે. અનિરુદ્ધને ત્યાંના લોકો ઉપાડી ગએલા.

પુત્રો ઇરાનમાં વસી ગયેલા અને ત્યાંથી અનુએ ગ્રીસ જીતી ત્યાં નિવાસ કર્યો, જેથી તેના વંશજો 'યવન' કહેવાયા. તુર્વસુ અર્બસ્તાનમાં ગયો અને તેના વંશજો મ્લેચ્છો કહેવાયા. યદુના અને દ્રુહ્યુના પુત્રો પુનઃ પિતૃભૂમિમાં આવ્યા અને તેમની સાથે તુર્વસુઓ પણ આવ્યા. ગાંધારના રાજાઓ દ્રુહ્યુના વંશના હતા.[1]

એક કાળમાં આ બધા ગણનાપાત્ર મહત્તા મેળવી શકયા હતા; અને મહાભારત યુદ્ધના સમયે તો તેમના પિત્રાઈઓની સહાયે મ્લેચ્છો અને યવનો એક યા બીજા પક્ષમાં લડવા આવી પહોંચ્યા હતા.

## ચંદ્રવંશીય આર્યોનો પ્રથમ સમૂહ

ચંદ્રવંશીય આર્યો પ્રભાસમાં ભૂમિમાર્ગે આવ્યા કે જળમાર્ગે તે એક જટિલ પરંતુ રસિક પ્રશ્ન છે. યદુ અને તુર્વસુએ આ વિષયમાં પ્રારંભ કર્યો હોવાનું જણાય છે. ઇરાનના કોઈ બંદરેથી તેઓ જલમાર્ગે મીનુર બંદરે ઉતર્યા. ઋગ્વેદમાં ભુજ્યુ સમુદ્રપાર ગયો હોવાનું વર્ણન મળે છે અને એક મંત્ર પણ છે કે 'યદુ અને તુર્વસુને સમુદ્રપાર સલામતીથી કયારે લાવશો?'[2]

આમ વેદના તથા મહાભારતના પ્રમાણથી સિદ્ધ થાય છે કે ચંદ્રવંશીય આર્યો પૈકીના યદુ અને તુર્વસુ ઇરાન તરફથી જલમાર્ગે આવી પ્રભાસમાં વસ્યા.

તે સામે અન્ય પ્રમાણો પણ વિચારવા જેવાં છે. સાગર કિનારે વસતા આર્યો, અનાર્યો, અર્ધઆર્યો સાહસિક હતા સમુદ્રમાં વ્યાપારાર્થે નૌકાયાન કરતા અને વિદેશનો માલ અહીં લાવતા અહીંનો માલ વિદેશમાં લઈ જતા. તેઓએ સમુદ્ર પ્રવાસનાં સાહસો ખેડીને એ વ્યવસાયમાં પ્રાવીણ્ય પણ મેળવ્યું હતું. આવા નાવિકો

---

૧ મત્સ્ય પુરાણ ૪૮-૬ વાયુ પુરાણ ૯૯-૯
૨ ઋગ્વેદ ૧, ૧૭૪, ૯. ઋગ્વેદ ૬, ૨૧, ૧૨.

પછી આવ્યા તે ચદ્રવશીય તેમ પણ ઘટાવી શકાય પરતુ તેનાથી વિશેષ પ્રબળ પ્રમાણ તો એ છે કે સૂર્યવંશીઓ સૌર વર્ષ અને ચદ્રવસીઓ ચાદ્ર વર્ષ ગણતા[1] માટે તેઓના સૂર્ય–ચદ્રવશીય નામ પડયા

ચદ્રવશીય રાજા 'યયાતિ' તે પછી ઘણા વરસે થયો તેની પ્રથમ પત્ની અસુરગુરુ શુક્રાચાર્યની પુત્રી દેવયાની હતી અને દ્વીતીય પત્નિ અસુરરાજાની પુત્રી શર્મિષ્ઠા હતી શર્મિષ્ઠાથી તેને દ્રુહ્યુ, અનુ અને પૂરુ નામના પુત્રો થયા અને દેવયાનીથી યદુ અને તુર્વસુ થયા યદુના યાદવો, તુર્વસુના મ્લેચ્છો,–[2] દ્રહ્યુના ભોજો, અનુના યવનો અને પૂરુના વશમા કુરુ–પાડુ થયા

'દૈત્ય કે અસુર રાજાની પુત્રી 'શર્મિષ્ઠા' એમ મહાભારત કહે છે આ રાજા વર્તમાન ઇરાનના રાજા[3] હશે ઝન્દ–અવેસ્તા આપણે જેને 'સૂર કહીએ છીએ તેને 'અસુર' કહે છે ઈશ્વિરનુ નામ પણ 'અહુર મઝદ' યા 'અસુર મઝદ' છે અને તેથી યયાતિના

૧ પાડવોને એક વર્ષ અજ્ઞાતવાસમા રહેવાનુ હતું, પણ તે સમય પૂરો થાય તે પહેલા પ્રસિદ્ધ થયા તે માટે વિવાદ ઊભો થયો ત્યારે યુધિષ્ઠિરે કહ્યુ કે અમે ચાદ્ર વર્ષ ગણીએ છીએ ભીષ્મે તે દલીલ સ્વીકારી અને તેઓ ૩૫૪ દિવસ અજ્ઞાત હતા તે સમય એક વર્ષનો ગણાય તેવો નિર્ણય કર્યો

૨ કેટલાક વૈદિક વિદ્વાનો આ બધા નામો આકાશીય પદાર્થોના છે એમ માને છે ગ્રીક લોકો યવન' કહેવાતા યવનિકા–જવનિકા (પડદો) શબ્દ ગ્રીકમાથી આવ્યો છે, યવનાચાર્ય સમર્થ વિદ્વાન થઈ ગયા

શ્રી ચિતામણુ વૈદ્ય માને છે કે જેઓ સ્વચ્છ સસ્કૃત બોની ન શકતા તેઓ મ્લેચ્છ કહેવાતા ડો ભાડારકર કહે છે જેઓ અસ્વચ્છ હતા તેઓને આર્યો મ્લેચ્છ કહેતા અને તેથી વિદેશી લુટારાઓને તિરસ્કારમાં મ્લેચ્છ કહેતા

૩ આ પ્રદેશ એસેરિયા કિંવા અસુરિયા' ના મહારાજ્યનો ભાગ છે બેબિલોન શહેરનો સ્થાપક હિંદુઓની માન્યતા મુજબ 'બલિ ક્રિશ્ચિયનો મુજબ 'બેનક્ષી', જૈનો પ્રમાણે બાહુબલિ હતો બલિ' પાતાલનો રાજા થએલો અને જૈનો પ્રમાણે તેનો ભાઈ ભરત ભરતખડનો રાજા થયો એસેરિયાના નગર બેબિલોન તથા ભારતને ઘણો સબધ હતો બેબિલોન અને શોણિતપુર એકજ ગણાય છે અનિરુદ્ધને ત્યાના લોકો ઉપાડી ગએલા

પુત્રો ઇરાનમા વસી ગએલા અને ત્યાથી અનુએ ગ્રીસ જીતી ત્યા નિવાસ કર્યો, જેથી તેના વ શજો 'યવન' કહેવાયા તુર્વસુ અર્બસ્તાનમા ગયો અને તેના વ શજો મ્લેચ્છો કહેવાયા યદુના અને દ્રુહ્યુના પુત્રો પુન પિતૃભૂમિમા આવ્યા અને તેમની સાથે તુર્વસુઓ પણ આવ્યા ગાધારના રાજાઓ દ્રુહ્યુના વ શના હતા [1]

એક કાળમા આ બધા ગણનાપાત્ર મહત્તા મેળવી શક્યા હતા, અને મહાભારત યુદ્ધના સમયે તો તેમના પિત્રાઇઓની સહાયે મ્લેચ્છો અને યવનો એક યા બીજા પક્ષમા લડવા આવી પહોચ્યા હતા

## ચ દ્રવ શીય આર્યોનો પ્રથમ સમૂહ

ચ દ્રવંશીય આર્યો પ્રભાસમા ભૂમિમાર્ગે આવ્યા કે જળ માર્ગે તે એક જટિલ પર તુ રસિક પ્રશ્ન છે યદુ અને તુર્વસુએ આ વિષયમા પ્રારંભ કર્યો હોવાનુ જણાય છે ઇરાનના કોઇ બ દરેથી તેઓ જલમાર્ગે મીનુર બ દરે ઉતર્યા ઋગ્વેદમા ભુજ્યુ સમુદ્રપાર ગયો હોવાનુ વર્ણન મળે છે અને એક મ ત્ર પણ છે કે 'યદુ અને તુર્વસુને સમુદ્રપાર સલામતીથી કયારે લાવશો ?'[2]

આમ વેદના તથા મહાભારતના પ્રમાણથી સિદ્ધ થાય છે કે ચ દ્રવંશીય આર્યો પૈકીના યદુ અને તુર્વસુ ઇરાન તરફથી જલમાર્ગે આવી પ્રભાસમા વસ્યા

તે સામે અન્ય પ્રમાણો પણ વિચારવા જેવા છે સાગર કિનારે વસતા આર્યો, અનાર્યો, અર્ધઆર્યો સાહસિક હતા સમુદ્રમા વ્યાપારાર્થે નૌકાયાન કરતા અને વિદેશનો માલ અહીં લાવતા અહીંનો માલ વિદેશમા લઈ જતા તેઓએ સમુદ્ર પ્રવાસના સાહસો ખેડીને એ વ્યવસાયમા પ્રાવીણ્ય પણ મેળવ્યુ હતુ આવા નાવિકો

---

૧ મત્સ્ય પુરાણ ૪૮–૬ વાયુ પુરાણ ૮૮–૯

૨ ઋગ્વેદ ૧, ૧૭૪, ૯ ઋગ્વેદ ૬, ૨૧, ૧૨

અને વ્યાપારીઓ ચ દ્રવ શીય યદુ તુર્વસુને[1] સમુદ્ર માર્ગે લાવ્યા તેનુ પ્રમાણ જાતકોમા મળે છે

**જાતક કથા**

બૌદ્ધોની 'બાબેરુ' જાતક-કથામા એક સુદર વાર્તા છે કે અમલના વારામા કેટલાક ભારતીય વ્યાપારીઓ સમુદ્રમાર્ગે 'બાબેરુ' અર્થાત્ બેબિલોન ગયા તેઓની નૌકામા એક કાગડે હતો બેબિલોનવાસીઓએ કદી કાગડો જોયેલો નહિ અને પક્ષી તેમને પસદ પડતા તેની માગણી કરી વ્યાપારીઓ પ્રથમ આપવા ના પાડી પણ પછી કિંમત વધારતા ગયા સો મુદ્રાઓમા પણ તે આપવો પોસાય નહિ તેવો કાગ તેમણે બન્ને પ્રજાની મૈત્રી જળવાઈ રહે તે માટે ભેટ આપે થોડા વરસ પછી આ જ વેપારીઓ પુન બેબિલોન ગયા સમયે તેઓની પાસે એક મોર હતો આ મોર ઈસારો કર નાચતો અને અ ગુલિનિર્દેશ કરવામા આવે ત્યારે ટહુકા કરે બેબિલોનવાસીઓ તેના રૂપ અને વા પર મુગ્ધ થયા એક સહસ્ર મુદ્રામા તે મોર તેમણે ખરીદ્યો ર

આ વેપારીઓ કોણ હતા તે પ્રયાગ કહેતા નથી, ક્યારે ત્યા ગયા હતા તેનો કાળ આપતા નથી, માત્ર એ જ કહે છે કે 'અમલના વારા'મા જાતક કથાઓ બે હ વર્ષ પૂર્વે લખાઈ છે અને ત્યાર પણ તે અમલના વારા પૂર્વે હોય, એટલે આ વાત બની હોય તો ચાર-પાચ હજાર પૂર્વે હોય।

છે. પણિઓનો[1] ઉલ્લેખ ઋગ્વેદમાં છે.[2] તેમાં તેમને તિરસ્કૃત જાતિઓના સભ્યો ગણ્યા હોવાનું જણાય છે. એ કાળમાં સમાજના નીતિ નિયમો અને સિદ્ધાંતોનો ભંગ કરનારાઓ પ્રત્યે ધિક્કારભર્યું વર્તન થતું અને તે એટલે સુધી કે તેઓને સ્વદેશનો ત્યાગ કરવો પડતો. આ પણિઓ અતિલોભી વૈશ્યો હોવાનુ અનુમાન થાય છે અને વ્યાજ ખોરી કે નફાખોરીના કારણે તેઓને સ્વદેશ છોડી પરદેશોમાં જવા ફરજ પડેલી. પણિઓ દ્રવિડ હતા કે તિરસ્કૃત આર્યો હતા તેનું કંઈ પ્રમાણ મળતું નથી, પરંતુ એટલું સ્પષ્ટ છે કે યદુ અને તુર્વસુ આ પ્રદેશમાં આવ્યા ત્યારે તેઓ અહીં વસતા હતા, અને તેથી સૂર્યવંશીયો આ સ્થાનમાં વસ્યા અને ચંદ્ર વંશીયો આવ્યા તે પહેલાં તેઓ આ દેશના વાસીઓ હતા. ઈન્દ્ર[3] તેમને લૂંટી તેમનું ધન પડાવી લેતો તેવો પણ એક સ્થળે ઉલ્લેખ છે.

---

૧ પણિઓનું ચિન્હ 'પીપળો' હતું. છન્નુ ડેરોમાંથી પીપળાના ચિન્હવાળો એક લેખ મળ્યો છે. તામીલ ભાષામાં પીપળાને 'પાનેઈ' અને કન્નડ ભાષામાં પાન' કહે છે; એટલે 'પાનેઇ' કે 'પાને' ના ચિન્હવાળા 'પણિ' કહેવાયા હોય અને તેથી તેઓ દ્રવિડ હતા તેમ રેવરન્ડ ફાધર હેરાસ (પાર્જીટર, આર. ડી. બેનર્જી, પ્રા. વેબર અને લુડવીગના આધારે) માને છે. પંડિત રઘુનંદન શર્મા (વૈદિક સંપત્તિ) કહે છે કે તેમને ધનલોલુપતાના કારણે ભારતમાંથી ભૂમધ્ય સમુદ્ર અને દક્ષિણમાં વસવા ફરજ પડેલી, પણ તેઓ આર્ય જાતિના હતા.

૨ ઋગ્વેદ ૧, ૧૯૧, ૯; ૧, ૮૩, ૪, ૪, ૧૮૪, ૨. ૩, ૫૮, ૨, ૩૪, ૭; ૫, ૬૧, ૮; ૬, ૧૨, ૩; ૬, ૨૦, ૪; ૬, ૩૨, ૨; ૮, ૬૪. ૧૧.

૩ ઈન્દ્ર એટલે રાજા અને તે આ ધનિક વેપારીઓ પાસેથી કર લેતો હો તે સંભવિત છે. પણિઓ તેમના આચાર–વિચારની મલિનતાને કારણે બહિષ્કૃત થતાં તેમની એક જુદી જાતિ બની ગઈ. તેઓની સ્વાર્થી અને સંકુચિત મનોદશાને પરિણામે આર્યોના સંસ્કારમાંથી પતિત થયા અને તેથી તેઓ દક્ષિણ તરફ ચાલ્યા ગયા. ( Rigvedic India ). લેખકનો મત છે કે તેઓ દ્રવિડ હતા અને આર્યોનું આગમન થતાં તેમને સ્વદેશ છોડી જવા ફરજ પડી હતી.

આર્યોના મહાન નેતા દિવોદાસે પણિઓ સામે મોટું યુદ્ધ ખેલી તેમને તથા તેમના સહાયક 'પાસ્વતોને' પરાજિત કર્યા તેવો ઉલ્લેખ પણ છે આ પ્રમાણોથી પ્રતીત થાય છે કે આર્યો ભારતમા આવ્યા તે પહેલા પણિઓ અહીં વસતા હતા અને પ્રારંભમાં આવેલ આર્યોને દ્રવિડોનો સામનો કરવો પડયો તેમાં આ શ્રીમંત ધનાઢય સાહસિક અને વૈજ્ઞાનિક પણિઓ પણ હતા.

પણિઓ સમુદ્રયાન કરનારા સફળ નાવિકો પણ હતા. આ ભૂમિમા ઉત્પન્ન થએલા પદાર્થો સમુદ્ર માર્ગે બેબિલોન, જાવા, સુમાત્રા. વગેરે સૂદૂર સ્થળોએ લઈ જઈ ત્યાંના પદાર્થો અહીં લાવતા. આટલા દૂર પ્રદેશોમા નાવમાં મૂલ્યવાન પદાર્થો લઇ જવા માટે તેઓએ સમુદ્રવ્યાપારમાં પણ પ્રાવીણ્ય પ્રાપ્ત કર્યું જ હોવું જોઇએ અને તેમનો કાયમી નિવાસ પણ સમુદ્ર-તીરપ્રાન્તમાં હોવો જોઇએ. આ વિધાનને સિદ્ધ કરવાનું આવશ્યક નથી. નાવિકો સમુદ્રના તીરે જ વસતા હોય અને સાહસિક ન હોય તો સમુદ્રયાન ન કરી શકે તે સ્વાભાવિક છે.

પણિઓ તેમની વિદેશયાત્રામા વર્તમાન ભારતથી પશ્ચિમના દેશોમા બહુધા જતા ત્યાના લોકો તેમને પૂછતા કે તમારો દેશ કયા કે ત્યારે તેઓ ઉત્તર દેતા કે જ્યાં સૂર્ય ઉગે છે તે પૂર્વમાં અમારો દેશ છે, તેથી તે દેશનું નામ પશ્ચિમવાસીઓએ 'સૂર્યરાષ્ટ્ર' વા 'સુરાષ્ટ્ર' આપ્યુ અને તેઓએ આ દેશમાં આવીને તે નામ સ્થિર કર્યું.[૩]

---

૧ ઋગ્વેદ ૬–૧૧–૧

૨ આ પણિઓની ગોળ અને ચોરસ સીલ સિંધુ ખીણમાથી મળી આવી છે અને તે સુમેરમા મળેલી અને મોહનજો ડેરો, હરાપ્પા અને છન્નુ ડેરામાથી મળેલી સીલો જેવી જ, તે જ ભાષામા છે (ફાધર હેરાસ; ગોડ તથા મેકે)

૩ આ અનુમાન ફાધર હેરાસ કરે છે. સુરાષ્ટ્ર નામ પડવાના અન્ય પ્રમાણો છે, જેની અહી ચર્ચા કરેલ નથી. ફાધર હેરાસનું આ અનુમાન વિવાદાસ્પદ છતા અસ્વીકાર્ય નથી. પાટણના રહેવાસી પટણીઓ કહેવાય છે, મીતુસ્તું નામ 'પાટણ' કેમ ન હોય અને પણિઓ 'પટણીઓ' કેમ ન હોય!

### ઇન્દ્ર–યદુ–તુર્વસુ

ફાધર હેરાસ આ વિષયમાં એવું અનુમાન કરે છે કે આ સમય દરમ્યાન આર્યો સેમેટિક દેશોમાં વસતા હતા. ત્યાં તેઓ કંટાળી ગયા. સેમેટિક લોકોનો જુલ્મ માઝા મૂક્તો હતો, તેથી આર્યો તેમના નેતા ઇન્દ્રની સાથે જવા તૈયાર થયા, પણ ઇન્દ્રને સમસ્ત સમૂહને લઇ જવાનું સાહસ ઠીક લાગ્યું નહિ અને તેથી તેણે યદુ તથા તુર્વસુને સહીસલામત સાગર પાર લઇ જવા માટે પ્રયાણ કર્યું. ઇન્દ્રને ઉદ્દેશીને લખાએલ આ મંત્રોમાં 'યદુ–તુર્વસુ સમુદ્રના જલથી ડરતા હતા તેને "ઓ બલના દેવ! મહાન્ ઇન્દ્ર સલામતીથી લઈ આવ્યા' એવો ઉલ્લેખ છે.[1]

અનેક વિદ્વાનોનો એવો અભિપ્રાય થાય છે કે યદુ તથા તુર્વસુને સાગર માર્ગે વર્તમાન ભારતમાં આ રીતે ઇન્દ્ર લઇ આવ્યો અને પણિઓ જે સ્થળે રહેતા હતા તે સ્થળે તેણે મુકામ કર્યો. પણ આ સ્થળ કયું તેનો કયાંય ઉલ્લેખ નથી. તે માટે અનુમાન કરવાનું રહે છે.[2] પશ્ચિમ સમુદ્રને કિનારે કોઈ બંદર હોવાનો સ્પષ્ટ ઉલ્લેખ નથી: પણ મોહેનજોડેરો સંસ્કૃતિના સમયનું મીનુર વા મીન નગર પશ્ચિમ સમુદ્રના તીરે હતું: પણિઓ ત્યાં વસતા અને તેથી આ યદુ–તુર્વસુ મીનુર બંદરે ઉતર્યા હશે.[3]

સહજરીતે એ અનુમાન થઈ શકે કે ચંદ્રવંશીય આર્યો પ્રભાસમાં જલમાર્ગે આવ્યા અને પછી કાલક્રમે ઉત્તર ભારતમાંથી પણ ચંદ્રવંશીઓ અહીં આવ્યા. ત્યારે ઉત્તર ભારતની સરસ્વતીને તીરે વસતા બ્રાહ્મણોને પણ સાથે લાવ્યા.

### સોમક

આ ચંદ્રવંશીય આર્યોનો નેતા સહદેવનો પુત્ર સોમક

---

૧ ઋગ્વેદ ૬, ૨૧, ૧૨ ; ૧. ૧૭૪, ૯; ૪, ૩૦, ૧૭

૨ ઇન્ડો–આર્યન રેસીઝ (બેનર્જી–હેરાસ)

૩ મીનુરનું વર્ણન અન્યત્ર છે.

હતો. શ્રી ચિંતામણુ વૈદ્ય તેને મહાભારત કાલમાં મૂકે છે પણ ઋગ્વેદમાં તેને આશિષ આપતો મંત્ર છે.

एव वां देवा अश्विना कुमारः साहदेव्यः दीर्घायुरस्तु सोमक : ।
ता युव देवा अश्विना कुमारं साहदेव्य दीर्घायुप कृणोतन ॥ ४, १६, ७, १०

ઋગ્વેદ અને મહાભારત કાળ વચ્ચે ઘણું મોટું અંતર છેઃ તેથી આ બન્નેને સાથે ભેળવી દેવાનું સાહસ અનુચિત છે, પણ મહાભારતનો ચંદ્રવંશીય સોમક જુદો હોય. ઐતરેય બ્રાહ્મણમાં પણ તેનો ઉલ્લેખ છે. તે પણ માની શકાય એમ છે કે સોમક દ્રુપદનો ચોથો પૂર્વજ હતો. યદુઓ પણ અત્રિ ગોત્રના હતા એટલે સોમક યદુકુલનો વા યદુના ભાઈઓનો વંશ જ હોય. સોમકે રાજસૂય યજ્ઞ કરેલ, તેથી તેમ પણ પૂરવાર થાય છે કે તે એક મહાન રાજા હતો.

## સૂર્યવંશીય–ચંદ્રવંશીય ઐક્ય

પુરાણો પ્રમાણે સૂર્યવંશીય ઇક્ષ્વાકુના ભાઈ શર્યાતિનો દૌહિત્ર આનર્ત (વર્તમાન ગુજરાત–સૌરાષ્ટ્ર) દેશમાં આવી વસ્યો અને તેથી એ દેશ 'આનર્ત' કહેવાયો. મહાભારતમાં પ્રભાસને આનર્તસાર અને દ્વારકાને આનર્તપુરી કહેલ છે અને વડનગરનું નામ આનર્તનગર છે.

જૈન ગ્રંથો પ્રમાણે મથુરામાં યાદવ વંશનો 'સૂર' રાજા હતો. તેને સુવીર અને સૌરિ નામે પુત્રો થયા. સૌરિએ સુવીરને મથુરાનું રાજ્ય આપી પોતે કુશસ્થલી (દ્વારકા)માં જઈ વસ્યો. તેની રાણી શિવા નામે હતી. તે રાણીની કુખે નેમિનાથ જન્મ્યા, જે બાવીશમા તીર્થંકર થયા.

મથુરાના સુવીરના પુત્ર ભોજક વિષ્ણુનો પુત્ર ઉગ્રસેન થયો. ઉગ્રસેનના પુત્ર કંસની બહેન દેવકી સમુદ્રવિજયના ભાઈ વસુદેવને પરણી; તેનું સંતાન કંસને મારશે એવી ભવિષ્યવાણીથી ડરી કંસે બંનેને કેદમાં નાખ્યાં અને ત્યાં

જન્મેલા શ્રીકૃષ્ણે[૧] કંસનો વધ કર્યો. કંસનો શ્વસુર જરાસંધ વેર લેવા મથુરા ઉપર ચઢ્યો, પણ શ્રીકૃષ્ણે તેને હરાવ્યો. તે પછી કાલયવન તેના પર ચડી આવ્યો. તેનાથી શ્રીકૃષ્ણ ભાગીને ગિરનાર તરફ નાસી આવ્યા અને ત્યાં સૂતેલા મુચકંદની ગુફા પાસે સૂઈ રહ્યા. કાલયવને તે કૃષ્ણ છે એમ માની ઉઠાડતાં શાપિત મુચકંદ ઉઠયો અને તેની દૃષ્ટિ પડતાંજ કાલયવન ભસ્મ થઈ ગયો. તે પછી યાદવો અહીં વસ્યા.

આમ સૂર્યવંશીયોના દેશમાં ચંદ્રવંશીયો વસ્યા. એમ પણ જણાય છે કે શ્રીકૃષ્ણ આ પ્રદેશમાં અજાણ્યા પ્રવાસી તરીકે આવેલા નહિ, પણ તેના પૂર્વે યાદવો આવી વસી ગયેલા. યાદવોનું કુલ મોટું હતું; તેમાં ભોજક, વૃષ્ણિ, અંધક વગેરે પેટા જાતિઓ હતી અને તેઓ વચ્ચે પરસ્પર લગ્નવ્યવહાર પણ ચાલતો. શ્રીકૃષ્ણ સત્રાજિત્ યાદવની પુત્રી સત્યભામાને પરણ્યા હતા. તે જ પ્રમાણે કાલયવન પણ અનુના વંશનો એટલે યાદવોનો પિત્રાઈ હતો અને તેથી કંસ ભોજકની સહાયે આવી પહોંચ્યો હતો.

સૂર્યવંશીયો અને ચંદ્રવંશીયોનાં યુદ્ધો આ સમય પહેલાં સમાપ્ત થઈ ગયા હતાં. ચંદ્રવંશીયોના મૂળ પુરુષ જેવો બુદ્ધ સૂર્યવંશીય ઈક્ષ્વાકુની બહેનને પરણ્યો હતો; પરિણામે બન્ને જાતિઓ એકબીજીની નજીક આવી અને એક થઈ ગઈ.

આવી રીતે ચંદ્રવંશીયો પ્રભાસમાં આવીને વસ્યા ત્યાર પહેલાં તેમના પૂર્વજો એસીરિયામાંથી જલમાર્ગે પ્રભાસમાં આવી ગએલા અને તેનો એક ભાગ ઉત્તરમાં ગએલો અને તેમાંથી ફરીથી યાદવો વિગેરે તેમના મૂળદેશમાં આવ્યા અને સ્થિર થવા માટે દ્વારકા નગર વસાવ્યુ.

---

૧ શ્રીકૃષ્ણ દ્રૌપદીને બહેન કહેતા કારણ કે બન્નેના પિતા એક ગોત્રના હતા શ્રીકૃષ્ણના પિતામહ વિષ્ણુ હતા, તે સમુદ્ર કિનારે પ્રથમ વસતા હતા.

દ્વારકા

શ્રીકૃષ્ણ ઘોર અંગીરસ પાસે વેદ–વેદાંત ભણેલા તેવો ઉલ્લેખ છાંદોગ્ય ઉપનિષદમાં છે. ઉપનિષદો ઋગ્વેદ પછી અને મહાભારત પહેલાં લખાયાં તે નિઃશંક છે; તેથી ઋગ્વેદના કાળ પછી ઘણાં વરસે અને મહાભારત પૂર્વે યાદવકુળ આ પ્રદેશમાં વસ્યું.

યાદવોનું આ પ્રદેશમાં પરિબળ થયુ; પરંતુ તેમનાં વિશાળ સમુદાયને વસવા માટે જગ્યા આપવા કોઈ તૈયાર ન હતું ત્યારે શ્રીકૃષ્ણે સમુદ્રતીરે જઈ ઉદ્બોધન કર્યું કે—

समुद्र दश च द्वे च योजनानि जलाशये ।
प्रतिस दीयतां मान्या यद्यस्ति मयि मान्यता ॥

(હે સમુદ્ર જો તું મને માનતો હો તો તારી જાતને સંકોચી બાર યોજન ભૂમિ આપ). સમુદ્રે શ્રીકૃષ્ણની આજ્ઞા માની અને યાદવોએ બાર યોજન ભૂમિમાં દ્વારકાની રચના કરી.[1] અન્યત્ર શ્રીકૃષ્ણે ઇન્દ્ર પાસેથી ભૂમિ માગી એવો ઉલ્લેખ પણ છે. દ્વારકા પ્રભાસથી[2] એટલું સમીપ હતું કે યાદવો ત્યાં વારંવાર વિહાર કરવા આવતા. એકવાર શ્રીકૃષ્ણ પ્રાગ્જ્યોતિષપુર ગએલા તેની ગેરહાજરીનો લાભ લઈ શિશુપાલે દ્વારકા નષ્ટ કરવા પ્રયત્ન કર્યો. શિશુપાલે દ્વારકા બાળ્યુ અને અનેક યાદવોને માર્યા. શિશુપાલના વધ પછી તેનું વેર લેવા સૌભના રાજા શાલ્વે દ્વારકા ઉપર ચઢાઈ કરી. આ સમયે પણ કોઈ યોદ્ધાઓ ત્યાં

---

૧ શ્રીકૃષ્ણ તથા યાદવોએ આ ભૂમિ 'Reclaim' કરી હશે.

૨ દ્વારકાનું સાચું સ્થળ કયું તે પ્રશ્ન ઘણા સમયથી વિવાદગ્રસ્ત છે. 'ગુજરાતી' ના તા. ૪–૬–૧૯૩૩ના અંકમાં તે પર મે એક લેખ લખેલો અને તે પછી પણ ઘણા પ્રમાણોથી પૂરવાર કરેલું છે કે 'કોડીનાર' પાસે આવેલું મૂળ દ્વારકા જ ખરેખર મૂળ દ્વારકા હતું; પરંતુ આ પુસ્તકના વિષય સાથે તેને સંબંધ ન હોય તે ચર્ચા અહીં કરેલ નથી. જે વાચકોને તે પ્રશ્નમાં રસ હોય તેમણે મહાભારતના આદિપર્વ, શલ્યપર્વ, વનપર્વ, સૌપ્તિક તથા મૌસલપર્વ તેમજ હરિવંશ જોઈ લેવાં.'

હતા નહિ. શાલ્વે ઉદ્યાનોનો નાશ કર્યો, પરંતુ રક્ષા કરનાર સૈન્યે સંક્રમા (પુલો) તોડી પાડયા અને નૌકાઓને આવતી રોકી દીધી. દુર્ગ ફરતી ખાઈઓમાં ખીલા જડી દીધા અને એક એક ગાઉ જેટલી ધરતી વિષમ બનાવી દીધી.[૧]

ઉપરના વર્ણનથી જણાય છે કે ચંદ્રવંશીય યાદવો આ ભૂમિમાં સ્વપરાક્રમે સ્થિર થયા અને આબાદ થયા, છતાં તેમને ઉત્તર ભારતના શત્રુઓ સુખ લેવા દેતા નહિ. યાદવોએ તેમના દુર્ગને મજબુત અને અજેય બનાવ્યો હતો[૨] અને તેને કનકકોટ એવું ઉપનામ મળ્યું હતું. ઘેર ઘેર ધ્વજો ઉડતા હતા અને સૂચવતા હતા કે આ નગર અતિ ધનાઢય છે. સમુદ્રની પુત્રી લક્ષ્મી શ્રીકૃષ્ણની રાણી હતી અર્થાત્ સમુદ્રમાર્ગે વેપાર દ્વારા યાદવો સમૃદ્ધ બન્યા હતા.[૩] તેથી 'સુવર્ણની દ્વારિકા ભારતભરમાં પ્રસિદ્ધ થઈ.

શ્રીકૃષ્ણ જેવા યુગપુરુષના નેતૃત્વ હેઠળ બળવાન યાદવ યોદ્ધાઓ શક્તિ અને સાહસથી ભારતભરમાં નામના મેળવી શકયા હતા; દ્વારકાનું સૈન્ય મહાન અને બળવાન બની શકયુ હતું.

શ્રીકૃષ્ણ તો અભૂતપૂર્વ નરપુંગવ–નારાયણ હતા. તે કાળે તેની સલાહ અને શિક્ષા મહાન પુરુષો પણ યાચતા અને તેનું માર્ગદર્શન મેળવતા; તે કારણે ભારતની મહાન વ્યક્તિઓ દ્વારકા આવતી.

યાદવોનું પ્રિયસ્થાન પ્રભાસ હતું. પ્રભાસતીર્થ–ભાસ્કરતીર્થ-સૂર્યતીર્થ–અગ્નિતીર્થ હતું. તે તેમના આગમન પછી અને સ્થિરતા પછી સોમતીર્થ થઈ ગયું અને બન્ને જાતિઓને મતભેદ ન થાય તે માટે 'સરસ્વતી–તીર્થ' તરીકે પણ ઓળખાયુ.[૪]

---

૧ વનપર્વ–મહાભારત

૨ શલ્યપર્વ–મહાભારત

૩ શ્રીકૃષ્ણના પિતા વસુદેવના ભાઈનું નામ સમુદ્ર-વિજય હતું. તે સમુદ્ર સાથેના સંબંધનું સૂચક છે. તે ચર્ચા આગળ કરી છે.

૪ 'તીર્થ' બાબતની ચર્ચા અંગે જુઓ પ્રકરણ બીજું.

# પ્રકરણ બીજુ

## તીર્થશ્રેષ્ઠ પ્રભાસ

પ્રભાસને સૂર્યવંશીય આર્યોએ ભાસ્કરતીર્થ-સૂર્યતીર્થ-અગ્નિ તીર્થ[1] આદિ નામો આપ્યાં: ચંદ્રવંશીયોએ તેને સોમતીર્થ કે ચંદ્રતીર્થ[2] કહ્યું. બ્રાહ્મણોએ તેને સરસ્વતીતીર્થ કહ્યું.[3]

મહાભારત કાળમાં બન્ને જાતીઓ એક થઈ ગઈ હતી અને બન્ને વચ્ચે પરસ્પર લોહીના સંબંધો બંધાયા હતા, તેથી પૂર્વેનાં યુદ્ધો બંધ પડી સમાધાન સ્થપાઈ ગયાં હતાં અને તેથી સૂર્યને સોમ એક છે, તેમાં ભેદ ગણવો નહિ એમ શ્રીકૃષ્ણે બોધ આપ્યો. તે કહે છે કે અગ્નિ અને સોમ બન્ને સર્વ જગતના ઉત્પત્તિસ્થાન રૂપ છે અને તેથી સ્થાવર જંગમ સર્વ જગતને अग्निषोममय કહે છે: અગ્નિ અને સોમ એ બન્ને એક યોનિરૂપ કહેવાય છે; દેવતાઓ અગ્નિમુખ કહેવાય છે અને વેદમંત્રો કહે છે: त्वमग्ने यज्ञाना होता विश्वेषाहितो देवाना मानुषाण च जगत :– 'હે અગ્નિ તું સર્વ યજ્ઞોમાં હોતા રૂપ, ઋષી જ રૂપ છો અને સમગ્ર દેવો, મનુષ્યો જગતનું હિત કરનાર છો. શતપથમા

---

१ गच्छेत् प्रकाशने तीर्थं प्रमास भास्करद्युति ।
इन्द्रस्य दयित पुण्य पवित्र पापनाशनम् ॥

२ तत्रोपगच्छेद् राजेन्द्र सोमतीर्थमुत्तमम् ।
तत् सनिहितो भगवान् स्वयमेव हुताशनः ॥

३ समुद्र पश्चिम गत्वा सरस्वत्यधिसगमम् ।
आराधयतु देवेश तत कातिमवाप्स्यति ॥
सरस्वतीं तत सोम स जगामार्षिशासनात् ।
प्रमासे प्रथम तीर्थं सरस्वत्या जगाम ह ॥

—महाभारत

४ महाभारत (शान्तिपर्व)

લખ્યું છે કે ब्राह्मणो मुखं भवति- જે અગ્નિમાં હોમ કરે છે તે બ્રાહ્મણોને તૃપ્ત કરી શકતો નથી, પણ બ્રાહ્મણના મુખમાં હોમે છે તે અગ્નિ વિગેરે સર્વ દેવોને તૃપ્ત કરે છે: આ રીતે વિદ્વાન બ્રાહ્મણો અગ્નિરૂપ છે. ક્ષત્રિયોમાં રહેલું બ્રહ્મતેજ અગ્નિ અને સોમથી ઉત્પન્ન થયેલું હોવાથી જગત ધારણ કરી રહ્યુ છે, તેથી જ સમસ્ત જગત અગ્નિ અને સોમના આધારે ટકી રહ્યું છે. એમ પણ કહેવાય છે કે અગ્નિ અને સોમ ઇશ્વરના નેત્રરૂપ છેઃ સોમ જગતને જાગ્રત કરતાં ઉદય પામે છે. અને અગ્નિ જગતને તપાવતો ઉદિત થાય છે, જેથી લોકોને ઘણો હર્ષ થાય છે, માટેજ અગ્નિ તથા સોમને હૃષી કહે છે– તેથી મારૂં નામ हृषीकेश છે. ”

આમ મહાભારતના સમયે અગ્નિ અને સોમને સરખા ગણ્યા અને બન્ને વચ્ચે ભેદ નથી એવું વિધાન શ્રીકૃષ્ણના મુખમાં મૂકી મહાભારતકારે પોતાના સમયનો સ્પષ્ટ ખ્યાલ આપ્યો

પરન્તુ મહાભારતનું વાંચન કરતાં જણાય છે કે તે કાળે તો અગ્નિ અને સોમ કરતાં સરસ્વતીનું માહાત્મ્ય અધિક હતું અને પ્રભાસની વિશેષ પ્રસિદ્ધિ સરસ્વતીને કારણે હતી.

ચંદ્રવંશીયોમાં સોમ મહાન થયો હતો. સોમના પોતે વંશજો છે એમ યદુઓ માનતા હતા; જેથી તેઓએ પોતાના પૂર્વજની સ્મૃતિ જાળવી રાખવા આવા સુંદર રમણીય અને પ્રકાશિત સ્થળને सोमतीर्थ કહ્યુ અને તેમ કરીને भास्करतीर्थ નામ ગૌણ બનાવી દીધું. સૂર્યવંશીયો સાથે વિખવાદમાં ન ઉતરવું પડે એ હેતુથી 'સૂર્ય–ચંદ્ર એક છે' એવો સિદ્ધાંત રજુ કરી સમાધાન કર્યું અને તેથી આગળ જઈ सरस्वती 'तीर्थ' પણ બનાવી દીધું તથા તેને વિવિધ નામે પ્રસિદ્ધ કર્યું'

આ બધાં પ્રમાણો જોતાં તથા વિધાનો વિચારતાં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે પ્રભાસને તીર્થ કહ્યું પણ સોમનાથ કે શિવનું ક્ષેત્ર કહ્યું નહિં, તેથી સ્પષ્ટ જાણી શકાય છે કે તે

સમય સુધી આર્યોએ શિવપૂજા સ્વીકારી ન હતી કે સોમનાથનુ સ્થાપન કર્યું ન હતુ

## 'તીર્થ'ની વ્યાખ્યા

પ્રભાસ તીર્થ હતું એમ કહેવામા આવ્યુ, તેથી તીર્થ કોને કહેવું તે પ્રશ્ન વિચારવો રહ્યો યજુર્વેદ અધ્યાય ૧૬-૬૧ નો મંત્ર છે કે

ये तीर्थानि प्रचरन्ति सुकाहस्ता निषगिण ।
तेषा सहस्रयोजना अव धन्वानि तन्मसि ॥

સહસ્ર યોજનોની મધ્યમા જે તીર્થ હોય તેમાં સ્નાન કરવાથી મનુષ્ય દુ ખ સાગર પાર થઈ જાય છે

વેદજ્ઞ વિદ્વાનો આ મંત્રના 'તીર્થ' શબ્દનો અર્થ ભૌતિક નહિ પણ આધ્યાત્મિક દષ્ટિએ કરે છે તેઓ કહે છે કે ભૂમિ, સરિતા, સાગર ઈત્યાદિ ભૌતિક તીર્થો છે, આધ્યાત્મિક નહિ કોઈ ભૂમિમા વહેતી સરિતામા અમુક સ્થળે જ સ્નાન કરવાથી કાઈ પુણ્ય પ્રાપ્ત થતું નથી. એટલે આ મંત્રનો ભાવાર્થ એવો છે કે મનુષ્યોને બે પ્રકારના તીર્થો છે તેમા પ્રથમ તીર્થ બ્રહ્મચર્યનુ પાલન, વેદનો અભ્યાસ, સત્સંગ, ઈશ્વિરની ઉપાસના, સત્ય ભાષણ વિગેરેથી સ સાર તરી જઈ શકે અને બીજું તીર્થ તે ભૌતિક તીર્થ

એક પ્રસ ગે મહાદેવજીએ પાર્વતીજીના પ્રશ્નના ઉત્તરમા કહ્યુ કે–

'इद तीर्थमिद तीर्थं भ्रमन्ति तामसा जनाः ।
आत्मतीर्थं न जानन्ति कथ मोक्ष वरानने ॥

આ તીર્થ છે, આ તીર્થ છે એમ કહી તામસી મનુષ્યો અહીં તહીં ભટકે છે, પરતુ આત્મતીર્થને જાણુતા નથી, તો તેમને કેવી રીતે મોક્ષ મળે?

મહાભારત શાંતિપર્વમાં ભીષ્મપિતામહ ઉપદેશ આપતા કહે છે કે–

आत्मा नदी संयमपुण्यतीर्था सत्योदका शीलतटा दयोर्मि ।
तत्राभिषेकं कुरु पाण्डुपुत्र न वारिणा शुद्धयति चान्तरात्मा ॥

(હે પાંડુપુત્ર આત્મા નદી છે, સંયમ તીર્થ છે, સત્ય તેનુ જલ છે, શીલ તટ છે, દયા લહરી છે તું એવી નદીમાં સ્નાન કર કેવળ જલથી આત્મા શુદ્ધ થતો નથી )

જગદ્ગુરુ શ્રી શંકરાચાર્ય મહારાજ કહે છે કે 'तिर्थं परं किं स्वमनो विशुद्धम्' અર્થાત્ પોતાના મનની શુદ્ધિ જ પરમ તીર્થ છે

આ ન્યાયે પુત્રનુ તીર્થ માતાપિતા, શિષ્યનુ તીર્થ ગુરુ, પત્નિનુ તીર્થ પતિ અને પતિનુ તીર્થ પત્નિ છે એમ પણ શાસ્ત્રકારોએ કહ્યુ

## પ્રભાસ તીર્થ

તેમ છતા ઋષિમુનિઓની આ મહાન કલ્પના તે કલ્પના જ રહી અને ભારતમા અનેક ભૌતિક તીર્થો સ્થપાયા જે સ્થળો તીર્થો બન્યા તે ચિરંજીવ થયા આવુ એક તીર્થ તે પ્રભાસ તીર્થ

આ પ્રકારના તીર્થો કેવી રીતે અસ્તિત્વમા આવતા તે માટે મહાભારતના શલ્યપર્વના અધ્યાય ૩૭ મા લખ્યુ છે કે–

"સત્યયુગમા નૈમિષારણ્યમા વસતા તપસ્વીઓએ બાર વર્ષ સુધી ચાલે તેવો યજ્ઞ આરંભ્યો જ્યારે યજ્ઞ પૂરો થયો ત્યારે અન્ય ઋષિઓ તે સ્થળને તીર્થ માની ત્યા યાત્રાએ આવ્યા સરસ્વતીના દક્ષિણ તટ ઉપર ઋષિઓનો એટલો મોટો સમુદાય થઈ ગયો કે તે ભાગના તીર્થો મોટા નગરો જેવા દેખાવા લાગ્યા ત્યા અનેક ઉત્તમ બ્રાહ્મણો તીર્થના લોભથી સમંતપંચક સુધીના સરસ્વતીના તીર સુધી આશ્રય લઈને ભરાઈ

ગયા હતા........... અનેક તપસ્વીઓ આવ્યા તેમણે ખાલી જગ્યા જોઈ નહિ."

આમ દીર્ઘકાલપર્યન્ત ઋષિઓ અવિરતપણે જે સુંદર અને પવિત્ર સ્થાનમાં યજ્ઞો કરે જતા તે સ્થળ તીર્થ બની જતું તીર્થની કોઈ વ્યાખ્યા આપી નથી, પણ જે સ્થળે શુદ્ધ જળવાળી સરિતા કે સરોવર હોય, પર્વત હોય, વન હોય કે ઋષિઓના આશ્રમ હોય કે પ્રકૃતિએ સર્જેલ ચમત્કારવાળું કોઈ સ્થળ હોય તેને તીર્થ તરીકે સ્થાપવામાં આવતું.

પ્રભાસ સર્વશ્રેષ્ઠ તીર્થ ગણાયું કારણ કે આ બધાં તત્ત્વો ત્યાં વિદ્યમાન છે.

## મહાભારતમાં પ્રભાસ તીર્થ

મહાભારતનું યુદ્ધ ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વર્ષે થયું તેમ લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનોનો મત છે. મહાભારતનો ગ્રંથ તે પછી ૧૦૦૦ વર્ષે લખાયો તેમ કેટલાક વિદ્વાનો માને છે; જ્યારે બીજા પક્ષના વિદ્વાનો તે ગ્રંથ યુદ્ધ પછી આશરે સો વર્ષના ગાળામાં લખાયો તેમ પ્રતિપાદિત કરે છે. જો ઈ. સ. પૂર્વે ૫૦૦ આસપાસ આ ગ્રંથ લખાયો હોય તો ત્યારે બૌદ્ધ ધર્મનું મહત્ત્વ વધી ગયું હતું અને તેનો કોઈક પણ ઉલ્લેખ સીધી કે આડકતરી રીતે આ ગ્રંથમાં થયો હોત. વળી મહાભારતનો ક્ષેપક ભાગ બાદ કરીએ તો જે વિગતો તેમાંથી ઉપલબ્ધ છે તે ખરેખર ઘણી જૂની છે અને તેથી આ ગ્રંથ અભિમન્યુના પૌત્ર જનમેજયના કાળમાં કે તે પછી તુરત જ લખાયો હોય તો તે અસંભવિત નથી.

મહાભારતના સમયમાં પ્રભાસ એક અગત્યનું અને પ્રસિદ્ધ સ્થાન હતું. મહાભારતમાં તેના અનેક સ્થળે સન્માનપૂર્વક નીચેના ઉલ્લેખો છે: પ્રત્યેક સ્થળે પ્રભાસને મુખ્ય અને પ્રથમ તીર્થ ગણેલ છે.

"પાંડવો તીર્થયાત્રામા નિકળ્યા ત્યારે ફરતા ફરતા સુર્પરગ્ક (વર્તમાન સોપારા) આવ્યા, ત્યાથી સમુદ્ર કાંઠે આવેલા તીર્થોમા ફરી પાછા વળતા પોતાના ભાઈઓ તથા મહાન બ્રાહ્મણો સાથે પ્રભાસ નામના પૃથ્વી પ્રસિદ્ધ તીર્થમા આવ્યા" (વનપર્વ, તીર્થયાત્રા અધ્યાય ૧૧૮)

નારદ યુધિષ્ઠિરને કહે છે કે 'હે રાજેન્દ્ર ત્યાથી ઉત્તમ પ્રભાસતીર્થમા જવુ હે વીર, દેવતાઓના મુખરૂપી, વાયુ-સારથિ હુતદ્રવ્યોનુ ભોજન કરનાર અગ્નિ પોતે ત્યા નિવાસ કરે છે જે જાય તે સહસ્ત્ર ગોદાનનુ ફળ પામે છે તથા સ્વર્ગ લોકને પ્રાપ્ત કરે છે જે તર્પણ કરે છે તે ચદ્ર જેવી પ્રભાવાળો થાય છે અને અશ્વ મેઘ યજ્ઞનુ ફળ પામે છે (મહાભારત વન પર્વ અધ્યાય ૮૧)

"હે નરપતિ હવે સૌરાષ્ટ્ર દેશમા આવેલા પુણ્યધામો, આશ્રમો, સરિતાઓ વિષે કહીશ સાગરમા દેવોનુ પ્રભાસ તીર્થ છે" [વનપર્વ ૯] વૈશપાયન કહે છે 'યદુવીર બલદેવ સૌથી પ્રથમ બ્રાહ્મણો સુહૃદો તથા ઋત્વિજોની સાથે પવિત્ર પ્રભાસ ક્ષેત્રમા ગયા હતા વળી તે મહાન તીર્થ પોતાના ગુણોથી પૃથ્વીમા આર્યોત્કૃષ્ટપણાથી પ્રકાશી રહ્યુ છે સરસ્વતી તટે તીર્થોમા શ્રેષ્ઠ એવુ પ્રભાસ નામનુ મહાન તીર્થ પ્રસિદ્ધ થયુ" (મહાભારત શલ્યપર્વ અધ્યાય ૩૫)

"મહાસાગરના કિનારે પુણ્યતીર્થ પ્રભાસમા આવી વીરયાદવો પાંડવોને વીટળાઈ બેઠા હતા" (વનપર્વ-અધ્યાય ૧૨૮)

"તેથી તેઓએ યજ્ઞોપવીત વડે શ્રુતિપ્રસિદ્ધ તીર્થ નિર્માણ કરીને અગ્નિહોત્ર ધારણ કરી હોમહવન કરવા શરૂ કર્યા ત્યારે સરસ્વતીએ તેમની કામના પૂર્ણ કરવા દર્શન દીધા અને પૂર્વાભિમુખે પાછી ફરી" (શલ્યપર્વ અધ્યાય ૩૫)

## પુરાણોમાં પ્રભાસ

પુરાણો મહાભારત પછી લખાયા તે નિઃસંશય છે,[1] એટલુ જ નહિ પણ લગભગ બધા પુરાણોએ તેમનાં વિધાનો મહાભારતને આધારે કરેલા છે અને તેથી જ મહાભારતને પાચમો વેદ કહેવામા આવ્યો છે

પૌરાણિકોમા એવી દઢ માન્યતા છે કે પુરાણો મહર્ષિ વેદવ્યાસે લખ્યા. મહર્ષિ વેદવ્યાસ કૌરવોના પિતા ધૃતરાષ્ટ્ર અને પાડવોના પિતા પાંડુના જનક હતા અને બીજી રીતે તેમના પિતાની માતા સત્યવતીના પુત્ર હતા. તે કદાચ મહાભારતના કાળ સુધી જીવતા હોય: કદાચ તેનાથી પણ એકાદ શતક વિશેષ જીવ્યા હોય, પણ પુરાણોમાં તો જે વર્ણનો છે તે આ યુગ પછી ઘણાં વર્ષો વીત્યાં તે પછીના કાળનાં છે અને વિદ્વાનોએ આ બધાં પુરાણો મનનપૂર્વક વાંચીને તેના ~ કાળો અને

વગેરે ખંડોમાં પ્રભાસખંડમાંથી પ્રભાસ સંબંધી વિપુલ માહિતી પ્રાપ્ત થાય છે.

આ પુરાણ સ્કન્દ મહાપુરાણ શા માટે કહેવાયું તે એક અણ-ઉકેલ પ્રશ્ન છે. 'સ્કન્દ' ગણપતિનું નામ છે. પણ આ પુરાણનો નાયક ગણપતિ[1] નથી. તેના માટે ગણેશ પુરાણ જુદું જ છે, સ્કન્દપુરાણમાં પશ્ચિમ ભારતના જુદા જુદા પ્રદેશોની ભૂગોળ, સ્થાનોનું માહાત્મ્ય ઇત્યાદિ છે. જો કે સ્કન્દપુરાણના ૮૧૦૦૦ શ્લોકોમાં પહેલા ભાગના થોડાજ શ્લોકોમાં સ્કન્દમાહાત્મ્ય છે, પણ તે ગૌણ છે.

ગુપ્ત મહારાજા સ્કન્દગુપ્ત સામે અન્ય રાજકુલોનો પરાભવ કરવાનો અને મહારાજ્યની સીમા વધારવાનો કાર્યક્રમ પડેલો હતો અને તેથી વિશેષ મોટો કાર્યક્રમ તો બ્રાહ્મણધર્મની સંસ્થાપના કરવાનો હતો. તેમણે તે કાળમાં જે પદ્ધતિ હતી તે પ્રમાણે શસ્ત્રથી અને શાસ્ત્રોથી બૌદ્ધોનું પતન લાવવા ભગીરથ પ્રયત્ન કર્યો અને તે માટે તેણે એક એવું પુરાણ લખવાની આજ્ઞા આપી કે જેમાં મહારાજ્યનાં ઐતિહાસિક સ્થાનો, દેવસ્થાનો, સરિતાઓ, પર્વતો ઇત્યાદિની હકીકત સંગ્રહિત થાય અને તે સાથે બ્રાહ્મણ ધર્મનું મહત્ત્વ વધે: તેથી આ પુરાણને સ્કંદપુરાણ કહેવામાં આવ્યું હોય એમ માનવામાં કાંઇ બાધા નથી.

સ્કન્દપુરાણ એક જ સમયમાં એક જ લેખકે લખ્યું હોય તેમ જણાતું નથી. ભાષા, પ્રસંગો અને વર્ણનો જોતાં તે જુદે જુદે સમયે જુદા જુદા લેખકોએ લખ્યું હોવાનું જણાય છે. ઇ. સ. ૩૦૦થી ૭૭૦ સુધી તે લખાતું રહ્યું એમ માનવા માટે સ્પષ્ટ પ્રમાણો છે.

1 સ્કન્દગુપ્ત અને તેના અનુગામી કુમારગુપ્ત પછી પણ

---

૧ પાર્વતીએ શંકરે સંભળાવેલ પુરાણ સ્કન્દને કહ્યું; સ્કન્દે નંદીને કહ્યું, અને તેણે વ્યાસને કહ્યું: માટે સ્કન્દ પુરાણ **(પ્રભાસખંડ)**

પુરાણલેખન ચાલુ હતું તેમ જણાય છે; અને જ્યાં સુધી આ પ્રશ્ન પ્રભાસખંડને સ્પર્શે છે ત્યાં સુધી વલ્લભી રાજાઓએ તેનું લેખનકાર્ય આગળ ચલાવ્યુ છે તેમ પ્રભાસખંડ–અંતર્ગત પ્રમાણોથી સ્પષ્ટપણે પ્રતીત થાય છે.

## સ્કન્દપુરાણનો કાળ

સ્કન્દપુરાણના પ્રભાસખંડમાં લેખક 'અત્યારે કલિયુગમાં' ઇત્યાદિ શબ્દોનો વારંવાર પ્રયોગ કરે છે અને તેમ કરતાં વિક્રમની સાતમી સદીમાં જે પ્રદેશો જ્ઞાત હતા અથવા જે નામે ઓળખાતા તેનાં નામો આપે છે. દાખલા તરીકે સૌરાષ્ટ્રને મહાભારતમાં આનર્ત, પ્રભાસને આનર્તતીર્થ અને દ્વારકાને આનર્તપુરી કહેલ છે. પહેલી સદી સુધી આનર્ત નામ પ્રસિદ્ધ હતું, જ્યારે પ્રભાસખંડમા તે નામ જ લુપ્ત છે, એટલું જ નહિ પણ સાતમી સદીમાં પ્રચલિત હતાં તે નામો, જેવાં કે વરેન્દુ, મેદપાટ, કર્નાટ, પુંગાલ, અતિલાગવ વગેરે આપે છે. વિશેષમાં ચ્યવન મુનિની આંખો, શર્યાતિ રાજાની કન્યા સુકન્યાએ રાફડામાં શૂળ ખોસીને ફોડી નાખી અને પછી તેના પશ્ચાતાપમાં તેને જ પરણી અને તેની તપશ્ચર્યાના પરિણામે અશ્વિની કુમારે ચ્યવનને આંખો તથા યૌવન આપ્યાની પ્રસિદ્ધ કથા છે. તેમાં પ્રભાસખંડના લેખક શર્યાતિ રાજાને બદલે વલ્લભી મહારાજા શિલાદિત્યનું નામ આપે છે. તથા સુકન્યાને તેની કન્યા કહે છે.

તે જ પ્રમાણે સૂર્યનું તેજ સહન ન કરી શકતાં સૂર્યપત્ની સંજ્ઞા, છાયાને પોતાના સ્થાને મૂકી સૂર્યને જાણ કર્યા સિવાય પિતૃ ગૃહે જાય છે અને ત્યાં તેની માતાએ શ્વશુરગૃહે પાછા જવા આજ્ઞા કરતાં તેમ ન કરતાં વનમાં જઇને વડવા (ઘોડી) રૂપે તપ કરે છે. કાળે કરી છાયા પોતાનાં સંતાનો અને સંજ્ઞાના સંતાનો વચ્ચે સમભાવ રાખતી નથી તેવી ફરીઆદ પરથી સૂર્યને જાણ થાય છે કે તેની પત્ની સંજ્ઞા નથી તેથી તે તેને શોધી લાવી સંજ્ઞાની વિનંતિથી

પોતાની બાર કળાઓ પાડી નાખે છે તે સાથે તેનો પુત્ર રેવત અશ્વ ચોરીને નાસી જાય છે ત્યારે તેને શોધી મનાવી વરદાન આપે છે કે તારો વશ ભટ્ટાર્ક નામે પ્રસિદ્ધ થશે અને તે બાર કળાઓ પાડી નાખી તે બાર સૂર્યમ દિરોમા રહેશે

આમ કથી પુરાણકારે તેના આશ્રયદાતા અને સમુદ્રગુપ્તના સેનાપતિ ભટ્ટાર્કને સૂર્યવશીય બનાવી તેણે બાધેલા મ દિરોની મહત્તા વધારી તે કુળને અમર કીર્તિ પ્રદાન કરી

આ પ્રમાણો દ્દષ્ટાતરૂપ છે, પણ તે સિદ્ધ કરવા માટે પૂરતા છે કે પ્રભાસખ ડ વલ્લભીઓના સમયમા એટલે કે ઈ સ ૩૩૦ અને ઈ સ ૭૭૦ વચમા લખાયો

શ્રી ચિંતામણ વૈદ્ય 'હિસ્ટ્રી ઓફ મિડીવલ ઇન્ડિયા' મા લખે છે કે સ્કન્દ પુરાણ ઇસુની અગિયારમી સદીમા લખાયુ છે પર તુ મહમૂદ ગીઝની ઇ સ ૧૦૨૬મા પ્રભાસમા આવ્યો ત્યારે પ્રભાસખ ડ પ્રચલિત અને પ્રસિદ્ધ હતો મહમૂદના ઇતિહાસ કાર અલ્બિરૂનીએ તેના ગ્ર થમા ચ દ્રના શાપની કથા આલેખી છે સોમનાથ મ દિર ફરતી બાધેલ દિવાલ પ્રભાસખ ડમા વર્ણવેલી છે તેનો પણ ઉલ્લેખ કરતુ અલ્બિરૂનીનુ કથન છે કે તે માત્ર સો વર્ષ પૂર્વે બ ધાઈ હતી અલ્બિરૂની 'સો વર્ષ ' સાભળેલી વાત પરથી લખતો હશે,[૧] અને તે સો જ વર્ષ હોય એમ નિશ્ચિત ન કહી શકાય વલ્લભીપુરનુ પતન ઈ સ ૭૭૦ મા થયુ અને તે પછી પ્રભાસખ ડના લેખકને સર્વમાન્ય વાતનુ પરિવર્તન કરી તે ગજવ શને કીર્તિ આપવાનુ કારણ હોય નહિ, તેથી અલ્બિરૂની સો વર્ષ પૂર્વે દિવાલ બાધી હતી તેમ કહે તે કાલ નિ શ ક સ્વીકારી શકાય નહિ

તે સાથે એક બીજો પ્રશ્ન પણ વિચારવાનો રહે છે અને તે એ કે પ્રભાસખ ડમા મ્લેચ્છોના ભયના પણ અનેક ઉલ્લેખો

---

૧ જુઓ પરિશિષ્ટ ૨ અલ્બિરૂની માટે જુઓ પરિશિષ્ટ ૩

છે. હું માનું છું કે ઈ.સ. ૭૩૪–૩૫માં આરબ જુનાઈદે વલ્લભી પર ચઢાઈ કરીને ત્યાંના મંદિરો તોડયાં ત્યારે સર્વત્ર ભીતિ પ્રસરી ગઈ કે એક એવી પ્રજા પ્રબળ થઈ છે કે જે દેવમંદિરો તોડે છે અને તેથી સોમનાથ મંદિર ફરતી રક્ષણાત્મક દિવાલ બાંધી અગત્યના અને અપૂર્ણરક્ષિત મંદિરોની રક્ષા કરી. આથી પ્રભાસખંડ ઈ.સ. ૭૩૪–૩૫ પછી અને ઈ.સ. ૭૭૦ પહેલાં લખાયો હોય એમ કહી શકાય.

## સ્કન્દપુરાણના લેખક

પ્રભાસખંડના લેખક કોણ હતા તે પણ વિચારવાનો પ્રશ્ન છે. ઉપર જોયું તેમ સ્કન્દપુરાણ એક જ લેખકે એક જ કાળમાં લખ્યું નથી. પ્રત્યેક ખંડ અથવા ખંડના ભાગો જુદા જુદા કાળે જુદા જુદા લેખકે લખ્યા છે. વલ્લભી મહારાજાઓએ તેમના મૂળ સ્વામી ગુપ્તોની નીતિને અનુસરી બૌદ્ધ ધર્મના પ્રબળ પૂરને ખાળવા જ્યાં જ્યાં બૌદ્ધ કેન્દ્રો હતાં અથવા આર્યોનાં મંદિરો હતાં ત્યાં ત્યાં બ્રાહ્મણોને વસાવી તેમને બૌદ્ધ મતના ખંડન માટે અથવા બ્રાહ્મણ ધર્મના પ્રચારનિમિત્તે નિયુક્ત કર્યા. વલ્લભીનાં તામ્રપત્રો જોતાં જણાય છે કે મુખ્યત્વે આ બ્રાહ્મણો વડનગર વા આનંદનગરના હતા. તેઓ સર્વશાસ્ત્ર–પારંગત હતા અને પરમ વિદ્વાનો હતા; તેઓ અયાચક હોવાથી રાજાએ તેમના પોષણ માટે ભૂમિ આપી અને તેમના દ્વારા બૌદ્ધોના પરાજય માટે યોજના કરી. આ બ્રાહ્મણો પાછળથી નાગર[1] તરીકે ઓળખાયા; અને તે પૈકીનો એક નાગર પ્રભાસખંડનો લેખક હતો. તેનું એક સબળ પ્રમાણ એ છે કે પ્રભાસ ક્ષેત્રની મહત્તા લખતાં લખતાં આ લેખક નાગરોના ઈષ્ટદેવ હાટકેશ્વરને મહત્તા આપવા સોમનાથની ઉત્પત્તિ હાટક ક્ષેત્રમાં થઈ એમ કહે છે. પ્રભાસ હાટકક્ષેત્રમાં હતું એમ કયાંય ઉલ્લેખ

૧ વલ્લભી તામ્રપત્રોમાં આપેલાં ગોત્રો નાગરોમાં મળે છે. પ્રભાસ-ખંડના લેખકનું ગોત્ર સાંકૃતસ હતું, જે આ લેખકનું પ્રવર છે.

પોતાની બાર કળાઓ પાડી નાંખે છે. તે સાથે તેનો પુત્ર રેવત અશ્વ ચોરીને નાસી જાય છે ત્યારે તેને શોધી મનાવી વરદાન આપે છે કે તારો વંશ ભટ્ટાર્ક નામે પ્રસિદ્ધ થશે અને તે બાર કળાઓ પાડી નાખી તે બાર સૂર્યમંદિરોમાં રહેશે.

આમ કથી પુરાણકારે તેના આશ્રયદાતા અને સમુદ્રગુપ્તના સેનાપતિ ભટ્ટાર્કને સૂર્યવંશીય બનાવી તેણે બાંધેલાં મંદિરોની મહત્તા વધારી તે કુળને અમર કીર્તિ પ્રદાન કરી.

આ પ્રમાણો દ્દષ્ટાંતરૂપ છે, પણ તે સિદ્ધ કરવા માટે પૂરતાં છે. કે પ્રભાસખંડ વલ્લભીઓના સમયમાં એટલે કે ઈ. સ. ૩૩૦ અને ઈ. સ. ૭૭૦ વચમાં લખાયો.

શ્રી ચિંતામણ વૈદ્ય 'હિસ્ટ્રી ઓફ મિડીવલ ઇન્ડિયા' માં લખે છે કે સ્કન્દ પુરાણ ઇસુની અગિયારમી સદીમાં લખાયું છે પરંતુ મહમૂદ ગીઝની ઇ. સ. ૧૦૨૬માં પ્રભાસમાં આવ્યો ત્યારે પ્રભાસખંડ પ્રચલિત અને પ્રસિદ્ધ હતો. મહમૂદના ઇતિહાસ કાર અલ્બિરૂનીએ તેના ગ્રંથમાં ચંદ્રના શાપની કથા આલેખી છે. સોમનાથ મંદિર ફરતી બાંધેલ દિવાલ પ્રભાસખંડમાં વર્ણવેલી છે તેનો પણ ઉલ્લેખ કરતું અલ્બિરૂનીનું કથન છે કે તે માત્ર સો વર્ષ પૂર્વે બંધાઈ હતી. અલ્બિરૂની 'સો વર્ષ' સાંભળેલી વાત પરથી લખતો હશે;[૧] અને તે સો જ વર્ષ હોય એમ નિશ્ચિત ન કહી શકાય. વલ્લભીપુરનું પતન ઈ.સ. ૭૭૦ માં થયું અને તે પછી પ્રભાસખંડના લેખકને સર્વમાન્ય વાતનું પરિવર્તન કરી તે રાજવંશને કીર્તિ આપવાનું કારણ હોય નહિ; તેથી અલ્બિરૂની સો વર્ષ પૂર્વે દિવાલ બાંધી હતી તેમ કહે તે કાલ નિઃશંક સ્વીકારી શકાય નહિ.

તે સાથે એક બીજો પ્રશ્ન પણ વિચારવાનો રહે છે અને તે એ કે પ્રભાસખંડમાં મ્લેચ્છોના ભયના પણ અનેક ઉલ્લેખો

૧ જુઓ પરિશિષ્ટ ૨: અલ્બિરૂની માટે જુઓ પરિશિષ્ટ ૩

છે. હું માનું છું કે ઈ.સ. ૭૩૪–૩૫માં આરબ જુનાઈદે વલ્લભી પર ચઢાઇ કરીને ત્યાંના મંદિરો તોડયાં ત્યારે સર્વત્ર ભીતિ પ્રસરી ગઇ કે એક એવી પ્રજા પ્રબળ થઇ છે કે જે દેવમંદિરો તોડે છે અને તેથી સોમનાથ મંદિર ફરતી રક્ષણાત્મક દિવાલ બાંધી અગત્યના અને અપૂર્ણરક્ષિત મંદિરોની રક્ષા કરી. આથી પ્રભાસખંડ ઈ.સ. ૭૩૪–૩૫ પછી અને ઈ.સ. ૭૭૦ પહેલાં લખાયો હોય એમ કહી શકાય.

### સ્કન્દપુરાણના લેખક

પ્રભાસખંડના લેખક કોણ હતા તે પણ વિચારવાનો પ્રશ્ન છે. ઉપર જોયું તેમ સ્કન્દપુરાણ એક જ લેખકે એક જ કાળમાં લખ્યું નથી. પ્રત્યેક ખંડ અથવા ખંડના ભાગો જુદા જુદા કાળે જુદા જુદા લેખકે લખ્યા છે. વલ્લભી મહારાજાઓએ તેમના મૂળ સ્વામી ગુપ્તોની નીતિને અનુસરી બૌદ્ધ ધર્મના પ્રબળ પૂરને ખાળવા જ્યાં જ્યાં બૌદ્ધ કેન્દ્રો હતાં અથવા આર્યોનાં મંદિરો હતાં ત્યાં ત્યાં બ્રાહ્મણોને વસાવી તેમને બૌદ્ધ મતના ખંડન માટે અથવા બ્રાહ્મણ ધર્મના પ્રચારનિમિત્તે નિયુક્ત કર્યા. વલ્લભીનાં તામ્રપત્રો જોતાં જણાય છે કે મુખ્યત્વે આ બ્રાહ્મણો વડનગર વા આનંદનગરના હતા. તેઓ સર્વશાસ્ત્ર–પારંગત હતા અને પરમ વિદ્વાનો હતા; તેઓ અયાચક હોવાથી રાજાએ તેમના પોષણ માટે ભૂમિ આપી અને તેમના દ્વારા બૌદ્ધોના પરાજય માટે યોજના કરી. આ બ્રાહ્મણો પાછળથી નાગર[૧] તરીકે ઓળખાયા; અને તે પૈકીનો એક નાગર પ્રભાસ ખંડનો લેખક હતો. તેનું એક સબળ પ્રમાણ એ છે કે પ્રભાસ ક્ષેત્રની મહત્તા લખતાં લખતાં આ લેખક નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વરને મહત્તા આપવા સોમનાથની ઉત્પત્તિ હાટક ક્ષેત્રમાં થઇ એમ કહે છે. પ્રભાસ હાટકક્ષેત્રમાં હતું એમ કયાંય ઉલ્લેખ

૧ વલ્લભી તામ્રપત્રોમાં આપેલાં ગોત્રો નાગરોમાં મળે છે. પ્રભાસખંડના લેખકનું ગોત્ર સાંકૃતસ હતું, જે આ લેખકનું પ્રવર છે.

નથી. નગરખંડમાં તેની પ્રભાસક્ષેત્રમાં ઉત્પત્તિ થઈ હોવાનું તે જ પુરાણ કહે છે. પ્રભાસખંડમાં સોમનાથનું અને નગર ખંડમાં હાટકેશ્વરનું માહાત્મ્ય વર્ણવતાં તે વિવેક ચૂકી જાય છે; અતિ ઉત્સાહમાં અતિશયોક્તિ વા અસત્યોક્તિનો દોષ વહોરી લે છે.

લેખક વડનગરના હશે તેથી ઉત્તર ગુજરાત અને ખંભાત (કુમારિકાક્ષેત્ર)નાં વર્ણનો અર્બુદખંડ અને કુમારિકા ખંડમાં તેની જન્મભૂમિ અને કર્મભૂમિની ભૂગોળનું વર્ણન કરે છે. આ લેખકે ઉત્તર ભારત કે દક્ષિણ ભારત જોયુ નથી અને તેથી તેને જ્ઞાત છે તે પ્રદેશોની સચોટ હકીકતો આપે છે.

ગમે તેમ હોય તે લેખક ગમે તે જ્ઞાતિના હોય પણ એ તો નિર્વિવાદ છે કે પ્રભાસખંડ, નગરખંડ કે કુમારિકાખંડના લેખક એક સમર્થ કવિ, ધર્મશાસ્ત્રના પારંગત અને પરમ વિદ્વાન હશે. તેનામાં અખૂટ કલ્પના અને એક કુશળ વાર્તાકારની કલા છે. તે 'અધાધોમ' જોડી કાઢેલી વાર્તાઓમાં કેમ જાણે પોતે ત્યાં ઉપસ્થિત હોય તેમ વર્ણન કરી રસિક પ્રસંગોની યોજના કરી વિશ્વાસપૂર્વક વિચિત્ર વિધાનો કરે છે; તે સાથે તેના કાળની અને જ્ઞાત પ્રદેશોની ભૂગોળ યથાસ્થિત આલેખી તેણે ખરેખર મહાન સેવા કરી છે અને તેથી તે સ્તુતિને પાત્ર છે.

## પ્રભાસખંડ

પ્રભાસખંડમાં તો પ્રભાસનું માહાત્મ્ય રસપૂર્વક, પ્રેમપૂર્વક અને ભક્તિપૂર્વક વર્ણવેલું છે. મહાભારતની કથાઓમાં કલ્પનાના રંગ પૂરી તેને પુનઃ આલેખી છે, દેવોનાં માહાત્મ્ય લખ્યાં છે અને પ્રભાસ એક શ્રેષ્ઠ તીર્થ છે એવું ભારપૂર્વક પ્રતિપાદિત કર્યું છે. તેમાંથી દષ્ટાંતરૂપે અમુક ભાગ જ ઉધ્ધૃત કરવાનું વિસ્તારભયે, જરૂરી બને છે.

१ क्षेत्र क्षेत्रवरं समाप्य विमल प्राभासिक भासुरं
सोमेशः सुरसंयुतः क्षितितले यैर्वीक्षितो हीक्षणैः ।
ते तीर्थां वितनांतरं भवभय भूताभिसंभूषिताः
सं यान [illegible] । यजि ॥

સર્વક્ષેત્રોમાં શ્રેષ્ઠ, ઘણુંજ પ્રકાશિત વિમલ પ્રભાસક્ષેત્ર–તેમાં પ્રાપ્ત થઇ જેણે સર્વે દેવો સાથે બિરાજેલા સોમનાથનું દર્શન કરેલું છે તે, સત્વર આ સંસારભયને તરી જઈ ઘણીજ શોભા સહિત જેમ મોટા યજ્ઞ કરનાર સ્વર્ગમાં જાય છે તેમ વિમાનમાં બેસી સ્વર્ગે જાય છે.

૨ इद महापातकनाशनं ये श्रोष्यन्ति वै क्षेत्रमहाप्रभावम् ।
ते चापि यास्यन्ति मम प्रभावात् त्रिविष्टप पुण्यजनाधिवासम् ॥ अध्याय ५

જે કોઇ મહાપાતકોના નાશ કરનાર પ્રભાસ ક્ષેત્રના પ્રભાવનું માહાત્મ્ય સાંભળશે તે મારા પ્રભાવથી પુણ્ય લોકો જેની અંદર રહે છે તેવા સ્વર્ગને પામશે.

૩ જે પક્ષીઓ માળા કરીને પ્રભાસમાં રહ્યાં છે તે પણ પરમગતિને પ્રાપ્ત થાય છે; પ્રભાસમાં મરણ પામેલ પાપી પણ નરકમાં જતો નથી. (અધ્યાય ૫)

૪ મંત્રહીન અથવા ધનહીન પણ પ્રભાસમાં પ્રાણ ત્યાગ કરે છે તેને કૈલાસ જવા સુંદર વિમાન મળે છે. (અધ્યાય ૨૪)

૫ त्रयाणां संगमो यत्र दुष्प्राप्यो दैवतैरपि ।
सर्वेषामेव तीर्थानां प्रधान तीर्थमुत्तमम् ॥

દેવતાઓને પણ દુર્લભ એવો ત્રિવેણી સંગમ જ્યાં રહેલ છે તે સર્વ તીર્થોમાં પ્રધાન ઉત્તમ તીર્થ છે.

આવાં અનેક વિધાનોથી ભરપૂર પ્રભાસખંડ[1] છે; તે બધાનું અહીં અવતરણ શક્ય નથી. અન્ય પુરાણો પવિત્ર પ્રભાસનું માહાત્મ્ય ઉચ્ચ સ્વરે ગાય છે.

**વામન પુરાણ (૩૪મો અધ્યાય)**

સોમતીર્થમાં જ્યાં ચંદ્રમા વ્યાધિથી મુક્ત થયો ત્યાં સ્નાન કરી સોમેશ્વર અર્થાત્ સોમનાથનાં દર્શન કરી રાજસૂય

---

૧ પ્રભાસખંડનું શુદ્ધ અને સરલ ભાષાંતર જુનાગઢના નાગર બ્રાહ્મણ વેદમૂર્તિ હૈ. ગોરાભાઈ રામજીએ કરી આ વિષયમાં રસ લેતા વિદ્વાનો અને ભાવિકો પર મહાન ઉપકાર કર્યો છે, આ પુસ્તક અત્યારે અપ્રાપ્ય છે. તેનું પુનપ્રકાશન આવશ્યક છે.

યજ્ઞનું ફળ પામે છે તથા ભૂતેશ્વર અને ભાસેશ્વરની પૂજા કરવાથી મનુષ્ય ફરી જન્મ લેતો નથી

**વામનપુરાણ (૮૪મો અધ્યાય)**

'પ્રહ્લાદે પિતૃહત્યાનુ પાતક ટાળવા પ્રભાસક્ષેત્રમા જઈ સરસ્વતીમા સ્નાન કરી સોમેશ્વરના દર્શન કર્યા'

**ગરુડપુરાણ (પૂર્વાર્ધ ૮૧મો અધ્યાય)**

'પ્રભાસક્ષેત્રમા એક જ ઉત્તમ સ્થાન છે, જ્યા શ્રી સોમનાથ મહાદેવ નિવાસ કરે છે'

**કૂર્મપુરાણ (અધ્યાય ૩૪)**

'તીર્થોમા ઉત્તમ પ્રભાસ છે, જેને સિદ્ધાશ્રમ પણ કહે છે. આ તીર્થમા ભગવાન શંકરના પૂજન, જપ તપ હોમ આદિ કર્મ કરવાથી તથા બ્રાહ્મણોને દાન દેવાથી અક્ષય પદ મળે છે. શિવજીનુ સોમેશ્વર તીર્થ સંપૂર્ણ વ્યાધિનો નાશ કરનાર તથા શિવલોકમા સ્થાન આપનારૂ છે.'

**જ્ઞાનસંહિતા (૩૮મો અધ્યાય)**

'શિવજીના બાર જ્યોતિર્લિંગો પૈકી સર્વશ્રેષ્ઠ સોમેશ્વર છે'

**જ્ઞાન સંહિતા (૪૫મો અધ્યાય)**

આ અધ્યાયમા દક્ષ પ્રજાપતિ અને ચંદ્રની સ્ત્રીઓની કથા આપી છે

**પુરાણો સિવાય અન્ય ગ્રંથોમાં**

**દ્વારકા માહાત્મ્ય**

નારદ બોલ્યા · સર્વપાપ હરનાર પવિત્ર તેજની વૃદ્ધિ કરનાર સર્વશ્રેષ્ઠ પ્રભાસ-માહાત્મ્ય સાભળો સિંહ રાશિમા બૃહસ્પતિ હોય ત્યારે ગોદાવરીમા, કુંભરાશિમા હોય ત્યારે હરદ્વારમા, સૂર્ય ગ્રહણે કુરુક્ષેત્રમા અને ચંદ્ર ગ્રહણે કાશીક્ષેત્રમા સ્નાન કરવાથી અને દાન દેવાથી જેટલું પુણ્ય પ્રાપ્ત થાય છે

તેના કરતાં એ ગણું પુણ્ય પ્રભાસમાં દિવસે દિવસે મળે છે.... હે રાજા! પ્રભાસમાં પુણ્ય સરસ્વતી છે કે જેમાં ન્હાવાથી પાપિષ્ટ મનુષ્યો પણ સાક્ષાત બ્રહ્મરૂપ બને છે.

### ઋગ્વેદ ખિલસૂક્ત ૭

यत्र प्राची सरस्वती यत्र सोमेश्वरो देवः ।
तत्र मा अमृत कृधि इन्द्रायेन्दो परिस्रव ॥[1]

### યજુર્વેદ પરિશિષ્ટ

सरस्वती तु पचधा देशेऽस्मिन्नभवत् सरित् ॥[2]

### પ્રસિદ્ધ સ્તોત્ર (બૃહત્સ્તોત્ર રત્નાકર)

(૧) सौराष्ट्रदेशे विशदेऽतिरम्ये ज्योतिर्मयं चन्द्रकलावतंसम् ।
भक्तिप्रदानाय कृपावतीर्णं तं सोमनाथं शरणं प्रपद्ये ॥
(૨) सौराष्ट्रे सोमनाथं च श्रीशैले मल्लिकार्जुनम् ॥

### લોકોક્તિ

सौराष्ट्रे पचरत्नानि नदी नारी तुरंगमाः ।
चतुर्थं सोमनाथं च पचमं हरिदर्शनम् ॥[3]

### પ્રભાસખંડમાં વર્ણવેલ મહત્ત્વના પ્રસંગો

આગળ જોયુ તેમ સ્કંદપુરાણના પ્રભાસખંડમાં પ્રભાસની મહત્તા ગાઈ છે. અન્ય પુરાણોએ અને મહાભારત વિગેરે ગ્રંથોએ તેને ઉત્તમ, શ્રેષ્ઠ, પવિત્ર અને પ્રથમ તીર્થ કહેલ છે. પ્રભાસ એ રીતે તીર્થોનું તીર્થ પ્રધાન તીર્થ છે તેમ છેક વેદકાળથી માંડી વર્તમાનકાળ સુધીના વિદ્વાનો, લેખકો અને ધર્માચાર્યો સ્વીકારતા આવ્યા છે.

---

૧-૨ આ ચર્ચા આગળ આવશે; વેદોના પરિશિષ્ટો બહુ પાછળથી લખાયાં છે.

૩ સોમનાથ ઉપર જૂના અનેક ગ્રંથોમાં અનેક સ્થળે લખાયું છે. પ્રભાસનો ઉલ્લેખ પણ મોટા પ્રમાણમાં થએલ છે. તે બધું દર્શાવી શકાય તેમ નથી, માત્ર નમૂના રૂપે કેટલાંક અવતરણો ઉપર આપ્યા છે.

## પ્રભાસખંડે વર્ણવેલા પ્રસંગો

અત્રે પ્રભાસખંડનું[1] પુનરાલેખન મુશ્કેલ છે, પરંતુ તેના કેટલાક પ્રસંગોને અગત્ય આપી તેના ઉપર વિદ્વાન લેખકોએ લેખો અને પુસ્તકો લખ્યાં છે, જેથી તેની થોડી ચર્ચા આવશ્યક છે.

### (૧) કૃતસ્મર અને વડવાનલ

પ્રભાસની પૂર્વમાં જ્યાં સરસ્વતી અને હિરણ્યા સાથે મળી ત્રિવેણી રચે છે અને પછી સમુદ્રમાં જાય છે તે સ્થળે દક્ષિણ કાંઠે કૃતસ્મર પર્વતનું સ્થાન છે. પ્રભાસખંડના લેખકે પ્રભાસની ભૂગોળ દર્શાવવા કૃતસ્મરથી પ્રારંભ કર્યો છે.

પુરાણકાર તેની શૈલીમાં કૃતસ્મર અને સરસ્વતીની એક સુંદર આખ્યાયિકા આપે છે. પૂર્વે સોમના કારણે દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થયુ. બ્રહ્માએ વચ્ચે પડી સમાધાન કરાવ્યું. યુદ્ધનો અંત આવતાં દેવો વિમાનમાં બેસી જતા હતા ત્યાં પૃથ્વી ઉપર દધીચિ ઋષિનો આશ્રમ દષ્ટિગોચર થયો. તેથી દેવો ત્યાં ઉતરી પડયા અને દધીચિનું આતિથ્ય સ્વીકારી પોતાનાં દિવ્ય અસ્ત્રો તેને સોંપી ચાલ્યા ગયા. દેવોનાં અસ્ત્રો સંભાળી લીધા પછી એક સો વર્ષ તપશ્ચર્યા કરી દધીચિએ ઉત્તર દિશા પ્રતિ પ્રયાણ કરવા વિચાર કર્યો ત્યારે તેની પત્ની સુભદ્રાએ અસ્ત્રોની યાદ આપી. અસ્ત્રો ઉપડી શકે તેમ હતાં નહિ તેથી દધીચિ તપના સામર્થ્યથી અસ્ત્રોનું તેજ ગળે ઉતારી ગયા.

---

૧ પ્રભાસખંડમાં માત્ર પ્રભાસ નગર નહિ, પરંતુ પૂર્વમાં ઉના, પશ્ચિમે માધવપુર, ઉત્તરે ભાદર નદી સુધીના પ્રદેશને પ્રભાસખંડ કહી તેનું માહાત્મ્ય લખ્યું છે. તે કહે છે કે પૃથ્વીમા જંબુદ્વીપ છે તે નવ ભાગમાં વહેંચાયો છે: તેનો એક ભાગ ભારત, જેના નવ વિભાગો પૈકી એક સૌરાષ્ટ્ર છે, જેનો નવમો ભાગ તે પ્રભાસ તેનો વિસ્તાર ૪૮ ગવ્યૂતિ છે અને મધ્યભાગમાં ૨૦ ગવ્યૂતિ છે. તેની સીમા સંબંધમાં કહે છે કે—

पूर्वे तप्तोदकस्वामी पश्चिमे माधवः स्मृतः ।
दक्षिणे सागरस्तस्य भद्रा नद्युत्तरादतः ॥

ઉત્તર દિશામાં હિમાલય સમીપે તેણે આશ્રમ બાંધ્યો ; ત્યાં ઋષિનાં ત્યાગી દીધેલાં કૌપિનને ગ્રહણ કરવાથીં ઋષિપત્ની સુભદ્રા સગર્ભા થયાં. સુભદ્રા નિર્દોષ હતાં, છતાં તેને આ સ્થિતિ પ્રાપ્ત થઈ, તેથી શાપ દીધો કે મને જેણે દૂષણ આપ્યુ છે તે પુરુષનો ક્ષય થાઓ–આમ કહી ગર્ભનો ત્યાગ કરી આશ્રમમાં ગયાં.

અહીં દેવતાઓને અસ્ત્રોની જરૂર પડી; શોધતાં શોધતાં ઋષિ પાસે આવીને અસ્ત્રોની યાચના કરી પણ અસ્ત્રો તો મુનિ આશ્રમમાં મૂકી આવેલા અને તેનું તેજ પોતે પી ગએલા, જેથી તેણે પોતાનાં શરીરને દેવોને સોંપી દીધું. શરીર નિશ્ચેતન થઈ જતાં તેમાંથી અસ્થિઓને કાઢી અસ્ત્રો તરીકે વાપરવાનું કાર્ય દેવો માટે અશકય થઇ ગયુ, તેથી દેવોએ સ્વર્ગમાંથી ગોમાતરોને બોલાવી તેમના દ્વારા માંસનો નિકાલ કરી અસ્થિઓ સાફ કરાવ્યાં. ગોમાતરોએ દેવકાર્ય કર્યું, તેથી બ્રહ્માએ દેવોને તેના સર્વ અંગોને સ્પર્શ કરવા આજ્ઞા આપી. દેવોએ તેના મુખ સિવાય સર્વ અંગોને સ્પર્શ કર્યો. સરસ્વતીએ ગોમાતરોને કહ્યું કે તમે બ્રહ્મહત્યા કરનાર કહેવાણાં તેથી, દેવોએ તમારા મુખનો સ્પર્શ કર્યો નહિ. આમ કહેવાથી સુરભિ વગેરે ગોમાતરોએ સરસ્વતીને શાપ આપ્યો કે તમે અમારું હૃદય વિના કારણ બાળ્યુ છે, માટે પૃથ્વી પર પડો.

આમ સુભદ્રાના શાપના કારણે દધીચિનું મૃત્યુ થયું અને ગોમાતરોના શાપથી સરસ્વતીને પૃથ્વી પર આવવાનું થયુ; પણ તે આવે કેવી રીતે?

સુભદ્રાનો પુત્ર પિપળની છાયામાં તેના ક્ષીર બિંદુઓથી પળ્યો તેથી તેનું નામ પિપ્પલાદ પડ્યુ; સુભદ્રાએ તેને શોધી કાઢયો અને દયાળુ પરમેશ્વરે તેને ખાતરી આપી કે પિપ્પલાદ દધીચિનો જ પુત્ર છે. પિપ્પલાદે વેદશાસ્ત્રોનું અધ્યયન કર્યું અને વયમાં આવતાં માતાને પૂછ્યુ કે મારો જનક કોણ છે અને કયાં છે?

સુભદ્રાએ પિપ્પલાદને સવિસ્તર વૃત્તાંત સંભળાવતાં તેને તેના પિતાના ઘાતક દેવોનો નાશ કરવા બીડું ઝડપ્યું. પોતાના હેતુને સાધવા તેણે હિમાલયમાં ઉગ્ર તપ આરંભ્યુ અને તપના પ્રભાવે એક કૃત્યા તેના ઊરુમાંથી વડવા(ઘોડી)ના રૂપમાં જન્મી. વડવા એક જાજ્વલ્યમાન ગર્ભને જન્મ આપી અદશ્ય થઈ ગઈ. કાલાગ્નિ જેવો આ ગર્ભ પિપ્પલાદ સમક્ષ આવ્યો અને શું કાર્ય કરવાનું છે તેની આજ્ઞા માગી. પિપ્પલાદે કહ્યું: હે અગ્નિ તું સત્વરે દેવોનું ભક્ષણ કર.

દેવોને આ ભયંકર સમાચાર મળતાં તેઓ સદા સહાયક વિષ્ણુ પાસે ગયા. વિષ્ણુએ તેમને આશ્વાસન આપીને કપટનો આશ્રય લઈ વડવામાંથી ઉત્પન્ન થએલ અનલ પાસે જઈ કહ્યું કે 'વડવાનલ, તમે જરૂર તમારા કાર્યને પાર પાડી શકો તેવા છો, પણ સર્વ દેવોને એક સાથે ભક્ષવાનું દુષ્કર છે. જેથી તમે નિત્ય એક દેવનું ભક્ષણ કરો. પિપ્પલાદે આ વાત માન્ય રાખી, વિષ્ણુ પાસે કયા દેવનું પ્રથમ ભક્ષણ કરવું તે માટે આજ્ઞા માગી. વિષ્ણુએ કહ્યું કે સર્વ દેવોમાં જલદેવ પ્રથમ ઉત્પન્ન થયા છે, માટે પ્રથમ તેનું ભક્ષણ કરો. વડવાનલને જલદેવ પાસે જવાનો માર્ગ તથા વાહન બતાવતાં કહ્યું કે તમે કુમારી કન્યાના હસ્તનો સ્પર્શ કરી જલ પાસે જશો.

આ કાર્ય માટે જ્યારે ગંગા અને યમુના વગેરેએ ના પાડી ત્યારે સરસ્વતીને તે કાર્ય સોંપવામાં આવ્યું. સરસ્વતીને ભય ઉત્પન્ન થયો ત્યારે બ્રહ્માજીએ દેવોનું કાર્ય કરવા અનુમતિ તથા આશિષ આપ્યાં કે 'સરસ્વતી તમારી ઈચ્છા હોય કે ન હોય તો પણ તમે વડવાનલનું વહન કરી પશ્ચિમ સમુદ્રમાં પહોંચાડો, તમને જ્યારે જ્યારે પાતાલમાં આ અગ્નિ બાળે ત્યારે ત્યારે પાતાળનું ભેદન કરી પ્રકટ થવું. તમારૂં મુખ તે પ્રતિ કરી તમે પ્રાચી નામે પ્રસિદ્ધ થાઓ; પ્રાચીમાં તમારા જલમાં સર્વ તીર્થો તથા તેત્રીશ કોટિ દેવો આવશે માટે હે પુત્રી! સંતાપ ન કરો તમારૂં કુશળ થાઓ, વિલંબ ન કરો.'

સરસ્વતીએ નદીનું રૂપ લીધું અને વડવાનલને લઈ પ્રભાસ તરફ ચાલી. માર્ગમાં જ્યાં જ્યાં ઉષ્ણતા જણાઇ ત્યાં ત્યાં પ્રકટ થઈ, નહિતર પાતાલમાં પ્રવાસ કરતી રહી.[૧]

---

૧વાસુદેવ હિંડી (જૈન કથા)મા વાર્તા છે કે વરાણુસીની પરિવ્રાજિકા સુલસા યાજ્ઞવલ્કયથી પરાજિત થઈ તેની શિષ્યા બની અને તેનાથી તેને પુત્ર ઉત્પન્ન થયો, જેને તેણે ગંગા તીરે ત્યાગ કર્યો પાછળથી આ પુત્ર જડયો છે તેમ ફરી ઉછેર્યો અને તેનું પીપળાના દૂધથી પોષણ થયું તેથી તેનું નામ પિપ્પલાદ રાખ્યું. સુલસાની એક શિષ્યા નંદાએ પિપ્લાદને તેના જન્મનું રહસ્ય બનાવતાં તેણે માતપિતાની હત્યા કરી તે પછી અથર્વવેદ લખ્યો.

મહાભારતમાં આવી જ એક વાત છે. આદિપર્વના, ચૈત્રરથ પર્વમાં અધ્યાય ૧૭૬–૮૦માં કલ્માષપાદ રાજાની કથા છે. તેમા તેને તથા વસિષ્ઠના પુત્ર શક્તિમુનિને માર્ગ બાબત વાંધો પડયો. કલ્માષપાદ મુનિને મારવા માંડયા. મુનિએ શાપ આપ્યો કે તું માનવભક્ષી રાક્ષસ થઈશ. કલ્માષપાદે શક્તિ મુનિનો જ પહેલો શિકાર કર્યો અને પછી વસિષ્ઠ મુનિના સો પુત્રોને મારીને ખાઈ ગયો. વસિષ્ઠ મુનિ દુ:ખના માર્યા આત્મહત્યા કરવા પ્રવૃત્ત થયા, ત્યાં તેનો એક પૌત્ર જીવિત છે એમ જાણતાં આત્મહત્યા ન કરી અને તે પૌત્રને વેર લેવા તૈયાર કર્યો, તે પ્રસંગે એક દષ્ટાંત આપ્યુ કે કૃતવૃદ્ધ રાજાએ તેના ગુરુઓ ભૃગુ બ્રાહ્મણોને ધન આપ્યું. વર્ષો પછી ધનની જરૂર પડતાં ધન પાછું માગ્યું ત્યારે બ્રાહ્મણોએ ન આપ્યુ તેથી ક્ષત્રિયોએ બ્રાહ્મણોને મારી નાંખ્યા. તે સંહાર ચાલતો હતો ત્યારે એક ભૃગુ સ્ત્રીએ તેની જાંઘમા ગર્ભને સાચવી રાખ્યો. અન્ય સ્ત્રીઓ દ્વારા ક્ષત્રિયોને આ ખબર મળતાં તે ગર્ભનો નાશ કરવા પ્રવૃત્ત થયા, ત્યાં એ ગર્ભ પ્રકટ થયો અને તેના તેજથી ક્ષત્રિયોની દષ્ટિ હરાઇ ગઇ. ક્ષત્રિયો લજ્જિત થઈ સ્ત્રીની પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે તે બ્રાહ્મણીએ કહ્યું કે 'પિતૃઘાતકોને હણવા આ ગર્ભ મારા ઊરુમાં સો વર્ષ સાચવ્યો છે, માટે તમને હણશે. તમે તેની પ્રાર્થના કરો.' ઊરમાંથી પ્રગટ થયેલા ઔર્વે દષ્ટિ આપી, પણ તેણે તપશ્ચર્યા માંડી ક્ષત્રિયોને હણવા પ્રતિજ્ઞા કરી. પિતૃઓએ કહ્યું કે 'અમે ઇરાદાપૂર્વક મૃત્યુ માગ્યું હતું; તું આ આશય છોડી દે.' ઔર્વે કહ્યું 'મારી પ્રતિજ્ઞા મિથ્યા નહિ થાય; ક્રોધથી જન્મેલો અગ્નિ તેઓનો વિનાશ કરશે.' પિતૃઓએ કહ્યું કે 'ક્રોધને લીધે અગ્નિ ઉત્પન્ન થયો છે તેને પાણીમાં પધરાવી દે, કારણ સર્વ જગત જલમય છે—તારા ક્રોધાગ્નિને તું જલમાં ફેંકી દે; તે મહાસાગરના

પ્રભાસમાં તપ કરતા હિરણ્ય, વજ્ર, ન્યંકુ, અને કપિલ નામના ચાર ઋષિઓએ સરસ્વતીનું આવ્હાન કરતાં સરસ્વતી તેમના આશ્રમોમાં સ્રોત રૂપે પ્રકટ થઈ. માર્ગમાં તેને કૃતસ્મર પર્વતે રોકી અને તેની સાથે લગ્ન કરવા માગણી કરી, ત્યારે સરસ્વતીએ કહ્યું કે પિતાજી (બ્રહ્મા)ની અનુમતિ વિના એ ન બની શકે. કૃતસ્મર ક્રોધિત બન્યો અને તે બળાત્કાર કરશે એવી ભીતિથી સરસ્વતીએ તેને કહ્યું કે 'તું પ્રથમ આ વડવાનલને સાચવ; હું સ્નાન કરી આવું.' વડવાનલનો સ્પર્શ થતાં જ કૃતસ્મર બળીને ભસ્મ થયો.[1]

## સમુદ્રમાં

વડવાનલને પુનઃ ધારણ કરી સરસ્વતી સમુદ્ર સમીપ પહોંચી. વડવાનલને કહ્યું કે મેં મારું કર્તવ્ય પૂર્ણપણે બજાવ્યું છે. વડવાનલે પ્રસન્ન થઈ વરદાન માગવા કહ્યું ત્યારે સરસ્વતી મુંઝાઈ, પણ વિષ્ણુએ અંતરિક્ષમાં રહી સૂચન કર્યું તે પ્રમાણે તેણે માગ્યું કે 'હે વડવાનલ, તમે પ્રસન્ન થયા હો તો શૂચિમુખ એટલે સોયના જેવડું મુખ કરી જલપાન કરો.' વડવાનલે 'અસ્તુ' કહેતાં શૂચિમુખ કર્યું અને ત્યારથી તે સમુદ્રનું પાન કર્યા કરે છે, પરંતુ અનંત સાગરના જલનો અંત આવતો નથી.

આ વાર્તામાં સરસ્વતીએ વડવાનલને ઉત્તરમાંથી, સંભવતઃ

---

ફૂટનોટ :—(આગળની ચાલુ)

જલને બાળતો રહેશે, કેમકે લોકોને જલમય કર્યા છે, તેથી તારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ ગણાશે.' ઔર્વે ક્રોધાગ્નિને જલનિધિમાં નાખી દીધો, જ્યાં તે જલને શોષવા લાગ્યો. વેદવેત્તાઓ તેને વડવામુખ તરીકે જાણે છે અને તે વડવાનલ મહાસાગરના જલને સૂકવ્યા કરે છે.

પુરાણકારે આ વાર્તાને વડવાનલ સાથે મેળવી દીધી છે એમ માની શકાય.

૧ આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કૃતસ્મર પર્વત જ્વાલામુખી થયો હશે અને તે ફાટી ગયો તેની મધ્યમાંથી સરસ્વતી નીકળી હશે. તે એમ પણ કહે છે કે તે સ્થળે પથ્થરની ખાણો છે, જેના પથ્થરો શિલ્પીઓ વાપરે છે. આજે પણ આ સ્થળે ખાણો છે.

હિમાલયમાંથી પ્રભાસ સુધી લાવવાનું કાર્ય કર્યું છે. માર્ગમાં તેણે કૃતસ્મરને ભસ્મ કર્યો. આ બન્ને પ્રશ્નો પર વિદ્વાનોએ અનેક કલ્પનાઓ કરી છે, પણ આ વાર્તા પુરાણકારે મહાભારત પરથી લખી નાખી હોય તેમ જણાય છે

પ્રભાસખંડ કહે છે કે સરસ્વતી કુરુક્ષેત્રમા, ભદ્રાવર્તમા, પુષ્કરમા, શ્રીસ્થળમાં અને પ્રભાસમા છે. વડવાનલનો આ પ્રસંગ ત્રેતાયુગમાં બન્યો. (પ્રભાસખંડ અ० ૨૮) "તે પછીના મન્વંતરમાં રુદ્રના ક્રોધથી જ્વાલામુખ નામનો વડવાનલ થશે. સરસ્વતી બ્રાહ્મી થશે અને સાગર છે તે ક્ષીરોદ થશે, ત્યારે સરસ્વતી પણ કમંડલુભવા નામે ઓળખાશે. સરસ્વતીનો ઇતિહાસ જાણનારા સર્વતીર્થના ફળની પ્રાપ્તિ કરે છે, કારણ તે સ્વર્ગની સીડી છે."

'सरस्वतीवाससमा कुतो गुणा सरस्वतीवाससमा कुत' इति ।
सरस्वतीं प्राप्य दिवगता नरा पुन स्मरिष्यन्ति नदीं सरस्वतीम् ॥

સરસ્વતીસ્નાનનુ માહાત્મ્ય લખતા લખતા પુરાણકાર એક દૃષ્ટાંત આપે છે કે જ્યારે મહાભારતનુ યુદ્ધ પૂરું થયુ ત્યારે દુર્યોધનનો સંહાર કરી અર્જુન ઘેર ગયા અને પ્રતિહાર સાથે યુધિષ્ઠિરને કહેવડાવ્યુ કે અર્જુન અને કૃષ્ણ આપને પ્રણામ કરવા આવ્યા છે પ્રતિહારે બહાર આવી કહ્યુ કે યુધિષ્ઠિર મહારાજ કહેવડાવે છે કે તમે બન્ને મહાક્રૂર કર્મ કરનારા છો; પિતાતુલ્ય મોટા કૌરવોને માર્યા છે' યુધિષ્ઠિરના વચનો સાભળી શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ

मा गया गच्छ कौन्तेय मा गगा मा च पुष्करम् ।
तत्र गच्छ कुरुश्रेष्ठ यत्र प्राची सरस्वती ॥

હે કૌન્તેય, ગયા કે ગંગા કે પુષ્કર ન જતા પ્રાચી સરસ્વતી છે ત્યા જા અર્જુને અને અન્ય પાડવોએ સરસ્વતીમા સ્નાન કરી પાપમુક્ત થઈ યુધિષ્ઠિરને ચિંતામુક્ત કર્યા [1]

---

૧ આ વાર્તાને મહાભારતમા જરા પણ ટેકો મળતો નથી પુરાણકારે મૂળગ્રંથની આમન્યા લોપી માત્ર સરસ્વતીનું માહાત્મ્ય વધારવા આ વાર્તા લખી હોય એમ લાગે છે.

## વૈદિક સરસ્વતી

અનેક લેખકોએ વૈદિક સરસ્વતી બાબતમાં વિવિધ તર્કો કર્યા છે. વૈદિક સરસ્વતી એ માત્ર કલ્પના છે એવો પણ એ મત છે, જ્યારે બીજા કહે છે કે પૌરાણિક કથાઓના સંબંધમ તેને ઘટાવી અને સિદ્ધાંતોને અનુરૂપ બનાવી સમાધાન યોજવાને આ પ્રયાસ છે. એ માટે પણ આ વિષય થોડી વિચારણા માગી લે છે ઋગ્વેદની ખિલ ઋચાઓમાં એક મંત્ર છે—

> यत्र गगा च यमुना यत्र प्राची सरस्वती ।
> यत्र सोमेश्वरो देवः तत्रगाममृत कृवि...इन्द्रायेन्द्रो परिस्रव ॥

સરસ્વતીને તેમાં સમુદ્રપર્યંત વહેતી મહાનદીની જેમ વર્ણવી છે. ભારતમાં અત્યારે સરસ્વતી નામની ત્રણ નદીઓ છે; તેમાંની એક હિમાલયન્તર્ગત શિવાલિક પહાડમાંથી નીકળી પતિયાળા પાસે થઈ રાજપુતાનાના રણમાં સિરસાથી થોડે દૂર લુપ્ત થાય છે; ફરી ચલોરગામ પાસે દેખા દઈને ભવાનીપુર પાસે પ્રકટ થઈ છાપર પાસે ફરી અદૃશ્ય થઈ મેડા આગળ દેખાઈ પહોઆ પાસે ઉરણા આગળ તેને માર્કંડ નદી મળે છે અને તે સંયુક્ત વહેણ સરસ્વતી નામે ઓળખાય છે[1] ત્યાંથી તે ઘગ્ઘરને મળે છે અને રણમાં લુપ્ત થાય છે.[2]

બીજી નદી આરાસુરમાંથી (અંબાજી–કોટેશ્વર પાસેથી) નીકળી ગુજરાતના પાટણ પાસે થઈ કચ્છના રણમાં પડે છે.

ત્રીજી નદી સૌરાષ્ટ્રમાં ગિરના જંગલમાંથી નીકળી પ્રાચી પાસે થઈ પ્રભાસપાટણ સમીપ હિરણ્યા પાસે સમુદ્રને મળે છે.

એટલે વેદમાં દર્શાવેલી સરસ્વતી સમુદ્રગામિની છે; હિમાલયમાંથી નીકળતી સરસ્વતી રણમાં લુપ્ત થાય છે; અંબાજી

---

૧ જ્યોગ્રાફિકલ ડિક્શનેરી ઓફ એન્શ્યન્ટ એન્ડ મીડિવલ ઇન્ડિયા (નંદલાલ)

૨ સરખાવો : વનપર્વ (મહાભારત)–' વિનશન પાસે મરુપૃષ્ઠમાં અંતર્હિત થઈ સરસ્વતી આગળ વધે છે.'

પાસેથી નીકળતી સરસ્વતી પણ રણમાં લુપ્ત થાય છે; માત્ર પ્રભાસ પાસેની સરસ્વતી જ સમુદ્રને મળે છે. મહાભારતકારે તથા પુરાણકારે એક કલ્પના ઊભી કરી દીધી કે નદી તો એક જ, પરંતુ તે હિમાલયમાંથી નીકળી રણમાં લુપ્ત થઈ પુનઃ પ્રકટી પુનઃ રણમાં જ લુપ્ત થઈ આખરે ગિરમાં થઈ સમુદ્રને જઈ મળી.

મરુભૂમિની સરસ્વતી માટે મહાભારતકારે અનુશાસનપર્વ અધ્યાય ૨૪૬માં એક સુંદર વાર્તા લખી છે. ચંદ્રની પુત્રી ભદ્રાને ઉતથ્ય નામના બ્રાહ્મણને પરણાવી, પણ વરુણ તે કન્યાનું પાણિગ્રહણ કરવા ઉત્સુક હતો, જેથી તેણે ભદ્રાનું હરણ કર્યું. ભદ્રાએ આનંદપૂર્વક વરુણના અદ્ભુત નગરમાં રહેવા માંડયું. નારદજીએ આ વાત જાણતાં તેણે શોકાતુર ઉતથ્યને કહ્યું કે 'તારી સ્ત્રી વરુણના નગરમાં છે ત્યાંથી લઈ આવ.' ઉતથ્યને આ કામ પોતાની શક્તિ બહારનું લાગતાં તેણે નારદને વિષ્ટિ માટે મોકલ્યા નારદે વરુણની મુલાકાત લઈ આવી ઉતથ્યને કહ્યું કે વરુણ માનતો નથી, તેણે મને ગળચી પકડી કાઢી મૂકયો.' ઉતથ્ય આ સાંભળી ક્રોધિત બન્યો અને તપોબળથી જગતનું પાણી શોષવા લાગ્યો. તેણે પૃથ્વીને કહ્યું કે 'છ લાખ ધરાઓવાળું વરુણનું સ્થાન મને દેખાડ !' ઉતથ્યની આજ્ઞા થતાં સમુદ્ર વરુણના સ્થાનેથી ખસી ગયો અને ત્યાંની ક્ષારભૂમિ પ્રકટ થઈ. તે પ્રદેશ ઉપર વહેતી સરસ્વતી નદીને ઉતથ્યે કહ્યું: 'હે ભીરુ સરસ્વતી! તું અહીંથી અદૃશ્ય થઈ મરુ નામક દેશ પ્રત્યે પ્રયાણ કરી જા અને તેં તજેલો આ દેશ અપવિત્ર થઈ જાઓ.' આમ સર્વ પ્રદેશ જલવિહીન કરી દેવાતાં વરુણ ઉતથ્યને શરણે ગયો; તેણે ભદ્રાને સ્વીકારી અને પૃથ્વી ફરીને જલવાળી બની.[1]

૧ ઓલ્ડન્હામ માને છે કે સરસ્વતીનું મૂળ હિમાલયમાં ન હોવાથી શિવાલિક પર્વતમાં ધરતીકંપ થયો હશે અને તેથી આ સરિતા સુકાઈ ગઈ (જર્નલ ઓફ્ એશિયાટિક સોસાયટી ૧૮૯૩, પૃ. ૪૦.)

આમ મહાભારતકારે એક સુદર વાર્તા ગૂથી કાઢી મરુ ભૂમિમા લુપ્ત થએલી સરસ્વતીના લોપના કારણો બતાવી આપ્યા

વાસ્તવમા ગિરની સરસ્વતી પણ સમુદ્રને મળતી નથી હિરણ્યાના પ્રવાહમા સરસ્વતીનો પ્રવાહ મળતો નથી ગગા-યમુનાના જળના રગો જેમ પ્રયાગમા ભિન્ન દેખાય છે તેમ અહી રગો દેખાતા નથી, પરતુ પૂર આવે ત્યારે સ્પષ્ટ દેખાય છે કે સરસ્વતી સમુદ્રમા ન જતા સીધી પશ્ચિમ તરફ ભૂમિ ઉપર પથરાઈ ત્યાથી પાછી વળી હિરણ્યામા મળી સમુદ્રને મળે છે અહી સરસ્વતી પ્રાચી-વાહિની થાય છે

ઋગ્વેદમા 'एका चेत् सरस्वती नदीना शुचिर्यन्ती गिरिभ्योऽच्छा समुद्रात्।' કહી તેને સર્વ નદીઓમા શ્રેષ્ઠ ગણી તેથી વૈદિક સમયમા તે વર્તમાન ગગાયમુનાથી કે સિધુથી પણ મોટી હશે, પરતુ ભૂકપ અથવા અન્ય કુદરતી કારણે લુપ્ત થઈ હશે અને તેથી ત્રણેય નદીઓ એક છે એવી વહેતી મૂકાએલ માન્યતાસ્વીકાર યોગ્ય નથી

પ્રયાગ પાસે સરસ્વતી નથી, છતા માત્ર ઋગ્વેદના પરિશિષ્ટ (यत्र गगा च यमुना यत्र प्राची सरस्वती) પરથી કપોલકલ્પિત સર્જન કર્યુ ! અહી તો ગગા-યમુનાની ઉપમા આપી છે, કારણ જો ગગા-યમુના હોય તો સોમેશ્વર ને પ્રાચી ત્યા સભવે નહિ ખિલસૂક્તો માત્ર ૨૦૦૦ વર્ષ પહેલા લખાયા છે, મૂળ ઋગ્વેદમા નથી-તેમા હિરણ્યા અને સરસ્વતીને ગગા-યમુના સાથે સરખાવ્યા છે

આ પ્રકાર વેદના વાકયો ઉપર પુરાણકારોએ તેઓની કલ્પનાના ઓપ ચડાવી સરસ્વતી હિમાલયમાથી નીકળી મરુ દેશમા લુપ્ત થઈ મેવાડમા નીકળી ઉત્તર દિશામા રણમા પડી પાછી ગિરના જગલમાથી નીકળી સમુદ્રને મળે છે તેમ લખી નાખ્યુ છે તેવી રમ્ય કલ્પના જ છે ગિરની સરસ્વતી પર્વતમાથી નીકળી સમુદ્રને મળે છે ત્યા પ્રાચી તીર્થ છે, સોમેશ્વર છે અને

સરસ્વતી કુમારિકા હોવાથી રત્નાકરને જઈને મળતી નથી તેથી 'કુમારી સરસ્વતી'ની માન્યતા રચાઈ હશે, તેને ગુજરાત, મારવાડ કે પંજાબની સરસ્વતી સાથે માત્ર એક જ નામ સિવાય બીજો કોઈ સંબંધ નથી;[1] અને વૈદિક સરસ્વતી હોય તો તે પ્રભાસની જ છે તેમાં કોઈ સંદેહ નથી. પાછળથી સમુદ્રમાં ન મળતી નદીઓને કુમારિકાસ્વરૂપે કલ્પી તેમનાં નામ 'સરસ્વતી' રાખેલ હોય તેથી આજે તેને મેળવી દેવાનું વાસ્તવિક નથી[2]

કૃતસ્મર જ્વાળામુખી હોય અને તે ફાટતાં ત્યાંથી થએલ માર્ગમાંથી સરસ્વતી પસાર થઈ હોય તે સંભવિત છે. આજે સરસ્વતીને બન્ને કિનારે પથ્થરની ખાણો છે અને પ્રભાસખંડમાં વર્ણવ્યું છે તેમ શિલ્પીઓ તે પથ્થરનો ઉપયોગ કરે છે.

કેટલાક વિદ્વાનોએ સરસ્વતીને ભૂતલ ઉપરની ભૌતિક નદીના સ્વરૂપથી ભિન્ન વિચારી છે અને આર્ય તત્વવેત્તાઓએ તેમની ઉચ્ચ વિચારશ્રેણિમાં તેને કેમ ઘટાવી છે તે જોઈએ.

નિઘંટુમાં સરસ્વતીનો મધ્યસ્થનીય દેવતાના અર્થમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વાદળોને ગિરિ કહેવામાં આવ્યા છે અને સમુદ્ર એ આકાશનું નામ છે. 'इम मे गंगे यमुने' એ મંત્રનો અર્થ દશેય દિશામાં પ્રકાશ ફેલાવનાર સૂર્યનાં દશ કિરણો પૈકી એક સરસ્વતી નામનું કિરણ છે. ઉક્ત મંત્રનું બીજું ચરણ 'रायश्चेतन्ती भुवनस्य भूरि घृत पयो दुदुहे नाहुपाय' અર્થાત્ નાહુપો માટે ભુવનનું સમસ્ત ઘી દુધ તથા ધન ખેંચવાનો તે યત્ન કરે છે. 'ભુવન' શબ્દ સ્પષ્ટ છે. નહુષ આકાશીય પદાર્થ છે. ઘૃત, પય, ધન આકાશમાં જલવાચક છે. એટલે આકાશપક્ષે

૧ 'પુરાણોમાં ગુજરાત' મા શ્રી ઉમાશંકર જોષી આ વિધાન સ્વીકારે છે. મેક્સ મૂલર વૈદિક સરસ્વતીને સમુદ્રગામિની માને છે. મેકડોનેલ પંજાબની સરસ્વતીને વૈદિક સરસ્વતી માને છે.

૨ પુરાણકાળમાં આ નદી સળંગ વહેતી ન હતી તે આ ઉપરથી જણાય છે. સરિતા પરનાં તીર્થો માટે જુઓ પરિશિષ્ટ ૧.

મંત્રનો એ અર્થ થયો કે વાદળોમાંથી એક કિરણ નીકળીને નહુષ એટલે વાદળો માટે સૌર પદાર્થો માટે સમસ્ત ભુવનના જલને ખેંચીને સમુદ્ર અર્થાત્ આકાશને ભરે છે. આ વર્ણન પૃથ્વી પરની સરસ્વતી નદીનું નથી.

ઋગ્વેદનો એક બીજો મંત્ર છે—

वातस्याश्वो वायोः सखा यो देवेषितो मुनिः ।
उभौ समुद्रावाक्षेति अश्व: पूर्व उतापर. ॥ १०, १३६, ५

આનો અર્થ એ છે કે ઉત્તર અને પૂર્વ એમ બન્ને સમુદ્રમાં લહેર છે; પરંતુ ગૂઢાર્થ એ છે કે પૂર્વમાં પ્રાતઃકાળે સૂર્યનો ઉદય અને સાયંકાળે અસ્ત થાય છે.[1]

આ પ્રકારના ઋગ્વેદના બીજા ત્રણ મંત્રો ૧૦, ૧૩૬, ૪ તથા ૯, ૩૩, ૬ તથા ૧૦, ૪૭, ૨ નું તાત્પર્ય એ થાય છે કે આકાશસ્થ મેઘોમાંથી પૃથ્વીય મેઘ થયો. સમુદ્ર અને આકાશ બન્ને સમુદ્રો છે અને વૈદિક સરસ્વતી પૃથ્વી પરની નદી નહિ પણ સૂર્યના પ્રકાશમાં મેઘમાંથી પૃથ્વી પર જલ લાવનારી કિરણરેખા છે.[2]

'पंच नद्य: सरस्वतीमपि यन्ति सस्रोतस: ।
सरस्वती तु पंचधा, देशोऽभिमभवत् सरित् ॥ यजु० ४४-११

પાંચ નદીઓ પોતપોતાના પ્રવાહોથી સરસ્વતી તરફ જાય છે અને પાંચ પ્રકારની બની એ દેશમાં વહે છે એ સાદો શબ્દાર્થ છે; પરંતુ પંજાબની પાંચ નદીઓ સરસ્વતીમાં જતી નથી અને સરસ્વતી પંચધારા બની વહેતી નથી, એટલે તેનો અર્થ વેદોની ભાષામાં જ કરવો જરૂરી છે. તે અનુસાર તેનો અર્થ વાણી થાય છે.

યજુર્વેદ ૨૦-૪૩ માં લખ્યું છે કે—

सरस्वतीडादेवी भारती विश्वमूर्तयः એટલે કે 'સરસ્વતી' 'ઇડા' અને ભારતી જાણીતાં નામો છે. વાણીવાચક 'સરસ્વતી' શબ્દ વેદમાં વપરાયો છે. દેવના માટે પણ તેનો ઉપયોગ કરવામાં આવ્યો

૧ પંડિત રઘુનંદન શર્મા: વૈદિક સંપત્તિ (ઋગ્વેદ ૭, ૯૫, ૨, ૫૨)
૨ સદરના આધારે

છે. ચિત્તની પાંચ વૃત્તિઓ સ્મૃતિમાં રહીને વાણીદ્વારા પાંચ પ્રકારના પ્રભાવ હોય છે. તે પાંચ સ્રોત્ર ગણી શકાય.

ઋગ્વેદ ૫–૫૩–૯ ઈન્દ્રિયો રૂપી પાંચ નદીઓનાં નામ નીચે મુજબ છે.

मा वो रसा अतितसां कुभा क्रुमुः मा वः सिंधुर्निरीरमत् ।
मा वः परिष्ठात्सरयूः पुरीषिणी अस्मे ईत सुम्नमस्तु वः ॥

'હે મરુતો આપની રસા, કુભા, ક્રુમુ, સિંધુ તથા પ્રસરેલા જલવાળી સરયૂ અમારા માટે સુખદાયી હો, અર્થાત્ પાંચેય ઇન્દ્રિયોના વિષયો વાણીદ્વારા વહે છે અને વાણીદ્વારા આવેલું જ્ઞાન પાંચેય ઇન્દ્રિયોનો વિષય બને છે.[1]

વિદ્વાનોના અભિપ્રાયો આ બાબતમાં વહેંચાઈ ગયેલા છે. સરિતાઓનાં નામો સરિતાના અર્થમાં નહિ પણ અન્યાર્થમાં વપરાયાં હશે. વૈદિક સરસ્વતી હિમાલયમાંથી ઉત્પન્ન થઈ સમુદ્રાંત લુપ્ત અને પ્રકટ થતી, નહિ વહેતી હોય અથવા ત્રણેય સરિતાઓ જુદી હશે; પણ એક વાત તો સ્પષ્ટ છે કે સરસ્વતી આર્યોનો પ્રિય શબ્દ હતોઃ દેવતા, વાણી, વિદ્યા આદિનો સૂચક હતો.[2] સરસ્વતીને કુમારિકા ગણવામાં આવી છે. સાગરને સરિતાઓનો પતિ કહ્યો છે. એ ન્યાયે સરિતાએ પતિ પાસે જવું જ જોઈએ, પણ જે સરિતા સાગરમાં ન જાય તેનું શું? તેથી કદાચ વૈદિક શબ્દો પર કલ્પનાઓ રચી પુરાણકાળમાં દેવી દેવતાઓ ઉત્પન્ન થયાં તેમ રણમાં લુપ્ત થતી કે સીધી રીતે ન જતી સરિતા પતિવિહીના છે અને તેથી તેનું નામ સરસ્વતી આપી દેવાયું હોય તો અસંભવ નથી.[3]

---

૧ 'વૈદિક સંપત્તિ' તથા અન્ય વિદ્વાનોના લેખોને આધારે.

૨ પારસીઓ ઈરાનમાં સમૃદ્ધ થયા પહેલાં ભારતમાં હતા અને તેઓ જ્યારે ઉત્તરમાં ગયા ત્યારે તેમના દેશને 'ઈરાન' (આર્યનો દેશ) કહેતા. ત્યાંની એક નદીને હરસ્વતી (સરસ્વતી) અને બીજીને હરયુ (સરયૂ) નામ આપ્યાં.

૩ એવી પણ માન્યતા છે કે આ મહાનદી સુકાઈ જતાં તેની સ્મૃતિ જાળવી રાખવા આર્યોએ અન્ય સરિતાઓને સરસ્વતી નામ આપી લુપ્ત નદીને અમર બનાવી. જુઓ આગળ.

આ વિષયમાં પુરાણોએ તેમની પદ્ધતિ પ્રમાણે મોટી ગૂંચ ઊભી કરી દીધી છે. પદ્મપુરાણ[1] કહે છે કે સરસ્વતી પ્લક્ષ પ્રસ્રવણમાંથી નીકળી છે અને રણમાં પડે છે. વૈદિક આધારો પ્રમાણે તે સમુદ્રને મળે છે. પુરાણકારોએ ભારતની સરસ્વતી નામ ધરાવતી ત્રણ નદીઓને એક બનાવી દીધી છે અને જ્યાં તેની સાંકળ મળતી નથી ત્યાં લુપ્ત થાય છે એમ કહી સમાધાન કરી દીધું છે. સ્કંદ પુરાણના પ્રભાસખંડમાં તો વિશેષ સ્પષ્ટતા કરી છે: સરસ્વતી જ્યારે વડવાનલને સમુદ્રમાં લઈ જવાના કાર્ય માટે શંકા કરે છે ત્યારે બ્રહ્મા કહે છે કે 'શ્રમિત થએલી તું જ્યારે અગ્નિથી બહુ દાઝી ઉઠે ત્યારે ધરાતલ ફોડી હે પુત્રી! તું પ્રત્યક્ષ થશે અને પ્રાચી પ્રતિ વહન કરતી થશે, જેથી તેત્રીસ કોટિ તીર્થો મારા શાસન અનુસાર તને આવી મળશે અને સહાયરૂપ થશે.'[2]

આ પાછળનું કારણ એક સુંદર તર્ક છે. વસ્તુસ્થિતિને ઘટાવવાનો એક પ્રયત્ન છે. પહેલું કારણ વડવાનલની વાર્તાને સમર્થન આપવાનું છે, પણ તે જ પ્રભાસખંડમાં સ્પષ્ટ દર્શાવ્યું છે કે 'મન્વંતર જતાં અન્ય વાડવ પ્રકટ થશે—જ્વાલામુખી નામક તે વડવાનલ રુદ્રક્રોધમાંથી જન્મશે.' એટલે પુરાણકાર સ્વયં જાણે છે કે સરસ્વતીના લુપ્ત વહેણ ભૂકંપના પરિણામે થએલાં છે. કોઈ ભયંકર ભૂકંપથી 'નદીતમા' સરસ્વતીનો પ્રવાહ બંધ પડયો અને તેની સ્મૃતિ જાળવવા વડવાનલની કથા જોડી કાઢી[3]; પરંતુ વાસ્તવમાં આ સરસ્વતી એક સ્વતંત્ર નદી છે.[4]

## ત્રિવેણી

પ્રભાસની પૂર્વે હિરણ્યા અને સરસ્વતી ગિરના જંગલો-

---

૧ પદ્મપુરાણ ખંડ ૬
૨ પ્રભાસખંડ (સ્કંદપુરાણ) ૩-૩-૨૪-૨૯
૩ ડૉ ઉમાશંકર જોશી: 'પુરાણોમાં ગુજરાત'
૪ ગમે તે સરસ વહેતી નદીને સરસ્વતી કહી શકાય.

માંથી આવી સમાન રીતે મળે છે; તેનો સંયુક્ત પ્રવાહ વહે છે, આ રીતે બે કુદરતી નદીઓ અને તેના સંયુક્ત પ્રવાહને પરિણામે ઉત્પન્ન થએલી નદીની ગાંઠ પડે છે તેને જ ત્રિવેણી કહે[1] છે. સામાન્ય માન્યતા હિરણ્યા, સરસ્વતી અને કપિલા મળે છે તેવી છે, પણ કપિલા ત્યાં નથી. ભૂતકાળમાં હોય અને આજે લુપ્ત થઈ હોય તો ઇશ્વર જાણે. જ્યાં નદીઓ મળે ત્યાં એક નદીમાં બીજી ભળે; જ્યારે અહીં તો બે નદીઓનો પ્રવાહ સાથે ચાલે છે: બન્નેનાં જલ ગંગા–યમુનાની જેમ ભિન્ન રંગોમાં નથી, પરંતુ પૂર આવે છે ત્યારે સરસ્વતીનો પ્રવાહ સીધો સમુદ્રમાં નહિ જતાં પશ્ચિમ તરફની ભૂમિ પર ધસે છે અને ત્યાંથી તે પાણી પાછાં વળી હિરણ્યાના પાણી સાથે સમુદ્રમાં ભળે છે, પૂરમાં ફસાએલી હોડીઓના નાવિકો તે પ્રસંગે બલપૂર્વક નૌકાઓને સરસ્વતીના પ્રવાહમાં ખેંચી જઇ ભૂમિ પર આવે છે. હિરણ્યાના પ્રવાહમાં રહી જાય તો સમુદ્રમાં જાય છે. પ્રભાસખંડ તો અધ્યાય ૬૦ મા માં સ્પષ્ટ કહે છે કે અહીં હિરણ્યા સરસ્વતી અને સમુદ્રનો સંગમ થતાં તે ત્રિવેણી કહેવાય છે.

આ ત્રિવેણી સંગમમાં સ્નાન કરવાનું પુરાણકારોએ પુણ્ય દાયી ગણ્યું છે અને તેનું માહાત્મ્ય ઠેકાણે ઠેકાણે વિસ્તારથી કહ્યું છે. સૂર્યગ્રહણને સમયે તેમાં સ્નાન કરવાથી અપાર પુણ્ય મળે છે તેવી માન્યતા છે. આ તેજ ત્રિવેણી છે કે જ્યાં યાદવો પાંડવો અને અન્ય મહાપુરુષોએ સ્નાન કરીને પવિત્રતા પ્રાપ્ત કરી હતી.

ત્રણ પ્રકારનાં જલ એકત્રિત થાય ત્યાં રાસાયનિક ફેરફારો થતા હશે. તેનાથી શરીરને કોઇ ફાયદા થતા હશે, રોગનો નાશ

---

૧ ભારત સરકારના માજી પ્રધાન શ્રી ગાડગીલ તા. ૧૦–૫–'૫૧ ના જન્મભૂમિમાં પ્રસિદ્ધ થએલ તેના લેખમાં કહે છે કે પ્રભાસમાં જ્યાં વસ્તી રહે છે તે જ ત્રિવેણી કહેવાય છે. તેમને કોઇએ તેમ કહ્યું હશે.

થતો હશે કે દેવોને ચોપડે લખાએલ પાપો નિર્મૂલ થતાં હશે તે માટે માન્યતા અને શ્રદ્ધા સિવાય અન્ય કોઇ વાદ નથી. બીજી દૃષ્ટિએ વિચારીએ તો હિરણ્યા લક્ષ્મીનું નામ છે અને શ્રી તથા સરસ્વતી ભેગાં થાય તેનાથી વિશેષ ઉત્તમ શું હોઇ શકે ?

## યોગમાં ત્રિવેણી

તત્ત્વજ્ઞાનીઓ તાંત્રિકો અને યોગવિદો આ ત્રિવેણીસંગમને જગતની ભૌતિક સરિતાઓના મિલન તરીકે નહિ પણ સાધનામાં આવશ્યક નાડીઓના સંબંધ તરીકે ઘટાવે છે.

इडा भागीरथी गंगा पिंगला यमुना नदी ।
तयोर्मध्य गता नाडी सुषुम्णाख्या सरस्वती ॥
त्रिवेणीसंगमो यत्र तीर्थराजः स उच्यते ।
तत्र स्नानं प्रकुर्वीत सर्वपापैः प्रमुच्यते ॥

—ज्ञानसंकलिनी तंत्र

અહીં ઇડા પિંગલાને ગંગા યમુના સાથે સરખાવેલ છે અને તે બન્ને વચ્ચે જતી સુષુમ્ણા નાડીને સરસ્વતી કહી છે. ત્રિવેણીના આ સંગમને તીર્થરાજ કહેલ છે. અને તેમાં સ્નાન કરવાથી સર્વ પાપોનો નાશ થાય છે તેમ કહ્યું છે. ત્રણ નાડીઓ મસ્તકમાં મળે છે માટે મસ્તક તીર્થરાજ છે. ઋગ્વેદના સાતમા મંડલના આઠમા અધ્યાયમાં પાંચમાથી આઠમા મંત્ર સુધી નદીઓનું વર્ણન છે. તેમાં પણ નાડીઓ અને નદીઓને સરખાવી છે.[1]

એટલે વૈદિક કાળમાં અને તે પછી પણ પ્રત્યેક શબ્દના

---

१ इमं मे गंगे यमुने सरस्वति शुतुद्रि स्तोमं सचता परुष्ण्या ।
असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥ વિગેરે

અઢાર નાડીઓનાં નામો નદીઓ સાથે મળતાં આવે છે તે પણ ધ્યાનમાં લેવા જેવું છે.

परुष्णी मरुद्वृधा, शुतुद्री, वितस्ता, असिक्नी, सुषोमा, आर्जीकीया, तृष्टा, सुसर्तु, रसा, श्वेत्या, क्रुमा कुभु, गोमती, मेहत्नु, दक्षा, पिंगला, सुषुम्णा.

ભિન્ન ભિન્ન અર્થો કરવાનું સામાન્ય હતું અને તાંત્રિકોએ તથા પુરાણકારોએ પોતાને અનુકૂળ આવે તેવા અર્થ કરી અનુયાયીઓને બોધ આપ્યો. પુરાણકારોએ વેદના વિવિધ અર્થો કરી તેના પર કપોલકલ્પિત કથાઓ લખી અને તેને સ્વીકારી તેવાં વિધાનો પર અન્ય લેખકોએ પોતપોતાની કલ્પના તેમ જ બુદ્ધિ અનુસાર મેળ મેળવવા પ્રયાસ કર્યો તેથી એક અસત્યને ઉગારતાં અનેક અસત્યો જન્મ્યાં. પુરાણો જે કાળમાં રચાયાં તે કાળનો વિચાર કરીએ તો વેદમંત્રોના શબ્દોને પકડીને તેમાંથી રચેલી વાર્તાઓનો તે યુગ હતો. વર્તમાન યુગમાં વિદ્યા અને જ્ઞાનના વિસ્તાર સાથે તેને સત્ય માની લેવાનું કાર્ય નર્યું સાહસ છે. પુરાણોમાં તે સમયની ભૂગોળ અને સમાજસ્થિતિ સિવાય અન્ય વિગતો શંકાની દૃષ્ટિએ જોઈને તેમાંથી તાત્પર્ય કાઢવાનું આવશ્યક છે, નહિ કે તેવાં વિધાનોનું મંડન અને પ્રતિપાદન.

## પ્રભાસમાં પૌરાણિક વ્યક્તિઓ

મહાભારતમાં અને પુરાણોમાં પ્રભાસમાં પુરાણપ્રસિદ્ધ વ્યક્તિઓ એક યા બીજા કાળે યાત્રાર્થે આવ્યાના અનેક ઉલ્લેખો છે. પ્રભાસખંડના લેખક તો જેટલા મહાપુરુષો, રાજાઓ, ઋષિમુનિઓ વગેરેનાં નામો તે જાણતા હતા તે બધા પ્રભાસમાં આવી ગયાનું લખે છે. તેના માટે કોઈ પ્રમાણો નથી એટલું જ નહિ પરંતુ ગંભીર અતિશયોક્તિઓ પણ દેખાય છે. આ વિદ્વાન લેખક કાલનું ભાન રાખતા નથી તેમ પૂર્વાપર સંબંધનો પણ વિચાર કરતા નથી. માત્ર તીર્થનું માહાત્મ્ય વધારવા જેમ યોગ્ય લાગ્યું તેમ મહાન વ્યક્તિઓનાં નામો વચ્ચે લઈ વિશ્વાસપૂર્વક અને હિંમતપૂર્વક લખી નાખે છે; પણ તે શા આધારે લખે છે તે દર્શાવતા નથી.[1]

---

૧ આ સ્થળે મહાભારત, પ્રભાસખંડ તથા અન્ય પુરાણોમાંથી આવી વ્યક્તિઓ પ્રભાસ આવી તેની સંક્ષિપ્ત નોંધ લીધી છે.

### દેવતાઓ

પ્રતિષ્ઠાયજ્ઞમાં સાવિત્રી સહિત બ્રહ્મા, ચંદ્રમા, રોહિણી અને અન્ય સ્ત્રીઓ તથા બૃહસ્પતિ વગેરે આવેલા.

### ઋષિઓ

વસિષ્ઠ, મરીચિ, નારદ, સનત્કુમાર, કશ્યપ, ગાલવ, સુબ્રહ્મણ્ય, ગર્ગ, પુલહ, દુર્વાસા, વિશ્વામિત્ર, ઉશનસ્, ક્રતુ, સાલંકાયન, અગ્નિધ્ર, અંગિરસ, વાલખિલ્ય, દધીચિ, માર્કંડેય ઇત્યાદિ અનેક ઋષિઓ પ્રભાસમા આવ્યા હતા તેમ પ્રભાસ ખંડ કહે છે.

### પ્રહ્લાદ

પિતૃહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવા પ્રહ્લાદ પ્રભાસમાં આવી સરસ્વતીમા સ્નાન કરી સોમેશ્વરના દર્શન કરીને પાવન થયો

### રામચંદ્રજી

પરમ વંદનીય ભગવાન શ્રી રામચંદ્રજી વનવાસ દરમ્યાન પ્રભાસ પધારેલા અને આશાપુરા ગણપતિની પૂજા કરેલી.

પ્રભાસખંડ વિશેષમાં રામચંદ્રજીના સંબંધમાં નીચેની વાર્તા પણ લખે છે—

"વનવાગ દરમ્યાન શ્રીરામ, લક્ષ્મણ તથા સીતા પ્રભાસ ક્ષેત્રમાં આવ્યાં. રાત્રે તેમણે સ્વપ્નમાં તેના પિતા દશરથને સૌમ્યરૂપથી નિહાળ્યા, તેથી પ્રભાતે બ્રાહ્મણોને સ્વપ્નની વાત કરી. તે સાંભળી બ્રાહ્મણોએ કહ્યું કે વૃદ્ધિ કે વરદાન દેવાની કામનાથી પિતૃઓ વંશજોને દર્શન આપે છે, માટે પુષ્કરતીર્થ (પ્રભાસાન્તર્ગત) શ્રેષ્ઠ છે ત્યાં શ્રાદ્ધદાન કરો, કારણ કે મહારાજા દશરથ આ તીર્થમાં તમારા હાથે પિંડદાનની ઇચ્છા રાખે છે.

લક્ષ્મણ ફળાદિ સામગ્રી લઈ આવ્યા અને સીતાએ રસોઈ કરી બ્રાહ્મણોને જમાડ્યા. તેમાં ગાલવ, રૈભ્ય, યવક્રીત, જાબાલિ, ગૌતમ વગેરે મુનિઓ હતા. આ મહર્ષિઓને જોઈ શ્રીરામે

સીતાને પાદપ્રક્ષાલન કરવા આજ્ઞા આપી, પણ તેણે ઉત્તર ન આપતાં ઝાડના ઓથે શરીરને છૂપાવ્યું. શ્રીરામને તેથી ક્રોધ ચડયો. લક્ષ્મણે બ્રાહ્મણોનો સત્કાર કરી વિદાય કર્યા પછી શ્રીરામે સીતાને કડવાં વચનોથી ભર્ત્સના કરી ધિક્કાર આપ્યો. ત્યારે સીતાએ કહ્યું કે બ્રાહ્મણો સાથે દશરથ વગેરે પિતૃઓ (પિતામહો, માતામહો વગેરે) પણ પધાર્યા હતા, જેમને જોઈ સ્વાભાવિક લજ્જાવશ થઈ હું છૂપાઈ ગઈ. શ્રીરામને આથી સંતોષ થયો. પુષ્કરતીર્થથી ત્રણ ધનુષ છેટે રામેશ્વરની સ્થાપના કરી; લક્ષ્મણે લક્ષ્મણેશ્વરની તથા સીતાએ જાનકીશ્વરની સ્થાપના કરી.[1]"

## રાવણ

લંકેશ રાવણ પણ પ્રભાસમાં આવ્યાનો ઉલ્લેખ (પ્રભાસ ખંડમાં) છે. તે પુષ્પક વિમાનમાં બેસી આકાશમાર્ગે પ્રભાસક્ષેત્ર પરથી પસાર થઈ રહ્યો હતો તે અરસામાં વિમાન સ્તંભી ગયું. રાવણે પ્રહસ્તને પૃથ્વી પર જઈ વિમાનસ્તંભનનું કારણ જાણી આવવા કહ્યું. આકાશમાં ઊભા રહી ગએલ વિમાનમાંથી પ્રહસ્ત ઉતર્યો; પૃથ્વી પર આવી જુએ છે તો દેવો તથા ઋષિઓ જેની સ્તુતિ કરે છે તેવા સોમનાથના લિંગનું દર્શન થયું. તેણે રાવણ પાસે જઈ વિસ્તારથી તે દૃશ્યનું વર્ણન કર્યું તેથી રાવણે નીચે આવી સોમેશ્વરની પૂજા કરી તથા એક ગુફામાં શિવલિંગની સ્થાપના કરી, જેનું નામ 'રાવણેશ્વર' રાખ્યું.[2]

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૫૧ (ગિરાભાઈ રામજીકૃત ભાષાંતર). શ્રીરામ તથા સીતાને પામર બનાવી માત્ર રામેશ્વરનું માહાત્મ્ય લખવાનો ઉદ્દેશ આ કથામાં પ્રતીત થાય છે. તેનું વિવેચન આવશ્યક નથી. વાચકોએ તે વિધાન માટે જાતે નિર્ણય કરવાનો રહે છે. રામાયણમાં ભગવાન રામ પ્રભાસ આવ્યા હતા તેવો કોઈ ઉલ્લેખ નથી.

૨ પ્રભાસ ખંડ અધ્યાય ૫૭

રાવણે સોમનાથનું મંદિર બંધાવ્યાનો પણ ઉલ્લેખ છે (જુઓ પ્રકરણ ૩) આ વાર્તા રાવણેશ્વરના માહાત્મ્ય પૂરતી જ છે; તેનું કોઈ પ્રકારનું ઐતિહાસિક મૂલ્ય જણાતું નથી.

### ધ્રુવ

ધ્રુવે વિષ્ણુની ઉપાસના કરી વરદાન મેળવ્યાની કથા પ્રચલિત છે, જ્યારે પ્રભાસખંડ કહે છે કે ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવે પ્રભાસમાં આવી નાલેશ્વર મહાદેવની તપશ્ચર્યા આદરી ત્યારે પ્રસન્ન થઈ શંકરે વરદાન માગવા કહ્યું. ધ્રુવે કહ્યું: 'હે ભગવન્, વિષ્ણુપદ, શિવપદ કે બ્રહ્મપદની મને ઇચ્છા નથી, પણ આપ અનાદિ દેવની ભક્તિ આપો અને આ લિંગમાં સદા આપ વાસ કરી રહો.' મહાદેવે 'તથાસ્તુ' કહ્યું અને તે લિંગનું નામ નાલેશ્વર હતું તેને બદલે ધ્રુવેશ્વર થયુ.[૧]

આ ઉપરાંત મદ્રદેશાધિપતિ શલ્ય, મહાત્મા વિદુર, ભીષ્મપિતામહ વગેરે મહાપુરુષો પ્રભાસમાં આવ્યા હતા તેમ પ્રભાસખંડ વર્ણવે છે.

પ્રભાસખંડમાં પાંડવોના આગમનનો પણ ઉલ્લેખ છે. મહાભારતમાં પાંડવોનું પ્રભાસમાં આગમન વિસ્તારપૂર્વક વર્ણવ્યું છે. એટલે બન્ને વૃતાંત સાથે જોવાનું જરૂરી છે.

### પ્રભાસમાં પાંડવો[૨]

પ્રભાસ ચંદ્ર-સોમ-તીર્થ હતું. દ્વારકા સમીપ હતું, તેથી પાંડવો શ્રીકૃષ્ણની સલાહ લેવા વારંવાર દ્વારકા આવતા ત્યારે જતાં આવતાં પ્રભાસની મુલાકાત પણ લેતા.

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૫૪

ધ્રુવ કયારે થયા, ક્યાં તપ કર્યું વગેરે બાબતો એટલા પ્રસિદ્ધ છે કે આ વાર્તા પર ચર્ચા કરવી અનાવશ્યક જણાય છે. માત્ર ધ્રુવેશ્વરના માહાત્મ્ય ખાતર આ વાત લખી લાગે છે.

૨ પ્રભાસ ખંડમાં દર્શાવેલી વાર્તાઓ મહાભારતને આધારે લીધી છે. તેથી પિષ્ટપેષણ ન થાય અને બન્ને વચ્ચે સરખામણી થઇ શકે તે માટે અહીં મહાભારતના આધારે આ વર્ણનો આપવામાં આવ્યા છે. ('સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' તરફથી પ્રસિદ્ધ થએલ ગુજરાતી અનુવાદમાંથી અવતરણો લીધાં છે.)

પાંડવોએ એક એવો નિયમ રાખેલો કે જ્યારે એક ભાઈ દ્રૌપદી પાસે હોય ત્યારે બીજા ભાઈએ ત્યાં જવું નહિ. અર્જુને આ નિયમનો ભંગ કર્યો ત્યારે તેને નિયત શિક્ષા સ્વીકારવી પડી. અને તે પ્રમાણે તે તીર્થયાત્રા કરવા નીકળ્યો. જુદાં જુદાં તીર્થોમાં ફરતો ફરતો તે પશ્ચિમ સમુદ્રના તીરે આવેલાં સર્વતીર્થોમાં તેમ જ પુણ્યસ્થળોમાં થઈ પ્રભાસતીર્થમાં આવ્યો.

મધુસૂદન શ્રીકૃષ્ણે સાંભળ્યું કે અપરાજિત અર્જુન પ્રભાસના રમણીય પાવનકારી તીર્થમાં આવ્યો છે ત્યારે તે પોતાના મિત્રને મળવા ત્યાં આવ્યા. બન્ને મળ્યા અને એક બીજાને ભેટયા. પરસ્પર કુશળ પૂછી નર–નારાયણના અવતાર રૂપ પરમ મિત્રો વનમાં બેઠા.

"વાસુદેવે અર્જુનને પ્રવાસનું કારણ પૂછતાં કહ્યું કે—" હે પાંડવ તું શા માટે તીર્થોની યાત્રા કરે છે?"

"અર્જુને જે બન્યુ હતું તે સર્વ કહી સંભળાવ્યુ. તે સાંભળીને વાર્ષ્ણેય શ્રીકૃષ્ણ બોલ્યા : 'તેં કર્યું છે તે સ્તુત્ય છે અને એમ જ થવું જોઈએ.' આમ શ્રીકૃષ્ણ તથા અર્જુને પ્રભાસમાં યથેચ્છ વિહાર કર્યો."[3]

શ્રીકૃષ્ણે અર્જુનને પ્રભાસમાં જ્યાં સરસ્વતી સમુદ્રમાં મળે છે ત્યાં એકાંતમાં બેસી પોતાની બહેન સુભદ્રા કૌરવોમાં પરણે તેવી પ્રવૃત્તિ ચાલી રહેલ છે તે જણાવ્યુ અને અર્જુનને તેનું અપહરણ કરી જવા સલાહ આપી. અર્જુન બલાત્કારે પરણવા ઇચ્છતો ન હતો, પરંતુ ઘણી સમજાવટ પછી તે સુભદ્રાનું અપહરણ કરવા સંમત થયો.

તે પછી યુધિષ્ઠિર વગેરે પાંડવો વનવાસ દરમ્યાન

---

૩ મહાભારત આદિપર્વાન્તર્ગત અર્જુનવનવાસપર્વ અધ્યાય ૨૧૮ તથા ૧૧૮

ગોદાવરી સ્નાન કરી દ્રવિડ દેશમાં થઈ સુપરક[1] તીર્થમાં આવ્યા. ત્યાંથી વનો વટાવી સમુદ્રતીરે ચાલતાં ચાલતાં પ્રભાસ નામના પૃથ્વી પ્રસિદ્ધ તીર્થમાં આવ્યા. રક્તનેત્રોવાળા એ ધર્મરાજે પોતાના ભાઈઓ સાથે સ્નાન કર્યું તથા દેવગણોને તેમજ પિતૃઓને તર્પણ આપ્યું.

તે જ રીતે કૃષ્ણાએ તથા લોમશ સમેત સર્વ બ્રાહ્મણોએ પણ કર્યું. તે ધાર્મિક શ્રેષ્ઠ ધર્મનંદને બાર દિવસ સુધી જલ અને વાયુનો આહાર રાખી સવાર સાંજ સંધ્યા સ્નાન કરતા રહી ચારે દિશાઓમાં અગ્નિ પ્રકટાવી તપ કરવા માંડયું. યુધિષ્ઠિરના ઉગ્ર તપ વિષે સાંભળી વૃષ્ણિશ્રેષ્ઠ બલરામ તથા શ્રીકૃષ્ણ પોતાની સેના સાથે એ અંજમીઢવંશી યુધિષ્ઠિર પાસે આવ્યા પાંડવોને તેઓએ ભૂમિ પર સૂતેલા અને અને મલિનતાથી ખરડાએલાં ગાત્રોવાળા જોઈને તથા દુઃખ ભોગવવા અયોગ્ય એવી દ્રૌપદીને મહાદુઃખમાં જોઈ તે વૃષ્ણિઓ અતિશય દુઃખી થયા અને આર્ત્તસ્વરે રુદન કરવા લાગ્યા."

પાંડવોની દયાજનક સ્થિતિ જોઇને બલરામ અને સાત્યકિ ઉશ્કેરાઈ ગયા. બલરામ નીતિ અને પવિત્રતા પાળતા અને સદાચારથી રહેતા પાંડવો દુઃખ ભોગવે અને અનીતિ તથા દુરાચાર આચરતા કૌરવો સુખ ભોગવે તેનું કારણ શ્રીકૃષ્ણને પૂછવા માંડયા, પણ સાત્યકિ તો આવી વાતો કરવા કરતાં યાદવોની સેના સજ્જ કરી રણક્ષેત્રમાં કૌરવોનો પરાભવ કરી પાંડવોને હસ્તિનાપુરના સિંહાસને બેસાડવા માટે ભાષણ કરવા લાગ્યો પરંતુ શ્રીકૃષ્ણે તુરત ઉત્તર આપ્યો કે 'તમારૂં કથન યોગ્ય છે પરંતુ યુધિષ્ઠિર પોતાના હાથથી ન જીતેલી ભૂમિને કોઈ પણ રીતે ઈચ્છશે નહિ. પાંડવો કોઇ પણ કારણે ધર્મનો ત્યાગ નહિ કરે અને આ કાર્યમાં દ્રુપદ, કેકયરાજ, ચેદિપતિ વગેરે રાજાઓ

---

[1] વર્તમાન સોપારા

તથા આપણે સંયુક્ત બની પરાક્રમ નહિ કરીએ ત્યાં સુધી કૌરવોનો નાશ થશે નહિ.'

યુધિષ્ઠિરે પણ કહ્યું કે મારો ધર્મ સત્યનું રક્ષણ કરવાનો છે, રાજ્યનું એકલાનું નહિ. તેણે યાદવોનો ઉપકાર માન્યો અને યોગ્ય સમયે મદદ લેવાની ખાતરી આપી. યાદવોએ તે સાંભળી સંતોષ અનુભવ્યો; પાંડવો તથા યાદવો પરસ્પર ભેટી જુદા પડયા. પાંડવો તે પછી તીર્થયાત્રામાં આગળ વધ્યા.[૧]

મહાભારતના ભીષણ સંગ્રામ પછી શ્રી કૃષ્ણના ઉપદેશથી અર્જુને અહીં આવી પોતે કરેલી હત્યાઓનું પ્રાયશ્ચિત કર્યું.[૨] જ્યારે તેઓ પ્રભાસમાં હતા ત્યારે તેમના આશ્રમથી પીવાના પાણીનો કૂવો દૂર પડતો હતો. દ્રૌપદીને તેથી કષ્ટ પડતું તે દૂર કરવા એક નવો કૂવો ખોદ્યો અને પાંડવોએ શ્રીકૃષ્ણને વિનંતિ કરી કે આ કૂવામાં આપનું સાનિધ્ય રહે.[૩]

મદ્રદેશાધિપતિ શલ્ય પણ પ્રભાસમાં ઉગ્ર તપ કરવા આવ્યા હતા. ભીષ્મપિતામહ, વિદુર વગેરે અનેક નામાંકિત પુરુષો તથા વસિષ્ઠ, વિશ્વામિત્ર, અંગિરસ, જમદગ્નિ, ચ્યવન, દધીચિ પુલક્ત્ય વગેરે ઋષિઓ પ્રભાસમાં આવ્યા, હતા વસ્યા હતા કે તેમણે તપશ્ચર્યા વા યજ્ઞો કર્યા હતા.[૪]

### યાદવો

પ્રભાસ યાદવોનું પ્રિય વિહારસ્થાન હતું. દ્વારકા[૫] સમીપ

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૨૮–૨૯; આ તીર્થ તે પિંડારક (વર્તમાન 'પંડવા').

૨ આ પ્રસંગે ભીમે ભીમેશ્વરની સ્થાપના કરી તેમ પ્રભાસખંડ અધ્યાય ૩૩ કહે છે.

૩ પ્રભાસખંડ અધ્યાય ૬૭; પાંડવકૂપ નામે ઓળખાતું તીર્થ, જેનો પુરાણકાર આમ ઇતિહાસ આલેખે છે.

૪ પ્રભાસખંડ અધ્યાય ૩૯ તથા અન્યત્ર.

૫ દ્વારકા તે વર્તમાન દ્વારકા નહિ, પણ કોડિનાર પાસેનું મૂળ દ્વારકા જેની વિગતો આગળ આવી ગઈ છે.

હોવાથી તેઓ વારંવાર પ્રભાસ જતા. શ્રીકૃષ્ણને ખબર મળ્યા કે અર્જુન તીર્થયાત્રા કરતો કરતો પ્રભાસમાં આવ્યો છે ત્યારે તુરતજ તે ત્યાં જઈ પહોંચ્યા. યુધિષ્ઠિર તપશ્ચર્યા કરે છે તે જાણતાં યાદવસેના તેમના અગ્રિમ યાદવો તથા શ્રીકૃષ્ણ બલરામ સહિત ત્યાં ઉપસ્થિત થઈ.

**બલરામ**

યાદવોમાં બલરામ સર્વપૂજ્ય હતા. શ્રીકૃષ્ણ તેના પ્રત્યે પૂજ્યભાવથી વર્તતા. બલરામ તટસ્થ ન્યાયપ્રિય અને સ્પષ્ટવક્તા હતા. મહાભારતના યુદ્ધ સમયે તેના શિષ્ય દુર્યોધનના પક્ષને સહાય કરવી કે કુન્તીપુત્રોને તે પ્રશ્ન મુંઝવતો હતો તેથી મધ્યમ માર્ગ સ્વીકારી તેણે તીર્થયાત્રાનું નિમિત્ત શોધી કુરુક્ષેત્રની સંહારભૂમિનો ત્યાગ કર્યો. આ તીર્થાટનનો તેમણે પ્રભાસથી જ પ્રારંભ કર્યો. સેવકોને આજ્ઞા આપી કે 'તીર્થયાત્રામાં ઉપયોગી થાય તેવી બધી સામગ્રી તથા સાધનો લઈ તમે શીઘ્ર સરસ્વતી પ્રતિ જાઓ અને સેંકડો બ્રાહ્મણો તથા ઋષિઓને સાથે લઈ જાઓ.'[1]

આમ સેંકડો બ્રાહ્મણો, ઋત્વિજો તથા સેવકો સાથે બલરામ પ્રભાસમાં આવ્યા અને સરસ્વતીના તીરે આવેલાં પુણ્યતીર્થોમાં પ્રવાસ કરી પવિત્ર બ્રાહ્મણોને ઘણું દાન દીધું. બલરામે પ્રભાસની યાત્રા પૂરી કરી ત્યાંથી સમીપ આવેલાં સરસ્વતી તીરે ચમસોદ્‌ભેદ, ઉદ્‌પાત, ત્રિત અને વિનશન તીર્થની પણ યાત્રા કરી ત્યાંથી તત્કાલીન પ્રસિદ્ધ જ્યોતિષી ગર્ગાચાર્યનો ગર્ગસ્રોત નામે આશ્રમ હતો ત્યાં જઈ ત્યાંથી નાગધન્વા, પ્રાચી તથા સપ્તસરસ્વતી વગેરે તીર્થોમાં યાત્રા કરી પછી અન્યત્ર ગયા[2].

પ્રભાસતીર્થમાં બલરામ ગયા તેનું બીજું કારણ પણ છે. આ યાત્રા પહેલાં બલરામ રૈવતકવનમાં મદિરાપાન કરી ફરતા

---

૧ મહાભારત શલ્યપર્વ અધ્યાય ૩૫.

૨ આ તીર્થોનું વર્ણન અને વિગતો પરિશિષ્ટ ૧ માં આપી છે.

હતા ત્યારે તે વનમાં કૃષ્ણાજિનનું આચ્છાદન કરી દર્ભના આસન પર બેસી ભારદ્વાજ તથા ગૌતમગોત્રના દ્વિજો, સૂતો, રાજર્ષિઓ અને બ્રહ્મર્ષિઓ પુરાણની કથા થતી હતી તેનું શ્રવણ કરતા હતા. બલરામે મદિરાપાન કર્યું છે તેથી તેની વૃત્તિઓ અંકુશમાં નથી એમ જાણી કથાકાર સૂતો તેનું સ્વાગત કરવા સામા ગયા પણ બલરામે સુરાપાનમાં મતિ ગુમાવી હતી, જેથી તે સ્થિતિમાં ક્રોધાવિષ્ટ થઈ તેણે સૂતોને મારી નાખ્યા. આ ભયંકર દૃશ્ય જોઈ બ્રાહ્મણો ભાગી ગયા. થોડીવારે બલરામને ભાન આવતાં તેને અપાર પશ્ચાત્તાપ થયો. શું પ્રાયશ્ચિત કરવું તે વિચારતાં તેણે અગ્નિપ્રવેશ કરી શિક્ષા ભોગવવા વિચાર્યું; ત્યાં આકાશવાણી થઈ કે હે બલરામ, સંતાપ ન કરતાં તમે પ્રભાસક્ષેત્રમાં જાઓ; ત્યાં સકળ પાતકનાશક બ્રહ્મરૂપ પંચસ્રોત સરસ્વતી વહે છે—આ બ્રહ્માંડ સચરાચરમાં એક પક્ષે ગંગાદિ બધાં તીર્થો અને અન્ય પક્ષે આ સરસ્વતી છે; જ્યાં સુધી સરસ્વતીનાં દર્શન નથી કર્યાં ત્યાં સુધી બ્રહ્મહત્યા ગર્જે છે, માટે તમે ત્યાં જાઓ.' બલરામ તેથી પ્રભાસ ગયા અને ત્યાં 'મનોહર સાગર અને સરસ્વતીના સંગમ તીર્થે જઈ બ્રાહ્મણોની આજ્ઞાનુસાર યાત્રા કરી દાન આપ્યાં તથા સંગમ પાસે રામેશ્વર નામક શિવ લિંગની સ્થાપના કરી.'[૧]

## યાદવાસ્થળી

### ગાંધારીનો શાપ

મહાભારતના ભયંકર રણસંગ્રામને અંતે રણભૂમિ પર શાશ્વત નિદ્રામાં પોઢેલા પોતાના પુત્રો અને તેના અનુયાયીઓને દુર્યોધનની વીર માતા ગાંધારી શોકથી વિહ્વલ બની

---

૧ આ કથા પ્રભાસખંડ અધ્યાય ૬૨ માં આપી છે. પ્રભાસખંડના લેખકે માહાત્મ્યની કેવી વાર્તાઓ લખી છે તેનું આ દૃષ્ટાંત છે. મહાભારતમાં બલરામે સૂતોનો ઘાત કર્યાનો ઉલ્લેખ નથી કે નથી તેણે મદિરાપાન કર્યાની વાત.

ગઈ અને તેના પુત્રો, પૌત્રો આદિ કુરુકુલના વીરોના મૃતદેહો પ્રત્યે અશ્રુપૂર્ણ નેત્રોએ એક દૃષ્ટિ નાખી સમીપ ઊભેલા શ્રી કૃષ્ણ સામું ક્રોધ, શોક અને તિરસ્કારથી કહેવા લાગી: "અરે ઓ જનાર્દન, પાંડવો અને કૌરવો પરસ્પર વૈર કરી નાશ પામ્યા, પણ આપે શા માટે તેઓના નાશની ઉપેક્ષા કરી? આપ શક્તિમાન હતા, આપની પાસે અનેક સેવકો હતા, મહાન સૈન્ય હતું અને આપની શાસ્ત્રકુશળતા તથા વાક્પટુતાથી બંને પક્ષોનું સમાધાન કરવા સમર્થ હતા, છતાં ઓ મધુસૂદન, આપે કેવળ સ્વેચ્છાથી, જાણી જોઈને કુરુઓનો નાશ થવા દીધો. માટે હે મહાબાહુ, આપ તેના ફળને અવશ્ય પામશો. મેં મારા પતિની સેવા કરીને આજ પર્યંત જે તપોબળ પ્રાપ્ત કર્યું છે તેના સામર્થ્યથી ચક્રગદા ધારણ કરનાર આપને શાપ આપું છું કે હે ગોવિંદ, પરસ્પર બંધુસંબંધથી સંકળાએલ કૌરવો અને પાંડવો જ્યારે અન્યોન્યનો સંહાર કરવા તત્પર થયા ત્યારે આપે આ ઉપેક્ષા કરી છે તે કારણે આપ પણ આપના બંધુઓના સંહારના કર્તા બનશો. હે મધુસૂદન આજથી છત્રીશમેં વર્ષે આપના સર્વે બાંધવો, મંત્રીઓ પુત્રો વગેરેનો નાશ થઈ જશે અને આપ પણ વનમાં રખડશો; અનાથની જેમ અજ્ઞાત થઈ જશો અને લોકો આપને ઓળખશે પણ નહિ. આપનું મૃત્યુ અતિ નિંદ્ય રીતે થશે. જેમ ભરતકુળની સ્ત્રીઓ તેમનાં સ્વજનો, પુત્રો, બાંધવોનો નાશ નિરખી કલ્પાંત કરે છે, તેવી જ રીતે યાદવકુળની સર્વ સ્ત્રીઓ પણ તેવા જ કારણે કલ્પાંત કરશે."

ગાંધારીનો આવો ભયંકર શાપ સાંભળી શ્રી કૃષ્ણ મંદ મંદ હસ્યા અને પછી ગાંધારીને કહ્યું કે "જેને માટે મેં પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો છે તે કાર્યને તમે સામે આવી કર્યું છે. હું જાણું છું કે યાદવો તેવા દૈવી યોગથી જ નાશ પામશે. યાદવકુળનો નાશ મારા વિના અન્ય કોઈ કરી શકે

તેમ નથી, તેથી તેઓ પરસ્પર યુદ્ધ કરીને જ નાશ પામશે." ૧

આ વાતને છત્રીશ વર્ષ વ્યતીત થઈ ગયા મહારાજા યુધિષ્ઠિરને વિપરીત દૃશ્યો દેખાવા લાગ્યાં રેતી વરસાવતા રૂક્ષ વાયુઓ મૂસવવા લાગ્યા પક્ષીઓ ડાબી બાજુએ મંડલાકારે ઉડતાં જણાયા. નદીઓ પર ધુમ્મસ છવાયુ અને અવળાં વહેણુ થયાં અગ્નિ વરસાવતા ઇધનો આકાશમાથી પૃથ્વી પર પડવા લાગ્યા સૂર્યમંડળ ઉપર રજ છવાઈ સૂર્યોદય પ્રસંગે મસ્તકહીન ધડો દૃષ્ટિગોચર થવા લાગ્યા, ચંદ્ર તથા સૂર્યની આસપાસ શ્યામ અને રૂક્ષ દેખાતા ભસ્મ જેવી રક્ત કાન્તિવાળા મંડળો રચાયાં. આવા અનેક ભયસૂચક, હૃદયને ઉદ્વેગ કરનારા ચિહ્નો પ્રતીત થવાં લાગ્યા. ૨

આ દિવસોમા દ્વારકામા સાગ્ણમુનિ, વિશ્વામિત્ર, કણ્વ અને નારદ આવ્યા યાદવ વંશના કુમારોએ સાબને સ્ત્રીનો વેશ પહેરાવી ઋષિઓ સમીપ ઉપસ્થિત કરી પૂછ્યુ કે 'હે ઋષિઓ, પુત્રની ઇચ્છાવાળા મહાતેજસ્વી બભ્રુની આ પત્ની છે, કૃપા કરી કહો કે આ સ્ત્રી કોને જન્મ આપશે?' ઋષિઓને આ પ્રશ્નથી અપમાન લાગ્યુ અને તેઓએ ઉત્તર આપ્યો કે શ્રીકૃષ્ણનો પુત્ર સાબ યાદવો અને અંધકોના નાશ માટે લોઢાના એક ભયંકર મુશલને જન્મ આપશે અને તે દ્વારા ઉદ્ધત અને ઘાતકી યાદવો ક્રોધાયપાન થઈ બલરામ તથા શ્રીકૃષ્ણ સિવાય આખા યાદવકુળનો નાશ કરશે બલરામ દેહત્યાગ કરી સમુદ્રના જલમા પ્રવેશ કરશે અને શ્રીકૃષ્ણ જરા નામના પારધિના બાણવડે વીંધાશે" ૩

શ્રીકૃષ્ણે શાપની વાત સાભળી યાદવોને કહ્યુ 'આ પ્રમાણે આપણુ ભાવિ છે' વળતે દિવસે સાબના પેટ પર બાધેલ

---

૧ મહાભારત સ્ત્રીપર્વ અધ્યાય ૨૫.

૨ મહાભારત મૌશલ પર્વ અધ્યાય ૧

૩ મહાભારત મૌશલ પર્વ અધ્યાય ૧ તથા પ્રભાસખંડ.

ગઈ અને તેના પુત્રો, પૌત્રો આદિ કુરુકુલના વીરોના મૃતદેહો પ્રત્યે અશ્રુપૂર્ણ નેત્રોએ એક દૃષ્ટિ નાખી સમીપ ઊભેલા શ્રી કૃષ્ણ સામુ ક્રોધ, શોક અને તિરસ્કારથી કહેવા લાગી "અરે ઓ જનાર્દન, પાડવો અને કૌરવો પરસ્પર વૈર કરી નાશ પામ્યા, પણ આપે શા માટે તેઓના નાશની ઉપેક્ષા કરી? આપ શક્તિમાન હતા, આપની પાસે અનેક સેવકો હતા, મહાન સૈન્ય હતુ અને આપની શાસ્ત્રકુશળતા તથા વાક્પટુતાથી બને પક્ષોનુ સમાધાન કરવા સમર્થ હતા, છતા ઓ મધુસૂદન, આપે કેવળ સ્વેચ્છાથી, જાણી જોઈને કુરુઓનો નાશ થવા દીધો માટે હે મહાબાહુ, આપ તેના ફળને અવશ્ય પામશો મે મારા પતિની સેવા કરીને આજ પર્યંત જે તપોબળ પ્રાપ્ત કર્યુ છે તેના સામર્થ્યથી ચક્રગદા ધારણ કરનાર આપને શાપ આપુ છુ કે હે ગોવિંદ, પરસ્પર બધુસબધથી સકળાએલ કૌરવો અને પાડવો જ્યારે અન્યોન્યનો સહાર કરવા તત્પર થયા ત્યારે આપે આ ઉપેક્ષા કરી છે તે કારણે આપ પણ આપના બધુઓના સહારના કર્તા બનશો હે મધુસૂદન આજથી છત્રીશમે વર્ષે આપના સર્વે બાધવો, મત્રીઓ પુત્રો વગેરેનો નાશ થઈ જશે અને આપ પણ વનમા રખડશો, અનાથની જેમ અજ્ઞાત થઈ જશો અને લોકો આપને ઓળખશે પણ નહિ આપનુ મૃત્યુ અતિ નિંદ્ય રીતે થશે જેમ ભરતકુળની સ્ત્રીઓ તેમના સ્વજનો, પુત્રો, બાધવોનો નાશ નિરખી કલ્પાત કરે છે, તેવી જ રીતે યાદવકુળની સર્વ સ્ત્રીઓ પણ તેવા જ કારણે કલ્પાત કરશે"

ગાધારીનો આવો ભયકર શાપ સાભળી શ્રી કૃષ્ણ મદ મદ હસ્યા અને પછી ગાધારીને કહ્યુ કે "જેને માટે મે પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો છે તે કાર્યને તમે સામે આવી કર્યુ છે હુ જાણું છુ કે યાદવો તેવા દૈવી યોગથી જ નાશ પામશે યાદવકુળનો નાશ મારા વિના અન્ય કોઈ કરી શકે

તેમ નથી; તેથી તેઓ પરસ્પર યુદ્ધ કરીને જ નાશ પામશે."[૧]

આ વાતને છત્રીશ વર્ષ વ્યતીત થઈ ગયાં. મહારાજા યુધિષ્ઠિરને વિપરીત દશ્યો દેખાવાં લાગ્યાં. રેતી વરસાવતા રૂક્ષ વાયુઓ સૂસવવા લાગ્યા. પક્ષીઓ ડાબી બાજુએ મંડલાકારે ઉડતાં જણાયાં. નદીઓ પર ધુમ્મસ છવાયું અને અવળાં વહેણુ થયાં. અગ્નિ વરસાવતાં ઇંધનો આકાશમાંથી પૃથ્વી પર પડવાં લાગ્યાં. સૂર્યમંડળ ઉપર રજ છવાઇ. સૂર્યોદય પ્રસંગે મસ્તકહીન ધડો દષ્ટિગોચર થવાં લાગ્યાં, ચંદ્ર તથા સૂર્યની આસપાસ શ્યામ અને રૂક્ષ દેખાતાં ભસ્મ જેવી રક્ત કાન્તિવાળાં મંડળો રચાયાં. આવાં અનેક ભયસૂચક, હૃદયને ઉદ્વેગ કરનારાં ચિહ્નો પ્રતીત થવાં લાગ્યાં.[૨]

આ દિવસોમાં દ્વારકામાં સારણમુનિ, વિશ્વામિત્ર, કણ્વ અને નારદ આવ્યા. યાદવ વંશના કુમારોએ સાંબને સ્ત્રીનો વેશ પહેરાવી ઋષિઓ સમીપ ઉપસ્થિત કરી પૂછયું કે 'હે ઋષિઓ, પુત્રની ઇચ્છાવાળા મહાતેજસ્વી બભ્રુની આ પત્ની છે; કૃપા કરી કહો કે આ સ્ત્રી કોને જન્મ આપશે?' ઋષિઓને આ પ્રશ્નથી અપમાન લાગ્યું અને તેઓએ ઉત્તર આપ્યો કે શ્રીકૃષ્ણનો પુત્ર સાંબ યાદવો અને અંધકોના નાશ માટે લોઢાના એક ભયંકર મુશલને જન્મ આપશે અને તે દ્વારા ઉદ્ધત અને ઘાતકી યાદવો ક્રોધાયપાન થઈ બલરામ તથા શ્રીકૃષ્ણ સિવાય આખા યાદવકુળનો નાશ કરશે. બલરામ દેહત્યાગ કરી સમુદ્રના જલમાં પ્રવેશ કરશે અને શ્રીકૃષ્ણ જરા નામના પારધિના બાણવડે વીંધાશે."[૩]

શ્રીકૃષ્ણે શાપની વાત સાંભળી યાદવોને કહ્યું: 'આ પ્રમાણે આપણું ભાવિ છે.' વળતે દિવસે સાંબના પેટ પર બાંધેલ

---

૧ મહાભારત સ્ત્રીપર્વ અધ્યાય ૨૫.

૨ મહાભારત મૌશલ પર્વ અધ્યાય ૧

૩ મહાભારત મૌશલ પર્વ અધ્યાય ૧ તથા પ્રભાસખંડ.

તગારામાથી મુશળનો જન્મ થયો યાદવો મુશળ લઈને ઉગ્રસેન રાજા પાસે ગયા ઉગ્રસેને આ મુશળનુ બારીક ચૂર્ણ કરાવી સમુદ્રમા ફેકાવી દીધુ ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, બલરામ તથા બભ્રુએ નગરમા ઢઢેરો પીટાવી દીધોકે "આજથી સર્વ યાદવો તથા અધકો પૈકી કોઈએ મદિરાપાન કરવુ નહિ, તેમ જ પુરવાસીઓએ પણ સુરાપાન કરવુ નહિ, જે કોઈએ મદિરાપાન કર્યું છે તેમ જાહેર થશે તેને બધુઓ સહિત શૂળી પર ચડાવી દેવામા આવશે"

યાદવોએ પૂરતી સાવચેતી રાખી, છતા 'કાળ સર્વના ઘરમા ઘૂમ્યા કરતો હતો' કરાલ, વિકટ મૂડ, શ્યામ તથા પિંગલવર્ણ પુરુષ તે યાદવોના ઘરમા પ્રવેશ કરી કોઈ સ્થળે દેખાતો હતો અને કોઈ સ્થળે દેખાતો ન હતો યાદવોએ તેનો નાશ કરવા વૃથા પ્રયત્ન કર્યો થોડા દિવસોમા મહારોમાચક મહાદારુણ વાયુઓ વાવા લાગ્યા નગરના ઉપમાર્ગોમા ઉદરો ઉભરાયા ભાગેલા ઠીકરાના વાસણો દેખાયા ઉદરો સૂતેલા યાદવોના વાળ તથા નખ કાપવા માડયા મેના ચી ચી અવાજ કરવા માડી હસો ઘુવડના જેવુ બોલવા લાગ્યા ઘેટાઓ અને અજાઓ શિયાળના જેવા શબ્દો ઉચ્ચારવા લાગ્યા ધોળા અને રક્ત પગોવાળા પક્ષીઓ યાદવોના ઘરોમા નિર્ભય રીતે વિચરવા લાગ્યા અને ગાયોએ ગધેડાને, ખચ્ચરીઓએ હાથીને, કૂતરીઓએ બિલાડાને તથા નોળીઆઓએ ઉદરોને જન્મ આપ્યો।

આ કુદરતી ચિહ્નોથી પાપકર્મથી ડરનાર યાદવો પાપ કરવા લાગ્યા તેઓ બ્રાહ્મણો, પિતૃઓ અને દેવોનો દ્વેષ કરવા માડયા ગુરુઓનુ અપમાન કરવાનુ સહજ થઈ ગયુ પત્નીઓ પતિ પ્રત્યે ધૂર્ત બની અગ્નિની શિખા ડાબી જવા માડી અને જ્વાળાઓમા ભિન્નભિન્ન રગો દશ્યમાન થયા સૂર્ય ઉદયકાળે અને અસ્તકાળે મસ્તકશૂન્ય ધડોથી વીંટાએલ જોવામા આવ્યો અને ઘરના રસોડામા શુદ્ધ કરેલ અન્નમા કીડાઓ નજર પડવા માડયા પૂજાસ્થાને કોઈ પડી રહ્યુ હોય તેવો ભાસ થવા લાગ્યો અને શખનાદ સમયે ગધેડાઓ ભૂકવા લાગ્યા.

જે યાદવો આકાશના નક્ષત્રોની ગતિ જાણતા હતા તેઓ પોતાના ગ્રહો જોઈ શક્યા નહિ, કાળ અને સર્વનાશ પ્રત્યે યાદવકુળને લઇ જતુ ભાવિ પ્રથમવીજ પોતાના પડછાયા પાથરી રહ્યુ

એટલામા પંદરને બદલે તેર દિવસનુ પખવાડિયુ આવ્યુ ત્રયોદશીને દિવસે અમાવાસ્યા થઈ અને તે જ દિવસે ગ્રહણ થયુ તેથી શ્રીકૃષ્ણે યાદવોને એકત્રિત કરીને કહ્યુ 'મહાભારતના સમયે ચૌદમી તિથિ જેમ પદરમી થઇ હતી અને તે જ દિવસે ગ્રહણ થયુ હતુ તેમ અત્યારે પણ આપણો વિનાશ સર્જવા આ તિથિ આવી પહોચી છે" તેમણે થોડો વિચાર કરી ફરીથી કહ્યુ "તે જ આ છત્રીશમું વર્ષ આવ્યુ, ગાધારીએ આપેલા શાપનું વર્ષ આ જ છે અને પૂર્વે મહાદારુણ ઉત્પાતો જોઇ યુધિષ્ઠિરે કહ્યુ હતુ તે વર્ષ આવી ગયુ છે, તેથી સૌ યાદવોએ નગર ત્યજી સમુદ્રતીરે તીર્થસ્થળે જવુ યોગ્ય છે"

શ્રી કૃષ્ણની આજ્ઞા થતા જ યાદવો, અધકો અને વૃષ્ણિઓ નગર તજીને પ્રભાસ તરફ જવા પ્રવૃત્ત થયા તે સમયે શ્વેત દતપક્તિવાળી શ્યામરગી સ્ત્રી યાદવ સ્ત્રીઓના મંગલસૂત્રો ચોરતી ઘૂમતી હોય, ભયકર ગૃધ્રો અગ્નિહોત્ર શાળામા યાદવો તથા અધકોને ખાતા હોય, રાક્ષસો રાજછત્રો, અલકારો, કવચો, અને ગજધ્વજોનુ હરણ કરતા હોય એવા સ્વપ્ન આવવા લાગ્યા અગ્નિએ શ્રી કૃષ્ણને આપેલુ વજ્રનાભ નામનુ ચક્ર સ્વય આકાશમા ચાલ્યુ ગયુ દારુક સારથિ જોયા કરે તેમ દૈવી અશ્વો રથ લઈ સમુદ્રમા ગયા 'તાલ' અને 'સુપર્ણ' નામના મહાધ્વજોને અપ્સરાઓ હરી ગઈ યાદવો ભયથી વ્યાકુળ બન્યા તેઓના હૃદયોમા આવી રહેલી આપત્તિના ચિહ્નોથી વિહ્વળતા વધી ગઈ, તેઓએ જાતજાતના ભક્ષ્યો, ભોજ્ય, પેય, મદ્યમાંસ વગેરે તૈયાર કરાવી તેજસ્વી સૈનિકો, ઉત્તમ વાહનો,

તગારામાંથી મુશળનો જન્મ થયો. યાદવો મુશળ લઈ ને ઉગ્રસેન રાજા પાસે ગયા. ઉગ્રસેને આ મુશળનું બારીક ચૂર્ણ કરાવી સમુદ્રમાં ફેંકાવી દીધું. ઉગ્રસેન, શ્રીકૃષ્ણ, બલરામ તથા બભ્રુએ નગરમાં ઢંઢેરો પીટાવી દીધોકે "આજથી સર્વ યાદવો તથા અંધકો પૈકી કોઈએ મદિરાપાન કરવું નહિ, તેમ જ પુરવાસીઓએ પણ સુરાપાન કરવું નહિ; જે કોઈ એ મદિરાપાન કર્યું છે તેમ જાહેર થશે તેને બંધુઓ સહિત શૂળી પર ચડાવી દેવામાં આવશે."

યાદવોએ પૂરતી સાવચેતી રાખી, છતાં 'કાળ સર્વના ઘરમાં ઘૂમ્યા કરતો હતો.' કરાલ, વિકટ મૂંડ, શ્યામ તથા પિંગલવર્ણ પુરુષ તે યાદવોના ઘરમાં પ્રવેશ કરી કોઈ સ્થળે દેખાતો હતો અને કોઈ સ્થળે દેખાતો ન હતો. યાદવોએ તેનો નાશ કરવા વૃથા પ્રયત્ન કર્યો. થોડા દિવસોમાં મહારોમાંચક મહાદારુણ વાયુઓ વાવા લાગ્યા. નગરના ઉપમાર્ગોમાં ઉંદરો ઉભરાયા. ભાંગેલાં ઠીકરાંના વાસણો દેખાયાં. ઉંદરો સૂતેલા યાદવોના વાળ તથા નખ કાપવા માંડયા. મેના ચીંચીં અવાજ કરવા માંડી. હંસો ઘુવડના જેવું બોલવા લાગ્યા. ઘેટાંઓ અને અજાઓ શિયાળના જેવા શબ્દો ઉચ્ચારવાં લાગ્યાં. ધોળાં અને રક્ત પગોવાળાં પક્ષીઓ યાદવોના ઘરોમાં નિર્ભય રીતે વિચરવા લાગ્યાં અને ગાયોએ ગધેડાને, ખચ્ચરીઓએ હાથીને, કૂતરીઓએ બિલાડાંને તથા નોળીઆઓએ ઉંદરોને જન્મ આપ્યો!

આ કુદરતી ચિહ્નોથી પાપકર્મથી ડરનાર યાદવો પાપ કરવા લાગ્યા. તેઓ બ્રાહ્મણો, પિતૃઓ અને દેવોનો દ્વેષ કરવા માંડયા. ગુરુઓનું અપમાન કરવાનું સહજ થઇ ગયું. પત્નીઓ પતિ પ્રત્યે ધૂર્ત બની. અગ્નિની શિખા ડાબી જવા માંડી અને જ્વાળાઓમાં ભિન્નભિન્ન રંગો દશ્યમાન થયા. સૂર્ય ઉદયકાળે અને અસ્તકાળે મસ્તકશૂન્ય ધડોથી વીંટળાએલ જોવામાં આવ્યો અને ઘરના રસોડામાં શુદ્ધ કરેલ અન્નમાં કીડાઓ નજરે પડવા માંડયા. પૂતસ્થાને કોઈ પડી રહ્યું હોય તેવો ભાસ થવા લાગ્યો અને શંખનાદ સમયે ગધેડાંઓ ભૂકવાં લાગ્યાં.

જે યાદવો આકાશનાં નક્ષત્રોની ગતિ જાણતા હતા તેઓ પોતાના ગ્રહો જોઈ શક્યા નહિ; કાળ અને સર્વનાશ પ્રત્યે યાદવકુળને લઇ જતું ભાવિ પ્રથમથીજ પોતાના પડછાયા પાથરી રહ્યું.

એટલામાં પંદરને બદલે તેર દિવસનું પખવાડિયું આવ્યું: ત્રયોદશીને દિવસે અમાવાસ્યા થઈ અને તે જ દિવસે ગ્રહણ થયું. તેથી શ્રીકૃષ્ણે યાદવોને એકત્રિત કરીને કહ્યું: 'મહાભારતના સમયે ચૌદમી તિથિ જેમ પંદરમી થઇ હતી અને તે જ દિવસે ગ્રહણ થયું હતું તેમ અત્યારે પણ આપણો વિનાશ સર્જવા આ તિથિ આવી પહોંચી છે." તેમણે થોડો વિચાર કરી ફરીથી કહ્યું: "તે જ આ છત્રીશમું વર્ષ આવ્યું; ગાંધારીએ આપેલા શાપનું વર્ષ આ જ છે અને પૂર્વે મહાદારુણ ઉત્પાતો જોઇ યુધિષ્ઠિરે કહ્યું હતું તે વર્ષ આવી ગયું છે; તેથી સૌ યાદવોએ નગર ત્યજી સમુદ્રતીરે તીર્થસ્થળે જવું યોગ્ય છે."

શ્રી કૃષ્ણની આજ્ઞા થતાં જ યાદવો, અંધકો અને વૃષ્ણિઓ નગર તજીને પ્રભાસ તરફ જવા પ્રવૃત્ત થયા. તે સમયે શ્વેત દંતપંક્તિવાળી શ્યામરંગી સ્ત્રી યાદવ સ્ત્રીઓનાં મંગલસૂત્રો ચોરતી ઘૂમતી હોય, ભયંકર ગૃધ્રો અગ્નિહોત્ર શાળામાં યાદવો તથા અંધકોને ખાતાં હોય, રાક્ષસો રાજછત્રો, અલંકારો, કવચો, અને રાજધ્વજોનું હરણ કરતા હોય એવાં સ્વપ્ન આવવા લાગ્યાં. અગ્નિએ શ્રી કૃષ્ણને આપેલું વજ્રનાભ નામનું ચક્ર સ્વયં આકાશમાં ચાલ્યું ગયું. દારુક સારથિ જોયા કરે તેમ દૈવી અશ્વો રથ લઈ સમુદ્રમાં ગયા. 'તાલ' અને 'સુપર્ણ' નામના મહાધ્વજોને અપ્સરાઓ હરી ગઈ. યાદવો ભયથી વ્યાકુળ બન્યા. તેઓનાં હૃદયોમાં આવી રહેલી આપત્તિના ચિહ્નોથી વિહ્વળતા વધી ગઈ; તેઓએ જાતજાતનાં ભક્ષ્યો, ભોજ્ય, પેય, મદ્યમાંસ વગેરે તૈયાર કરાવી તેજસ્વી સૈનિકો, ઉત્તમ વાહનો,

અશ્વો, હસ્તીઓ, સ્ત્રીઓ વગેરે સાથે લઈ દ્વારકાથી પ્રભાસ આવવા પ્રયાણ કર્યું.

પ્રભાસ આવી સમુદ્રતીરે તેઓએ પડાવ નાખ્યો. યોગવેત્તા અને મોક્ષપંડિત ઉદ્ધવ આગમની એંધાણી પારખી યાદવકુળને વંદી તે સ્થળ છોડી અન્યત્ર જતા રહ્યા. શ્રીકૃષ્ણે કે અન્ય યાદવોએ તેમને રોક્યા નહિ.

ઉદ્ધવની વિદાય પછી યાદવોએ બ્રાહ્મણોને આપવા લાવેલા અન્નમાં મદિરા ભેળવી વાનરોને આપી દીધું અને પ્રભાસક્ષેત્રમાં નિવાસ કર્યા પછી મહાપ્રખર તેજવાળા તે યાદવોએ પુનઃ મદિરાપાન કર્યું. વાજીંત્રોના સૂર સંભળાવા લાગ્યા; અનેક નટો અને નર્તકો નાચ કરવા લાગ્યા અને વડિલ જનોની આમન્યા ઉથાપી બલરામ, કૃતવર્મા, સાત્યકિ, ગદ, બભ્રુ વગેરેએ મદિરાપાન આરંભ્યું.

આમ ઝંઝાવાત પહેલાંની સ્થિતિ હોય તેમ સર્વનાશ પહેલાંનું સુખ યાદવો ભોગવી રહ્યા હતા. મદમાં બેભાન બનેલા સાત્યકિએ કૃતવર્માની મશ્કરી શરૂ કરી અને તિરસ્કારથી કહ્યું : 'ઓ હાર્દિક્ય, ભારતયુદ્ધને અંતે દ્રૌપદીપુત્રો નિદ્રાવશ હતા ત્યારે તેઓની હત્યા કરનાર અશ્વત્થામાને સહાય કરી ક્ષાત્રતેજ તેં કલંકિત કર્યું.'[1]

સાત્યકિને પ્રદ્યુમ્નએ ટેકો આપ્યો અને કૃતવર્માનું અપમાન કર્યું. કૃતવર્મા પણ સુરાપાનથી ઉન્મત્ત બન્યો હતો તેણે શિઘ્ર ઉત્તર આપ્યો: 'કપાઈ ગએલ બાહુવાળો ભૂરિશ્રવા રણભૂમિમાં જ્યારે અનશનવ્રત ધારીને બેઠો હતો ત્યારે વીર હોવા છતાં તેં ઘાતકી થઈ વધ કેમ કર્યો ?'

---

૧ મહાભારતમાં આ પ્રકારના શબ્દો છે–

'ઓ હાર્દિક્ય, એવો કોણ ક્ષત્રિય છે કે જે મૃત્યુના ભયમાં હોવા છતાં મૃત્યુ પામેલા જેવા નિદ્રાધીન થએલાનો વધ કરે ? અચિન, તેં જે કર્યું છે તેને યાદવો સાંખી નહિ શકે.'

શ્રીકૃષ્ણ આ પ્રહાર સહન ન કરી શક્યા તેણે કૃતવર્મા તરફ વક્ર દૃષ્ટિથી જોયુ અગ્નિમા ઘૃત હોમે તેમ સાત્યકિએ સત્રાજિતના સ્યમન્તક મણિની કથા શ્રીકૃષ્ણ પાસે કહેવા માડી સત્યભામા આ સાભળી ક્રોધાયમાન થયા અને પછી રુદન કરતા કરતા શ્રીકૃષ્ણના ખોળામા જઇ પડ્યા સાત્યકિ તો કેમ જાણે યાદવકુળના સહારના શ્રીગણેશ માડી રહ્યો હોય તેમ ઉશ્કેરાઈને કહેવા લાગ્યો 'હું સત્યના શપથ લઈ કહું છુ કે દ્રૌપદીપુત્રો, ધૃષ્ટદ્યુમ્ન અને શિખડીના માર્ગે જવા હું તૈયાર છુ, પણ હે સુદર સુકટિ સત્યભામા ! જે દુષ્ટ અશ્વત્થામાને સહાય કરી નિદ્રાવશ પાડવ યોદ્ધાઓનો સંહાર કર્યો તે આ પાપી કૃતવર્માના આયુષ્ય અને યશ આજે પૂરા થયા છે' આમ કહી ક્રોધથી ઉન્મત્ત બનેલા સાત્યકિએ ધસી જઈને કૃતવર્માનુ મસ્તક કાપી નાખ્યું આ જોઇ બન્નેના પક્ષપાતીઓ સામસામા લડવા નીકળી પડ્યા શ્રીકૃષ્ણે તેમને અટકાવવા પ્રયત્ન કર્યો, પણ કાળથી પ્રેરણા પામેલા ભોજ્યો અને અધકોએ સાત્યકિને ઘેરી લીધો અને ઉચ્છિષ્ટ પાત્રોથી મારવા લાગ્યા રુકિમણીપુત્ર પ્રદ્યુમ્ન સાત્યકિની સામે આવ્યો આ બન્ને વીરોએ ભોજ્યો અને અધકો સાથે યુદ્ધ આરભ્યુ, પણ તેઓ એકલા હતા તેથી ભોજ્યે અને અધકોએ તેમને શ્રીકૃષ્ણની દૃષ્ટિ સામે જ મારી નાખ્યા

સાત્યકિ અને પ્રદ્યુમ્નના નિશ્ચેતન શરીરો જોઇ શ્રીકૃષ્ણ ક્રોધાયમાન થયા અને પાસે ઉગી નીકળેલા એરક (પાન) નામના ઘાસને એક મુષ્ટિમા લઇ (લોહ મુશળ જેવા તે ઘાસથી) અધકો તેમ જ ભોજ્યોનો તેણે નાશ કર્યો તે પછી ભોજ્યો, અધકો અને શિનિ વશના યાદવો પણ ક્રોધથી પ્રેરાઇને તેવા મુશલો વડે અન્યોન્યને મારવા લાગ્યા એરકને ગ્રહણ કરતા જ તે મુશલ બની જતુ અને બીજુ ઘાસ પણ મુશળ બની જવા લાગ્યું ! આ મુશળથી પિતાએ પુત્રનો, પુત્રે પિતાનો વધ

કરવા માંડ્યો લડતાં લડતા પડતા હતા તેઓ પર પણ માર પડતો; છતા કોઇ યાદવો આ ભૂમિ પરથી ભાગી છૂટયા નહિ આ યુદ્ધમા શ્રીકૃષ્ણ એક તરફ શાત રહીને જોયા કરતા હતા ત્યા તેની દૃષ્ટિ સમીપ પોતાના પ્રિયપુત્રો સાબ, અનિરુદ્ધ, ચારુદેષ્ણ, પ્રદ્યુમ્ન તથા અનુજ ગદને પ્રાણવિહીન પડેલા જોયા અને તેથી ક્રોધાન્વિત થઇ તેણે શેષ યાદવોનો સ્વહસ્તે નાશ કર્યો [૨]

આ સંહારમાથી સારથિ દારુક અને બભ્રુ બચ્યા તેઓએ શ્રીકૃષ્ણને શાત કરી કહ્યુ 'હે ભગવન્ આપે લગભગ સર્વ પુરુષોને મારી નાખ્યા છે, માટે હવે બલરામની તપાસ કરો, ચાલો, તે જ્યા હોય ત્યા આપણે જઇએ '

બલરામ એક વૃક્ષ નીચે બેસી વિચાર કરી રહ્યા હતા ત્યાં જઇ શ્રીકૃષ્ણે તેને આ વૃત્તાત કહ્યો તથા દારુકને કુરુદેશમા જઈ અર્જુનને આ વિનાશના ખબર આપવા મોકલ્યો, બભ્રુને અનાથ સ્ત્રીઓનુ રક્ષણ કરવા મોકલ્યો દારુક ગયો, પણ બભ્રુનો કોઈ અજ્ઞાત પારધિએ વધ કર્યો શ્રીકૃષ્ણ બલરામને ત્યા જ બેસાડી દ્વારકા ગયા વસુદેવને સ્ત્રીઓનું રક્ષણ. સોંપી કહ્યુ· 'મેં આ યાદવોનો તથા પૂર્વે શ્રેષ્ઠ કુરુઓનો વિનાશ જોયો છે, તેથી યાદવો વિનાનું યદુપુર જોવા હું અસમર્થ છું બલરામ વનમા મારી રાહ જુએ છે, તેને મળી વનમાં જઇ તપશ્ચર્યા કરીશ.' પિતાને પ્રણામ કરી યોગેશ્વર શ્રીકૃષ્ણ પ્રભાસ પાછા આવ્યા તેના કાનમા યાદવસ્ત્રીઓનુ આક્રંદ ગુંજતું હતું, તેની દૃષ્ટિ સમક્ષ પુત્રો, સખાઓ અને સ્નેહીઓનાં નિશ્ચેતન શરીરો તરતા હતા; તેના હૃદયમા અપાર વ્યથા હતી. સ્ત્રીઓને અર્જુન આવીને સહાયભૂત થશે એવું વચન આપી આવેલા

૨ આ મહાભયંકર હત્યાકાંડ જે સ્થળે થયો તે સ્થળ અદ્યાપિ 'યાદવાસ્થળી' નામે પ્રભાસમા ઓળખાય છે. સરસ્વતી તીરે યાદવોના પાળીઆ પણ હજુ વિદ્યમાન છે.

શ્રીકૃષ્ણ તેમની પ્રતિષ્ઠાનો નાશ જોઇ રહ્યા હતા. તેની એકમાત્ર આશા વડિલ બંધુ બલરામ હતા; પણ તેના મુખમાંથી તેણે શેષનાગને નીકળી સમુદ્રમાં જતો જોયો.[1] જગતને ગીતાનું જ્ઞાન આપનાર કર્મયોગના ઉપદેશક અને જગતના અજોડ પરમપુરુષ ભગવાન શ્રીકૃષ્ણ 'પોતાના ભાઇ ચાલ્યા ગયા પછી શૂન્યવનમાં વિચાર કરતા કરતા વિચરવા લાગ્યા અને અંતે પૃથ્વીપર બેસી ગયા'[2] તેની આંખો આગળ ગાંધારીનો શાપ, દુર્વાસાનાં વચનો તથા યાદવકુળના સંહારનાં દૃશ્યો તરવા લાગ્યાં. આ મહાન વ્યક્તિએ તેનું કાર્ય સમાપ્ત કર્યું હતું. અને હવે વધુ જીવવાની આવશ્યકતા ન હતી. 'સ્વધામગમનનો હવે સમય થઇ ગયો છે' તેવો નિશ્ચય કરી ઇન્દ્રિયોનો નિરોધ કર્યો અને મૃત્યુને આધીન થવા ઇચ્છા કરી.

### શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ

યોગેશ્વર શ્રીકૃષ્ણે આ રીતે અને આ કારણે 'ઇન્દ્રિયો, વાણી અને મનને વશ કરી મહાયોગનો આશ્રય લઇ શયન કર્યું.' ત્યાં જરા નામક પારધિએ પગમાં ચળકતું પદ્મ જોઇ તેને મૃગનયન માની બાણ માર્યું અને પરમપવિત્ર અને પરાક્રમી શ્રીકૃષ્ણના દેહને વીંધી નાખ્યો. મૃગને હસ્તગત કરવાની ઇચ્છાથી પારધિ દોડતો આવ્યો ત્યાં તેણે શ્રીકૃષ્ણને જોયા. પશ્ચાત્તાપથી બળતા તે પારધિએ પવિત્ર ચરણોનો સ્પર્શ કરી ક્ષમાયાચના કરી, પણ શ્રીકૃષ્ણે તેને આશ્વાસન આપ્યું અને 'અંતસમયે સ્વયં તેજથી આકાશ પૃથ્વીને વ્યાસ કરી દઈને ઉર્ધ્વ લોકમાં

---

૧ આ સર્પને એક સહસ્ત્ર મસ્તક હતાં. તેનું શરીર પર્વત જેવું લાંબું પહોળું હતું; મુખ લાલ હતું. જ્યારે સર્પ સમુદ્રમાં ગયો ત્યારે સમુદ્રમાંથી કર્કોટક, વાસુકિ, તક્ષક, પૃથુશ્રવા. અરુણ, કુંજર, મિશ્રશંખ, કુમુદ, પુંડરિક, મહાત્મા નાગ, ધૃતરાષ્ટ્ર નાગ, હ્રાદ, ક્રાથ, શીતિકંઠ, ચક્રમંદ, અતિષંડ, દુર્મુખ, અંબરીષ વિગેરે નાગો અને વરુણ પોતે સ્વાગત કરવા સામા આવ્યા.

૨ મહાભારત મૌશલપર્વ અધ્યાય ૪.

શ્રીકૃષ્ણ તેમની પ્રતિષ્ઠાનો નાશ જોઇ રહ્યા હતા તેની એકમાત્ર આશા વડિલ બંધુ બલરામ હતા, પણ તેના મુખમાંથી તેણે શેષનાગને નીકળી સમુદ્રમાં જતો જોયો [1] જગતને ગીતાનું જ્ઞાન આપનાર કર્મયોગના ઉપદેશક અને જગતના અજોડ પરમપુરુષ ભગવાન શ્રીકૃષ્ણ 'પોતાના ભાઇ ચાલ્યા ગયા પછી શૂન્યવનમાં વિચાર કરતા કરતા વિચરવા લાગ્યા અને અંતે પૃથ્વીપર બેસી ગયા' [2] તેની આંખો આગળ ગાંધારીનો શાપ, દુર્વાસાના વચનો તથા યાદવકુળના સંહારના દૃશ્યો તરવા લાગ્યા આ મહાન વ્યક્તિએ તેનું કાર્ય સમાપ્ત કર્યું હતું અને હવે વધુ જીવવાની આવશ્યકતા ન હતી 'સ્વધામગમનનો હવે સમય થઇ ગયો છે' તેવો નિશ્ચય કરી ઇન્દ્રિયોનો નિરોધ કર્યો અને મૃત્યુને આધીન થવા ઇચ્છા કરી

## શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ

યોગેશ્વર શ્રીકૃષ્ણે આ રીતે અને આ કારણે 'ઇન્દ્રિયો, વાણી અને મનને વશ કરી મહાયોગનો આશ્રય લઇ શયન કર્યું ' ત્યાં જરા નામક પારધિએ પગમાં ચળકતું પદ્મ જોઈ તેને મૃગનયન માની બાણ માર્યું અને પરમપવિત્ર અને પરાક્રમી શ્રીકૃષ્ણના દેહને વીંધી નાખ્યો મૃગને હસ્તગત કરવાની ઇચ્છાથી પારધિ દોડતો આવ્યો ત્યાં તેણે શ્રીકૃષ્ણને જોયા પશ્ચાત્તાપથી બળતા તે પારધિએ પવિત્ર ચરણોનો સ્પર્શ કરી ક્ષમાયાચના કરી, પણ શ્રીકૃષ્ણે તેને આશ્વાસન આપ્યું અને 'અંતસમયે સ્વયં તેજથી આકાશ પૃથ્વીને વ્યાપ્ત કરી દઈ ને ઉર્ધ્વ લોકમાં

---

૧ આ સર્પને એક સહસ્ર મસ્તક હતા તેનું શરીર પર્વત જેવું લાંબુ પહોળું હતું, મુખ લાલ હતું. જ્યારે સર્પ સમુદ્રમાં ગયો ત્યારે સમુદ્રમાંથી કર્કોટક, વાસુકિ, તક્ષક, પૃથુશ્રવા અરુણ, કુંજર, મિશ્રશંખ, કુમુદ, પુંડરિક, મહાત્મા નાગ, ધૃતરાષ્ટ્ર નાગ, હ્રાદ ક્રાથ, શીતિકંઠ, ચક્રમંદ, અતિષંડ, દુર્મુખ, અંબરીષ વિગેરે નાગો અને વરુણ પોતે સ્વાગત કરવા સામા આવ્યા

૨ મહાભારત મૌશલપર્વ અધ્યાય ૪

ગમન કર્યું ત્યારે ઇન્દ્ર, અશ્વિનિકુમારો, રુદ્રો, આદિત્યો, વસુઓ, વિશ્વેદેવો, મુનિઓ, સિદ્ધો, અપ્સરાઓ, ગંધર્વો તેની સામે આવ્યા.'

આમ આ પવિત્ર અને પિતૃઓને મોક્ષ દેનાર તીર્થમાં ભગવાન શ્રીકૃષ્ણ તથા બલરામ યાદવકુળ સાથે મૃત્યુ પામ્યા અને તેમના પાર્થિવ દેહોનો આ જ સ્થળે અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો[1].

---

૧ જે સ્થળે શ્રીકૃષ્ણ તથા બલરામ પંચત્વ પામ્યા ને અંગે વિવાદ છે. ચાલુ માન્યતા મુજબ શ્રીકૃષ્ણ ભાલુકા તીર્થમાં સૂતા હતા ત્યારે બાણેશ્વર નામનું લિંગ સમુદ્રની લહેરમાં (ભીડ ભંજન પાસે) આવેલું છે ત્યાંથી જરાએ બાણ માર્યું; જ્યારે પ્રભાસખંડ તે માટે કહે છે કે 'તે ભૂમિમાં બલદેવજીએ પ્રાણત્યાગ કર્યો અને તે જ ભૂમિમાં સર્વે યાદવો બ્રાહ્મણોના શાપથી પરસ્પર યુદ્ધ કરી નાશ પામ્યા...જે ભૂમિમાં સાક્ષાત બલદેવે બ્રહ્મરંધ્રથી સમાધિસ્થ થઈ પ્રાણત્યાગ કરેલ છે અને જે ભૂમિમાં નારાયણ પણ રહેલા છે.'

જગન્નાથ માહાત્મ્યમાં આ સ્થળે શ્રીકૃષ્ણના દેહને અગ્નિસંસ્કાર કરતા હતા ત્યારે ખૂબ વરસાદ આવ્યો અને સરિતાના પાણી ઊંચાં ચડતાં અર્ધો બળેલ દેહ તણાઈને સમુદ્રમાં પૂર્વ કિનારે પુરી પાસે નીકળ્યો તેવી કથા છે; પણ આ કથા માહાત્મ્ય વધારવા માટે જ લખાઈ હોવાનું જણાય છે.

પ્રભાસખંડમાં શ્રીકૃષ્ણના દેહત્યાગની વાત નીચે પ્રમાણે છે—

શ્રીકૃષ્ણે સર્વે યાદવોને સંહારી દુર્વાસા ઋષિના વચન પ્રમાણે પાદતલમાં પાયસ (દૂધપાક) નહિ ચોપડતાં પાદતલ સિવાયનું આખું અંગ વજ્રભૂત બન્યું હતું; તેથી સર્વવ્યાપી ભગવાન સમુદ્રના તીરે જઈ સમાધિસ્થ થઈ પ્રાણને આત્મામાં યોજી પાદતલ ઊંચું રાખી પોઢ્યા હતા. એ સમયે જરા નામના મચ્છીમારે બાણધનુષ્ય હાથમાં લઈ પદ્મના ચળકાટથી મૃગ છે એમ માની બાણ માર્યું. સમીપ જઈને જોતાં શ્રીકૃષ્ણને જોયા અને ક્ષમાયાચના કરી શ્રીકૃષ્ણે કહ્યું : 'હે ભદ્ર, આ વિષે તારો કંઈ દોષ નથી; તેં બાણ મારીને મારા શાપનો અંત કરેલ છે, માટે મારા પ્રસાદથી તું સ્વર્ગમાં જા : તેં મને ભાલાંથી વીંધ્યો માટે આ તીર્થનું નામ 'ભલ્લતીર્થ' તરીકે પ્રખ્યાત થશે એમ કહી વિષ્ણુ અંતર્ધાન થયા અને પારધિ સ્વર્ગમાં ગયો.

અર્જુન હસ્તિનાપુરમા યાદવ સ્ત્રીઓ, વૃદ્ધો, બાળકો વગેરેને લાવ્યો અને ઇન્દ્રપ્રસ્થનુ રાજ્ય શ્રીકૃષ્ણના પૌત્ર વજ્રનાભને આપ્યુ [૨] વજ્રનાભ તે રાજ્ય તેના પુત્ર મહદ્બલને આપીને પ્રભાસતીર્થમા આવ્યો [૩]'

યાદવાસ્થળીનો પ્રસંગ તત્કાલિન અને પછીથી લખાએલ ગ્રંથોના લેખકોએ અગત્યનો ગણ્યો છે અને તેથી પુરાણોમા તેના માટે જુદા જુદા વર્ણનો જોવા મળે છે

## બીજા પુરાણો

દેવીભાગવતમા લખે છે કે- 'કમળ સરખા નેત્રવાળા શ્રીકૃષ્ણ ભગવાને શાપ પાળવા પારધિના તીરથી વિંધાઈ દેહત્યાગ કર્યો, જે સમાચાર સાભળી વસુદેવે ચિત્તમા ભુવનેશ્વરીનુ ધ્યાન ધરી પ્રાણત્યાગ કર્યો તે પછી અતિદુખ પામેલા અર્જુને પ્રભાસમા જઈ ત્યા સર્વે મૃતદેહોનો અતિમ સસ્કાર કર્યો શ્રીકૃષ્ણનુ શરીર જોઈ અર્જુને કાષ્ઠ એકઠા કરી આઠેય સ્ત્રીઓની સાથે અગ્નિદાહ કર્યો'[૪]

લિંગપુરાણમા લખ્યુ છે કે- 'શ્રીકૃષ્ણ ભગવાને ભૂમિનો ભાર ઉતારવા યાદવકુળનો બ્રાહ્મણના શાપને બહાને સહાર

---

ફૂટનોટ -(આગળના પાનાની ચાલુ)

પ્રચલિત કિવદન્તી અનુસાર આ પ્રસગ ભાલુકાતીર્થમા બન્યો; પણ પ્રભાસખડ ઉપર જોયુ તેમ તે 'દેહોત્સર્ગ'મા બન્યો તેમ જણાવે છે ભાલુકાતીર્થ સમુદ્ર ઉપર નથી, ત્યાથી દૂર છે પ્રથમ કહે છે કે ધનુષ્યબાણ લઈ પારધિ આવ્યો' પછી કહે છે કે ભાલાથી વીંધ્યો માટે ભાલુકાતીર્થ કહેવાયુ ! એટલે પ્રભાસખડનુ આખુ ય વિધાન વિરોધાભાસવાળુ છે

૨ મહાભારતના મૌશલપર્વમા શ્રીકૃષ્ણના દેહાત પછીની કથા આપી છે જે આ સ્થળે લેવામા આવી નથી

૩ પ્રભાસખડ

૪ દેવી ભાગવત બીજા સ્કધ અધ્યાય ૮ [સારાશ] તેમા 'ભુવનેશ્વરીનુ ધ્યાન ધર્યું' એટલુ વધારી દેવીની મહત્તા સાધેલ છે.

કર્યો અને પોતે પણ સો વર્ષ પૂરાં થયાં હોવાથી જરા નામના વ્યાધના બાણથી મનુષ્યદેહનો ત્યાગ કરી વ્યાધને સાથે લઈ વૈકુંઠમાં ગયા. બલરામે નાગરૂપ ધારણ કર્યું. રુકિમણી વગેરે પ્રધાન સ્ત્રીઓ સતી થઈ; પરંતુ શેષ સ્ત્રીઓ અષ્ટાવક્ર મુનિના શાપથી ચોરોના હાથમાં પડી. રેવતી બલરામ સાથે સતી થઈ. અર્જુને શ્રીકૃષ્ણ અને બલરામની ઔર્ધ્વદૈહિક ક્રિયાઓ પ્રભાસમાં જ કરી.'[1]

વિષ્ણુપુરાણ કહે છે કે– 'દેવોનો પાઠવેલો દૂત શ્રીકૃષ્ણ પાસે એકાંતમાં આવ્યો અને વિનંતિ કરી કે આપ ૧૨૫ વર્ષ સુધી માનવદેહમાં રહી ભૂમિનો ભાર ઉતારવા પધાર્યા તે મુદત પૂરી થઈ છે, જેથી હવે સ્વર્ગમાં પધારો. તત્પશ્ચાત્ સર્વે યદુવંશીઓ રથો પર બેસી પ્રભાસમાં પહોંચ્યા અને ત્યાં પરસ્પર વિખવાદ કરીને કપાઈ મૂઆ.'[2]

ભવિષ્યપુરાણ, મત્સ્યપુરાણ તથા પદ્મપુરાણમાં શ્રીકૃષ્ણ પોતાની ૧૬૦૦૦ સ્ત્રીઓ સાથે બેઠા હતા. ત્યાં સાંબ જઈ ચડયો અને તેને જોઈ સ્ત્રીઓએ શ્રીકૃષ્ણ પ્રત્યે દુર્લક્ષ કરી સાંબ પ્રત્યે આતુરતા પ્રદર્શિત કરી તેથી, શ્રીકૃષ્ણે સાંબને કુષ્ઠી થશે અને સ્ત્રીઓને ચોરના હાથમાં જશો તેવો શાપ પ્રભાસમાં આપ્યો તેમ ઉલ્લેખ છે.[3]

શ્રીમદ્ભાગવત પુરાણમાં પણ યાદવાસ્થળીની કથા મૌશલ પર્વ અનુસાર જ આલેખી છે. યાદવાસ્થળી પહેલાં શ્રીકૃષ્ણ

---

૧ લિંગપુરાણ અધ્યાય ૬૯ [સારાંશ]

૨ વિષ્ણુપુરાણ અંશ ૫, અધ્યાય ૩૭ [સારાંશ]

શ્રીકૃષ્ણનું આયુષ્ય લિંગપુરાણમાં ૧૦૦ વર્ષનું કહ્યું છે, જ્યારે અહીં ૧૨૫નું કહ્યું છે. આ કથનના અંતે યાદવસ્થળીનો કથા મૌશલપર્વ જેવી જ છે.

૩ ભવિષ્યપુરાણ અધ્યાય ૬૯; મત્સ્યપુરાણ અધ્યાય ૬૯; પદ્મપુરાણ (સૃષ્ટિખંડ) અધ્યાય ૨૩ [સારાંશ] સાંબે પ્રભાસમાં આવી સૂર્યોપાસના કરી તેને પ્રસન્ન કરીને કુષ્ઠરોગથી મુક્તિ મેળવી તથા સાંબાદિત્ય સૂર્યની સ્થાપના કરી (પ્રભાસખંડ અ. ૪૫).

યાદવોને કહે છે કે– 'હે મહાન યાદવો ! દ્વારકામા રહેવુ યોગ્ય નથી, સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો શખોદ્ધારમા જાય અને આપણે પ્રભાસમા જઈએ કે જ્યા પશ્ચિમવાહિની સરસ્વતી છે ત્યા સ્નાન કરી ઉપવાસ કરી પવિત્ર અને સાવધાન બની ગધાનુલેપન-અર્ઘ્યાદિકથી દેવોનુ પૂજન કરીશુ અને બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી ભાગ્યશાળી વિપ્રોને ગો, પૃથ્વી, સુવર્ણ, વસ્ત્ર, હસ્તી, ઘોડા, રથ અને ગૃહ વગેરેનુ દાન દઈશુ તથા તેમની પૂજા કરીશુ' વહાણોથી સમુદ્ર તરી યાદવો પ્રભાસમા ગયા અને ભગવાને કહ્યુ હતુ તેમ કર્યું પછી મૈરેયક નામની મદિરા પીને અદરો અદર લડી મૂઆ [1]

## પ્રભાસખડનાં વિધાનો

પુરાણોએ અને ખાસ કરીને પ્રભાસખડે જો શુદ્ધ ઇતિહાસ આલેખ્યો હોત અને દેવોના ચમત્કાર, ઋષિઓના શાપ તથા તેવી બીજી ચમત્કારી વાતો ન લખી હોત તો જરૂર આ પુસ્તકને અમૂલ્ય ગણી શકાત પ્રભાસખડના વિદ્વાન લેખક બહુશ્રુત પડિત છે તેમા સદેહ નથી, પરતુ તેણે મહાભારતની વાતોમા પોતાની કલ્પનાનુ મિશ્રણ કરી ભ્રમમૂલક અને પ્રથમ દર્શને અસત્ય લાગે તેવી વાતો લખી છે, તેથી તેની વિદ્વત્તાને ઝાખપ લાગે છે પ્રભાસખડનો અભ્યાસ કરતા જણાય છે કે કેટલાક વિધાનો ખોટા છે, નિરાધાર છે, બનાવટી છે તેમ જાણવા છતા તે વિશ્વાસપૂર્વક તેવા વિધાનો કરે છે અને પોતે પ્રાપ્ત કરેલી વિદ્યા, કવિત્વ, જ્ઞાન અને સ્થાનને અન્યાય કરે છે પ્રભાસના ઇતિહાસ જેવા સુદર વિષયને તેણે વાર્તા જોડી કાઢી એવો બનાવી દીધો છે કે તેમાથી સત્યાશ તારવવાનુ અઘરૂ બની જાય છે [2]

---

૧ શ્રીમદ્ભાગવત, એકાદશ સ્કન્ધ અધ્યાય ૧ તથા ૩૩(સારાશ)

૨ જે સુજ્ઞ વાચકોને ઉપરનુ વિધાન શકાસ્પદ લાગે તેમને પ્રભાસખડ અભ્યાસપૂર્વક વાંચી જવા નમ્ર વિનતિ છે

## પ્રભાસ અને તેનાં અન્ય નામો

આવા તીર્થશ્રેષ્ઠ પ્રભાસનું નામ 'પ્રભાસ' શા માટે પડયુ તથા તે પહેલાં તે કયા નામે ઓળખાતું તે જોઈએ.

**મીનુર**—પ્રભાસની ભૂમિ પર વસતા અનાર્યોએ તે નગરને મીનુર નામ આપ્યું. ફાધર હેરાસ 'મીનુર' નો અર્થ દ્રાવિડ ભાષામાં 'પ્રકાશિત' થાય છે તેમ કહે છે અને તેથી તેનું સંસ્કૃત નામ 'પ્રભાસ' આર્યોના સમયમાં થયું હશે તેમ માને છે. [1]

**મીનનગર**—મીનુરનું બીજું વાંચન 'મીનનગર' પણ કરેલું છે. પ્રથમ દૃષ્ટિએ મીનનગર તે મત્સ્યનગર એટલે કે મચ્છીમારોનું નગર લાગે. અને સાગર–સરિતાના સંગમ પર મચ્છીમારોનું નગર હોઈ શકે; પરંતુ વાસ્તવમાં તેમ નથી. વાન્ડેલ નામના પ્રસિદ્ધ ઇતિહાસકારે ઇજીપ્તના ઇતિહાસ સંબંધમાં લખ્યું છે કે પ્રાગૈતિહાસિક કાળમાં ઇજીપ્તમાં રાજા ફેરો થઈ ગયો તે અન્ય કોઈ નહિ પણ ભારતનો રાજા પ્રભુ હતો. તેનું રાજ્ય ભારત, સુમેરુ અને ઇજીપ્ત પર્યંત ફેલાએલું હતું. તે વંશનો સ્થાપક મીન ભારતના રાજા સારગા, સરગ વા પ્રવીરનો પુત્ર હતો, જેનું બીજું નામ આશમંજસ અને ઉપનામ મનસ્યુ હતું. 'આશમંજસ' નો અર્થ મહાન યોદ્ધો થાય છે. મહાન મીન, મંજસ વા મનસ્યુએ યુરોપ પર ચડાઇ કરી આયર્લેન્ડ ટાપુ જીતી લીધો અને તેને આર્યદ્રીપ નામ આપ્યું. મીન આર્યલેન્ડમાં જ મૃત્યુ પામ્યો અને હાલ પણ નોકમની Knockmany નામક ડુંગરીમાં તેની સમાધિ છે.

તે સામે મહાભારત જોતાં તેમાં પુરુને તેની પત્ની પોરતીથી ત્રણ પુત્રો થયા: પ્રવીર, ઈશ્વિર અને રુદ્રાક્ષ. આ ત્રણેય ભાઇઓ મહાબલવાન મહારથીઓ હતા. પ્રવીરને તેની પત્ની અચુરમેનીથી મનસ્યુ નામે પુત્ર થયો અને તે પ્રભુ (ફેરો) વંશનો હતો.

---

[1] બી.બી.એન્ડસી. આઇ રેલ્વે મેન્યુઅલ. ૧૯૨૮ (ફાધર હેરાસના લેખ).

મનસ્યુની પત્ની સૌવીરની પુત્રી હતી અને તેનાથી તેને શક્ત સારમત અને વાગયા નામના પુત્રો થયા, જેઓ મહારથીઓ હતા.

વાન્ડેલનો એ મત છે કે સામરત તે સુમેરિયનોનો આદિ-પુરુષ હતો. તેણે તથા તેના ભાઈઓએ ઇજીપ્ત અને યુરોપના ઉત્તર પ્રદેશ પર્યંત મહારાજ્ય ફેલાવ્યું અને મહાભારત, ઇજીપ્તનો ઈતિહાસ તેમ જ પુરુનો સમય જોતાં સ્પષ્ટ જણાય છે કે પુરુનો પુત્ર પ્રવીરનો પુત્ર મનસ્યુ વા મીન પ્રભાસમાં આવેલો પ્રથમ વિજેતા હોય અને તેના નામ પરથી આ સ્થાન મીનુર કે મીન–નગર કહેવાયું હોય.[1]

### પ્રભાસ

ઉપર જોયું તેમ સદા વહેતી સરિતાઓનો સાગર સાથે સંગમ; ઉછળતા ઉદધિના જલરાશિ પર નાચતાં પ્રકાશિત સૂર્યકિરણો, પૂર્ણિમાની રાત્રિએ વારિ સાથે રમતી જ્યોત્સ્ના અને અમાવાસ્યાની નિશામાં સાગરના પ્રતિબિંબે ચળકતા તારકો નિહાળી આર્યોએ આ પવિત્ર સ્થાનને 'પ્રભાસ' નામ આપ્યું હશે; પણ તે માટે મહાભારતકારે અને પુરાણકારે તેમની ઘેરી કલ્પના વહેતી મૂકી જુદી જુદી કથાઓ કહી છે.

### મહાભારતમાં

#### (પ્રભાસ)

મહાભારતમાં 'પ્રભાસ' નામ પાડવાનું કારણ આપ્યું છે તે પ્રમાણે દક્ષ પ્રજાપતિને સંતતિમાં કન્યાઓ જ હતી. તેમાંથી ૨૭ કન્યાઓ તેણે ચંદ્રને પરણાવી હતી. ચંદ્રની તે ૨૭ સ્ત્રીઓ નક્ષત્ર એવા નામથી ઓળખાય છે અને જ્યોતિષ શાસ્ત્રમાં

---

૧ પુરુ યદુ, તુર્વસુ, દ્રુહ્યુ અને અનુ યયાતિના પુત્રો હતા. તેની વિગતો આગળ આવી ગઈ છે. ઇન્દ્રે યદુ અને તુર્વસુને ઇરાન–અર્બસ્તાન–ઇજીપ્તમાંથી ભારતમાં મોકલ્યા. અનુના યવન અને તુર્વસુના મ્લેચ્છ થયા ઇત્યાદિ સર્વે પ્રમાણો એક સાથે લેતાં ઇજીપ્તના ફેરો ને પ્રજા અને તેના વંશમાં મીન વા મનુસ્યુ થયો હોય અને આદિ આર્યો પૈકીનો તે હોય તો તે અસંભવિત નથી.

ગણિત માટે તેનો ઉપયોગ કરાય છે. તે સર્વ સ્ત્રીઓ વિશાળ નેત્રવાળી તથા અપ્રતિમ રૂપવાળી હતી; પરંતુ રોહિણી તેમાં સર્વશ્રેષ્ઠ હોવાને કારણે ચંદ્રની તેના પર વિશેષ પ્રીતિ હતી અને તે રોહિણી તેને વધુ ગમતી હોવાથી નિત્ય તેને ભોગવતો. આમ પ્રથમથી જ જ્યારે ચંદ્રમા રોહિણીને ઘેર રહેવા લાગ્યો ત્યારે નક્ષત્ર નામની અન્ય સ્ત્રીઓ તેના પર કોપાયમાન બની અને પોતાના પિતા દક્ષ પ્રજાપતિ પાસે જઈ કહેવા લાગી કે 'ચંદ્ર નિત્ય રોહિણીને ત્યાં રહે છે; અમારે ત્યાં આવતા નથી; માટે અમે એકત્ર થઈ આપની પાસે રહીશું અને નિયમિત આહાર લઈ તપશ્ચર્યા કરીશું.' પુત્રીઓનું આ કથન સાંભળી દક્ષે ચંદ્રને કહ્યું કે સર્વે સ્ત્રીઓ સાથે સમદૃષ્ટિથી વર્તો. પછી તેણે તેઓને ચંદ્ર પાસે મોકલી ખાતરી આપી કે ચંદ્ર તમારી સાથે સમભાવે વર્તશે. પિતાની આજ્ઞા થતાં તે સર્વે ચંદ્રને ઘેર ગઈ; પરંતુ ચંદ્રે તો પ્રથમની જેમ જ માત્ર રોહિણીનો સહવાસ ચાલુ રાખ્યો; એટલે સ્ત્રીઓ પુનઃ પિતાને કહેવા લાગી કે 'ચંદ્ર આપનું વચન માનતા નથી અને અમારી સાથે રહેતા નથી: માટે અમે આપની સેવા કરીશું.' પુત્રીઓની વાત સાંભળી દક્ષે ચંદ્રને કહ્યુ કે 'હે ચંદ્ર, હું તમારી કાંતિ શાપથી હરી લઉં તે પહેલાં તમે તમારી સ્ત્રીઓ સાથે સમભાવે વર્તો.' ચંદ્રે દક્ષના શબ્દો ગણકાર્યા નહિ અને પૂર્વવત્ રોહિણી સાથે વસવા લાગ્યા; તેથી સ્ત્રીઓ વધુ કોપાયમાન થઈ પિતા પાસે જઈ પ્રણામ કરી કહેવા લાગી કે 'ચંદ્રમા અમારે ત્યાં વસતા નથી આથી તમે શરણે રાખો; ચંદ્ર રોહિણીને ત્યાં જ રહે છે, તે આપના શબ્દોને ગણકારતા નથી અને અમારા ઉપર સ્નેહ રાખતા નથી માટે આપ અમારી રક્ષા કરો અને એવો ઉપાય કરો કે જેથી ચંદ્ર અમારા પ્રત્યે પ્રેમથી વર્તે.' પુત્રીઓનું વચન સાંભળી દક્ષપ્રજાપતિને ક્રોધ વ્યાપ્યો. તેણે ચંદ્રને ત્યાં ક્ષયને મોકલ્યો. ક્ષયે ચંદ્રનાં શરીરમાં પ્રવેશ કર્યો અને તેને રોગી

બનાવી દીધું, ચંદ્ર પ્રતિદિન ક્ષીણ થવા લાગ્યો. તેણે આ રોગ માંથી છૂટવા અનેક ઉપાયો કર્યા અને અનેક પ્રકારના યજ્ઞો કર્યા, પરંતુ સફળતા મળી નહિ, ઉલટું ક્ષીણતા વધતી ગઈ. ચંદ્ર ક્ષીણ થવાથી ઔષધિઓ પણ ઉગતી બંધ થઈ અને જેટલી ઉગેલી હતી તે પણ નિઃસ્વાદ અને નિરસ, વીર્યહીન બની ગઈ. આમ જ્યારે ઔષધિઓનો ક્ષય થવા લાગ્યો ત્યારે તેના આધારે જીવતા પ્રાણીઓને પણ ક્ષય થવા માંડ્યો. આ પ્રમાણે ચંદ્રનો ક્ષય થતાં ઉત્તરોત્તર સર્વ પ્રજાઓ કૃશ થવા લાગી, તેથી સર્વ દેવો એકત્રિત થઈ ચંદ્રને કહેવા લાગ્યા કે 'તમારૂં સ્વરૂપ આવું કેમ થઇ ગયુ અને પ્રકાશ કેમ નથી આપતું ? તમને જે કારણથી મહાભય પ્રાપ્ત થયો હોય તે અમને વિગતથી કહો. તમારી પાસેથી કારણો જાણી અમે ઉપાય કરીશું.' ચંદ્રે પ્રત્યુત્તરમાં શાપના કારણે લાગુ પડેલ ક્ષયનું વૃત્તાંત કહ્યું. તે સાંભળી દેવો દક્ષ પ્રજાપતિ પાસે ગયા અને તેને પ્રસન્ન થઈ શાપ દૂર કરવા વિનંતિ કરીઃ 'ચંદ્ર હવે લગભગ ક્ષીણ થઈ ગયો છે; માત્ર અલ્પાંશે દેખાય છે; તેના ક્ષયથી સર્વ પ્રજાઓ, ઔષધિઓ અને બીજ નાશ પામવા લાગ્યાં છે અને આમ ચાલશે તો સર્વનાશ થશે, જેથી દયા કરી આપ ચંદ્ર પર કૃપા કરો.'

દક્ષ પ્રજાપતિએ દેવોને કહ્યું: "હે મહાભાગ્યશાળી દેવો, મારા વચનમાં કોઇ પ્રકારનો ફેરફાર નહિ થાય, પણ અમુક ઉપાયથી તે શાપ દૂર થશેઃ ચંદ્રે નિત્ય પોતાની સ્ત્રીઓ સાથે સમદૃષ્ટિએ વર્તવું અને સરસ્વતીના ઉત્તર તીર્થમાં સ્નાન કરવું. હે દેવો, આમ કરવાથી પુનઃ તેની વૃદ્ધિ થશે. આ મારૂં વચન સત્ય જ છે. મહિનામાં અર્ધો માસ ક્ષય પામશે અને અર્ધો માસ વૃદ્ધિ થશે. પશ્ચિમ દિશાએ જે સ્થળે સરસ્વતીનો તથા સમુદ્રનો સંગમ થાય છે ત્યાં સ્નાન કરીને ચંદ્ર, દેવોના ઇશ્વર શંકરનું આરાધાન કરશે એટલે તેની પૂર્વ કાંતિ તેને

પ્રાપ્ત થશે". પ્રજાપતિ દક્ષની આજ્ઞા થતાં ચંદ્રે સરસ્વતીના પ્રથમ તીર્થરૂપ પ્રભાસમાં જઈ અમાવાસ્યાના દિવસે સ્નાન કર્યું એટલે તુરત જ તેનું મહાન તેજ ઝળકી ઉઠયુ. પોતે શીતળ કિરણોવાળો થઇ સર્વ લોકોને પૂર્વવત્ પ્રકાશમાન કરવા લાગ્યો. હે રાજેન્દ્ર, તે વેળા સર્વ દેવો પણ ત્યાં પ્રભાસક્ષેત્રમાં આવ્યા હતા અને ચંદ્રને પૂર્વની પેઠે વૃદ્ધિ પામેલ જોઈ તેઓ તેની સાથે દક્ષ પ્રજાપતિ પાસે ગયા. ભગવાન દક્ષે દેવતાઓને રજા આપી પ્રસન્ન થઇ ફરી ચંદ્રને કહ્યું: 'હે પુત્ર, તું તારી સ્ત્રીઓની અવગણના ના કરીશ, તેમ બ્રાહ્મણોનું કદી અપમાન ન કરીશ; બરાબર સાવધાન રહી મારી આજ્ઞાનું પાલન કરજે.' હે મહારાજ! આમ કહી દક્ષે તેને જવાની રજા આપી એટલે ચંદ્ર પોતાને ઘેર ગયો. અને સર્વ પ્રજાઓ ત્યારથી માંડી પૂર્વવત્ પ્રસન્ન થઇ રહી. આ પ્રમાણે ચંદ્રને જે શાપ થયો હતો તે આખ્યાન મેં તેને કહી સંભળાવ્યું. તે પ્રમાણે સરસ્વતીના તટે તીર્થોમાં શ્રેષ્ઠ એવું પ્રભાસ નામનું મહાન તીર્થ પ્રસિદ્ધ થયું તે પણ તને કહ્યું. હે મહારાજ! શશલાંછન ચંદ્ર પ્રત્યેક અમાવાસ્યાએ એ ઉત્તમ તીર્થમાં સ્નાન કરી શોભાયમાન અને પુષ્ટ બને છે. હે રાજેન્દ્ર, આ તીર્થમાં સ્નાન કરીને ચંદ્રમા પરમ પ્રભાને પામ્યો હતો, તેથી એ તીર્થને 'પ્રભાસ' નામથી લોકો ઓળખે છે.

**હિરણ્યસરસ**

ઉપર મુજબની કથા શલ્યપર્વમાં[1] છે; પરંતુ તે પહેલાં શાંતિ પર્વમાં[2] આપેલી થોડા ફેરફારવાળી કથા તપાસીએ. તે પ્રમાણે ચંદ્રને શાપ થયો ત્યારે તે દક્ષને શરણે ગયો એટલે દક્ષે કહ્યું કે તું તારી પત્નીઓ તરફ સમાનભાવે વર્તતો નથી;

---

૧ શલ્ય પર્વ અધ્યાય ૩૫

૨ શાંતિપર્વ અધ્યાય ૩૪૫ ભાષાંતર ('સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' દ્વારા પ્રકાશિત મહાભારતમાંથી)

માટે તને ક્ષય લાગુ પડેલ છે પછી ત્યા રહેલા ઋષિઓએ ચન્દ્રને કહ્યુ કે તારુ શરીર ક્ષયરોગથી ક્ષીણ થતુ જાય છે, માટે પશ્ચિમ સમુદ્રના તીરે આવેલ 'હિરણ્યસરસ' નામના તીર્થમા જા અને સ્નાન કર તેઓના કહેવા મુજબ ચન્દ્ર એ હિરણ્યસરસ તીર્થમા ગયો અને ત્યા સ્નાન કરવાથી તેનો ક્ષયરોગ દૂર થયો, તે અત્યત તેજસ્વી થઈ પ્રકાશવા લાગ્યો તે દિવસથી આરભીને તે તીર્થ 'પ્રભાસ' નામથી પ્રસિદ્ધ થયુ છે

દક્ષના શાપથી ચન્દ્ર માત્ર પૂર્ણિમા સુધી પ્રકાશિત રહી અમાવાસ્યા સુધી ક્ષીણ થતો રહે છે

'પ્રભાસ' નામ પડયુ તે પહેલા આ તીર્થ 'હિરણ્યસરસ' નામે ઓળખાતુ એમ શાતિપર્વમા સ્પષ્ટ નિર્દેશ છે હિરણ્યા અને સરસ્વતીનો જ્યા સગમ થાય છે તેનુ હિરણ્યસરસ' થી વિશેષ કયુ યોગ્ય નામ હોઈ શકે?[1]

શાતિપર્વની અને શલ્યપર્વની કથાઓ વાચતા શલ્યપર્વની કથા સ્પષ્ટ રીતે પાછળથી લખાએલી જણાય છે તેમા બ્રાહ્મણોને ચન્દ્રમા માન આપતો હતો, છતા 'તેનુ અપમાન કરજે મા અને શ્રી શકરનુ આરાધન કરજે' વગેરે કથનો સ્પષ્ટપણે ક્ષેપક અને વિરોધાભાસી છે

## સ્કન્દપુરાણ (પ્રભાસખડ)

મહાભારતની કથાઓને લક્ષમા રાખી પ્રભાસખડના લેખકે તેની કલ્પનાથી તેમા સુધારો વધારો કરી પ્રભાસ નામ પાડવાના કારણો માટે જ આ કથા આલેખી છે, પણ તેમા લખે છે કે ચન્દ્રે દક્ષ પાસે પશ્ચાતાપ પ્રદર્શિત કરી ક્ષમા માગી ત્યારે દક્ષે કહ્યુ

'હે શીતરશ્મે, મે જેને શાપ આપેલ છે તેને મુક્ત કરવા

---

૧ આજે પણ પ્રભાસથી પૂર્વમા ત્રણ માઈલ હીરણ્યાસા અને ઉત્તર-પશ્ચિમમા આઠ માઇલ દૂર સરસવા ગામો છે

કોઇ પૃથ્વીમાં શક્તિમાન નથી. હું મુખથી વચન કહું તે મિથ્યા ન થાય. મારો શાપ જેને થયો હોય તેની રક્ષા એક મહેશ્વર વિના બીજો કોઈ કરી શકે એમ નથી; માટે સત્વર શંકરની આરાધના કરો.' તેથી ચંદ્રે અત્યાનંદથી દક્ષને પૂછ્યું કે તે શંકર ક્યાં છે અને મને ક્યાં મળશે તે કૃપા કરી કહો. દક્ષે કહ્યું; 'હે સોમ, પશ્ચિમ દિશા તરફ સાગરની સાનિધ્યમાં કૃતસ્મર નામે પર્વત છે; તેથી ત્રણસો ધનુષ્ય પર સ્વયંભૂશંકરનું લિંગ સૂર્યબિંબ સરખું અતિ તેજસ્વી છે. ચોતરફ સર્પો વીંટળાએલ છે અને ભૂમિમધ્યમાં કુકુટનાં ઇંડા જેવડું સૂક્ષ્મ છે તે સ્પર્શલિંગ છે. તે માત્ર ભક્તિવડે જણાય છે, માટે ત્યાં જઈ તેનું આરાધન કરો.'

ચંદ્રે એક સહસ્ર વર્ષ પર્યંત શંકરની આરાધના કરી. શંકર પ્રસન્ન થયા ત્યારે પોતાને થએલ રાજયક્ષ્મા રોગથી મુક્ત થવા વરદાન માગ્યું. શંકરે કહ્યું : 'હે નિશાકર, હવેથી દક્ષની પુત્રીઓ પ્રત્યે સમાન વર્તાવ કરવો અને આજથી તારો એક પક્ષમાં ક્ષય અને બીજામાં વૃદ્ધિ થશે. તારી કાંતિ પ્રથમ હતી તેવી જ મારા પ્રસાદથી પુનઃ પ્રાપ્ત થશે.'

શંકરે ચંદ્રને બ્રાહ્મણોની મહત્તા સમજાવી અને કુકુટાંડ લિંગને સ્થળે અન્ય લિંગ કે જે સાગરમાં મહર્ષિના શાપથી પડેલું હતું તેની સ્થાપના કરવા આજ્ઞા કરી. 'જે દિવસથી ચંદ્ર પ્રભાને પ્રાપ્ત થયો તે દિવસથી આ ક્ષેત્રનું નામ 'પ્રભાસ' કહેવાય છે, કેમકે અહીં નિષ્પ્રભ થએલ ચંદ્રને પ્રભા પ્રાપ્ત થઈ હતી. દક્ષનો શાપ વૃથા ન થાય તે માટે શંકરે તેને જરા લાંછન રાખેલું છે. તે દિવસથી સોમ લાંછનવાળો થયો છે. શંકરથી વરદાન પામી સર્વલોકને સોમ પ્રકાશ આપે છે. તેમ મહાત્મા સોમની પાસે શંકર પ્રકાશ થયા માટે પ્રભાસ નામ સ્થિર થયું છે.'

પ્રભાસખંડ અધ્યાય ૧૧માં એમ પણ કહે છે કે 'શંકર

પાર્વતીને કહે છે કે આ સ્થળ મારી કાંતિ વડે ઘણું જ દીપ્ત થયું છે, તેથી અથવા સર્વ દેવોને અહીંથી કાંતિ પ્રાપ્ત થઈ તે માટે અથવા અહીં ચંદ્ર ક્ષીણ થઈ પુનઃ પ્રભાને પ્રાપ્ત થયો માટે તેનું નામ પ્રભાસ થયું છે.'

પુરાણકારે 'પ્રભાસ' નામ પરથી કાવ્યમય કલ્પના કરી છે. કોઈ વિધાનને સપ્રમાણ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો નથી. જે પુરાણકારે દેવતાઓની વાતો વિશ્વાસપૂર્વક કહી છે તે આ પ્રશ્નમાં સ્વયં શંકાશીલ છે.

## ચરક સંહિતા

આયુર્વેદના મહાન આચાર્ય ચરકે ચરકસંહિતામાં આ કથા આલેખી છે; પરંતુ તેમાં કવિની કલ્પના નહિ પણ વૈજ્ઞાનિક અવલોકન અને સંશોધન છે. તેઓ કહે છે કે[1] 'ચંદ્રમા રોહિણી પ્રત્યે એટલો આસક્ત હતો કે તેણે પોતાના શરીરની રક્ષા ન કરી અને તેથી વીર્યહીન બની ક્ષીણ થઈ ગયો.'[2] 'ચંદ્રમા દક્ષની બીજી પુત્રીઓ, જે તેની પત્નીઓ હતી તેના પ્રત્યેની ઉપેક્ષાને કારણે પ્રજાપતિએ તેના શ્વાસદ્વારા ક્રોધ પ્રદર્શિત કર્યો;'[3] 'કારણ કે ચંદ્ર પ્રજાપતિની ૨૭ કન્યાઓને પરણ્યો, પણ સર્વ સાથે સમાન રીતે વર્તતો ન હતો.'[4] 'ગુરુ દક્ષના

ચરક સંહિતા પ્રકરણ ૮ ડૉ. પ્રાણજીવનદાસ કૃત ભાષાંતર (શ્રી ગુલાબકુંવરબા આયુર્વેદિક સોસાયટી, જામનગર દ્વારા પ્રકાશિત પુ૦ ૩)

૧ दिवौकसा कथयता ऋषिभिर्वै श्रुता कथा ।
कामव्यसनसंयुक्तः पौराणी शशिनं प्रति ॥

૨ रोहिण्यामतिसक्तस्य शरीरं नानुरक्षतः ।
आजगाम क्षयस्त्विन्दो: देहस्नेहपरिस्रवात् ॥

३ दुहितृणामसंभोगात्शेषाणां च प्रजापतेः ।
क्रोधो निःश्वाससारेण मूर्तिमान् निःसृतो मुखात् ॥

४ प्रजापतेर्हि दुहितृरष्टाविंशतिमंशुमान् ।
भार्यार्थे प्रतिजग्राह न च सर्वास्ववर्तत ॥

શાપથી આ રીતે ચંદ્રમા યક્ષ્મા નામક રોગ પ્રવેશ્યો.'[5]

'કારણ કે તે સર્વે સ્ત્રીઓ સાથે સમાનભાવે વર્ત્યો ન હતો અને વાસનામય બની ક્ષીણ થઈ ગયો હતો'[6] 'આમ ગુરુના શાપે નિષ્પ્રભ થઈ દેવો તથા દેવર્ષિઓને લઈ તે ગુરુને શરણે ક્ષમા માગવા ગયો.'[7] 'ગુરુએ તેને શુદ્ધ મતિવાળો થએલ જોતા તેના પર કૃપા કરી અને અશ્વિનીકુમારોએ તેની ચિકિત્સા કરી'[8] 'અશ્વિનીકુમારોઓ તેના ઓજસમા વૃદ્ધિ અને મનને શુદ્ધ કર્યું.'[9]

## વ્યાકરણ

વ્યાકરણની દૃષ્ટિએ 'પ્રભાસ' શબ્દ પ્રકર્ષવાચક ઉપસર્ગ 'પ્ર' અને ક્રિયાપદ 'ભામ્'થી બનેલ છે: જે સ્થળ અતિ પ્રકાશમાન હોય તે 'પ્રભાસ' કહેવાય. સૂર્યનું નામ પણ ભાસ્કર છે અને તે શબ્દ પણ 'ભાસ્' ક્રિયાપદમાથી ઉત્પન્ન થએલ છે.

---

૫ गुरुणातमवध्यान भार्यास्वसमवर्तिनम् ।
रज परीतमवल यक्ष्मा शशिनमाविशत् ॥

૬ सोऽभिभूतोऽतिमहता गुरुक्रोधेन निष्प्रभः ।
देवदेवर्षिसहितो जगाम शरण गुरुम् ॥

૭ अथ चद्रमस शुद्धा मति बुद्ध्वा प्रजापति ।
प्रसाद कृतवान् सोम ततोऽश्विभ्या चिकित्सित ॥

૮–૯ स निर्मुक्तग्रहश्चदो विरराज विशेषतः ।
ओजसा वर्धितोऽश्विभ्या शुद्धसत्वमवाप च ॥

ચરક મુનિ ઈ સ. ૮૦મા પુરુષપુર (વર્તમાન પેશાવર)ના કનિષ્કની રાજસભામા હતા. મહાભારત તે પૂર્વે લખાયું છે તે નિર્વિવાદ છે ચરક જેવા મહાન વિદ્વાને તે ન વાંચ્યુ હોય તે સભવે નહિ; છતાં તે લખે છે કે તેણે આ વાત સાભળી છે. શંકરનું વરદાન, સોમનાથની સ્થાપના, પ્રભાસનું સ્થાન, હિરણ્યસરસ્વતીની મહત્તા કે તેની વાર્તાઓનો આ આદિ વૈજ્ઞાનિક સ્વીકાર કરતા નથી. તેઓ તો સ્પષ્ટ કહે છે કે ચદ્રમા કામવાસનાથી ક્ષીણ થયો. તેનું આરોગ્ય રાજયક્ષ્માના રોગથી ગુમાવ્યું અને અશ્વિનીકુમારોએ તેને રોગમુક્ત કર્યો.

ભાસ્કર તેનાં કિરણો સમુદ્ર પર વરસાવી તેના પ્રતિબિંબથી જે સ્થળને પ્રકાશિત કરે તે પ્રભાસ.

### પૂર્વનામો

'પ્રભાસ ખંડ'ના પ્રતિભાશાળી લેખક 'પ્રભાસ' નામ કેમ પડયું તેનો નિર્ણય કરતા નથી; પરંતુ તે નામ પડયું તે પહેલાં પ્રભાસનાં અન્ય નામો હતાં તેમ ખાતરી પૂર્વક કહે છે. તેના કહેવા પ્રમાણે આદ્ય કલ્પમાં પ્રભાસનું નામ પ્રમોદ હતું અને તે પછીના કલ્પોમાં નંદન, શિવ, ઉગ્ર, ભદ્રિક, સમિધાન, કામધ, વૈશ્વરૂપ, શ્રીપદ્મનાભ, (વા પદ્‌મનાભ) મોક્ષમાર્ગ, સુદર્શન એવાં નામો હતાં. તેમણે તે હકીક્ત કયાંથી મેળવી તેનો ઉલ્લેખ કરતા નથી (પ્રભાસખંડ અ૦ ૧૦)

### ભવિષ્યનાં નામો

એટલી જ દૃઢતાથી પુરાણકાર કહે છે કે ભવિષ્યમાં પ્રભાસ ઉત્પલાવર્ત નામથી ઓળખાશે.

### અન્ય પૌરાણિક કથા

પુરાણો પ્રમાણે બ્રહ્માના માનસ પુત્ર મનુ થયા પ્રજાપતિ અને તેના આઠ પુત્રો, આઠ વસુઓ કહેવાયા. તેનાં નામો ધર, ધ્રુવ, સોમ, અહ, અનિલ અનલ, પ્રત્યુષ અને પ્રભાસ. પ્રભાસ નામ આઠમા વસુ પરથી પડયું હોય અને તેમાં ત્રીજા વસુ સોમનું સ્થાન બાંધ્યુ હોય તો તેમાં કંઈ આશ્ચર્ય નથી. વસુઓ એ પ્રકૃતિનાં આઠ સ્વરૂપો છે અને પંચતત્ત્વોનો તેમાં સમાવેશ થાય છે; પરંતુ તે પણ એક કલ્પના છે.

### શ્રીસૂક્ત

શ્રીસૂક્તમાં શ્લોકો છે કે—

ॐ चन्द्रां प्रभासां यशसा ज्वलन्तीं
श्रियं लोके देवजुष्टामुदाराम् ।
तां पद्मनेमिं शरणं प्रपद्ये
अलक्ष्मीर्मे नश्यतां त्वां वृणे ॥५॥

ॐ उपैतुमां देवसख कीर्तिश्च मणिना सह ।
प्रादुर्भूत सुराष्ट्रेऽस्मिन् कीर्तिमृद्धि ददातु मे ॥७॥

તેમા 'પ્રભાસ' તથા 'સુરાષ્ટ્ર' શબ્દો છે તે પરથી એક અનુમાન કરવામા આવ્યુ છે કે તાન્ત્રિકો શ્રીસૂક્તનો ઉપયોગ કરે છે અને સોમના તાન્ત્રિક પ્રયોગથી 'પ્રભાસ' નામ પડયું હોય [૧]

આ પ્રમાણે મહાભારત, પ્રભાસખડ, અન્ય પુરાણો, વ્યાકરણ, ઇતિહાસ વગેરેના પ્રમાણો વિચારતા 'પ્રભાસ' નામ મહાભારતકાળ પૂર્વે અને પુરાણો લખાયા તે પહેલા પ્રસિદ્ધ થઇ ગયુ હતુ અને આર્યોએ તેને પ્રભાસ તરીકે જ ઓળખેલુ ને જાણેલુ ભાસ્કરતીર્થ કે સોમતીર્થ એ બન્નેનો સમન્વય પણ પ્રભાસમા થઈ જાય છે અને એમ માની લઇએ કે બન્નેના વિવાદો તજી દેવા 'પ્રભાસ' નામ યોજાયુ હોય, પણ તે માટે કોઈ પ્રમાણ પ્રાપ્ત નથી, તે સાથે અદ્યાપિ પ્રભાસ નગરમા સૂર્ય કે ચદ્રના કિરણો અન્ય સ્થળો કરતા વિશેષ પ્રકાશિત જણાય છે તે નિર્વિવાદ છે અને તેથી આદિ આર્યોએ શુદ્ધ સસ્કૃત અને વાસ્તવિક એવુ 'પ્રભાસ' નામ આ સ્થળને આપ્યુ અને મહાભારતકાર તથા પુરાણકારોએ તે નામ શા પરથી પડયુ તે માટે કાવ્યમય કલ્પનાઓ કરી વાર્તાઓ લખી નાખી

**અન્ય નામો**

પ્રભાસને જુદા જુદા નામે અનેક સ્થળે સબોધવામા આવ્યુ છે આ પ્રકારે ૨૧ નામો પ્રાપ્ત થએલ છે–

| | | |
|---|---|---|
| ૧ | હૂનગર | મોટા દરવાજા, પ્રભાસ વિ સ ૧૨૭૫નો શિલાલેખ |

૧ પ્રભાસ પ્રથમ થયું પછી શ્રીસૂક્ત થયુ– આ કલ્પના શ્રી રત્નમણિરાવ (સોમનાથ)ની છે શ્રીસૂક્તનો લેખક સૌરાષ્ટ્રનો હતો તથા તેણે શ્લોક ૭ મા કહ્યુ કે 'હુ ઉત્તમ સૌરાષ્ટ્રમાં દેશમાં જન્મ્યો છુ' (શ્રીસૂક્ત–શ્રીપ્રસાદિની સસ્કૃત ટીકા તથા ભાષાતર : ભુવનેશ્વરી પીઠ, ગોંડલ )

૨ શિવનગર ....સદર
૩ સુરપત્તન ....કોડીનારનો વિ. સં. ૧૩૨૮નો શિલાલેખ
૪ સોમનાથપુર ....ધામળેજનો વિ. સં ૧૪૩૭ શિલાલેખ
૫ વિલવિલપુર પટ્ટણ ....વેરાવળનો વિ. સં. ૧૩૨૦ શિલાલેખ
૬ પટ્ટણદેવ ....મુસ્લિમ ઇતિહાસકારો (ગ્રંથો અને પત્રો)
૭ દેવ પટ્ટણ ...જૂનું ગુજરાતી સાહિત્ય (કાહન્ડદે પ્રબંધ)
૮ વેરાવળ પાટણ ....લોકોમાં પ્રચલિત નામ (રેલ્વે થયા પછી)
૯ પ્રાચીન પાટણ ....સાહિત્યકારો, વાર્તાકારો, લોકસાહિત્ય
૧૦ પટ્ટેલક્ષી પાટણ ....કાઠિયાવાડ ગેઝેટિયરને મળેલું
૧૧ સોમપુર ....ભદ્રકાલિ (પ્રભાસ)નો વિ. સં. ૧૨૨૫નો શિલાલેખ
૧૨ સોમનાથ પાટણ ....પ્રસિદ્ધ નામ
૧૩ સૌરાષ્ટ્ર સોમનાથ ....પ્રસિદ્ધ નામ
૧૪ પ્રાચી પાટણ ....આમ જનતા
૧૫ ચંદ્ર પ્રભાસ ....જૈન ગ્રંથો
૧૬ ચંદ્ર પ્રભાસ પાટણ....જૈન ગ્રંથો
૧૭ ચંદ્ર પ્રભાસ ....જૈન ગ્રંથો
૧૮ શિવપટ્ટણ ....ધર્મ ગ્રંથો
૧૯ આનર્તસાર ....મહાભારત
૨૦ હિરણ્યસરસ ....મહાભારત
૨૧ પાલાટેન ....સ્ટ્રેબોની ભૂગોળ Geography of Strabo by Hamilton & Falconer)
૨૨ પ્રભાસ પાટણ ....સરકાર સ્વીકૃત પ્રચલિત નામ[1]

---

૧ ઘેલા સોમનાથ પાસે પણ એક સોમપુર હતું, જેનો મહમદે નાશ કર્યો તેમ બર્જેસે નોંધ્યુ છે.

## પ્રકરણ ત્રીજું

## સોમનાથની સ્થાપના

મહાભારતમાં પ્રભાસનો ભાસ્કરતીર્થ કે સોમતીર્થ તરીકે ઉલ્લેખ થયો છે; પરંતુ કોઇ પણ સ્થળે તેમાં સોમનાથના શિવાલયનો કે તેના માહાત્મ્યનો ઉચ્ચાર સરખો પણ નથી. તેથી મહાભારત ગ્રંથસ્થ થયુ તે કાળે શિવતીર્થ કે સોમનાથ-ક્ષેત્ર નામથી પ્રભાસ પ્રસિદ્ધ થયુ ન હતું, આથી એ વિચાર કરવાનો રહ્યો કે ભગવાન સોમનાથની પ્રથમ પ્રતિષ્ઠા ક્યારે થઇ અને તે કોણે કરી?

ઉપર્યુક્ત ગ્રંથનું અવલોકન કરતાં તથા કાલનિર્ણય કરવાનાં પ્રમાણો વિચારતાં સ્પષ્ટ જણાય છે કે મહાભારતનો ઇતિહાસ ગ્રંથસ્થ થયો ત્યારે આ સ્થળે સોમનાથનું સ્થાન ન હતું. આ ગ્રંથ ક્યારે લખાયો તેનું કોઇ નિશ્ચિત વર્ષ નથી; પરંતુ માની લેવામાં આવે કે ઇ. સ. પૂર્વે ૭૦૦ અને ઇ. સ. પૂર્વે ૧૫૦૦ વચ્ચે લખાયો હોય. તેમ હોય તો પણ સત્યયુગથી દ્વાપર સુધી સોમનાથની પ્રતિષ્ઠા થઇ ન હતી.

### સોમનાથનું સ્થાપન (પુરાણો પ્રમાણે)

પુરાણો તો એમ જ માને છે કે સૃષ્ટિની ઉત્પત્તિથી જ શિવલિંગની પૂજા પ્રચલિત છે અને ભગવાન સોમનાથ પણ ત્યારથી જ બિરાજે છે.

આ વાતને સમર્થન આપવા પ્રભાસખંડ તેના છઠ્ઠા અધ્યાયમાં કહે છે કે મહાકલ્પ આદિથી બ્રહ્માનો પ્રતિસંચાર થયો ત્યારથી શંકરના લિંગનો વારંવાર પ્રાદુર્ભાવ થતો ગયો. આ કાળ દરમ્યાન છ બ્રહ્મા થયા; તેના સમયમાં આ લિંગના નામ નીચે મુજબ હતાં—

| | બ્રહ્મા | લિંગનું નામ | | બ્રહ્મા | લિંગનું નામ |
|---|---|---|---|---|---|
| ૧ | વિરંચી | ........ મૃત્યુંજય | ૫ | સુરજ્યેષ્ઠ | ........ કૃત્તિવાસસ્ |
| ૨ | પિતામહ | ........ મૃત્યુંજય | ૬ | હેમગર્ભ | ........ ભૈરવનાથ |
| ૩ | સ્વયંભૂ | ........ અમૃતેશ | ૭ | શતાનંદ | ........ સોમનાથ |
| ૪ | પરમેષ્ઠિન્ | ........ અમૃતેશ્વર | | | |

આ વિષય પર ઉપર્યુક્ત પ્રમાણો ધ્યાનમાં લઇ વિચારતાં જણાય છે કે પુરાણકારે આ વિધાન શા પરથી કર્યા તેનો કોઈ આધાર આપ્યો નથી, તેથી તે માત્ર કલ્પનાજ છે.

એક યુગ બારસો દિવ્ય વર્ષનો અને પ્રત્યેક દિવ્યવર્ષ ૩૬૦ માનવવર્ષનું ગણાય છે તે ન્યાયે એક યુગ ૪૩૨૦૦૦ વર્ષનો થાય. તેથી આ ઇતિહાસને આટલાં બધાં વર્ષો પાછળ લઇ જઈ તેનું સંશોધન કરવું તે શક્તિની બહાર છે. પુરાણકારોએ કાલગણનામાં લેશમાત્ર દારિદ્ર દાખવ્યું નથી અને સમયનો સહેજ પણ ખ્યાલ રાખ્યા વિના યોગ્ય લાગ્યું તેમ લખી નાખ્યું છે; તેથી તેમાંથી સારાંશ તારવવાનું કઠિન બની જાય છે.

એકંદરે પુરાણની કાલગણના અસ્વીકાર્ય છે; અસત્ય નહિ તો અવશ્ય તે અતિશયોક્તિથી ભરપૂર છે. તેના પર ચર્ચા કરવાનું આવશ્યક જણાતું નથી.

પ્રભાસખંડે સોમનાથના પ્રાકટ્યની જે વાર્તા કથી છે તે આગળના પ્રકરણમાં આપી છે. તેમાં પુરાણકાર લખે છે કે; 'આ સ્થળે ભૈરવેશ્વર નામનું જે લિંગ છે તે મારા નામથી સોમનાથ નામે બીજા બ્રહ્મા થાય ત્યાં સુધી રહે અને જે મન્વંતરો થાય તે પણ તે જ પ્રમાણે કરે. આપનું જ્યોતિર્લિંગ સચરાચર બ્રહ્માંડમાં સોમનાથ તરીકે પ્રસિદ્ધિ પામો'[1] એમ ચંદ્રમાએ શંકરને કહ્યું.

આ ઉપરથી પુરાણકારે એટલું તો સ્વીકાર્યું છે કે સોમ-

૧ પ્રભાસખંડ અધ્યાય ૭

નાથની સ્થાપના પૂર્વે પ્રભાસમાં ભૈરવેશ્વર કે ભૈરવનાથ નામના લિંગની પૂજા થતી અને સોમે તે લિંગનું નામ પોતાના નામે 'સોમનાથ' રાખી તેની સ્થાપના કરી.

પુનઃ વિચારતાં પ્રતીત થાય છે કે ભૈરવનાથની પૂજા તો થતી જ હતીઃ તે લિંગ તો ત્યા સ્થાયી હતું દક્ષે બતાવેલું બીજું લિંગ તેને સ્થાને સ્થાપી તેને સોમનાથ કહ્યા. તેનો અન્ય અર્થ એ પણ નીકળે કે ભૈરવનાથને ઉથાપી ત્યા કુકકુટાંડ લિંગ[1] સ્થાપ્યુ; તેના પર બ્રહ્મશિલા મૂકી ઉપર મહાલિંગ સ્થાપ્યુ તે સોમનાથ.[2]

ફરીથી પ્રભાસખંડ કહે છે કેઃ 'હેમગર્ભ' નામના બ્રહ્મામાં આપનું નામ ભૈરવનાથ હતું. વર્તમાન કાળમા શતાનંદ નામના બ્રહ્માના સમયમાં આદિ ચંદ્રમા જે આપના વામલોચનથી થએલ તે પ્રતિષ્ઠા કરવા નિમિત્તે બાલરૂપે આઠ વર્ષના હતા તેણે સ્થાપના કરી; તેથી અનાદિ સોમનાથ તમારૂં નામ થયુ છે. તે દિવસની સોમોની ગણના કરતાં બે લાખ બે હજાર એકસો છ ચંદ્રમા થઈ ગએલા છે. હું આત્રેય નામનો હાલ સાતમો સોમ છું.'[3]

આ વિધાનનો વિચાર કરીએ તો શંકરે પ્રસન્ન થઇ વરદાન આપ્યુ અને રાજ્યક્ષ્મા રોગથી મુક્ત કર્યો તે આકાશીય ચંદ્ર નહિ પણ આત્રેય નામનો સાતમો સોમ અર્થાત્ સોમ-કુળમાં ઉત્પન્ન થએલ અગ્નિગોત્રનો યદુવંશી સોમ[4] જે લાખો વર્ષ પૂર્વે થએલા ચંદ્રમાના વંશનો હતો.

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૧૯

૨ પ્રભાસખંડ અધ્યાય ૨૧

૩ પ્રભાસખંડ અધ્યાય ૨૦

૪ યાદવો અત્રિ ગોત્રના હતા; જાડેજા-ચૂડાસમાનું ગોત્ર પણ અત્રિ છે.

## સોમયજ્ઞ

આ સોમરાજાએ લિંગની પ્રતિષ્ઠા કરવા યજ્ઞ કર્યો તેમ પણ પ્રભાસખંડ કહે છે પ્રતિષ્ઠા ત્યારે જ થાય જ્યારે મૂળ લિંગ નષ્ટ થયું હોય અથવા નવું લિંગ સ્થાપન કરવાનું હોય તે ઉપરથી એમ પણ માની શકાય કે ભૈરવનાથનું લિંગ યા મૂર્તિ સોમરાજાએ દૂર કરી, ત્યાં સોમનાથની પ્રતિષ્ઠા કરી હોય[1]

આ યજ્ઞનું જે વર્ણન આપ્યું છે તે પ્રમાણે લિંગ પ્રાપ્ત થયા પછી સોમ ચંદ્રલોકમાં ગયો અને તેનો મંત્રી હેમગર્ભ પ્રભાસમાં રહી યજ્ઞની તૈયારી કરવા લાગ્યો તેણે સુવર્ણ, અનાજ, ગાયો, હાથીઓ ઈત્યાદિ જડચેતન પદાર્થો યજ્ઞ પ્રસંગે બ્રાહ્મણોને દાનમાં આપવા એકત્રિત કર્યા અને એક લાખ બ્રાહ્મણો દેવો, દાનવો, યક્ષો, ગંધર્વો, કિન્નરો તથા સપ્તદ્વીપમાં રહેતા રાજાઓને મંગલપત્રિકાઓ પાઠવી નિમંત્ર્યા

સોમ બ્રહ્મલોકમાં ગયા અને ત્યાં યજ્ઞનો સંકલ્પ વિસરી ગયા અહીં વિદ્વાન બ્રાહ્મણોએ વિશ્વકર્મા પાસે રાખવામાં આવેલું લિંગ જોઈ આનંદ વ્યક્ત કર્યો અને એક યોજન ભૂમિમાં સ્થાન સ્વચ્છ કરાવી ત્યાં મંડપો બાંધ્યા તથા યજ્ઞવેદિ અને આસનોની વ્યવસ્થા કરી, તે સાથે યજ્ઞમાં હોમવા ઓષધિઓ, વૃક્ષો, કાષ્ઠો, સમિધો, કુશ, હુતદ્રવ્યો વગેરે સામગ્રી અને વાસણો વગેરે ઉપસ્કર તૈયાર કર્યો[2]

---

૧ આ ચર્ચા આગળ આવશે

૨ પ્રભાસખંડ લખાયો ત્યારે સોમનાથનું સ્થાપન થઈ ગયેલું અને તેથી કર્ણોપકર્ણ સાંભળેલી વાતોમાં કલ્પના તેમ જ વાચેલા ગ્રંથોનું જ્ઞાન ઉમેરી આ ગ્રંથ લખ્યો છે, છતાં આપણા કરતા ઘણા વર્ષો પહેલા આ લેખક થયા છે, તેથી તેના કેટલાક વિધાનો વિચારવા યોગ્ય છે તે ૨૨ મા અધ્યાયમાં કહે છે કે 'હું સોમ અત્રિપુત્ર છું' યાદવો અત્રિગોત્રના હતા અને ક્ષત્રિયો સામાન્ય રીતે રાજા હોય પણ બ્રાહ્મણો એટલાના રાજા હોય નહિ યદુકુળનો અત્રિ ગોત્રનો રાજા સોમ ગોબ્રાહ્મણ પ્રતિપાલ હોય અને તેણે સોમનાથની સ્થાપના કરી હોય તો તે કલ્પના વધુ યોગ્ય અને બંધ બેસતી છે

યજ્ઞનો આરંભ થયો તેમા ચૌદ યોનિના પ્રાણીમાત્ર આવ્યા સ્થાવર-જંગમ પશુ-પક્ષી, મનુષ્ય, પિશાચ, રાક્ષસ, યક્ષ, ગંધર્વ, દેવો, વિશ્વેદેવો, સાધ્યો, મરુતો, લોકપાલો અને ગ્રહો પણ આવ્યા દૂધ દહીંના મોટા કુંડો ભરાયા અનાજના તથા ફળોના મોટા પર્વતો જેવા ઢગલા થયા ગંધર્વો અને અપ્સરાઓ રાતદિવસ ગાન કરવા લાગ્યા

જ્યારે સંપૂર્ણ તૈયારી થઇ ગઇ ત્યારે હેમગર્ભ મંત્રીએ બ્રહ્મલોકમા જઇ સોમને સમાચાર આપ્યા તેથી સોમે બ્રહ્માને વિનંતિ કરી 'હે ભગવન્, આપ મારા પર અનુગ્રહ કરી પ્રભાસમા પધારો અને મારા અતિથિ બની મારા તપનુ અને જન્મનુ સાફલ્ય કરો ' બ્રહ્માએ નિમંત્રણ સ્વીકાર્યું અને કહ્યુ 'હે સોમ તારા યજ્ઞમા હું અવશ્ય આવીશ જે સોમ થઇ ગયા છે અને થવાના છે તે સર્વે આ લિંગની પૂજા કરશે પહેલા આ સોમનાથ ભૈરવનાથ નામે થયા ત્યા પણ મેં જ સ્થાપના કરી છે'

સાવિત્રીને સાથે લઇ બ્રહ્માજી આવ્યા અને ચંદ્રમા તથા રોહિણીને સંકલ્પ કરાવી યજ્ઞદીક્ષા આપી બૃહસ્પતિ હોતા થયા, વસિષ્ઠ અધ્વર્યુ થયા, મરીચિ ઉદ્ગાતા થયા અને નારદ બ્રહ્મા થયા, પ્રસ્તોતા કાશ્યપ, પ્રતિહર્તા ગાલવ, સુબ્રહ્મણ્ય ગર્ગ, સદસ્ય પુલહ, પોતા શુક્ર, નેષ્ટા કશ્યપ, મૈત્રાવરુણ દુર્વાસા, બ્રાહ્મણાછંસી વિશ્વામિત્ર, અચ્છાવાક ઉશના, ગ્રાવસ્તુત્ ક્રતુ, પ્રતિપ્રસ્થાતા સાલંકાયન, મનુ અગ્નિધ્ર, ઉન્નેતા અંગિરા-એ ઋત્વિજો થયા

યજ્ઞવિધિનો વૈદિક પદ્ધતિએ આરંભ થયો અને બ્રહ્માએ લિંગની વિધિવત્ વેદમંત્રોથી પૂજા કરી તે સમયે નિર્ધૂમ અગ્નિ થયા, દેવોએ દુંદુભિનાદ કર્યો અને સોમે વિપ્રોને લક્ષાવધિ દાન આપ્યા આમ લિંગની સ્થાપના કરી સર્વે પોતપોતાને

સ્થાને ગયા. અનાર્યદેવ ભૈરવનાથની માનવકૃતિની મૂર્તિને બદલે સોમનાથનું લિંગરૂપે પૂજન શરૂ થયું.

ઉપરનું વર્ણન ઈ. સ.ની ત્રીજી અને સાતમી સદીની વચમાં લખાયું છેઃ તેથી ઘણું જૂનું છે અને તે સમયે આજે આપણી સમક્ષ ઉપલબ્ધ છે તેથી વિશેષ માહિતી હશે, પરંતુ આગળ જોયું તેમ પૌરાણિક કથનની શૈલીમાં તે વર્ણન લખાયેલું હોવાથી આ યજ્ઞનો કાલ નિશ્ચિત કરવો અશક્ય છે.

**રાજા સોમ**

ઇતિહાસની દષ્ટિએ જોતાં જણાય છે કે પ્રભાસમાં મહાભારતકાળમાં ચંદ્રવંશીઓનું પ્રાધાન્ય હતું. તેઓમાં સોમ નામ પ્રચલિત હતું. યાદવોનો મહાન રાજા સોમક થઇ ગયો અને તે કાળે આ પ્રદેશમાં અનાર્યો, મ્લેચ્છો અને યવનો પણ વસતા હતા. જન્મેજ્યે મહાભારત યુદ્ધ પછી સો વર્ષે સાંભળ્યું અને ત્યારે અ થસ્થ થયું હોય તો પણ યાદવોના વિનાશ પછી અને પાંડવોએ હસ્તિનાપુરના મહારાજ્યનો મુકુટ શિર ધર્યા પછી પ્રભાસમાં સોમકોનું વા તેના સાતમા વંશજ યદુવંશી સોમનું રાજ્ય હોઇ શકે.

ઇ. સ. પૂર્વે સાતમી સદીમાં બૌદ્ધ ધર્મ પ્રબળ રૂપ ધારણ કરી શક્યો અને અનાર્યો તથા તેમની સાથે લોહીનો સબંધ બાંધી ચૂકેલ આર્યો તેના પ્રત્યે આકર્ષાયા અને ભૈરવ, કાલિ વગેરે મૂર્તિઓની પૂજા સ્વીકારેલી તે પડતી મૂકી સાદા, સીધા અને સરલ એવા બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી. પરિણામે અનાર્યો આર્યસિદ્ધાંતથી દૂર ગયા અને જે હતા તે આર્યોના વિરોધી બન્યા. બ્રાહ્મણોની મહત્તા દિનપ્રતિદિન ઘટતી ગઈ અને બ્રાહ્મણ ધર્મનું રક્ષણ કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો.

**આર્ય–અનાર્ય ઐક્ય**

તે કાળે અત્રિગોત્રના એટલે યદુકુળના સોમરાજાએ બ્રાહ્મણ ધર્મના ભૂંસાઇ જતા અસ્તિત્વને ટકાવી રાખવા

અનાર્યોને તેમની અશ્લિલ મૂર્તિની પૂજા બધ કરવા તથા વૈદિક ધર્મની દીક્ષા લેવા અને તે સાથે આર્યોને પણ એવી મૂર્તિની પૂજા ન કરવા આજ્ઞા આપી અનાર્યોની વૃક્ષો, નદીઓ, પર્વતો અને પાષાણોની પૂજાથી, બલિદાનો અને તાન્ત્રિક વિધિઓથી કટાળી ગએલ પ્રજાને બૌદ્ધ સાધુઓ તેની પોકળતા બતાવી આકર્ષી રહ્યા હતા તે વ્યવચ્છાય થ ભાવી દેવા તેણે હુકમ કર્યો અને એક દિવસે ભૈરવનાથની અશ્લિલ મૂર્તિ (માનવાકૃતિ) તોડી પાડી તેના આક્રમણ સામે અનાર્યો વા અનાર્ય દેવના પૂજકો ટકી શકયા નહિ અને સમાધાનની યાચના કરી એમ જણાય છે કે તે પ્રસગે અનાર્ય માતાઓના આર્ય પુત્રોએ અથવા તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા લોકોએ એવો માર્ગ સૂચવ્યો કે માનવાકૃતિ મૂર્તિની પૂજા બધ કરવામા આવે અને તેનુ લિંગ પૂજવામા આવે આ સમાધાન સોમરાજાએ સ્વીકાર્યુ હોય અને તેનુ સોમનાથ નામ રાખવામા આવ્યુ હોય સોમનાથ પ્રથમ જ્યોતિર્લિગ થયુ અને લિંગપૂજાનો આરભ પ્રથમ અહીથી થયો [1]

### ભૈરવનાથ

આ વિધાનોના સમર્થનમા એક જીવત અને ચિરજીવ બનેલો પ્રસગ છે પ્રભાસમા પ્રત્યેક હોળીની પૂર્વ રાત્રિએ પાટચકલા તથા રામરાખ ચોક નામના સ્થળોએ એક મહાકાય માનવાકૃતિની મૃત્તિકાની મૂર્તિ બનાવવામા આવે છે અને તેને ભૈરવનાથ કહેવામા આવે છે હોળીના દિવસે તેની વિધિવત્ પૂજા થાય છે, આરતી ઉતરે છે અને ધૂળેટીના દિવસે તે પૂજા કરનારાઓ જ તેના પર આક્રમણ કરી મૂર્તિને તોડી પાડે છે

---

૧ સોમનાથની સ્થાપના ઇસુની બીજી સદીમા સોમજી નામના રાજાએ કરી તેમ સ્વ શ્રી મણિશકરનુ સશોધન છે (શ્રી જોશીપુરાકૃત મણિશકર કિકાણીનુ જીવન ચરિત્ર)

આ પ્રસંગ ઘણો જ સૂચક છે. હિંદુઓનાં શાસ્રો કોઇ સ્થળે આ રીતે મૂર્તિભંજનનું કહેતાં નથી' આ પદ્ધતિની મૂર્તિ-સ્થાપના અને ઉથાપન ભારતમાં ક્યાંય થતાં નથી. દશેરામાં મારવાડ વગેરે પ્રદેશોમાં રાવણની મૂર્તિ તોડી પાડવામાં આવે છે; પણ ભૈરવનાથને દેવ માની પૂજા કરી આરતી ઊતારી પછી તોડી પાડવામાં આવે છે, તે તો માત્ર આ જ સ્થળે થાય છે. તેથી પ્રભાસખંડમાં કહેલ ભૈરવનાથને ઉથાપી સોમરાજાએ લિંગપૂજા ચાલુ કરી તેની સ્મૃતિ જાળવવા આ પ્રસંગ યોજાયો હોય તેમ માનવામાં કોઇ બાધ નથી.

આ સાથે બીજું એ પણ અનુમાન થાય કે સોમરાજાએ ભૈરવનાથનું ઉથાપન કર્યું અને લિંગની સ્થાપના તે પછી અમુક કાળે થઈ અથવા તે પ્રસંગે લિંગ તે આત્માનું પ્રતીક છે અથવા જ્યોતિનું સ્થૂલ રૂપ છે તેવા સિદ્ધાંત અનુસાર સ્થાપવામાં આવ્યું હોય.

ત્રીજું અનુમાન એ પણ છે કે સોમતીર્થમાં જ્યોતિર્લિંગની સ્થાપના થઈ માટે તે લિંગનું નામ સોમનાથ આપ્યું.

### સ્થાપનાનો કાળ

અમુક વિદ્વાનો માને છે કે સોમનાથની સ્થાપના ઈસુની પહેલી સદી આસપાસ થઈ. પુરાણો માને છે કે તે જગતની ઉત્પત્તિ થઈ ત્યારથી જ છે. બન્ને માન્યતાઓ વચ્ચે વિશાળ અંતર છે. ઈતિહાસ જોતાં મહાબ્રાહ્મણ ચાણક્યે અર્થશાસ્ર લખ્યું, તેમાં જણાવ્યું છે કે તેના સમયમાં ભૈરવ–શક્તિ વગેરેનાં મંદિરો હતાં, શિવ વિષ્ણુની પૂજા થતી; ઇન્દ્ર, ગણેશ તથા યમનાં મંદિરો હતાં અને વરુણની દેવ તરીકે પૂજા થતી હતી અને મૂર્તિપૂજા પૂર્ણરૂપે સ્વીકૃત થઇ ચૂકી હતી.

ચાણક્ય, મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તનો મહામાત્ય અને પછી પુરોહિત થયો. તેણે બૌદ્ધોના પ્રચાર સામે બ્રાહ્મણધર્મના

ઉત્થાનને પોતાના કાર્યક્રમનો એક ભાગ બનાવ્યો ઇ સ પૂ ૩૧૯ પછીના વર્ષોમા તેણે બ્રાહ્મણધર્મના ઉત્કર્ષ માટે પ્રવૃત્તિ કરી અને તે અતર્ગત તેણે શિવ, વિષ્ણુ, દેવી, ભૈરવ, વરુણ, ઇન્દ્ર, ગણેશ, યમ વગેરે દેવોના મદિરોને રક્ષણ આપ્યુ[1]

એ પ્રમાણે ઇ સ પૂર્વે ૩૦૦મા તો પૌરાણિક દેવોની વિધિવત્ પૂજાનો પ્રારભ થઇ ચૂક્યો હતો આજે પૂજાય છે તેથી વધુ દેવદેવીઓનુ પૂજન થતુ, તેથી સોમનાથની પ્રતિષ્ઠાનો પ્રસગ ઇ સ પૂર્વે ૩૦૦થી પણ ઘણો આગળ હશે

ભગવાન બુદ્ધનો જન્મ ઇ સ પૂર્વે ૬૨૩મા થયો અને તેમણે શાક્ત, ચાર્વાક ઇત્યાદિના અપવિત્ર જીવન જોઈને પોતાના સિદ્ધાતો આપ્યા, એટલે તે પણ સિદ્ધ થાય છે કે ઈ સ પૂર્વે ૬૦૦મા શુદ્ધ વૈદિક ધર્મ અનાર્યોની અસર હેઠળ આવી ગયો હતો અને અનાર્ય માતાઓની કૂખે જન્મેલા આર્ય સંતાનોએ તેનો અશત કે સપૂર્ણપણે સ્વીકાર કરી લીધો હતો અને તેથી સોમનાથની સ્થાપના ઇ સ પૂર્વે ૬૦૦ પહેલા થઈ હોય એમ માનવાને પ્રબળ કારણો મળે છે મુસ્લીમ અને યુરોપિયન ઇતિહાસકારોના કથનને આધારે આપણા ભારતીય લેખકો તે કાળને ઇસુની પહેલી સદીમા કે તેની પૂર્વેની સદીમા મૂકે છે, પણ ઉપર્યુક્ત પ્રમાણોના આધારે આપણે કહી શકીએ કે ભગવાન સોમનાથનુ સોમરાજાને હાથે સ્થાપન આજથી ૨૬૦૦ વર્ષથી અધિક સમય પહેલા થયુ અને સોમયજ્ઞ પણ ત્યારે થયો

આકાશનો ચદ્ર પૃથ્વી પર આવે અને યજ્ઞ કરે વગેરે વાતો અસંભવિત છે તે રાજયક્ષ્માગ્રસ્ત બની દિવ્ય સહસ્ર વર્ષો પર્યંત તપ કરી શકરને પ્રસન્ન કરે તે બધી વાતો કલ્પિત છે જો ચદ્રદેવો પૈકીનો હતો અને લિંગ પ્રાપ્ત કરી પાછો સ્વર્ગમા જઈ શિવને યજ્ઞમા પધારવા નિમંત્રણ આપી શકે એમ હતો

---

૧ કૌટિલ્ય અર્થશાસ્ત્ર (આઇ એસ એસ. પડિત)

તો પછી મૃત્યુલોકમાં પ્રભાસમાં આવી તેને તપ કરવાની શી જરૂર પડી? વળી સોમયજ્ઞનું વર્ણન વાંચતાં અત્યારે યજ્ઞો કરવાની જે પદ્ધતિ કે ક્રિયા પ્રચલિત છે, તે જ પ્રમાણે યજ્ઞ થયો હતો. પ્રત્યેક યજ્ઞમાં આચાર્ય, બ્રહ્મા, હોતા, ઉદ્ગાતા અધ્વર્યુ હોય છે તેમ આમાં પણ જોવા મળે છે; કંઈ જ નવીન જણાતું નથી. માત્ર પુરાણકારની કલ્પના સ્વૈરવિહારિણી બની સ્થાપનને સ્થળે પ્રત્યક્ષ દેવોને બેસાડી દે છે.

## અપૂર્વ સમાધાન

ગમે તેમ હોય પણ ભગવાન સોમનાથનું આશરે ૨૬૦૦ વર્ષથી વધારે સમય પૂર્વે થયેલ સ્થાપન આર્ય–અનાર્ય સંસ્કૃતિના સંગમ જેવું હતું અને સાથેસાથ વૈદિક ધર્મના વિશાળ વર્તુલમાં અનાર્ય જાતિઓને સમાવી લેવાનું મૂર્તિમંત સ્વરૂપ હતું. આર્યો તથા અનાર્યોએ ધાર્મિક મતમતાંતરો વિસરી જઇ જે ઐક્ય સાધી એક મહાન પ્રજા અને વિશ્વવિખ્યાત સંસ્કૃતિ સરજી તેનું પ્રતીક હતું. અધર્મનો પ્રતિકાર કરવા આર્ય, દસ્યુ, અનાર્ય, અવૈદિક જાતિઓને એકત્રિત કરી આર્યધર્મના અભય, અચલ અને અમર ધ્વજ હેઠળ લાવી એક મહાન પ્રજા, સબળ રાષ્ટ્ર અને અક્ષય ધર્મ સ્થાપવાનો અપૂર્વ પુરુષાર્થ હતો અને તેથી જ ભગવાન સોમનાથનું પવિત્ર, પુરાતન અને પ્રસિદ્ધ દેવાલય જગતના ઇતિહાસમાં અપૂર્વ નામના અને અતુલ સન્માન પામ્યું છે.

સોમનાથની સ્થાપના થઇ તેને શિવનું સ્વરૂપ ગણ્યું અને તે શિવલિંગ કહેવાયું; તેથી શિવપૂજા સંબંધી થોડી હકીકત આ પછીના પ્રકરણમાં આપવાનું ઉચિત જણાય છે.

# પ્રકરણ ચોથું

## શિવપૂજા અને લિંગપૂજા

**શિવપૂજા**

આર્યો પંચતત્વોના પૂજકો હતા. વેદે એકેશ્વરવાદનું ગાન ગાયું છે. આર્યોએ આ પ્રદેશમાં આવી અનાર્યોની પાષાણ, વૃક્ષ, પ્રાણી, સરિતા આદિની પૂજા જોઇ ત્યારે તેઓએ તેની સામે વિરોધ કર્યો. તે માટે યુદ્ધો થયાં અને આવી પૂજા કરનારા મોક્ષને પ્રાપ્ત થતા નથી એવા વેદમંત્રો રચાયાં, પરંતુ આ વિરોધ બહુ ચાલ્યો નહિ. આર્યો અનાર્ય સ્ત્રીઓ સાથે લગ્નગ્રંથિથી જોડાવા લાગ્યા અને તેમનાં સંતાન માતાઓના ધર્મને પહેલાં ચોરીછૂપીથી અને પછીથી પ્રકટ રીતે આચરવા લાગ્યા.

મહાભારતના કાળ સુધી તો શિવ, વિષ્ણુ, ઇન્દ્ર, સૂર્ય, વાયુ, યમ વગેરે દેવો મનુષ્ય રૂપે પ્રાપ્ત હતા. પૃથ્વીના માણસો તેમને મળી શકતા. અર્જુન, શંકર પાસેથી ગાંડીવ મેળવી શકતો, ઇન્દ્રને મળવા જઇ શકતો. અપ્સરાઓ લગ્ન કરવા આવતી. યમ અને સાવિત્રી વાત કરી શકતાં અને આ દેવો આ લોકમાં આવી લગ્નથી અથવા બીજી રીતે સંતતિ ઉત્પન્ન કરતા.[1] એટલે ઇન્દ્ર શંકર, વિષ્ણુ વગેરે દેવો પશ્ચિમ કે ઉત્તર દેશના રાજાઓ હતા અથવા મહાપુરુષો હતા, મંદિરમાં બેઠેલી પાષણપ્રતિમાઓ નહિ. તેમની પૂજા પણ એ રીતે થતી નહિ.

પરંતુ તે પછી અંધારયુગ શરૂ થયો. બાળકોને જેમ સત્ય-ઘટના કરતાં ચમત્કારિક વાર્તા પસંદ પડે છે તેમ અજ્ઞાન અને અંધશ્રદ્ધાળુ જનતા પાસે શુક–સનકાદિકો વેદોમાંથી શબ્દો શોધી કાઢી તેના આધારે વાર્તાઓ રચી રાજસભામાં કહેવા લાગ્યા

---

૧ પાંડવો; સવર્ણુંતપ્તિ ઊર્તંથી ગંગા મેનકા વગેરે અનેક દૃષ્ટાંતો ઉપલબ્ધ છે.

અને ઉદરનિમિત્તે અનાર્ય દેવદેવીઓનાં મંદિરો રચી તેના પર એક વર્ગ નિર્વાહ કરતો થયો. લોકોમાં વેદમાં કલ્પેલા પરમાત્માને બદલે પાષાણ, વૃક્ષ, સરિતા, સર્પ વગેરે પર શ્રદ્ધા વધવા લાગી. તેવા યુગમાં પ્રકટ રીતે શિવપૂજાનો સ્વીકાર થયો અને એક દિવસે શૈવસંપ્રદાય રાષ્ટ્રીય ધર્મ થઈ ગયો.

બ્રાહ્મણોનો એક વર્ગ તે સામે ઝઝૂમતો રહ્યો. અંતે બૌદ્ધ ધર્મના પાશમાંથી બચેલા બ્રાહ્મણો શૈવધર્મથી અલગ રહી શક્યા નહિ. તેમને દેશકાલને અનુસરવું જ પડ્યું; તેથી વૈદિક મંત્રોમાંથી ઉપયોગી શબ્દો તારવી તેના પર તેમણે પુરાણો રચ્યાં અને શિવપૂજામાં પણ વેદમંત્રોને સ્થાન આપ્યું.

વિદ્વાનોએ વેદોના અર્થના અનર્થ કરી તે મહાન ગ્રંથો પર વિચિત્ર ભાષ્યો લખ્યાં. નિર્મળ અને શુદ્ધ ધર્મને માનનારી આર્યપ્રજાએ અનાર્યધર્મ સંપૂર્ણપણે સ્વીકારી લીધો એટલું જ નહિ પણ સ્વયં વેદધર્મને તેનું અનુસરણ કરાવી ગૌણ બનાવી દીધો.

## શિવ અને રુદ્ર

વેદમાં 'શિવ'નો અર્થ 'કલ્યાણ' 'શુભ' એવો થાય છે. તેમાં જટાજૂટ ચિતાભસ્માંગલેપન કરી રુંડમાળા પહેરી ડમરુ વગાડી નૃત્ય કરનાર નટરાજની કલ્પના નથી. વેદના રુદ્રને શિવ બનાવી દેવાનો પ્રયોગ કરવામાં આવ્યો; પણ બીજી રીતે વિચારીએ તો અગ્નિને પણ રુદ્ર કહેવામાં આવે છે.[1] અગ્નિની ત્રણ અવસ્થાઓ છેઃ અગ્નિ વાયુ અને આદિત્ય. અગ્નિના આઠ વસુઓ સહચર છે. વાયુના એકાદશ રુદ્ર સહચર છે અને આદિત્યના દ્વાદશ આદિત્ય સહચર છે.

---

૧ अग्निर्वै रुद्रः । शतपथ० ५, ३, १, १०; ६, ३, १०

अग्निर्वै सर्वोऽग्निः संस्कृतः स एषोऽत्र रुद्रो देवता । शतपथ० ९, १, १, १

સોમની પણ ત્રણ અવસ્થા છેઃ સોમ વાયુ અને અપ્. અગ્નિનો વાયુ આગ્નેય વાયુ અને સોમનો વાયુ સૌમ્ય કહેવાય છે. આગ્નેય વાયુ પૃથ્વી અને સૂર્યની મધ્યમાં અંતરિક્ષમાં રહે છે અને સૌમ્ય વાયુ સૂર્ય અને પરમેષ્ટીની મધ્યમાં અંતરિક્ષમાં રહે છે.

આગ્નેય વાયુ ભૌતિક વાયુ તથા ભૌતિક અગ્નિનો કારક છે અને ભૌતિક વાયુને મરુત્ કહે છે; તેથી શ્રુતિ છેઃ मरुतो रुद्रपुत्रासः (મરુત રુદ્રના પુત્રો છે) અગ્નિને રુદ્રનું વીર્ય કહેવામાં આવે છે. તડકો રૌદ્ર કે રૌદ્ર કહેવાય છે.[1] આ બધા શબ્દો પરથી સૌમ્ય વાયુને સદાશિવ તથા આગ્નેય વાયુને રુદ્રનું રૂપક આપવામાં આવ્યું.

આગ્નેય રોગોત્પાદક, રૂક્ષતાપ્રદ અને ભેદક છે, તેથી રડાવનાર છે, માટે તેને 'રુદ્ર' કહ્યો અને સૌમ્ય વાયુ પ્રાણપ્રદ શાંતિદા અને સંયોજક છે, તેથી તેને 'શિવ' કહ્યો. વળી સૌમ્યવાયુ સદા કલ્યાણપ્રદ છે માટે તેને 'સદાશિવ' કહ્યો; તે જલમાં મિશ્રિત રહે છે, માટે તેને સાંબ સદાશિવ પણ કહ્યો.

જેમ વેદના અને બ્રાહ્મણોના શબ્દો પરથી રુદ્ર અને શિવને નૈસર્ગિક સંપત્તિનાં મૂર્તિમંત રૂપો બનાવી દીધાં તેમ તાંત્રિકોએ એક રુદ્ર અને અસંખ્યાત રુદ્રોની કલ્પના કરી.[2]

ઉપનિષદોમાં પણ શિવના જે ઉલ્લેખો આવે છે તેમાં તેને સર્વનું કારણ, પરાત્પર પુરાણપુરુષ વગેરે નામથી સંબો-

---

૧ રુદ્રનું નામ 'कृशानुरेताः' તે પરથી કહેવાય છે.

૨ एक एव रुद्रोऽवतस्थे न द्वितीयः' ।

'असंख्याता सहस्राणि ये रुद्रा अधि भूम्याम् ॥

તેમાં क्षत्ररुद्र, त्रिरुद्र, शतशीर्षा, सहस्राक्ष, शतबुद्धि વગેરે નામો આપવામાં આવ્યાં છે અને એકાદશ રુદ્રો ગણવામાં આવ્યા છે.

ધવામાં આવે છે અને રુદ્રને ક્રોધી ગણવામાં આવે છે.[1] વેદોમાં તેને સંહારક દેવ, યમદેવના પણ અધિપતિ[2] અને દ્રાપિ[3] તરીકે વર્ણવેલ છે; પવન[4] અને વર્ષાના[5] પણ તેને જ અધિષ્ઠાતા કહેલા છે. શિવને આ સાથે કલ્યાણકારી, સુખસ્વરૂપ, લૌકિક સુખ દેનારા અને મોક્ષદાતા કહેલા છે.[6]

આ રીતે રુદ્ર અને શિવનાં વ્યક્તિત્વ, સ્વભાવ અને કાર્યક્ષેત્ર નિરાળાં હોવા છતાં શિવ અને રુદ્રને એકરૂપ લેખવા, એમ સાયણાચાર્ય કહે છેઃ ‘ द्वे हि रुद्रस्य तनू । तथा चोपरिष्टादाम्नायते–रुद्रो वा एष यदग्नि तस्यैते तनू याः घोराऽन्या शिवा चेति । તેનામાં ઘોર રૂપ અગ્નિ અને શાંતરૂપ શિવ છે. આ પ્રકારે વેદોમાં અનેક પ્રસંગોએ ‘શિવ’ અને ‘રુદ્ર’ તેના પ્રકટ અને ગુપ્ત અર્થમાં ભિન્નભિન્ન ભાવ અને સ્વરૂપો પરથી ભાષ્યકારોએ અને ઉપનિષત્કારોએ ઠીક લાગે તેમ ઘટાવેલ છે. પુરાણકારોએ તો કોઇ સીમા જ રાખી નથી. શિવની કથાઓમાં તેને ભોળો, ભંગેડી, સ્મશાનવાસી, રુંડમાળા ધારણ કરનાર, જેને તેને વગર સમજ્યે વરદાન દેનાર, પોતાના પુત્ર કે પત્નીને પણ નહિ ઓળખનાર તરીકે વર્ણવી, ભક્તિના રૂપમાં તેની નિંદા કરી નાખી છે.[7] સાહિત્યકારોએ તો તેને વિનોદનું સાધન પણ બનાવ્યું છે.[8]

---

૧ તૈતિરીય, અથર્વશિરા, શ્વેતાશ્વતર, કૈવલ્ય, નરનારાયણ, ગર્ભ, જાબાલ, રામોત્તરતાપિની વગેરે ઉપનિષદો. नमस्ते रुद्रमन्यवे . रुद्राध्याय (यजुर्वेद)

२ नमो याम्याय, पापिनां नरकार्तिदाता रुद्रः यजुर्वेद १६, ३३.

३–४–५ नमो मेघ्याय, नमस्ते स्तनयित्नवे । नमो वर्षाय । यजुर्वेद १३, ३९.

६ रुद्रस्य परमेश्वरस्य । ऋग्वेद ६, २८ ७.
रुद्रः संहर्ता देवः । अथर्ववेद १, १९, ३७; ७, ९२, ९; ११, २, ३.
‘ नमः शम्भवाय च मयोभवाय च नमः शंकराय च ’ । यजुर्वेद २६, ४२.

૭ શિવપુરાણ સ્કંદપુરાણ ગણેશપુરાણ ઇત્યાદિ.

૮ શિવવિવાહનાં તથા દક્ષયજ્ઞનાં વર્ણનો : સંસ્કૃત, ગુજરાતી, હિન્દી ભાષાના સાહિત્યમાં વિપુલ પ્રમાણમાં શંકરની મશ્કરી (વ્યાજસ્તુતિ અલંકારમાં) કરવામાં આવી છે, જેનાં દૃષ્ટાંતો વિસ્તારભયે અહીં આપવામાં આવતાં નથી.

## દેવો અને મૃત્યુલોક

વૈદિક કાળમાં લિંગપૂજા કે શિવ પૂજા હતી નહિ. આગળ જોયું તેમ મહાભારતકાળ સુધી એટલે ઈ. સ. પૂર્વે ૧૫૦૦ના સમયમાં પણ લિંગપૂજા ન હતી; કારણ કે પૃથ્વીના મનુષ્યો શંકરને, વિષ્ણુને, ઇન્દ્રને અને અન્ય દેવોને મળી શકતા. મહાભારતમાં અર્જુન ઇન્દ્ર પાસે ગયો હતો; સૂર્યે કર્ણને સાંગ આપી હતી; શંકર સાથે અર્જુને યુદ્ધ કરેલું–એવાં અનેક વર્ણનો છે. યમ, સૂર્ય, ઇન્દ્ર, વાયુ, અશ્વિનીકુમાર સદેહે પૃથ્વી પર આવતા અને મૃત્યુલોકની સ્ત્રીઓ સાથે સંબંધ બાંધતા; એટલે તેમનાં મંદિરો રચવાની કોઈ આવશ્યકતા હતી નહિ.

સંભવ છે કે આ દેવો હિમાદ્રિ અથવા વર્તમાન તિબેટ વગેરે પ્રદેશો કે તે પારના બળવાન, ધનવાન અને વિદ્યાવાન રાજાઓ હતા. તેઓ જ્ઞાન–વિજ્ઞાન અને કળાના ક્ષેત્રમાં ઘણા આગળ વધેલા હતા. તેઓની વંશપરંપરાની ઉપાધિ 'ઇન્દ્ર' 'શિવ' 'વિષ્ણુ' એવી હતી અને ભારતના આર્યોને તેઓ સમયે સમયે સહાય કરતા અને સંબંધ રાખતા; પરંતુ જ્યારે કોઈ કારણસર તેમનું અસ્તિત્વ મટી ગયું ત્યારે તેમની સ્મૃતિ જાળવવા અને તેમના પ્રત્યેની સદ્ભાવના ટકાવી રાખવા આર્યોએ તેમનાં સ્મારક જેવાં મંદિરો રચ્યાં.[1]

## શિવપૂજાનો પ્રચાર

વેદના અનુયાયીઓએ ઇ. સ. પૂર્વે ૬૦૦ પહેલાં શિવપૂજા સ્વીકારી. તેમના આ કાર્યને વૈદિક ઠરાવવા તેમણે 'શિવ' અને 'રુદ્ર'ને એક રૂપ બનાવી એક જ વ્યક્તિનાં બે નામો છે એમ ઘટાવી વેદમંત્રોથી તેની પૂજા કરી અને પૌરાણિકોએ

---

૧. એક વિદ્વાન તો માને છે કે પાંડવો વગેરે તે પ્રદેશના હતા અને અહીં રાજ્ય પ્રાપ્તિ થયા પછી હિમાલય પાર કરીને સ્વદેશમાં પાછા ગયા.

વેદમંત્રોમાથી શબ્દો[1] ઉઠાવી તેના પર વાર્તાઓ જોડી કાઢી માહાત્મ્ય લખ્યા અને બ્રાહ્મણોએ માનસિક સમાધાન યોજ્યું

શિવપૂજા થોડા સૈકાઓમા જ જગતભરમા પ્રચલિત થઈ ગઈ શિવનુ કલ્યાણકારી અને રુદ્રનુ ભયકર સ્વરૂપ એક ઉત્તમ કલ્પના હતી જગતને પોષતી શક્તિ સહારકારિણી બની શકે અને તેથી જનતાએ નીતિ અને રીતિસર વ્યવહાર નિર્ગમન કરવો આવશ્યક છે તે સૂત્ર સર્વમાન્ય થઈ ગયુ

મોહેનજો ડેરો તથા હરપ્પામાથી લિંગો પણ પ્રાપ્ત થયા છે, એટલે દેવની પૂજા લિંગાકારે પણ થતી હતી પરતુ તે લિંગ મહાદેવ, શિવ, શકરનુ હતું કે કોઈ અન્ય નામથી સબોધવામા આવતું તે જ્ઞાત નથી

## દેવોનાં ચિહ્નો

પુરાણોમા પ્રત્યેક દેવતાના ચિહ્નો વર્ણવેલા છે આ દેવતાઓ ધ્વજ સાથે ફરતા તેમના ધ્વજમા વૃષભ, ગરુડ, મયૂર, હસ, હાથી વગેરે પ્રાણીઓના ચિહ્નો હતા અને તેથી મહાદેવજીને 'વૃષભધ્વજ' નામ આપવામા આવેલુ બોધ્ધ કાળથી લોકો દેવતાઓને મૂકી તેના ચિહ્નોને પૂજવા લાગ્યા અને બૅક્ટ્રિયન તથા શક રાજાઓએ તેમના સિક્કાઓ પર વૃષભના ચિહ્નો અકિત કર્યા[2] પાર્થિયન રાજા ગોડા ફરનિકસના સિક્કા પર તો શિવ અને નદી બન્નેની મુદ્રા અકિત છે[3]

---

૧ ગણોના પતિ ગણપતિ એટલે પરમાત્મા—તેને બદલે ગણપતિની વાર્તા બનાવી દીધી અને ૐના આકાર લઈ તેની સૂઢ અને દુદ બનાવી, તેમાંથી સ મોદર મૂષક વાહન ગણપતિની યોજના કરી પુરાણોના આ પ્રકાર ॥ કલ્પનાવૈભવ પર અનેક વિદ્વાનોએ મોટા પ્રમાણમા સાહિત્ય સર્જ્યું છે અહી એ વિષયની વિશેષ ચર્ચા અનાવશ્યક છે

૨. રાજા અપલદત્તસ તથા શક રાજા મોસ ( Maues )—રેપ્સન

૩ કેટેલોગ ઓફ કોઈન્સ (લાહોર મ્યુઝિયમ પ્લેટ નં ૧૫–૧૪૩ ગાર્ડનર પ્લેટ ન ૨૨–૮)

## લિંગપૂજાનો આરંભ

કનિષ્ક ઇસુની પહેલી સદીમાં થયો તેના સિક્કા પર તે બૌદ્ધ હોવા છતાં શિવની 'ઇશો' નામની આકૃતિ છે, જેમાં મહાદેવને ચાર ભુજાઓ છે; એકમાં ડમરુ જોવામાં આવે છે.[૧] કુશાનવંશીય રાજાઓના સિક્કાઓ પર પણ મહેશની તેવા જ સ્વરૂપની આકૃતિ છે. આ ઉપરથી એમ માની શકાય કે ઇસુની ત્રીજી સદી સુધી શિવની લિંગાકૃતિની પૂજા અસ્તિત્વમાં આવી ન હતી.[૨] પરંતુ અન્ય પ્રમાણો જોતાં તે સમય સો થી વધુ વર્ષો આગળ જાય છે. કુશાનો પછી અને ગુપ્તો પહેલાં નાગવંશ અસ્તિત્વમાં આવ્યો. તેના સ્થાપકે શિવલિંગ પોતાના સ્કંધ પર રાખી રાજ્યની સ્થાપના કરી અને તેથી તે વંશનું નામ 'ભારશિવ' પડયુ.[૩] લિંગની પૂજા ખરેખર રીતે તે સમયથી શરૂ થઇ.[૪]

---

૧ કેટેલોગ ઓફ કોઇન્સ (લાહોર મ્યુઝિમ પ્લેટ નં. ૧૭, નં. ૬૫)

૨ પંડિત વાસુદેવ ઉપાધ્યાય આ અભિપ્રાયને મળતા થાય છે; પણ તે સાથે એક પ્રબળ શંકા કરે છે કે મોહેનજો ડેરોના કે કનિષ્કના સમયમાં જે વૃષભ કે ડમરુવાળી ચતુર્ભુજ મૂર્તિ પૂજાતી તે શંકરની હતી કે અન્યનામે ઓળખાતા કોઈ દેવની?

૩ નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ અંક ૧માં એક શિલાલેખ આપ્યો છે
अंसभारसन्निवेशितशिवलिङ्गोद्वहनशिवसुपरितुष्टसमुत्पादितराजवंशाना
पराक्रमाधिगतभागीरथ्यमलजलमूर्धाभिषिक्तानां
दशाश्वमेधावभृथस्नानानां भारशिवानाम......

૪ લિંગપૂજા માટેની ચર્ચા આગળ કરવામાં આવી છે. ભારશિવ મહારાજા ઓ ઈ. સ. ૧૫૦ થી ૩૫૦ સુધી અતિ બળવાન હતા. તેમણે દશ અશ્વમેધ કરેલા અને 'દશાશ્વમેધ'નું બિરુદ પણ ધારણ કરેલું. ભારશિવ નામ તેમણે ઇ. સ. ૧૫૦ આસપાસ ધારણ કર્યુ હોવાનું અનુમાન થઇ શકે છે. આ મહારાજાઓએ મારવાડ, મથુરા ગુજરાત અને સૌરાષ્ટ્રમાં શૈવધર્મ ફેલાવ્યો અને તેમના પછી આવેલા વાકાટકો અને ક્ષત્રપોએ પણ તેમાં અગત્યનો ભાગ ભજવ્યો. (હીસ્ટરી ઓફ ઇન્ડિયા કે. પી. જયસ્વાલ)

ગુપ્તકાળમાં વિષ્ણુપૂજા પણ પ્રચલિત થઈ ગુપ્ત રાજાઓ તેમના બિરુદમાં 'પરમ ભાગવત' લખવા લાગ્યા, તોપણ શિવપૂજા બલવત્તર બનતી ગઈ કુમારગુપ્તના સમયનું એક શિવલિંગ મળી આવેલું છે, જેમાં એક લેખ પણ છે

હૂણો, શકો અને અન્ય જાતિઓ આ સમયે ભારતમાં આવી તેઓએ પણ શૈવ ધર્મ સ્વીકાર્યો તોરમાણના પુત્ર મિહિરગુલના સિક્કાની એક તરફ વૃષભની આકૃતિ છે તથા બીજી તરફ 'जयतु वृष ' શબ્દો છે રાજમુખ નીચે વૃષાંકિત ધ્વજનું ચિહ્ન છે.

ગુપ્તોના પતન પછી બંગાલના રાજાઓ તથા વલ્લભી મહારાજાઓ[1] ઈત્યાદિ શૈવધર્મી થયા આમ ઈ સ ની બીજી સદીથી ભારતમાં શિવપૂજાનો રાજાઓએ સ્વીકાર કર્યો, તેથી તેનો પ્રબળ પ્રચાર થયો અને પરિણામે શિવપુરાણ વગેરે ગ્રંથો લખાયા અને સર્વમાન્ય થઈ ગયા

## વિદેશોમાં શિવપૂજા

શિવપૂજા એશિયા, આફ્રિકા, અમેરિકા સુધી અને દૂર પૂર્વના દેશોમાં ફેલાઈ ગઈ આર્યોના સમૂહો એશિયામાં ભિન્ન ભિન્ન સ્થળે વસતા હતા અદ્યાપિ ઇસ્લામનો પ્રાદુર્ભાવ થયો ન હતો ક્રિશ્ચાનિટીનો ઉદય પણ થયો ન હતો અને બૌદ્ધ ધર્મનું પ્રાબલ્ય ક્ષીણ થઈ ગયું હતું તેથી ભારતના ઋષિઓ, બ્રાહ્મણો અને વિદ્વાનોના વિદેશ પ્રવાસ અને ત્યાં કરેલા પ્રચારના કારણે ઇજીપ્ત, એસિરીઆ, મેસોપોટેમિયા વગેરે સ્થળે શિવપૂજા સ્વીકૃત થઈ આજે પણ ઇજીપ્તના મેફીસ અને અશીનરીસ ક્ષેત્રોમાં નંદી આરૂઢ ત્રિશૂલધારી વ્યાઘ્રચર્મ પરિધાન કરેલા શિવની અનેક મૂર્તિઓ દૃષ્ટિગોચર થાય છે[2] બેબિલોનમાં લગભગ બારસો

---

૧ બંગાળના મહારાજા શશાંકે બુદ્ધ ગયાના બોધિવૃક્ષ ઉખેડી નાખ્યું હતું

૨ શિવનિર્માલ્ય રત્નાકર (બાબુ બચ્ચનસિંહ)

ફીટ ઊંચું લિંગ છે. હેલ્રોપોલિસ નગરમાં ત્રણસો ફીટ ઊંચું લિંગ છે અને અરબસ્તાનમાં એક ચશ્મામાં શિવલિંગ હોવાનું કહેવાય છે. અમેરિકાના દક્ષિણ ભાગમાં બ્રાઝીલ દેશમાં, યુરોપના કોરીન્થ શહેરમાં, ઇટાલીમાં, સ્કોટલેન્ડમાં, અને ફીજીના એટીસનીનાવાહ નગરમાં[1] શિવલિંગો પ્રાપ્ત થયાં છે.[2] આસ્ત્રીદીસ્તાન, કાબુલ ચિત્રાલ બલ્ખ બુખારામાં પણ શિવલિંગો અસ્તિત્વમાં છે.[3] ઇન્ડોચાયનામાં, અનામમાં, મીસોનમાં ભદ્રેશ્વર શંભુ ભદ્રેશ્વર, શ્રીશાનભદ્રેશ્વર નામનાં દેવળો છે. ડાંગકુક નામના સ્થળમાં અર્ધનારીશ્વરની મૂર્તિ પ્રાપ્ત છે અને કંબોડીઆમાં આંગોરવાટનું જગત્પ્રસિદ્ધ શિવાલય છે. જાવા સુમાત્રામાં અસંખ્ય શિવમંદિરો આજ પણ ઊભાં છે.[4] આમ જગતના પ્રત્યેક પ્રદેશમાં આ યુગમાં શિવપૂજા પ્રચલિત થઈ ગઇ. ઇસ્લામના આગમન પહેલાં અરબસ્તાનમાં પણ શૈવધર્મ પાળવામાં આવતો. ભારતમાં તેમ જ ભારત બહાર તે જ સંપ્રદાય બૌદ્ધોનું પરિબળ તોડવા સમર્થ નીવડયો.

---

૧ આ લિંગને 'એપીર' કહેવામાં આવે છે.

૨ ભારતીય પ્રવાસી અને વિદ્વાન સંશોધક શ્રી ચમનલાલ તા. ૧૧-૩-૬૨ ના 'ધી એશિયન મેગેઝીન' માં લખે છે કે મેકસીકોમાં સૌથી મોટું દેવળ શિવનું છે અને દક્ષિણ અમેરિકાના પ્રત્યેક સંગ્રહસ્થાનમાં શિવ, ગણેશ, સૂર્ય વગેરેની મૂર્તિઓ છે.

૩ આ લિંગોને સ્થાનિક લોકોએ પંચશીર અને પંચવીર નામ આપ્યાં છે. દીલ્હીમાં ઈ. સ. ૧૯૬૦માં ભરાએલા વિશ્વકૃષિ પ્રદર્શનમાં કાબુલના સ્ટોલમાં આ મંદિરોનાં ચિત્રો હતાં. સ્ટોલના વરિષ્ઠ અધિકારીને પૂછતાં તેણે કહ્યું કે મૂર્તિખંડનના દિવસો ગયા, હવે તો તે રક્ષણપાત્ર રાષ્ટ્રીય સંપત્તિ છે.

૪ એન્શિયન્ટ ઇન્ડિયન કોલોનીઝ ઇન ધી ફાર ઇસ્ટ વો. ૧ (ડૉ. રમેશચંદ્ર મજમુદાર.)

## શૈવ સંપ્રદાયની અસર

આ વિષયની વિસ્તૃત ચર્ચા અહીં અસ્થાને છે; પરંતુ એટલું નોંધવું અનિવાર્ય છે કે શૈવ ધર્મમાં વૈદિક-અવૈદિક, આર્ય-અનાર્યના સિધ્ધાંતોનું સુંદર મિશ્રણ થયુ અને તેમાંથી લોકોને ત્યાગ અને શરણાગતિની ભવ્ય ભાવના મળી. નીતિમાન પુરુષોને શિવ શાંતિ આપે, મનની ઈચ્છાઓ પૂર્ણ કરે અને પતિતને પાવન કરે તેવી માન્યતા પ્રસરી. રુદ્રનું ઉગ્ર રૂપ કલ્પી પતિતોને શિક્ષા કરે અને સંહાર કરે એમ બ્હીકની લાગણી પણ ઉત્પન્ન કરી. જગતની સર્વ પ્રજાઓના માનસ પર શૈવ ધર્મ અસર કરી શકયો અને બૌદ્ધોની નાગચૂડમાંથી નીકળવા ચાહતી પ્રજાને આશ્વાસન આપી શકયો.

## અનાર્યોની શિવપૂજા

અનાર્ય લોકો પાષાણની મૂર્તિઓ પૂજતા. તેનો કોઈ ખાસ આકાર હતો નહિ, પણ મોહેનજો ડેરોમાથી મળી આવેલી પશુપતિની મૂર્તિ જોતાં જણાય છે કે મનુષ્ય આકારની ચતુર્ભુજ મૂર્તિઓ પૂજવાનો ચાલ હતો.[1] આ મૂર્તિઓ ઈ. સ. ૧૫૦ આસપાસ પૂજાતી બંધ થઈ અને લિંગપૂજાનો પ્રચાર શરૂ થયો.[2]

## લિંગના ઉદ્ભવ અંગે પૌરાણિક કથાઓ

લિંગ પુરાણમાં એક વાર્તા આપવામાં આવી છે કે એક વાર પરમેશ્વર કોણ તે બાબતમાં વિષ્ણુ અને બ્રહ્માને વાદ થયો. બન્ને પોતપોતાને ઈશ્વર માનવા લાગ્યા અને વિવાદમાંથી કલહ

---

૧ મોહેનજો ડેરોમા મળેલી શિવની મૂર્તિમાં શિવજીની આસપાસ પશુઓ બેઠા છે. શિવ પશુઓના દેવતા છે, પૃથ્વી ઉપરનાં પ્રાણીઓનાં પ્રતિનિધિરૂપે વૃષભ, જલચરોના પ્રતિનિધિ રૂપે કાચબો અને ભૂગર્ભવાસી પ્રાણીઓના પ્રતિનિધિ રૂપે સર્પ તેની સાનિધ્યે રહે છે.

૨ ભૈરવનાથ. જુઓ પ્રકરણ ત્રીજું.

ઉભો થયો. તે સમયે બન્નેની વચમાં એક અતિ પ્રકાશિત જ્યોતિર્લિંગ ઉત્પન્ન થયુ. તે જોઈ બન્નેએ સમાધાન કર્યું કે જે કોઈ આ લિંગના અંતિમ ભાગનો સ્પર્શ કરે તે જ પરમેશ્વર કહેવાય. બ્રહ્માએ હંસનું સ્વરૂપ ધારણ કર્યું અને અગ્રભાગ શોધવા ઉડવા લાગ્યા. વિષ્ણુએ વરાહ સ્વરૂપ ધારણ કરી લિંગની નીચે પ્રવેશ કર્યો. આ બન્ને જણ આમ હજારો વર્ષ પર્યટન તથા પ્રયત્ન કરતા રહ્યા, પણ જ્યારે નિષ્ફળતા મળી ત્યારે થાકીને વિચારવા લાગ્યા કે આ શું છે કે જેનો આદિ–અંત નથી? તે વખતે ૐકારનો ધ્વનિ સંભળાયો અને જુએ તો શિવ દૃષ્ટિગોચર થયા. શંકર પ્રસન્ન થયા અને કહ્યું કે તમે બન્ને મારા દેહથી ઉત્પન્ન થયા છો.

શિવપુરાણ અનુસાર વિષ્ણુની નાભિમાંથી કમલ ઉત્પન્ન થયું અને તેમાંથી બ્રહ્મા પ્રકટયા. બ્રહ્મા નાભિકમલમાં પોતાને જોતાં ભયભીત થયા અને આમતેમ વિચરવા લાગ્યા. તેથી ભગવાને તેને કહ્યું કે 'આમ ભયભીત કેમ થઈ ગયા છો? આપને સૃષ્ટિની ઉત્પત્તિ માટે ઉત્પન્ન કરવામાં આવ્યા છે.' વિષ્ણુનાં વચન સાંભળી બ્રહ્માએ કોપાયમાન થઈ ઉત્તર આપ્યો કે 'તમે કોણ છો અને મને આ કાર્ય કયા અધિકારથી સોંપી રહ્યા છો; તમારો પણ કોઈક નિર્માતા તો હશે!' આમ બન્ને વચ્ચે વિવાદ થતાં તેમાંથી ઘોર સંગ્રામ થયો. સૃષ્ટિની ઉત્પતિમાં વિલંબ થશે એમ માની વિગ્રહની શાંતિ માટે તે સ્થાનમાં કાલાગ્નિના જેવું એક જ્યોતિર્લિંગ પ્રકટ થયું. તેની ભયંકર જ્વાળાઓ ચારે દિશામાં પ્રસરી રહી અને તે જ્યોતિર્લિંગ આદિ–મધ્ય–અંત રહિત અર્થાત્ અનાદિ, અમધ્યમ અનંત થયું અને તેથી બ્રહ્મા–વિષ્ણુના વિગ્રહનો અંત આવ્યો.

સ્કન્દપુરાણ તો તેથી પણ આગળ વધે છે. તે પ્રમાણે પુષ્કરતીર્થમાં બ્રહ્માએ યજ્ઞ કર્યો ત્યારે ઈન્દ્ર, વિષ્ણુ, રુદ્ર વગેરે દેવો વિદ્યમાન હતા. સંકલ્પના આરંભે બ્રહ્માની પત્ની સાવિત્રી ઘરના

કામમાં આસક્ત થયેલાં, જેથી આવી શક્યાં નહિ. મુહૂર્ત જતું હતું એટલે ઇન્દ્રને બ્રહ્માએ બીજી પત્ની હાજર કરવા કહ્યું. ઇન્દ્રે એક નિર્દોષ ગોપકન્યાને રજુ કરી. બ્રહ્માએ વિષ્ણુ તથા રુદ્રની સલાહ પૂછી અનુમતિ લઈ તેને પત્નીના સ્થાને સ્થાપી. ત્યાં સાવિત્રી આવી પહોંચ્યાં. પોતાના સ્થાને ગોપકન્યાને બેઠેલી જોઈ ક્રોધીત બની બ્રહ્માને શાપ આપ્યો કે તમારી પૂજા નહિ થાય. વિષ્ણુને શાપ આપ્યો કે તમે પશુની જેમ વનમાં રખડશો અને તમારી પત્નીનો વિયોગ થશે. રુદ્રને શાપ આપ્યો કે ઋષિઓના શાપથી તમારૂં લિંગ ખરી પડશે. આ શાપની કથા સ્કંદપુરાણના પ્રભાસખંડમાં આલેખી છે તે પ્રમાણે દારૂકાવનમાં શંકર દંડી રૂપે તપ કરતા હતા ત્યારે ઋષિઓના આશ્રમમાં નગ્ન થઈ ભિક્ષા માગવા ગયા. ઋષિપત્નીઓ કામવાસનાથી વ્યાકુળ બની અને શંકરને શાપ આપ્યો કે તમારૂં લિંગ ખરી પડો. ઋષિઓએ તેનું સ્થાપન કર્યું; જ્યારે નગરખંડમાં ઋષિઓ શાપ આપે છે તેવી વાત છે.

આમ શિવલિંગની ઉત્પતિની કથાઓ પુરાણકારે પોતાની બુદ્ધિ અનુસાર લખી અને તેમ કરવામાં દેવતાઓએ પામર મનુષ્ય જેવા બનાવી દીધા. તેમની પત્નીઓને સાધારણ ગૃહિણીઓ તરીકે વર્ણવી અને માહાત્મ્ય લખવા જતાં તેમની લઘુતા પ્રકટ કરી.

## શૈવધર્મીઓનાં મંતવ્યો

શૈવધર્મની ફીલ્સુફી ઊંચા સિધ્ધાંતો પર રચાઈ છે. તેના પક્ષપાતી વિદ્વાનોએ તે વિષય પર ગંભીર ચર્ચા કરી છે. આગળ જોયું તેમ શિવની સાકાર મૂર્તીની પૂજા થતી અને તેમાંથી શરીર દૂર કરી લિંગની પૂજાનો પ્રચાર થયો. શ્રુતિ છે કે શરીર મંદિર, આત્મા અંગુષ્ઠવત્ અને આત્મા પરમાત્માનો અંશ છે; આત્મા તે જ પરમાત્મા છે; માટે અંગુષ્ઠવત્ આત્મા કલ્પી

તેનું સ્થાપન કરી ઉપર મંદિર બાંધવામાં આવ્યું.

પ્રત્યેક મનુષ્યની ત્રણ અવસ્થાઓ છેઃ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ. તેમાં જાગ્રતમાં સ્થૂલ શરીર, સ્વપ્નમાં લિંગશરીર અને સુષુપ્તિમાં કારણ શરીર સક્રિય દેખાય છે. લિંગશરીરોની સમષ્ટિ હિરણ્યગર્ભ છે અને જે પ્રકારે વ્યષ્ટિભાવમાં સ્થૂલ અને લિંગશરીર અંડસયુક્ત છે તે રીતે કારણશરીર અંડરહિત છે અને નિરવયવ છે; તેથી લિંગમાં પરમાત્માની ભાવના કરવામાં આવી છે તેવો પણ એક મત છે.

દર્શનગ્રંથોમાં લિંગનો અર્થ ચિહ્ન કર્યો છે.[૧] તે પ્રમાણે પુરુષનું લિંગ મૂછ છે, સિંહનું લિંગ કેશવાળી છે. એ પ્રમાણે રુદ્રનું ચિહ્ન લિંગ છે. શંકરનું લિંગ પ્રણવ છે. તે સમસ્ત કામનાઓ પૂર્ણ કરનારૂં છે. શિવનું સ્થૂલલિંગ બ્રહ્માંડરૂપ છે. બન્ને પ્રકારનાં લિંગોની પૂજાથી મોક્ષ પ્રાપ્ત થાય છે.[૨]

## જ્યોતિર્લિંગ

લિંગોમાં જ્યોતિર્લિંગ શ્રેષ્ઠ ગણવામાં આવ્યું છે. ભારતમાં દ્વાદશ જ્યોતિર્લિંગો છે. તેમની સ્થાપનાનો ઇતિહાસ પૌરાણિક

---

૧ विषाणी, ककुद्मान् प्रान्ते वालधिः सास्नावानिति
[ गोत्वे दृष्टं लिंगम् ] वै. द. अ २
आकृतिर्जातिः लिंगाख्या । ( न्या० द० अ० २ )

२ लिंगानां च क्रमं वक्ष्ये यथावच्छृणुत द्विजाः ।
तदेव लिंगं प्रथम प्रणवः सार्वकामिकम् ॥
सूक्ष्मं प्रणवरूपं हि सूक्ष्मरूप तु निष्कलम् ॥
स्थूललिंग हि सकल तस्य चाक्षामुच्यते ॥
तयोः पुण्यतम प्रोक्त साक्षान्मोक्षप्रदे उभे ॥
पुमान् प्रकृतिर्भूतानि लिंगानि सुबहूनि च ॥
तानि विस्तरशो पश्तु शिवो वेत्ति न चापरः ॥
—શિવવિદ્યેશ્વરસંવાદ

ઢંગની વાર્તાઓમાં એવો ગૂંચવાઇ ગયો છે કે તેનો કાલ, સ્થાન કે હેતુ સ્પષ્ટ થઈ થઇ શકે એમ નથી.

જ્યોતિર્લિંગનો શિવપુરાણ, લિંગપુરાણ કે સ્કંદપુરાણમાં દર્શાવ્યો મુજબ ઉદ્‌ભવ થયો તો પછી દ્વાદશ શા માટે? આ લિંગો જ્યોતિર્લિંગો શા માટે થયાં? તેની શી વિશિષ્ટતા છે તે સર્વે પ્રશ્નો વિચાર માગી લે છે. આ ગ્રંથનો તે ખાસ વિષય નથી; પરંતુ સોમનાથ જ્યોતિર્લિંગ છે; તેથી અન્યત્ર ચર્ચાયેલ વિષયો કરતાં આં ચર્ચા અધિક આવશ્યક છે. પુરાણોએ લખેલી વાર્તાઓ કોઇ રીતે સ્વીકાર્ય ન થઈ શકે. બ્રહ્મા અને વિષ્ણુ લડે; પોતપોતાને પરમેશ્વર કહેવડાવવા યુદ્ધે ચડે, પરમ યોગેશ્વર સર્વજ્ઞ શંકર કામવાસનાથી ઋષિપત્નીઓ પાછળ જાય અને ત્રિકાલદર્શી બ્રાહ્મણો તેમને ઓળખે નહિ અને શાપ આપી દે તે અસંભવિત છે અને સર્વત્યાગી, સર્વશક્તિમાન શંકરની હાંસી કરવા બરાબર છે. તેના પર વિશેષ ચર્ચા અનાવશ્યક છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં જણાય છે કે જ્યારે મનુષ્યાકાર શિવની પૂજા બંધ થઇ અને લિંગપૂજાનો પ્રારંભ થયો ત્યારે ઘેર ઘેર ને ગામે ગામે મંદિરો ન હતાં. ભારતનાં ઉત્તમ પવિત્ર અને પ્રસિદ્ધ સ્થાનોમા જે શિવલિંગોની સ્થાપના કરવામા આવી તે જ્યોતિર્લિંગ થયાં. તેમાં પ્રથમ જ્યોતિર્લિંગ સોમનાથ છે.

આર્યો અગ્નિપૂજક હતા. અગ્નિની શિખાઓ જ્યારે ઊર્ધ્વગામી થાય ત્યારે જેવી લાગે તેવી સ્થૂલ પાષાણ કે ધાતુની મૂર્તિઓ બનાવી દેવામાં આવી. ઇન્દ્ર, અગ્નિ, રુદ્ર, શિવનું સામ્ય આગળ બતાવ્યુ છે તેમ શિવને અગ્નિસ્વરૂપ ગણી તેનું સ્થૂળરૂપ પૂજવામાં આવ્યુ અને તેને જ્યોતિરૂપ ગણી તે લિંગને જ્યોતિર્લિંગ કહ્યું. તે પછી પૌરાણિકોએ તેના પર માહાત્મ્યને નામે કલ્પનાતીલ વાર્તાઓ લખી નાખી અને તે પ્રચલિત થઇ ગઇ.

શિવલિંગ એ શિશ્નનું પ્રતિક નથી; પરંતુ સ્થિર જ્યોતિમાં પરમાત્માની કલ્પના છે. ગીતામાં પણ સ્પષ્ટ લખે છે કે—

यथा दीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ॥
योगिनो यतचित्तस्य युजीत योगमात्मनः ॥ ६, १९.

જે પ્રકારે વાયુરહિત સ્થાનમા સ્થિત દીપક ચલાયમાન થતો નથી એ ઉપમા પરમાત્માના ધ્યાનમાં લાગેલા યોગીના જિતાએલ ચિત્તની કહી છે.

એટલે પરમાત્માના ધ્યાનમા તલ્લીન બનેલા યોગીનું ચિત્ત ચલાયમાન થતું નથી અને વાયુરહિત સ્થાનમાં દીપની જ્યોતિ ચલાયમાન થતી નથી. યોગી જે ધ્યાન ધરે છે એ અચલ જ્યોતિનું છે અને અચલ જ્યોતિનું સ્થૂલ રૂપ તે લિંગ.

અનેક જગ્યાએ શિવને અગ્નિનું સ્વરૂપ લેખવામાં આવ્યું છે; શતપથ બ્રાહ્મણમાં મંત્ર છે કે–

अग्निर्वै सदेव, सौर्म्यतानि नामानि नामानि शर्व इति यथा प्राच्या आचक्षते भव इति यथा वाह्किाः पशूनां पतिः रुद्रोऽग्निरिति । शतपथ. १, ७, ३, २.

તે દેવ અગ્નિ છે; તે અનેક નામે ઓળખાય છેઃ પૂર્વમાં 'શર્વ,' 'ભવ' અને અન્યત્ર 'પશુપતિ રુદ્ર તથા અગ્નિ નામે ઓળખાય છે.

એટલે જ્યારે શિવની મૂર્તિ દ્વારા પૂજા કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો હશે ત્યારે અગ્નિશિખાની કલ્પના કરી; અને અગ્નિની શિખા હોય ત્યાં જ્યોતિ હોય જ. એટલે જેવી શિખા તેવી મૂર્તિ ઘડી તે જ્યોતિની હતી અને તેનો આકાર સ્થૂલ થઈ જતાં લિંગ જેવો લાગ્યો તેથી તેનું નામ 'જ્યોતિર્લિંગ' રાખવામાં આવ્યું.

સ્કંદપુરાણના પ્રભાસખંડમાં સોમનાથનું લિંગ સ્ફટિકનું હતું તેવું વર્ણન છે. સોમનાથનું જ્યોતિર્લિંગ હતું અને તેથી એ પણ માની શકાય કે આ જ્યોતિર્લિંગો સ્વયંપ્રકાશિત રત્નોના બનેલાં હતાં. જ્યારે પાષાણમાં પરમાત્માની પ્રતિકૃતિ કરવી હતી ત્યારે તે પાષાણ અતિ મૂલ્યવાન હોવો આવશ્યક જણાયો.

તેથી એ પણ સંભવિત છે કે પ્રારંભમાં જે બાર મુખ્ય કેન્દ્રોમાં લિંગોની સ્થાપના થઈ તે સ્વયંપ્રકાશ મણિઓનાં બનેલાં હતાં અને તેમાંથી જ્યોતિ ફેલાતી અને તેથી તેમને જ્યોતિર્લિંગ કહ્યાં હોય.

સામાન્ય લિંગોની સ્થાપના તે પછી યત્રતત્ર થઈ હોવાનું જણાય છે. લિંગસ્થાપના નગરે નગરે, ગામે ગામે અને પછી ઘેર ઘેર થઈ ત્યારે જ્યોતિર્લિંગની મહત્તા ન્યૂન થઈ; પણ તેનું માહાત્મ્ય જળવાઈ રહ્યું. નિયમ પ્રમાણે અન્ય લિંગના દર્શન કરતી વખતે પ્રાણપ્રતિષ્ઠા આવશ્યક છે, જ્યારે જ્યોતિર્લિંગના સબંધમાં તેમ કરવું જરૂરી નથી. વળી અન્ય લિંગ પાસે ધરેલો પ્રસાદ શિવનિર્માલ્ય થઈ જાય છે અને તે આરોગવો વર્જિત છે, જ્યારે જ્યોતિર્લિંગ આગળ ધરેલો પ્રસાદ ગ્રહણ કરવા યોગ્ય છે.[1]

## અન્ય લિંગો

જ્યોતિર્લિંગ સિવાય અન્ય લિંગોની ચર્ચા આ પુસ્તકમાં અન્યત્ર કરવામાં આવી છે; પરંતુ કેટલાંક લિંગોનો પ્રકાર આજે બહુ પ્રચલિત નથી, છતાં તેનો ઉલ્લેખ અહીં જરૂરી લાગે છે.

**સિદ્ધ લિંગ**—તપસ્વીઓ અને ભક્તો જે લિંગને તેમની તપશ્ચર્યાથી સિદ્ધ કરે તે સિદ્ધ લિંગ કહેવાય છે.

**સ્વયંભૂ લિંગ**—જે લિંગો પોતાથી જ પ્રકટ થાય અને જેને ઘડવાં પડતાં નથી તેને સ્વયંભૂ કહે છે.[2] નર્મદેશ્વર

---

૧ शिवदीक्षान्वितो भक्तो महाप्रसाद सज्ञकम् ।
सर्वेषामपि लिंगाना नैवेद्य भक्षयेच्छुभम् ॥
શિવપુરાણ ૨૨, ૧૧

૨ શિવપુરાણ : કોટિરુદ્રસંહિતા.
સ્વયંભૂ એટલે નદીઓના પ્રવાહમાં કે પહાડોમા પોતાની મેળે લિંગાકાર પાષાણો પ્રાપ્ત થાય છે તે, કહેવત છે કે 'રેવાના કંકર એટલા શંકર.'

ધાતુમય, રત્નસ્ફુલિંગ, મૂળલિંગ વગેરે તેના જુદા જુદા પ્રકારો છે.

**ભગલિંગ**—ભૂમિતળમાં ખાતમાં આ પ્રકારનું લિંગ 'ભૂગત' હોય છે. તેમાં લિંગાકૃતિ હોતી નથી; ફક્ત ખાત જ હોય છે. મધ્યમાં પંચકોણ હોય છે, જે પંચમુખ કે પંચકોષ કહેવાય છે. કપડવંજ પાસે ઊંટડીયામાં આ પ્રકારના મહાદેવ છે.

**ધનલિંગ**—સ્થૂળ પાષાણનું હોય છે.

**મુખોદ્ભવ લિંગ**—લિંગ પર મુખ હોય છે. આ લિંગો મહાદેવના નહિ પણ ભૈરવનાં હોય છે.

## શિવની મૂર્તિઓ

શિવપૂજા પ્રચલિત થઇ ત્યારથી તેનાં જુદાં જુદાં સ્વરૂપો થયાં તેમ મૂર્તિપરીક્ષા પરથી જણાય છે. આગળ જોયુ તેમ અનાર્ય લોકો પાસેથી શિવપૂજા આવી છે. મોહેનજો ડેરોમાં નિકળેલી મૂર્તિ તેનો પુરાવો છે; છતાં જે જે સ્વરૂપો પૂજવામાં આવતાં તેની સંક્ષિપ્ત નોંધ અહીં આવશ્યક છે.

**સૂખાસન મૂર્તિ**—શિવની સુખાસનમાં બેઠેલી મૂર્તિ ઘણે સ્થળે જોવામાં આવે છે. તેમાં શિવ કમળ ઉપર (અર્ધપર્યંક) બેઠા હોય છે; તેનો જમણો પગ વળેલો હોય છે અને ડાબો પગ ઊંચો હોય છે. આ મૂર્તિમાં શિવને ચાર હાથ હોય છેઃ જમણા હાથમાં ત્રિશૂલ અને માળા તથા ડાબા હાથોમાં સર્પ અને કમંડલ હોય છે. આવી મૂર્તિ અત્યારે કયાંય જોવામાં આવતી નથી. પ્રભાસથી બે માઇલ દૂર વરાહમંદિરના પરિકરમાં આવી મૂર્તિ છે; પરંતુ તેમાં માલા કે કમંડલ નથી.[૧]

**લલિતાસન મૂર્તિ**—શિવ નંદી પર બેઠા હોય છે. તેના ડાબા ખોળામાં પાર્વતી અને કયાંક જમણા ખોળામાં ગણેશ હોય છે. તેમાં પણ શિવ-પાર્વતીને ચાર હાથ હોય છે, પ્રત્યેકમાં

---

૧ Elements of Hindu Iconography by Shri Gopinath Rao.

સુખાસન પ્રમાણે ત્રિશુલ, આકાશમાલા, સર્પ અને કમંડલ હોય છે. કદવારમાં આવી મૂર્તિ છે, પણ તેમાં શિવના હાથમાં કમંડલને બદલે ખપ્પર છે. [1]

**વરદ મૂર્તિ**—તેમાં શિવનો નીચેનો જમણો હાથ વરદ મુદ્રામાં હોય છે, જ્યારે ઉપરનો જમણો હાથ પાર્વતીના શરીરને વીંટળાએલ હોય છે. પાર્વતીના હાથમાં કમળ હોય છે. આવી મૂર્તિ ધૂમલીમાં છે. [2]

**સંહાર મૂર્તિ**—તેમાં શિવનો ડાબો પગ વાળેલો હોય છે અને જમણો પગ સહેજ પાછળ રાખી ટટ્ટાર રાખ્યો હોય છે. તેના ડાબા હાથમાં દૈત્યને પકડેલો છે, જ્યારે બીજા ડાબા હાથમાં તથા એક જમણા હાથમાં હસ્તિચર્મ પ્રભામંડલના આકારે હોય છે. નીચેના જમણા હાથમાં ચક્ર જેવી આકૃતિ છે. [3]

**નૃત્ય મૂર્તિઓ**—તાંડવની મુદ્રાઓ દર્શાવતી વિવિધ મૂર્તિઓ.

**વૃષવાહન મૂર્તિ**—તેમાં શિવ ઉભા છે; પાસે નંદી ઉભો છે. આવી મૂર્તિઓ દક્ષિણ ભારતમાં વિશેષ પ્રચલિત છે.

**લકુલીશ**—શિવની અશ્લીલ મૂર્તિ માનવાકારની હોય છે; તેના જમણા હાથમાં માતુલિંગ અને ડાબા હાથમાં દંડ હોય છે.

---

૧ આ મૂર્તિ સાવ ખવાઈ ગઈ છે; હવે તો કંઈ જ ઓળખી શકાતું નથી.

૨ ડૉ. કઝીન્સ : આ મૂર્તિ હાલ રાજકોટ મ્યુઝિયમમાં છે.

૩ ડૉ. કઝીન્સ આ મૂર્તિને ભૈરવની કહે છે; ડૉ. સાંકળીઆ તેને શિવની માને છે. આ બધી મૂર્તિઓ માત્ર અલંકાર માટે છે, પૂજન માટે નહિ.

## પ્રકરણ પાંચમું

## સોમનાથની સ્થાપના પછી

ભગવાન સોમનાથની જ્યોતિર્લિંગ તરીકે સ્થાપના થયા પછી ધીરેધીરે તેની ખ્યાતિ ભારતભરમાં પ્રસરવા લાગી. પરિણામે વિક્રમ સંવતના પ્રારંભમા જ પ્રભાસ એક પ્રસિદ્ધ શૈવ તીર્થ બની ગયુ. શૈવમતાવલંબી યોગીઓ, આચાર્યો અને પાશુપતોનું તે કેન્દ્ર બન્યુ અને વિદ્વાનો, પંડિતો તથા ઋષિમુનિઓનો ત્યાં વસવાટ થયો. પ્રભાસ વિદ્યાધામ તરીકે પ્રખ્યાત થયુ. દેશપરદેશમાથી વિદ્યાભ્યાસ માટે અનેક વિદ્યાર્થીઓ અહીં આવવા લાગ્યા. પ્રભાસના આશ્રમો, ગુરુકુલો અને દેવસ્થાનો વેદમંત્રના નાદથી ગુંજતાં થયાં. યજ્ઞોના ધૂમ્રથી વાતાવરણ પવિત્ર થવા લાગ્યુ અને જય સોમનાથનો નાદ દિગંતમાં સંભળાવા લાગ્યો. ભગવાન શંકરની આરતીનું સંગીત પાપીઓના હૃદયમાં પાવન થવા માટે ઝણકારો ઉત્પન્ન કરવા અને ભકતોના અંતરમાં ભાવનાના રણકાર જગાડવા લાગ્યું.

આવાં પવિત્ર સ્થળમાં પ્રકૃતિએ પણ ઉદાર હાથે સૌંદર્ય વેર્યું હતું. ક્ષણેક્ષણે નવું નવું સ્વરૂપ ધારણ કરતો ઉછળતો ઉદધિ, સદાવહેતી પવિત્ર સરિતાઓ, ફળફૂલના ભારથી લચી રહેલાં વૃક્ષો, અને સમશીતોષ્ણ વાતાવરણે આ પવિત્ર સ્થાન આહ્લાદક બન્યું.

આ સ્થળે ભારતભરના રાજાઓ, મહાપુરૂષો, યાત્રીઓ અને અન્ય પુરુષો દર્શન કરીને પાવન થવા આવતા. ઇતિહાસમાં જેઓનો ઉલ્લેખ છે તેની નોંધ લેવી અહીં આવશ્યક છે.

**મૌર્ય**

મહાબ્રાહ્મણ વિષ્ણુશર્મા વા ચાણકયની પ્રેરણાથી ચંદ્રગુપ્ત

મૌર્યે ઈ સ પૂર્વે (૪૦૦) આસપાસ મગધના સિંહાસને બેસી મહારાજ્યની સીમાઓ વધારી સૌરાષ્ટ્ર તેના સામ્રાજ્યનુ અંગ બન્યુ અને જીર્ણદુર્ગ પ્રાતીય રાજધાની બન્યુ પ્રભાસમા તે સમયે કઈ પ્રવૃત્તિ થઈ હોય તો તેનો ઉલ્લેખ પ્રાપ્ત નથી સોમનાથની પૂજાનો તે સમયે પ્રારંભ થયો હશે, પરંતુ તેની મહત્તા એટલી બધી નહિ હોય પ્રભાસક્ષેત્રમા પણ કોઇ મૌર્ય આવ્યાનુ જણાતુ નથી તેનુ બીજુ એક કારણ એ પણ છે કે ચંદ્રગુપ્ત પછી તેના પૌત્ર અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો અને સૌરાષ્ટ્રના સુબા તરીકે યવન તુશાસ્પને નિયુક્ત કર્યો તેમ છતા જૂનાગઢના પ્રસિદ્ધ શિલાલેખમા તેણે કઢાવેલી આજ્ઞાઓમા બ્રાહ્મણો અને શ્રમણોને સરખા ગણવાનો આદેશ મળે છે

## ગ્રીકો-શુંગ

અશોકનુ મૃત્યુ ઈ સ પૂર્વે ૨૩૨મા થયુ તે પછી મૌર્યવંશનો સૂર્ય અસ્ત પામવા લાગ્યો ઈ સ પૂર્વે ૧૮૫મા છેલ્લા મૌર્ય સમ્રાટ બ્રહદ્રથનો તેના સેનાપતિ પુષ્યમિત્ર શુગે વધ કરી રાજસત્તા હાથ કરી તે સમયે યવન[૧] સુબાઓ સ્વતંત્ર થયા સૌરાષ્ટ્ર પર ગ્રીક સત્તા સ્થપાઈ, પરંતુ તેઓનુ પરિબળ થોડા જ સમયમા ક્ષીણ થયુ તેમણે ગ્રીસ તરફથી સહાય મેળવવા પ્રયત્નો કર્યા, પરંતુ તેમા સફળતા મળી નહિ દરમ્યાન શુગ સત્તા પૂર્ણકળાએ પહોચી પુષ્યમિત્રનો પૌત્ર વસુમિત્ર બળવાન રાજા થયો તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો, તેના અશ્વમેધ અશ્વ દક્ષિણ સમુદ્ર પર્યંત ગયો હોવાનો ઉલ્લેખ છે ટોર્ન માનો છે કે દક્ષિણ સમુદ્ર એટલે પાટાલેન તથા સુરાષ્ટ્ર[૨]

---

૧ ગ્રીકો સાથે મૌર્યોએ લોહીનો સબંધ બાધ્યો હતો ગ્રીકોને યવનો કહેવામા આવતા.

૨ 'Geography of Strabo'મા પાટણને Patalane અને સૌરાષ્ટ્રને Syrashtane કહ્યુ છે Legends of Emperor Ashoka ના આધારે-ટાર્ન.

ગ્રીક સેનાપતિ ડેમેટ્રિયસ ઈ. સ. પૂર્વે ૧૮૫ આસપાસ ભારત પર ચઢી આવ્યો અને સિંધ જીતી તેણે પાટાલેન લીધું અને ત્યાંથી સૌરાષ્ટ્ર–ગુજરાતનો સાગરકાંઠો જીતી લીધો અને તે રાજ્ય તેના ભાઈ એપોલોડોટસ[1]ને સોંપવામાં આવ્યુ. તે પછી મીનાન્ડર સમ્રાટ થયો. તેનો સૌરાષ્ટ્ર પરનો અધિકાર ઈ. સ. પૂર્વે ૧૦૦ સુધી હતો. તે પછી શક લોકોએ આ પ્રદેશમાં પ્રવેશ કર્યો. તેમના બળ અને કૌશલ્ય પાસે ગ્રીકો ટકી શકયા નહિ. ૮૫ વર્ષમાં જ એક વિદેશી રાજસત્તા અસ્ત પામી અને બીજી વિદેશી સત્તાનો ઉદય થયો.[2]

**શકો**

શકોના બે વિભાગો હતા. તે પૈકીના ક્ષહરથ શકો જે ક્ષત્રિયો કહેવડાવતા તેમણે ગ્રીકોને હાંકી કાઢયા અને તે પ્રદેશ પર પોતાની સત્તા જમાવી. તેમણે પાટાલેન પણ જીતી લીધુ; પરંતુ પોતાની રાજધાની ભરૂચમાં રાખી. આ ક્ષત્રિયોનો પ્રથમ સરદાર ભૂમક હતો. તેના મૃત્યુ પછી નાહપાન ગાદીપતિ થયો. તેણે તેનું રાજ્ય વર્તમાન રાજસ્થાનથી મહારાષ્ટ્ર પર્યંત વધાર્યુ અને 'રાજા' તથા 'મહાક્ષત્રપ'નાં બિરુદો ધારણ કર્યાં.[3]

શકો ભારતીય આર્યોના આચારવિચારથી જુદા પડતા હતા. સૈકાઓના વિદેશવાસને કારણ શકો અનાર્યો જેવા બની ગયા હતા. તેથી ભારતના આર્યો અને બૌદ્ધોને તેઓ વિધર્મી

---

૧ એપોલોડોટસ ડેમેટ્રીઅસનો ભાઈ હોવાની પ્રબળ માન્યતા છે.

૨ પ્રભાસખંડમાં મ્લેચ્છોના સ્પર્શના ભયે કેદાર સમુદ્રમાં લય થયા એ પ્રકારનો ઉલ્લેખ છે. સંભવ છે કે આ ગ્રીકો અને ઈરાનીઓએ તીર્થના દેવતાઓને ઉપદ્રવ કર્યો હોય અને 'મ્લેચ્છ' શબ્દ તેમના માટે વપરાયો હોય.

૩ ડૉ૦ સ્ટેન કોનોવના મત પ્રમાણે ચસ્ટનનો પિતા યસમોતિકા તે ભૂમક જ. ડૉ૦ ડીયોરાસ તે મત સ્વીકારતા નથી; ત્યારે ડૉ૦ રેપ્સન અને શ્રી રામ ચૌધરી સ્વીકારે છે. શકોના ઇતિહાસ માટે જુઓ લેખકનો **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ.'**

લાગ્યા. તેથી દક્ષિણ ભારતના આંધ્રના સાતવાહન રાજા ગૌતમી પુત્ર સાતકર્ણી કે જેનું અન્ય નામ વાલીવયકુર હતું તેણે પ્રબળ આક્રમણ કરી નાહપાનના રાજ્યનો અંત આણી તેના પ્રદેશો ઈ. સ. ૧૨૪ માં આંધ્ર રાજ્ય સાથે જોડી દીધા.[1]

### ઉષવદાત

નાહપાન વિધર્મી હતો અથવા તે આર્યોના ધર્મથી અલ્પ અંશે જુદો પડતો ધર્મ પાળતો હતો એમ મનાય છે, પણ તેના જમાઈ ઉષવદાતે તે કાળમાં પ્રભાસની યાત્રા કરી અને બ્રાહ્મણોને સેંકડો ગામો દાનમાં આપ્યાં, આઠ બ્રાહ્મણ કુમારીઓનાં કન્યાદાન દીધાં અને તે ઉપરાંત ધર્મશાળાઓ, કૂવાઓ અને તળાવો બાંધી બ્રાહ્મણોને અપાર દ્રવ્ય આપ્યું. બ્રાહ્મણોએ તેને 'ધર્માત્મા' નું બિરુદ આપ્યુ. [2]

### ચસ્ટન

માળવાના ક્ષત્રપ ચસ્ટને[3] સાતવાહનો સામે યુદ્ધો શરૂ કર્યાં અને થોડાં વરસોમાં સૌરાષ્ટ્ર પર અધિકાર સ્થાપ્યો. ઈ. સ. ૧૪૨માં ચસ્ટનનો પૌત્ર રુદ્રદામન ગાદી પર આવ્યો. તેની સીમા વિસ્તારની પ્રવૃત્તિ પર દક્ષિણ ભારતના મહાબળવાન ગૌતમીપુત્રનો પુત્ર મહારાજા વસિષ્ઠપુત્ર અંતરાયરૂપ હતો. તેણે નર્મદાતીરે તેનો મુકાબલો કર્યો. આ ભયંકર યુદ્ધમાં રુદ્રદામન હાર્યો અને પોતાની પુત્રીનાં લગ્ન વસિષ્ઠપુત્ર સાથે કર્યાં. [4]

---

૧ Early History of India by Vincent Smith.

૨ નાસિક ગુફા શિલાલેખ એ. ઈ. પુસ્તક ૮
भगवतां देवानं ब्राह्मणानं च कर्षापण सहस्राणि सतरी ७०००० –
पंचत्रि (?) शकसुवर्णकृता दीनसुवर्णसहस्राणं मूल्य...

૩ ચસ્ટન માટે ઉપરની ફૂટનોટ જુઓ.

૪ આ ઇતિહાસનું વિસ્તૃત આલેખન અહીં અનાવશ્યક છે. વિગતો માટે જુઓ લેખકનો **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'**.

## ગુપ્તો

ઈ. સ. ૩૯૫માં ક્ષત્રપોની ગાદીએ મહાક્ષત્રપ સ્વામી રુદ્રસેન હતો. તે કાળે ગુપ્ત સમ્રાટ વિક્રમાદિત્ય ચંદ્રગુપ્ત બીજાએ તેને પરાજિત કરી સૌરાષ્ટ્રને ગુપ્ત સામ્રાજ્યમાં ભેળવી દીધું.

ગુપ્ત સમ્રાટ સ્કંદગુપ્તે સૌરાષ્ટ્રમાં પર્ણદત્ત નામે સુબાને નિયુક્ત કર્યો. ગુપ્તોનું રાજતંત્ર વ્યવસ્થિત હતું; પરંતુ શૈવધર્મને ઉત્તેજન આપવા કે પ્રભાસનો ઉત્કર્ષ સાધવા પ્રત્યે તેમણે લક્ષ આપ્યું હોવાનું જણાતું નથી. ગુપ્તો વૈષ્ણવો હતા તેથી તેઓએ વિષ્ણુનાં મંદિરો બાંધ્યાં અને વિષ્ણુ ભક્તિનો પ્રચાર કરવામાં વિશેષ રસ લીધો.[1] સંભવ છે કે પ્રભાસમાં ચક્રધર વિષ્ણુ, આદિનારાયણ હરિ, દૈત્યસૂદન વગેરે વિષ્ણુ મંદિરો તેઓના સમયમાં બંધાયાં હોય.

પરંતુ તે સાથે રાજસ્થાનના કોટા વિસ્તારના જંગલમાંથી ડૉ૦ એ. એસ. આલ્તેકરને બે શિલાલેખો પ્રાપ્ત થયા છે; તેમાં ગુપ્ત સમયમાં પરમાર રાજા ઉદયાદિત્યે સોમનાથ મંદિરને ગામ અર્પણ કર્યાનો ઉલ્લેખ છે. તેમાં લખ્યું છે કે 'છેલ્લા સૈકામાં વિષ્ણુના પક્ષમાં સોમનાથનું પવિત્ર સ્થળ ખાલી કરવું પડયું હતું.' બીજા લેખમાં સોમનાથે કરેલા અદૃશ્ય ઉપકારોનું વર્ણન છે.[2]

આનો અર્થ શું એવો થાય છે કે શકોએ વા ગુપ્તોએ સોમનાથના લિંગને તેના મંદિરમાંથી ખસેડી ત્યાં વિષ્ણુની મૂર્તિ સ્થાપી? આવો કોઈ ઉલ્લેખ કોઇ પણ સ્થળે નથી. પ્રભાસ ખંડમાં માત્ર કેદારેશ્વર મ્લેચ્છના સ્પર્શના ભયે સમુદ્રમાં લય

---

૧ ગિરનાર (જૂનાગઢ) નું વિષ્ણુ મંદિર, દ્વારકાનું મંદિર, ગિરનારનું અંબાજીનું મંદિર વગેરે ગુપ્ત સમયમાં બંધાયાં.

૨ આ શિલાલેખો મારા જોવામાં આવ્યા નથી, ગુજરાતી તા. ૧૫-૩-૧૯૩૬ના અંકમાં તેની નોંધ હતી.

થયાનો ઉલ્લેખ છે.[1] આ શિલાલેખોનો પૂરો અભ્યાસ કર્યા સિવાય આ પ્રશ્ન પર વિશેષ વિવેચન યોગ્ય નથી. તે વાત ખોટી નહિ તો અવશ્ય સમજફેરવાળી હોય એમ લાગે છે.

### વલ્લભીઓ (ઈ. સ. ૪૮૦ થી ૭૭૦)

સ્કંદગુપ્તનું મૃત્યુ ઈ. સ. ૪૮૦માં થયું. તેનું રાજ્ય છિન્ન ભિન્ન થઇ જતાં સૌરાષ્ટ્રમાં રહેતા તેના સેનાપતિ ભટ્ટાર્કે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું. તેના પૌત્રે ઈ. સ. ૪૯૯માં ગુપ્ત મહારાજ્યનો અંત આવતાં મહારાજાનું બિરુદ ધારણ કર્યું.

વલ્લભીઓ ગુપ્તોને વફાદાર હતા; તેથી જ તેઓએ ગુપ્ત ચલણ, ભાષા, સંવત્સર ઈત્યાદિક ચાલુ રાખ્યાં. તેથી જ માનવા કારણ મળે છે કે તેના સ્વામી સ્કંદગુપ્તની સ્મૃતિ જાળવી રાખવા અને ઔધોનો પ્રતિકાર કરવા તેમણે સ્કંદપુરાણ નામના ઇતિહાસ અને ભૂગોળના ગ્રંથની યોજના કરી.

વલ્લભી રાજાઓના ૨૯૦ વર્ષના અમલમાં તેમણે અનેક દાનો દીધાંના ઉલ્લેખો છે; પણ સોમનાથ કે પ્રભાસને માટે તેમણે કંઈ આપ્યું હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત નથી. પ્રભાસનાં બાર સૂર્યમંદિરો તેમણે બાંધ્યાં હોય તો અસંભવિત નથી.[2]

### હીજાજ

ઇ. સ. ૭૧૧ લગભગ અરબ સરદાર હીજાજે તેના જમાઈ મહમદ-બીન-કાસિમને સિંધના રાજા દાહીર પર ચડાઈ કરવા મોટું સૈન્ય લઇને મોકલ્યો. કાસિમે દાહીરને હરાવ્યો. તે પછી માત્ર તેર વર્ષ પછી ખલીફ હીશામે ઇ. સ. ૭૨૪માં ભારત-

---

૧ પ્રભાસ ખંડ અધ્યાય ૩૨

૨ તેની ચર્ચા આગળ કરવામાં આવી છે.
વલ્લભી સમયમાં શિલાદિત્ય પહેલાએ (ઇ. સ. ૫૯૯-૬૧૪) હરિનાથ નામના કોઈ બ્રાહ્મણને મહાદેવની પૂજા માટે જમીન આપ્યાનું તામ્રપત્ર પ્રાપ્ત છે. આ મંદિર ખાનગી હતું.

પર ઇસ્લામનો ધ્વજ ફરકાવવા જુનાઈદ નામના સરદારને સિંધનો હાકેમ નિમી તેને અન્ય ભાગો પર ચડાઈ કરવા આદેશ આપ્યો. આ આક્રમણકારી સૈન્યે વલ્લભીનો નાશ કર્યો અને વલ્લભી સામ્રાજ્ય સદાને માટે અસ્ત થયું. આ પ્રસંગે જુનાઇદ પ્રભાસ ઉપર આવ્યો નહિ અને સોમનાથ લૂંટવા કે ભાંગવાનો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. બલ્દુરી નોંધે છે કે જુનાઇદે અલબૈલાયન (વલ્લભી) જીતી લીધું; તેણે નવ નગરોનાં નામ આપ્યાં છે, તેમાં પ્રભાસનું નામ નથી. આ ઉલ્લેખ પરથી એમ પણ જણાય છે કે બૌદ્ધ ધર્મના સંધ્યાકાળે વૈષ્ણવધર્માવલંબી ગુપ્તોના સામ્રાજ્યમાં અને વલ્લભીઓના કાળમાં સોમનાથની કીર્તિ ભારતની બહાર ફેલાઈ ન હતી. પરંતુ ઇ. સ. ૭૭૦ પછીથી ગમે તે કારણે સોમનાથ અતિ પ્રસિદ્ધ, અતિ પવિત્ર અને અતિ પ્રખ્યાત સ્થાન બની ગયું.

## ચાવડાઓ

પ્રભાસ પર ઇસ્વી સન ૬૦૦ પછી ચાવડા ઠાકોરોનો અધિકાર હતો. તેઓ જે જે રાજ્યો સાર્વભૌમ થતાં તેમની આણ માનતા. એમ માનવામાં આવે છે કે તેમની રાજધાની દીવના ટાપુમાં હતી અને માંગરોળ, સોમનાથ આદિ સ્થાનો તેમના અધિકારમાં હતાં. એમ પણ માનવાને કારણ મળે છે કે દીવ, પ્રભાસ, માંગરોળ વગેરે સ્થળે ચાવડા ઠાકોરોનાં નાનાં રાજ્યો હતાં. ત્યાંથી જયશિખર ચાવડો શા માટે પંચાસર ગયો તે સમજાતું નથી. એક લોકસાહિત્યકારે કરેલી વાર્તા પરથી એમ જણાય છે કે પંચાસરનો ઠાકોર જયશિખરનો મામો હતો અને તે નિર્વંશ જતાં તેનું રાજ્ય ભાણેજને મળ્યું. તેથી જયશિખરે પંચાસરમાં પણ ગાદી રાખી.

કલ્યાણીના રાજા ભુવડે રાષ્ટ્રકૂટ રાજા આમની આજ્ઞાથી પંચાસર પર ચડાઈ કરી. જયશિખર તે યુદ્ધમાં મરાયો અને

તેની સગર્ભા રાણી રૂપસુંદરી વનમાં ગઇ, જ્યાં તેણે વનરાજને જન્મ આપ્યો.[૧]

## વનરાજ ચાવડો

પ્રચલિત કથા અનુસાર વનરાજે પ્રભાસમાં મથક રાખી ગિરનારના પ્રદેશોમાં બહારવટું ખેડયુ. તેનો મામો સુરપાલ પણ તે જંગલમાં મૃત્યુ પામ્યો. ઇ.સ. ૭૧૪માં ૫૦ વર્ષના દીર્ઘ પરિશ્રમ પછી વનરાજ વિજયી થયો ત્યારે તેણે તેનો પટ્ટાભિષેક પ્રભાસમાં કરાવ્યો અને જ્યારે નવી રાજધાની વસાવી ત્યારે તેનું નામ પાટણ રાખ્યું.[૨] વનરાજ ઈ. સ. ૮૦૬માં ગુજરી ગયો. સંભવિત છે કે તેણે નાગભટની ચડાઈ વખતે તેનું[૩] આધિપત્ય સ્વીકાર્યું હોય, અથવા નાગભટ જેવા મહારાજાને વનરાજ તુચ્છ જણાયો હોય.

## યોગરાજ

વનરાજ પછી યોગરાજ ગાદીએ આવ્યો. આ ન્યાયી રાજવીના અમલમાં તેના યુવરાજ ક્ષેમરાજે પ્રભાસ બંદરે આવેલાં વહાણો લૂંટી લઈ વહાણવટીઓ પાસેથી ૧૦૦૦ ઘોડાઓ અને ૧૫૦ હાથીઓ પડાવી લીધા. આ પ્રસંગથી યોગરાજને બહુ દુઃખ થયુ. ચાવડાઓ ચાંચીઆ હતા; તેમાથી રાજા થયા હતા. ભૂતકાળનું કલંક ભૂંસવા તેણે કરેલા પ્રયત્નો તેના જ પુત્રે

---

૧ જયશિખર ઉપરની ચડાઈ માટે ઘણી વાર્તાઓ કહેવાય છે. તેની ચર્ચા અહીં અસ્થાને છે. વિગતો માટે જુઓ લેખકનો **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ.'**

૨ વનરાજ વલ્લભી રાજાઓનો ખંડિયો હશે; વલ્લભીએ તેનું સમાધાન કર્યું હશે.

૩ મેરુતુંગ અનુસાર વનરાજ ઇ. સ. ૭૪૬માં બેઠો, જ્યારે અન્ય પ્રમાણો મુજબ ઈ.સ. ૭૬૫મા બેઠો. લેખકની માન્યતા એ છે કે ઈ.સ. ૭૪૬માં તે પ્રભાસમાં ગાદીએ બેઠો, જ્યાં સ્થિર થયા પછી વલભી સામ્રાજ્યનો અંત આવતાં અણહિલપુર પાટણ વસાવી ત્યાં રહ્યો. પ્રભાસમાં ચાવડાઓના રાજ્યો હતાં તે નિર્વિવાદ છે. વનરાજ તે પ્રદેશ પર અધિકાર ભોગવતો હશે.

પર ઇસ્લામનો ધ્વજ ફરકાવવા જુનાઈદ નામના સરદારને સિંધનો હાકેમ નિમી તેને અન્ય ભાગો પર ચડાઈ કરવા આદેશ આપ્યો. આ આક્રમણકારી સૈન્યે વલ્લભીનો નાશ કર્યો અને વલ્લભી સામ્રાજ્ય સદાને માટે અસ્ત થયુ. આ પ્રસંગે જુનાઇદ પ્રભાસ ઉપર આવ્યો નહિ અને સોમનાથ લૂંટવા કે ભાંગવાનો પ્રસંગ ઉપસ્થિત થયો નહિ. બલ્દુરી નોંધે છે કે જુનાઈદે અલ્બૈલાયન (વલ્લભી) જીતી લીધું; તેણે નવ નગરોનાં નામ આપ્યાં છે, તેમાં પ્રભાસનું નામ નથી. આ ઉલ્લેખ પરથી એમ પણ જણાય છે કે બૌદ્ધ ધર્મના સંધ્યાકાળે વૈષ્ણવધર્માવલંબી ગુપ્તોના સામ્રાજ્યમાં અને વલ્લભીઓના કાળમાં સોમનાથની કીર્તિ ભારતની બહાર ફેલાઇ ન હતી. પરંતુ ઇ. સ. ૭૭૦ પછીથી ગમે તે કારણે સોમનાથ અતિ પ્રસિદ્ધ, અતિ પવિત્ર અને અતિ પ્રખ્યાત સ્થાન બની ગયુ.

## ચાવડાઓ

પ્રભાસ પર ઇસ્વી સન ૬૦૦ પછી ચાવડા ઠાકોરોનો અધિકાર હતો. તેઓ જે જે રાજ્યો સાર્વભૌમ થતાં તેમની આણ માનતા. એમ માનવામાં આવે છે કે તેમની રાજધાની દીવના ટાપુમાં હતી અને માંગરોળ, સોમનાથ આદિ સ્થાનો તેમના અધિકારમાં હતાં. એમ પણ માનવાને કારણ મળે છે કે દીવ, પ્રભાસ, માંગરોળ વગેરે સ્થળે ચાવડા ઠાકોરોનાં નાનાં રાજ્યો હતાં. ત્યાંથી જયશિખર ચાવડો શા માટે પંચાસર ગયો તે સમજાતું નથી. એક લોકસાહિત્યકારે કરેલી વાર્તા પરથી એમ જણાય છે કે પંચાસરનો ઠાકોર જયશિખરનો મામો હતો અને તે નિર્વંશ જતાં તેનું રાજ્ય ભાણેજને મળ્યું. તેથી જયશિખરે પંચાસરમાં પણ ગાદી રાખી.

કલ્યાણીના રાજા ભુવડે રાષ્ટ્રકૂટ રાજા આમની આજ્ઞાથી પંચાસર પર ચડાઈ કરી. જયશિખર તે યુદ્ધમાં મરાયો અને

તેની સગર્ભા રાણી રૂપસુંદરી વનમાં ગઈ, જ્યાં તેણે વનરાજને જન્મ આપ્યો.[૧]

### વનરાજ ચાવડો

પ્રચલિત કથા અનુસાર વનરાજે પ્રભાસમાં મથક રાખી ગિરનારના પ્રદેશોમાં બહારવટું ખેડયુ. તેનો મામો સુરપાલ પણ તે જંગલમાં મૃત્યુ પામ્યો. ઇ.સ. ૭૧૪માં ૫૦ વર્ષના દીર્ઘ પરિશ્રમ પછી વનરાજ વિજયી થયો ત્યારે તેણે તેનો પટ્ટાભિષેક પ્રભાસમાં કરાવ્યો અને જ્યારે નવી રાજધાની વસાવી ત્યારે તેનું નામ પાટણ રાખ્યું.[૨] વનરાજ ઈ. સ. ૮૦૬માં ગુજરી ગયો. સંભવિત છે કે તેણે નાગભટની ચડાઈ વખતે તેનું[૩] આધિપત્ય સ્વીકાર્યું હોય, અથવા નાગભટ જેવા મહારાજાને વનરાજ તુચ્છ જણાયો હોય.

### યોગરાજ

વનરાજ પછી યોગરાજ ગાદીએ આવ્યો. આ ન્યાયી રાજવીના અમલમાં તેના યુવરાજ ક્ષેમરાજે પ્રભાસ બંદરે આવેલાં વહાણો લૂંટી લઈ વહાણવટીઓ પાસેથી ૧૦૦૦ ઘોડાઓ અને ૧૫૦ હાથીઓ પડાવી લીધા. આ પ્રસંગથી યોગરાજને બહુ દુ:ખ થયુ. ચાવડાઓ ચાંચીઆ હતા; તેમાંથી રાજા થયા હતા. ભૂતકાળનું કલંક ભૂંસવા તેણે કરેલા પ્રયત્નો તેના જ પુત્રે

---

૧ જયશિખર ઉપરતી ચડાઈ માટે ઘણી વાર્તાઓ કહેવાય છે. તેની ચર્ચા અહીં અસ્થાને છે. વિગતો માટે જુઓ લેખકનો **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ.'**

૨ વનરાજ વલ્લભી રાજાઓનો ખંડિયો હશે; વલ્લભીએ તેનું સમાધાન કર્યું હશે

૩ મેરુતુંગ અનુસાર વનરાજ ઇ. સ ૭૪૬માં બેઠો, જ્યારે અન્ય પ્રમાણો મુજબ ઈ.સ. ૭૬૫મા બેઠો. લેખકની માન્યતા એ છે કે ઈ.સ ૭૪૬મા તે પ્રભાસમા ગાદીએ બેઠો, જ્યાં સ્થિર થયા પછી વલ્લભી સામ્રાજ્યનો અંત આવતાં અણહિલપુર પાટણ વસાવી ત્યાં રહ્યો. પ્રભાસમાં ચાવડાઓના રાજ્યો હતાં તે નિર્વિવાદ છે. વનરાજ તે પ્રદેશ પર અધિકાર ભોગવતો હશે

વૃથા કર્યા, તેથી તેણે ઇ.સ. ૮૯૭માં ચિતાપ્રવેશ કર્યો.

ચાવડાઓનું આધિપત્ય પ્રભાસ પર હતું તેમ આ દૃષ્ટાંતથી સ્પષ્ટ થાય છે. [૧, ૨]

**નાગભટ**

ઈ. સ. ૮૦૬ લગભગ પરમ ભટ્ટાર્ક મહારાજા નાગભટ કનોજના રાજ્યાસને બેઠો. તેનો પિતામહ નાગભટ પહેલો મહા પરાક્રમી હતો; નાગભટ બીજાએ પણ આનર્ત, માળવા, કિરાત (વિંધ્ય પ્રદેશ), તુરુષ્ક (તુર્કસ્તાન), વત્સ (વર્તમાન ઉત્તર પ્રદેશ), મત્સ્ય (વર્તમાન રાજસ્થાનનો એક ભાગ), જીતી લીધાં. તેણે સિંધુના રાજાઓ પર વિજય પ્રાપ્ત કરવા સ્વારી કરી અને સૌરાષ્ટ્રના બાહુક ધવલની સહાયથી કર્ણાટકના રાજાને પરાજય આપી સૌરાષ્ટ્રમાં રૈવતક, પિંડારક, શંખોદ્ધાર, દ્વારકા અને પ્રભાસની યાત્રા કરી. આ પ્રસંગે તેણે પોતાની પુત્રી સૌરાષ્ટ્રના બાહુક ધવલના પુત્ર બલવર્માને પરણાવી.[૩]

---

૧ પુલકેશી જનાશ્રયનું ઈ. સ. ૭૩૮નું દાનપત્ર તથા મેરુતુંગ.

૨ જયશિખરે પ્રભાસના બ્રાહ્મણોને કરમુક્ત કરાવવા વલ્લભી મહારાજ્ય સામે યુદ્ધ કર્યું હોય અને પરિણામે પંચાસર જીત્યું હોય. આ વાર્તા સંભવિત નથી. ચાવડાઓ બ્હારવટિયા બન્યા તે ખરું છે.

૩ પ્રભાવક ચરિત્ર પા૦ ૧૦૮ શ્લોક ૭૦૪–૮

નાગભટનો પૌત્ર મિહિરભોજ થયો; તેના વંશમાં મહમુદ ગઝની સામે લડેલો રાજ્યપાલ થયો તેની વિગતો આગળ છે.

મિહિરભોજ (ઇ.સ. ૮૪૦ થી ૮૯૦)
|
મહેન્દ્રપાલ (ઇ.સ. ૮૯૦ થી ૯૦૮)
(નિર્ભય રાજ)
|
ભોજ (ઇ.સ. ૯૦૮થી ૯૧૦) — મહીપાલ (ઇ.સ. ૯૧૦ થી ૯૪૦)
|
દેવપાલ (ઇ.સ. ૯૪૦ થી ૯૫૫) — વિજયપાલ (ઇ.સ. ૯૫૫ થી ૯૯૦)
|
રાજ્યપાલ (ઇ.સ. ૯૯૦ થી ૧૦૨૦)

## ચેદિરાજ

ઈ. સ. ૯૬૦માં ચેદિના હૈહય રાજા લક્ષ્મણરાજે પ્રભાસની યાત્રા કરી સોમેશ્વરનું પૂજન કર્યું અને ઉત્કલના રાજા પર પ્રાપ્ત કરેલ વિજય પ્રસંગે એક સુવર્ણની મૂર્તિ તેના હાથમાં પડી હતી તે સોમનાથને ભેટ ધરી.[1]

## અનંતદેવ

ઉત્તર સીલ્હર કુળનો રાજા અનંતદેવ ઇ. સ. ૯૬૦માં પ્રભાસ આવ્યો અને ત્યાં યાત્રા કરી બ્રાહ્મણોને ઘણું ધન આપ્યું.[2]

## રાહ ગ્રહરિપુ

ઇ. સ. ૯૪૦માં વંથળીની ગાદીએ રાહ ગ્રહરિપુ વા રાહ ધારિયો બેઠો. આ બળવાન અને અતુલ શક્તિ ધરાવતા રાજાનું વધતું જતું વર્ચસ્વ તોડી પાડવા ગુજરાતના રાજા મૂળરાજ સોલંકીએ સોરઠ પર ચડાઈ કરી. કચ્છનો અજેય રાજા લાખો ફુલાણી રાહનો મિત્ર અને મૂળરાજનો શત્રુ હતો; તે પણ આ આક્રમણને ખાળવા આટકોટ પાસે ભાદરને મળતી જંબુમાલી નદીના કાંઠે મૂળરાજનું વીરોચિત સ્વાગત કરવા ગ્રહરિપુ સાથે ઉપસ્થિત થયો.

મૂળરાજે મામાનો ઘાત કરી ગુજરાતનો મુકુટ સ્વશિરે ધર્યો હતો. તેણે વિના કારણ કરેલી ચડાઇને સકારણ ઠરાવવા દ્વયાશ્રય કાવ્ય (જૈન ગ્રંથ) માં લખ્યુ છે કે 'ગ્રહરિપુ પ્રભાસ પ્રતિ જતા યાત્રિકોને મારી તેનાં હાડકાં તથા માંસ ધોરી માર્ગમાં વેરે છે, પ્રભાસ આગળ હરણોનો શિકાર કરે છે, ગોમાંસ ભક્ષણ કરે છે તેવી ફરીઆદ મૂળરાજ પાસે જતાં તેણે આ રાક્ષસનો વિનાશ કરવા મોટું સૈન્ય સજી સોરઠ પર સ્વારી કરી.' પણ આ અનુમાનિક કારણો છે. મૂળરાજની ચડાઇ

૧ બિલ્હારી શિલાલેખ એ. ઈ. પુસ્તક ૧ પાનું ૨૬૮ (નાગપુર મ્યુઝિયમ)

૨ ધ. એ ભાગ ૯ પાનું ૧૪ (શિલાલેખ)

તેના રાજ્યની સીમા વધારવા તથા તેના મામાના અજ્ઞાતવાસમાં રહેતા પુત્રોને શોધી મારી નાખવા માટે હતી

આટકોટ પાસે જ ભુમાલીને તીરે ખેલાએલા જંગમા લાખો મરાયો અને ગ્રહરિપુએ મૂળરાજનુ સાર્વભૌમત્વ સ્વીકાર્યું રાહ ગ્રહરિપુ યદુવશી હતો, પરમશૈવ હતો અને પવિત્ર હતો, છતા તેને જૈન લેખકોએ રાક્ષસ ચિતર્યો છે તે પણ આશ્ચર્યકારક ઘટના છે.[1]

## મૂળરાજ સોલકી

મૂળરાજ સોલકી પ્રભાસ આવ્યાનો કોઇ ખાસ ઉલ્લેખ નથી, પરંતુ આટકોટના યુદ્ધમા લાખા ફુલાણીને મારી ગ્રહરિપુને હરાવી તે પ્રભાસ આવ્યો હોવાનુ જણાય છે, કારણ કે ત્યારથી તે સોમનાથનો ભક્ત બન્યો હતો શૈવધર્મના સિધ્ધાતોના પાલનથી સોમનાથ તેના પર પ્રસન્ન થયા હતા અને તેથી જૈન ગ્રથોમા લખવામા આવ્યુ છે કે સોમનાથ તેને વારવાર દર્શન દેતા અને સંકટ સમયે સહાય કરતા

નાગોરપતિ જ્યારે મૂળરાજ પર આક્રમણ લાવ્યો ત્યારે તેણે ભગવાન સોમનાથની સહાય માગી અને એવો ચમત્કાર થયો કે બારપને મૂળરાજે આપેલા પરાજયની વાત સાભળીને જ નાગોરપતિ પલાયન થઈ ગયો આમ થયુ તે માત્ર દેવની કૃપાથી થયુ છે તેમ માની તેણે મુજાલદેવનો પ્રાસાદ બાધ્યો તેના ભક્તિ ભાવથી પ્રસન્ન થઈ સોમેશ્વરે મડલિક નગરમા તેને દર્શન આપ્યા અને કહ્યુ કે 'તારા અણહિલવાડમા હવે હું નિવાસ કરૂં છુ તેનો પરચો તને સત્વર જણાશે' સવારે જોયુ તો કૂવાના પાણી ખારા થઇ ગયા, એટલે સોમેશ્વર પોતાને ત્યા સમુદ્રસહિત પધાર્યા છે એમ સમજી તેણે ત્રિમૂર્તિ પ્રાસાદ કરાવ્યો, એ પછી કૂવાના જલ પુન મીઠા થઈ ગયા[2]

---

૧ જુઓ લેખકનો **'સૌરાષ્ટ્રનો ઇતિહાસ'**

૨ મેરુતુંગ.

તે પછી અન્ય પ્રસંગે સોમનાથે મૂળરાજને દર્શન દઈ કહ્યું કે 'ગ્રહરિપુ અને બીજા દૈત્યોએ પ્રભાસતીર્થનો નાશ કર્યો છે; માટે તેમને પૂરા કર અને મારા પ્રતાપથી તું જય પામીશ.' ભગવાનના શબ્દોથી ઉત્તેજિત થઈ મૂળરાજે રાહ ગ્રહરિપુ પર ચડાઈ કરી તેનો પરાજય કર્યો અને ભગવાન સોમનાથે પ્રભાસ પ્રદેશ તેને આપ્યો. મૂળરાજે તે પછી સોમનાથની યાત્રા કરી. પ્રતિ સોમવારે સોમનાથના દર્શને જવાનો નિયમ કર્યો હતો તેથી પ્રસન્ન થઈ સોમનાથ મંડળમાં મૂળેશ્વર મહાદેવની મૂળરાજે સ્થાપના કરી તેમાં સોમનાથ વસ્યા.[1]

## રાજા ત્રિલોચનપાલ

ગુજરાતના રાજા મૂળરાજ સોલંકીના સમકાલીન અને શત્રુ લાટદેશના રાજા બારપની પાંચમી પેઢીએ થયેલા ત્રિલોચનપાલે શક સંવત ૯૭૩ (ઇ. સ. ૧૦૫૦)માં સોમનાથ ભગવાનને 'હેમરત્નપ્રભ' છત્ર સુવર્ણ અને રત્નથી પ્રકાશિત છત્ર ધરાવ્યુ અને દીન, અનાથો માટે એક સત્ર સ્થાપ્યુ.[2]

## રાહ કવાટ

ઇ. સ. ૯૮૨માં રાહ ગ્રહરિપુ ગુજરી ગયો તેની ગાદીએ તેનો યુવરાજ રાહ કવાટ બેઠો. તેની નજરે તેણે તેના પિતાને સોલંકીની સમશેર નીચે પરાજિત થતો જોયો હતો, અને તેથી રાજ્યધુરા હાથમાં લેતાં જ શત્રુઓ પર વેર લેવા તેણે યોજના

---

૧ મેરુતુંગ. સોમનાથ પ્રસન્ન થાય અને મુંજાલસ્વામીનો પ્રાસાદ મૂળરાજ બંધાવે તે વાત બંધ બેસતી નથી. વળી ગ્રહરિપુના પરાજય પછી પણ આ પ્રદેશ તેનાજ તાબામાં હતો (મૂળરાજનો પિતા રાજી પ્રભાસનો હતો તેમ શ્રી મુન્શીજી દંતકથાના આધારે કહે છે, પરંતુ તે કથન નિરાધાર છે. તેવી કોઈ દંતકથાજ નથી.)

૨ એરથાણ (સુરત) દાનપત્ર. હી. ઈ. ઓ. ગુજરાત ગ્રંથ ૩ લેખ નં. ૨૩૯. ઈ. વો. ૧૨ પા. ૧૯૬.

ઘડી પોતાના મામા તળાજામા રાજા ઉગાવાળાની સહાયથી તેણે મૂળરાજના સહાયક આબુના રાજાને દશ વાર હરાવ્યો અને પાટણના આધિપત્યનો અસ્વીકાર કર્યો

રાહ કવાટ યાદવકુળનો સર્વશ્રેષ્ઠ રાજવી હતો અને તેથી છત્રીશ કુળના રાજાઓને કેદ કરી પાંજરે રાખવાનો મનોરથ સેવતા સૌરાષ્ટ્રની દક્ષિણે આવેલા શિયાળ બેટના રાજા વિરમદેવ પરમારે તેને કેદ કરવાનુ ષડયંત્ર રચ્યુ

સોરઠપતિ જીવતે જીવતો પકડાય તેમ ન હતુ, તેથી તેણે પોતે પ્રભાસ યાત્રાર્થે આવે છે, ત્યા રાહ તેને મળે તો ઉપકાર થશે એમ કહેવરાવ્યુ રાહ પ્રભાસ આવ્યો વિરમદેવે તેને પોતાના વહાણ પર જમવા નિમંત્ર્યો અને રાહ ભોજન લેતો હતો ત્યા વહાણનું લંગર ઊપાડી મૂકયુ અને શિયાળબેટમા લઈ જઇ તેને કેદ કર્યો આ પ્રસંગ પ્રભાસના સાગરમા બન્યો.[3]

## દુર્લભસેન

ઈ સ ૧૦૧૦મા દુર્લભસેન ગુજરાતની ગાદી પર બેઠો તે જ વર્ષમા તેની રાણી તથા બહેન સોમનાથની યાત્રાએ નીકળ્યા તેઓ જૂનાગઢ આવ્યા ત્યાં રાહ દયાસ ઉર્ફે ડિયાસ સોરઠના સિંહાસને હતો તેણે આજ્ઞા આપી કે દુર્લભસેનની રાણી જો કર ભરે તો જ યાત્રા કરે પાટણની રાણીને આ અપમાન અસહ્ય લાગ્યુ તે યાત્રા કર્યા વિના પાછી ગઈ અને દુર્લભસેનને ઉશ્કેરી સોરઠ પર ચડાઈ કરવા આગ્રહ કર્યો દુર્લભસેન તુરત જ જૂનાગઢ પર ચડયો અને દગાથી દયાસનુ માથુ ચારણ બીજલ દ્વારા દાનમા મેળવી સોરઠ જીત્યુ

---

૩ શિયાળબેટનો રાજા વિરમદેવ પરમાર હતો તેમ સામાન્ય માન્યતા છે; પરતુ બીજી વાર્તામા તેનું નામ મેઘાણદ ચાવડો અને ત્રીજીમા અનતદેવ કહેવામા આવે છે તેની કેદમાથી ઉગાવાળાએ રાહને કેવી રીતે છોડાવ્યો વગેરે માટે જુઓ લેખકનો "સૌરાષ્ટ્રનો ઇતિહાસ"

## ઉપસંહાર

આમ સોમનાથની સ્થાપના થયા પછીથી ઇ. સ. ૧૦૧૦ સુધીના પ્રાપ્ત થએલા અનેક ઉલ્લેખો પરથી પ્રતીત થાય છે કે ઇસુની પહેલી સદીમાં ઉષવદાત આવ્યો ત્યારે સોમનાથની જે મહત્તા હતી તેથી અનેકગણી મહત્તા ઇસુની અગ્યારમી સદીમાં વધી ગઈ. સોમનાથ એકલા પ્રભાસના, સૌરાષ્ટ્રના કે ગુજરાતના નહિ, પણ સમગ્ર ભારતના આરાધ્ય દેવ અને ઇષ્ટ દેવ તરીકે સ્વીકૃત થઈ ગયા અને આગળ જોયુ તેમ આર્યો, અનાર્યો, શકો, હૂણો વગેરે જાતિઓ ભગવાન સોમનાથના કાષાય ધ્વજ હેઠળ એકત્રિત થઈ ગઈ અને તે દ્વારા એક નવીન સંસ્કૃતિ, નવીન પ્રજા અને નવીન રાષ્ટ્રનું નિર્માણ કર્યું.

# પ્રકરણ છઠ્ઠું

## મહમૂદ ગઝનવી

સોમનાથની કીર્તિ ઈસુની અગ્યારમી સદીના પ્રારંભે પરાકાષ્ઠાએ પહોંચી. ગુજરાત, સૌરાષ્ટ્ર, માલવા અને ભારતના અન્ય પ્રદેશોમાં સોમનાથ સર્વશ્રેષ્ઠ અને પ્રથમ જ્યોતિર્લિંગ તરીકે સ્વીકૃત થયા અને તેની મહત્તાની, ધનરાશિની તેમ જ પવિત્રતાની વાતો ભારતની અભેદ્ય સીમાઓ વીંધી કાબુલ અને ગીઝની સુધી પહોંચી ગઈ. ગઝની, ગીઝની વા ગઝનાની ગાદીએ આ સમયે અમીર મહમૂદ હતો. તેણે પોતાની ધનલિપ્સા સંતોષવા અને ગાઝીનું બિરુદ પ્રાપ્ત કરવા સોમનાથના ધ્વંસ માટે આયોજન કર્યું.

આ સમયે એટલે ઈ. સ. ૧૦૨૫–૨૬ આસપાસ મહમૂદનો સામનો કરી શકે એવા કોઈ હિન્દુ રાજાઓ હતા નહિ અને તેથી મહમૂદનું આ કાર્ય ઘણું સરલ બન્યું. મહમૂદની ચડાઈની વિગતો પર આવતાં પહેલાં તે કાળે ભારતમાં અને ભારત બહાર ગણનાપાત્ર સત્તાધીશો કોણ હતા તેનું સંક્ષિપ્ત વર્ણન અહીં આલેખવું જરૂરી છે.

### સોમનાથ ક્ષેત્રનો રાજા

સોમનાથ ક્ષેત્રના અધિપતિ સ્વયં સોમનાથ હોવાથી ત્યાં રાજા ન સંભવે; છતાં વહીવટી તંત્ર માટે ત્યાં સ્થાનિક કોઈ રાજા હશે તેમ અનુમાન કરવામાં હરકત નથી.

આ વિષયમાં સંશોધન કરતાં ઈ. સ. ૧૦૨૫ લગભગ પ્રભાસનો રાજા કોણ હતો તે જાણવા મળતું નથી. સંભવતઃ ત્યાં કોઈ સ્વતંત્ર રાજા હતો નહિ. બીજાં પ્રમાણોના આધારે જણાય

છે કે માધુપુરથી મહુવા સુધીના સમુદ્રતીર પર જુદા જુદા ચાવડા ઠાકોરો રાજ્ય કરતા હતા. વનરાજ ચાવડો પણ અહીં વસતો; તેણે બહારવટું પણ આ પ્રદેશમાં જ ખેડયું હતું. તેનો મામો સુરપાળ અહીં જ અકસ્માત મૃત્યુ પામ્યો; એટલે સંભવત: આ ક્ષેત્ર પર ચાવડાઓનો અધિકાર હતો અને તેઓ ગુજરાતના કે વંથલીના રાજાઓના ખંડિયા ઠાકોરો હશે એમ કલ્પી શકાય.

વિદ્વાન કર્નલ ટૉડ અનુમાન કરે છે કે અહીં ડાભી રાજાઓનો અમલ હતો. ડાભીઓનું રાજ્ય આ પ્રદેશમાં હોવાનું કોઈ પ્રમાણ અદ્યાપિ પ્રાપ્ત નથી; પરંતુ એમ જણાય છે કે હિતોપદેશ તથા ઈસપની નીતિ કથાની વાર્તાઓના આધારે જોડી કાઢેલી દાબશલીમની[1] વાર્તા પરથી ત્યાંના રાજાને તે 'ડાભી' માની લે છે. બીજું એક અનુમાન એ છે કે ઘેલોટી શાખના રાજાઓ અહીં હતા; પણ તે અકબરના સમયમાં હોવાનું 'આઇને-અકબરી લખે છે. આ કાળે ઘેલોટી હતા જ નહિ. સોરઠી તવારીખમાં પરમાર રાજાઓ હતા તેમ લખે છે; તે પણ બરાબર નથી.

## વંથલી (જૂનાગઢ)

સોરઠના સિંહાસને ઈ. સ. ૧૦૨૬માં રાહ નવઘણ હતો. તેના પિતા રાહ દયાસને ઈ. સ. ૧૦૧૦માં ગુજરાતના રાજા દુર્લભસેને દગાથી માર્યા પછી બાળક નવઘણ દેવાયત આહીરને ત્યાં મોટો થયો અને પંદર વર્ષ પછી માત્ર સોળ-સત્તર વર્ષની વયે આહીરોની મદદથી જૂનાગઢના સુબાને કાઢી પોતે રાહની ગાદીએ બેઠો. સોરઠનો ખજાનો ખાલી હતો, તંત્ર પડી ભાંગ્યું હતું. પંદર વર્ષના પરદેશી અમલે પાયમાલી સર્જી હતી, એટલે વય, અનુભવ, ધન અને સૈનિકો વિનાનો રાહ અસહાય અને અજાણ હતો. તેનું તંત્ર નાગર મંત્રી શ્રીધર

---

૧ આ માટે પરિશિષ્ટ ૩માં ચર્ચા કરી છે.

અને તેનો ભાઈ સેનાપતિ મહીધર ચલાવતા.[1]

## પાટણ (ગુજરાત)

ગુજરાતની ગાદીએ ભીમદેવ પહેલો ઈ. સ. ૧૦૨૨માં આવ્યો. તેનું રાજ્ય પણ નબળું પડી ગયુ હતું. માળવાના મહારાજા ભોજદેવે ભીમદેવનો પરાજ્ય કરી તેના રાજ્યના કેટલાક વિસ્તારો (ઉત્તર ગુજરાત, ખેડા, રાધનપુર વગેરે તથા વર્તમાન સાબરકાંઠા) માળવાના ખાલસા પ્રદેશમાં જોડી દીધા હતા અને ભીમ પોતે પણ માળવાનો ખંડિયો બન્યો હતો. તેની પાસે ન ધન હતું, ન શક્તિ.

## માળવા

માળવામાં સાહિત્યપ્રસિદ્ધ મહારાજા ભોજ[2] રાજ્ય કરતો હતો. તેણે યયાતિનગર (આદિનગર)ના રાજા ઇન્દ્રરથ, લાટના રાજા ગોગીરાજ (?), કોંકણના રાજા સિલ્હર, ચાલુક્ય રાજા જયસિંહ બીજા ને તથા ગુર્જર રાજા ભીમને જીત્યા હતા. ગુજરાત પર તેનું સાર્વભૌમત્વ હતું.

## દિલ્હી

દીલ્હીની ગાદીએ તુંવાર અનંગપાળ હતો.

## સાંભર

રાજસ્થાનના મધ્ય ભાગમાં ચૌહાણોનું બળવાન રાજ્ય

---

૧ જુઓ લેખકનો 'સોરાષ્ટ્રનો ઇતિહાસ'

૨ શ્રી હર્ષ (સિયક) ઈ. સ. ૯૫૪ થી ૯૭૩
- સિંધુરાજ
  - ભોજ ઈ. સ. ૧૦૧૦
- મુંજ (વાક્‌પતિ) ઈ. સ. ૯૭૩ થી ૯૯૭

હતું અને તેની પાટે બેસી વિશળદેવ શાસન કરતો હતો, જેના ભત્રીજા પૃથ્વીરાજે દીલ્હી ખોયું.

### ચંદેલ

ખજુરાહો પ્રદેશમાં ચંદેલ મહારાજા ગંડ ગાદીપતિ હતો. આ રાજ્યની ગણના પણ બળવાન રાજ્યોમાં થતી. તે કુળમાં હર્ષ રાજાએ પરમભટ્ટાર્ક પરમેશ્વરનું બિરુદ ધારણ કર્યું હતું અને તેના પુત્ર યશોવર્માએ કલીંજર, ગૌડ, કોશલ, કાશ્મીર, મિથિલા, ચેદિ, કુરુ અને ગુર્જર જીત્યાં હતાં. તેના પુત્રે મહમૂદ ગઝનીના પિતા સબકતગીન સામે જયપાલની મદદમાં રહી યુદ્ધો ખેલ્યાં હતાં. તેનું રાજ્ય જમના નદીથી માળવામાં આવેલી ભાસ્વર નદી સુધી અને કલીંજરથી ગોપાદ્રિ (ગ્વાલીઅર) સુધી ફેલાયું હતું.

### ચેદિ

ચેદિના કલચુરી વંશના રાજાઓ પણ મહાન અને બળવાન હતા આ સમયે તે વંશનો ગાંગેય દેવ ગાદીએ હતો. આ રાજા પરમ શૈવ હતો.

### બંગાલ

બંગાળના મહારાજ્યના પાલ રાજાઓના મૂળ પુરુષ ગોપાલે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો પણ તેના પૂર્વજો બ્રાહ્મણ ધર્મને અનુસર્યા હતા. ગોપાલ રાજા થયો ત્યારે તેણે બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી. આ વંશમાં નારાયણ નામનો રાજા ઈ. સ. ૮૭૫ આસપાસ થયો; તેણે સહસ્ર શિવાલયો બંધાવ્યા હતાં. ઇ. સ. ૧૦૨૬માં બંગાલની ગાદીએ મહીપાલ નામનો બળવાન રાજા હતો. આ રાજ્યની રાજધાની મુદ્‌ગગિરિ વા મોંઘીર હતી.

### અન્ય રાજાઓ

દક્ષિણમાં રાષ્ટ્રકૂટોનું, કનોજમાં રાઠોડોનું અને પંજાબમાં અન્ય રાજાઓનાં નાનાં નાનાં રાજ્યો હતાં.

અને તેનો ભાઈ સેનાપતિ મહીધર ચલાવતા.[1]

**પાટણ (ગુજરાત)**

ગુજરાતની ગાદીએ ભીમદેવ પહેલો ઈ. સ. ૧૦૨૨માં આવ્યો. તેનું રાજ્ય પણ નબળું પડી ગયું હતું. માળવાના મહારાજા ભોજદેવે ભીમદેવનો પરાજ્ય કરી તેના રાજ્યના કેટલાક વિસ્તારો (ઉત્તર ગુજરાત, ખેડા, રાધનપુર વગેરે તથા વર્તમાન સાબરકાંઠા) માળવાના ખાલસા પ્રદેશમાં જોડી દીધા હતા અને ભીમ પોતે પણ માળવાનો ખંડિયો બન્યો હતો. તેની પાસે ન ધન હતું, ન શક્તિ.

**માળવા**

માળવામાં સાહિત્યપ્રસિદ્ધ મહારાજા ભોજ[2] રાજ્ય કરતો હતો. તેણે યયાતિનગર (આદિનગર)ના રાજા ઇન્દ્રરથ, લાટના રાજા ગોગીરાજ (?), કોંકણના રાજા સિલ્હર, ચાલુકય રાજા જયસિંહ બીજા ને તથા ગુર્જર રાજા ભીમને જીત્યા હતા. ગુજરાત પર તેનું સાર્વભૌમત્વ હતું.

**દિલ્હી**

દીલ્હીની ગાદીએ તુંવાર અનંગપાળ હતો.

**સાંભર**

રાજસ્થાનના મધ્ય ભાગમાં ચૌહાણોનું બળવાન રાજ્ય

---

૧ જુઓ લેખકનો 'સોરાષ્ટ્રનો ઇતિહાસ'

૨ શ્રી હર્ષ (સિયક) ઈ. સ. ૯૫૪ થી ૯૭૩
- સિંધુરાજ
  - ભોજ ઈ. સ. ૧૦૧૦
- મુંજ (વાક્પતિ) ઈ. સ. ૯૭૩ થી ૯૯૭

હતું અને તેની પાટે બેસી વિશળદેવ શાસન કરતો હતો, જેના ભત્રીજા પૃથ્વીરાજે દીલ્હી ખોયુ.

## ચંદેલ

ખજુરાહો પ્રદેશમાં ચંદેલ મહારાજા ગંડ ગાદીપતિ હતો આ રાજ્યની ગણુના પણ બળવાન રાજ્યોમા થતી તે કુળમાં હર્ષ રાજાએ પરમભટ્ટાર્ક પરમેશ્વરનુ બિરુદ ધારણ કર્યું હતું અને તેના પુત્ર યશોવર્માએ કલીંજર, ગૌડ, કોશલ, કાશ્મીર, મિથિલા, ચેદિ, કુરુ અને ગુર્જર જીત્યા હતાં તેના પુત્રે મહમૂદ ગઝનીના પિતા સબકતગીન સામે જયપાલની મદદમા રહી યુદ્ધો ખેલ્યા હતા તેનુ રાજ્ય જમના નદીથી માળવામાં આવેલી ભામ્વર નદી સુધી અને કલીંજરથી ગોપાદ્રિ ( ગ્વાલીઅર ) સુધી ફેલાયુ હતું

## ચેદિ

ચેદિના કલચુરી વંશના રાજાઓ પણ મહાન અને બળવાન હતા આ સમયે તે વંશનો ગાગેય દેવ ગાદીએ હતો આ રાજા પરમ શૈવ હતો

## બંગાલ

બંગાળના મહારાજ્યના પાલ રાજાઓના મૂળ પુરુષ ગોપાલે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો પણ તેના પૂર્વજો બ્રાહ્મણ ધર્મને અનુસર્યા હતા. ગોપાલ રાજા થયો ત્યારે તેણે બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી આ વંશમા નારાયણ નામનો રાજા ઈ સ. ૮૭૫ આસપાસ થયો; તેણે સહસ્ર શિવાલયો બંધાવ્યા હતા ઇ સ ૧૦૨૬મા બંગાલની ગાદીએ મહીપાલ નામનો બળવાન રાજા હતો આ રાજ્યની રાજધાની મુદ્ગગિરિ વા મોંઘીર હતી

## અન્ય રાજાઓ

દક્ષિણમા રાષ્ટ્રકૂટોનુ, કનોજમા રાઠોડોનુ અને પંજાબમા અન્ય રાજાઓના નાના નાના રાજ્યો હતા

**વાઇહિન્દ**

ભારત અને ગીઝની વચ્ચે વાઇહિન્દનું બળવાન રાજ્ય હતું. તેનો વિસ્તાર ચિનાબ નદી સુધી અને કાશ્મીરની દક્ષિણે આવેલી ગિરિમાળાથી મુલ્તાન સુધીનો હતો. આ પ્રદેશ તુર્કશાહી વંશના લગતુરમાન નામના રાજાના અધિકારમાં હતો પણ નવમા સૈકાના ઉત્તર ભાગમાં તેના પ્રધાન લલિયાએ લગતુરમાનને પદભ્રષ્ટ કરી રાજ્ય ખૂંચવી લીધું. લલિયા ગુજરી જતાં તુર્કશાહી વંશના સામંતદેવે પુનઃ અધિકાર પ્રાપ્ત કર્યો; પણ ફરીથી ઈ. સ. ૯૦૩ આસપાસ કાશ્મીરના રાજા ગોપાલ વર્માએ તેને હરાવી લલિયાના પુત્ર તોરમાણ કમલુકને પુનઃ સ્થાપિત કર્યો. તેના વંશમાં જયપાલ થયો. તેને સબકતગીને હરાવીને આ રાજ્ય ખાલસા કર્યું.[1]

પરંતુ જયપાલે ઇ. સં. ૯૯૧ આસપાસ લાહોરના રાજા

---

૧ લલિયા (ઈ. સ. ૮૮૦ થી ૯૦૦)
| (વચમાં સામંતદેવ -૯૦૦ થી ૯૨૦)
તોરમાણ કમલુક (ઇ. સ. ૯૨૦ થી ૯૪૦)
|
ભીમદેવ (ઈ. સ. ૯૪૦ થી ૯૬૦)
|
જયપાલ (ઈ. સ. ૯૬૦ થી ૯૮૦)
|
આનંદપાલ (ઈ. સ. ૯૮૦ થી ૧૦૦૦)
ત્રિલોચનપાલ (ઈ. સ. ૧૦૦૦ થી ૧૦૨૦)

આ રાજાઓ હિંદુ શાહીઆ વંશના કહેવાતા. તેનાં મૂળ નામો જોતાં તેઓ હૂણ હોવાનું જણાય છે, આ હૂણો પાછળથી હિન્દુ થઈ ગયા. વાઈહિન્દ તે વર્તમાન હુન્દ. તેને કલ્હણ રાજતરંગિણીમાં ઉદ્દભાંડ કહે છે. આ વંશના રાજાઓના સમય બાબત ઈતિહાસકારો વચ્ચે મોટો મતભેદ પ્રવર્તે છે. શ્રી. સી. વી. વૈદ્યે આ અંગે ઘણું સંશોધન કર્યું છે, પણ તેની ચર્ચા અહીં અસ્થાને છે.

ભરતરાજને હરાવી તેનું રાજ્ય જીતી લીધું અને પોતે નંદાણામાં રાજધાની સ્થાપી. ભરતરાજે ખંડણી આપવા સ્વીકાર્યું તેથી તેને પુનઃ સ્થાપી પોતે નંદાણા ગયો. ઇ. સ. ૯૯૫મા ભરતરાજને તેના યુવરાજ ચંદ્રદત્તે પદભ્રષ્ટ કર્યો અને જયપાલ સામે યુદ્ધ કર્યું. તેમાં તે હાર્યો અને જયપાલે તેનુ રાજ્ય ખાલસા કર્યું.

જયપાલના રાજ્યનો વિસ્તાર બિયાસ સુધી ફેલાયો અને તેનું રાજ્ય બળવાન બન્યુ. મહમૂદે અંતિમ રાજા ત્રિભુવનપાલને હરાવી આ રાજ્ય ઇ. સ. ૧૦૨૧મા ખાલસા કર્યું.

## કાબુલ

કાબુલનુ રાજ્ય આ સમયે હતું નહિં તેમ કહેવામા આવે તો ખોટું નથી ત્યાંના પ્રદેશો પર જયપાલનો અધિકાર હતો, જે સબકતગીને તેને હરાવી મીટાવી દીધો હતો.

અલ્બીરૂની વગેરે ઇતિહાસકારોના કહેવા મુજબ ચીનમાથી બારહીતીગીન નામનો એક બૌદ્ધ કાબુલમા આવ્યો અને ગુફામા રહેવા લાગ્યો. કાળે કરી તે કાબુલનો રાજા થયો તેનું રાજ્ય ૬૦ પેઢી ચાલ્યુ અને તે વંશનો અંતિમ રાજા કાટોરમાન વા કાટોર[1] થયો. તેના બ્રાહ્મણ મંત્રી કલ્હારે તેને મારી નાખ્યો અને પોતે રાજા થયો. તેના વંશમા ઇ. સ. ૪૧૨ લગભગ નરેન્દ્રપાલ નામે રાજા થયોઃ તેની ગાદીએ ભીમપાલ આવ્યો. આ રાજાઓનો અધિકાર વર્તમાન અફઘાનીસ્તાન, ખુરાસાન તથા અન્ય પ્રદેશો પર હતો તે પછીનો લગભગ બે સદીઓનો ઇતિહાસ ગૂંચવાઈ ગયેલો છે, તેની ચર્ચા અહીં આવશ્યક નથી.

૧ અલ્બીરૂની તેને તુર્કવંશના હોવાનું તેમ જ તેનુ નામ લકતુઝમાન હોવાનુ જણાવે છે. અમુક વિદ્વાનો તેને પેશાવર (પુરુષપુર) ના પ્રખ્યાત રાજા કનિષ્કની સાથે મેળવી દે છે કારણ કે તેનું બિરુદ 'મહારાજાધિરાજ જંબુદ્વીપ' હતું અને તેણે કાબુલ, પંજાબ, કાશ્મીર તિબેટ વગેરે જીત્યા હતાં
આજે પણ કાશ્મીર (પાકીસ્તાને દબાવી દીધેલા ભાગ) તથા ચીનની વચમા બારહીતી નામનો પ્રદેશ છે.

ઇ. સ. ૬૮૦ના અરસામાં કાબુલના રાજા પર ખલીફા માઆવિયાના સરદાર અબ્દુર્રહેમાન બિન સમરાહે ચડાઈ કરી કાબુલને ઘેરો ઘાલ્યો અને એક માસ પછી કાબુલ પડયું. પરાજિત રાજાએ ભારતના રાજાઓની મદદ માગી. તેઓના સંયુકત પ્રયાસથી તેમણે મુસ્લીમોને કાબુલમાંથી હાંકી કાઢયા અને ફરી કાબુલ હસ્તગત કર્યું. ઇ. સ. ૬૮૩માં સીસ્તાનના હાકેમ અબ્દુલ અઝીઝે કાબુલ પર ચડાઈ કરી. તે યુદ્ધમાં કાબુલનો હિંદુ રાજા માર્યો ગયો અને કાબુલ મુસ્લીમોના હાથમાં પડયું. કાબુલીઓ પરધર્મી અને પરદેશી શાસન સામે લડતા રહ્યા. અંતે ઇ. સ. ૬૯૭માં રણપાલ નામના સરદારે સીસ્તાનના હાકેમ અબ્દુલને હરાવી કેદ કર્યો અને મોટો દંડ લઇને મુકત કર્યો.

આ પરાજયથી મુસ્લીમો હિંમત હાર્યા નહિ અને ઇ.સ. ૭૦૦માં અબ્દુર્રહેમાન બિન મહમદ બીન આશા નામનો સરદાર એક બળવાન સૈન્ય લઇ કાબુલ પર ચડયો. રણપાલ હાર્યો અને અબ્દુલર્રહેમાન લૂંટફાટ અને દંડની રકમ લઈ પોતાના માલિક હીજાજ પાસે વધાઈ ખાવા ગયો. હીજાજે તેને કાબુલમાં ન રહેતાં ત્યાં ચાલ્યા આવવા બદલ ઠપકો આપ્યો; જેથી અબ્દુર્રહેમાને રણપાલ સાથે મૈત્રી કરી હીજાજ સામે બળવો પોકાર્યો. હીજાજે રણપાલ પર તેને સોંપી દેવા દબાણ કર્યું પરિણામે અબ્દુર્રહેમાનને સોંપી દેવાનું ઠર્યું, જેથી તેણે પર્વત પરથી પડતું મૂકી આત્મહત્યા કરી.

આ સમય સુધી કાબુલ હિંદુસ્તાનનો એક ભાગ હતો. કાબુલના રાજાઓના આધિપત્યમાં હિમાલયની દક્ષિણના પ્રદેશો પણ હતા. તેઓને અન્ય રાજકુળો સાથે સંબંધ પણ હતા. રણપાલે તેનો વિજયધ્વજ ઇરાનમાં યુફ્રેટીસ-તૈગ્રીસના કિનારા પર રોપ્યો હતો. રણપાલ ક્ષત્રિય હતો. તેનાં મુસ્લીમ અને યુરોપીઅન ઇતિહાસકારોએ રતનપાલ, રેટવેલ, રેટેલ, રીટેલ, ઝંટીલ, ઝંબીલ, રેનોડ, રાતબીલ ઇત્યાદિ નામો બતાવ્યાં છે. રણપાલ પ્રત્યેક રાજાનું બિરુદ હતું તેમ પણ

એક માન્યતા છે અને મુસ્લીમ લેખકો તત્કાલીન રાજાઓનાં જુદાં જુદાં નામો આપે છે; પરંતુ મસુદ ગઝનવીના ઈતિહાસના આમુખમાં અબુલ ફઝલ બઈહાકી જણાવે છે તેમ રણપાલ બિરુદ નહિ પણ વ્યકિતનું નામ હતું.

રણપાલનો અંતિમ પરાજય કેવી રીતે થયો તે સંપૂર્ણપણે જ્ઞાત નથી; પરંતુ ઈ. સ. ૭૨૫માં ખલીફ હાસમનાં સૈન્યોએ કાબુલનો અમુક ભાગ તેની પાસેથી પડાવી લીધો અને તેના સેનાનીઓ અલમહેદી અને અલરશીદે તેની પાસેથી ખંડણી વસૂલ લીધી તથા ઇ. સ. ૭૭૫માં કેટલાક પ્રાન્તોમાં સુબાઓ નિમ્યા. તે પછી તુરત જ ખુરાસાનના હાકમે કાબુલ જીતી લીધું અને રણપાલે મુસ્લીમ ધર્મ સ્વીકાર્યો. રણપાલની વૃદ્ધાવસ્થા અને અસહાય સ્થિતિમાં કાબુલનું હિન્દુ (બૌદ્ધ?) રાજ્ય સદાને માટે અસ્ત પામ્યુ; પણ શાહી વંશના હિન્દુ રાજાઓ વાઈહિન્દમાં રાજ્ય કરતા રહ્યા. તેઓનો વંશ ઇ. સ. ૧૦૧૧ સુધી ચાલ્યો.[૧] તે સમયમાં કંદહારમાં પણ ભટ્ટિવંશ સત્તા પર હતો. આ બધા રાજાઓનાં સાચાં નામો, ગાદીએ બેઠાની કે મૃત્યુની તારીખો વગેરે વિષયમાં યુરોપિયન લેખકોએ, મુસ્લીમ તવારીખનવેશોએ કરેલા ગોટાળા પર મોટી નોધો લખી જુદા જુદા વિચારો દર્શાવ્યા છે; પણ આ પ્રશ્નની ચર્ચા અહીં આવશ્યક નથી.

ઈ. સ. ૮૬૮-૬૯ સુધી તો કાબુલના ઇતિહાસની કંઇ જાણવા પાત્ર હકીકત મળતી નથી. ઇ. સ. ૮૭૦ લગભગ યાકુબ લેસ (લેસ અર્થાત સિંહ) નામના ઇરાની સરદારે કાબુલ લીધું. અર રૂખજના રાજાને મારી નાખ્યો અને હિંદુ તથા બૌદ્ધ પ્રજા પર જુલ્મો ગુજારી ઈસ્લામ સ્વીકારવા ફરજ પાડી. હિંદુ મંદિરો અને બૌદ્ધ ચૈત્યો તોડી પાડયાં અને મૂર્તિઓ તથા પરાજિત રાજાઓનાં મસ્તકો ખલીફને મોકલ્યાં.[૨]

---

૧ વિગતો આ પ્રકરણમાં પાછળ આપી છે.

૨ ઈબ્ન અસીર.

**ગઝની**

ગઝની, ગીઝની વા ગઝના આ પ્રદેશનું એક અગત્યનું નગર હતું. તે હિન્દુ રાજાઓનું પાટનગર હતું. મુસ્લીમ આક્રમણકારો સામે ગઝનીનો રાજા ટકી શકયો હશે તેમ જણાય છે; કારણુ કે ઈ. સ. ૯૫૫માં ગીઝનીમાં અનુપ નામે હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. તેના સમયમાં સ્વપરાક્રમ અને ભાગ્યબળથી આગળ વધેલા અલપ્તગીન નામના ગુલામે તુખારીસ્તાનના હાકેમનું પદ પ્રાપ્ત[1] કર્યું અને ત્યાંથી ઈ. સ. ૯૬૧માં અનુપ પર ચડાઈ કરી તેણે ગીઝની તથા બલુચીસ્તાનનો પ્રદેશ જીતી લીધો. ઈ. સ. ૯૭૫માં અલપ્તગીન ગુજરી ગયો; તેનો પુત્ર ઈશાક અમીર પદ ધારણ કરી ગીઝનીની ગાદીએ બેઠો. અનુપે[2] તેના પર ચડાઈ કરી, તેને પરાજ્ય આપી ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યું ઈસાકે બુખારા જઈ અમીર મન્સુર નુહની[3] મદદ મેળવી ગીઝની પર હલ્લો કર્યો અને અનુપને હરાવી ગીઝની ફરી સર કર્યું.

વળતે વર્ષે ઇશાક ગુજરી ગયો અને તુર્ક સરદાર બલક્તગીન વા બીલકાતીગીન ગીઝનીની ગાદી પર ચડી બેઠો. તે બે વરસ રાજ્ય કરી ઈ. સ. ૯૭૭માં ગુજરી ગયો[4] અને તેની ગાદીએ અલપ્તગીનનો ગુલામ પીરીતીગીન (પીરી) આવ્યો.

---

૧ હીજરી સન ૩૪૭નો અલપ્તગીનનો સિક્કો પ્રાપ્ત છે.

૨ આ રાજાને લમ્બક, લંબધાન, અબુક, અબુ, અબુ અલી, કુબક, કુનાદ, ઉવેક વગેરે મનમાન્યાં નામો મુસ્લીમ લેખકોએ આપ્યાં છે તબકાબતે નાસીરી, જામે-ઉલ-હિકાયત, રોઝ-તુ-સફા, તારીખ -ઉલ-હિદ વગેરે. ઈલિયટ, રેનો, પ્રિન્સેપ વગેરે યુરોપીઅન લેખકોએ તેના પર વિવેચનો લખ્યાં છે.

૩ આ અમીરો ઠાકોરો જેવા નાના રાજાઓ હતા અને ખલીફનું સાર્વભૌમત્વ સ્વીકારતા.

૪ પ્રોફેસર નાઝિમ (Life and Times of Sultan Mahmmud) આ વર્ષને ઈ. સ. ૯૭૪નું માને છે.

પીરી જુલ્મી અને નાલાયક હતો: તેથી ગીઝનીની પ્રજાએ અનુપને ફરી બોલાવ્યો[૧]. કાબુલના અમીર મીરશાહની સહાય મેળવી તેણે ગીઝની પર ચડાઇ કરી, પણ પીરીના ગુલામ સરદાર સબકતગીને તેના સૈન્યને ચર્ખ પાસે સખત પરાજય આપ્યો. અનુપની આશા સદાને માટે ધૂળમાં મળી ગઈ; પરંતુ પીરીના ભાગ્યમાં વિશેષ સમય માટે રાજસત્તા હતી નહિ: સબક્તગીને તેને કાઢી મૂક્યો અથવા મારી નાખ્યો અને ઇ. સ. ૯૭૭ના એપ્રીલની દશમી તારીખે અને શુક્રવારે તેણે પોતાને ગીઝનીના અમીર તરીકે જાહેર કર્યો.

## અમીર સબકતગીન

બુખારાના નાસર હાજી નામના વ્યાપારીએ એકવાર ગુલામોની બજારમાંથી એક ગુલામ ખરીદો અને તેનું સ્વરૂપ, બુદ્ધિ, ચાતુર્ય અને શક્તિ જોઈ તેને પોતાની પાસે પોતાના દાસ તરીકે રાખ્યો. આ ગુલામ બૌદ્ધ કે આર્ય ધર્મ પાળતો હતો, તેથી તેને નાસર પાસે રહ્યા પછી ઇસ્લામ ધર્મ અંગીકાર કરવો પડયો.

આ ગુલામ તે સબક્તગીન. તેના દેખાવ અને કાર્યક્ષમતાથી આકર્ષાઇ બુખારાના અમાત્ય અમીર હાજીએ તેને વેચાતો લઈ પોતાની ખિદમતમાં રાખ્યો.

સબક્તગીનનાં ભાગ્ય પ્રબળ થતાં જતાં હતાં. હાજીએ પાસેથી તેને વેચાતો લઈ અલપ્તગીને પોતાની પાસે રાખ્યો અને પીરીના સમયમાં તે સેનાપતિપદે નિયુક્ત થયો. તેણે અનુપને ચર્ખના યુદ્ધમાં હરાવી ગીઝનીનું રાજ્ય પ્રાપ્ત કર્યું.

## સબકતગીનના પૂર્વજો

સામાન્ય ગુલામમાંથી રાજપતિ થતાં સબક્તગીનના પૂર્વજો મહાન હતા અને તેનું કુળ ઉંચું હતું તે માટે કવિઓ

---

૧ તબકાતે નાસીરી પ્રમાણે પ્રજાએ અબુઅલી લાવીકને આમંત્રણ મોકલેલું. અનુપ તેની સહાયમાં હતો.

## ગઝની

ગઝની, ગીઝની વા ગઝના આ પ્રદેશનું એક અગત્યનું નગર હતું. તે હિન્દુ રાજાઓનું પાટનગર હતું. મુસ્લીમ આક્રમણકારો સામે ગઝનીનો રાજા ટકી શકયો હશે તેમ જણાય છે; કારણ કે ઈ. સ. ૯૫૫માં ગીઝનીમાં અનુપ નામે હિન્દુ રાજા રાજ્ય કરતો હતો. તેના સમયમાં સ્વપરાક્રમ અને ભાગ્યબળથી આગળ વધેલા અલપ્તગીન નામના ગુલામે તુખારીસ્તાનના હાકેમનું પદ પ્રાપ્ત[૧] કર્યું અને ત્યાંથી ઈ. સ. ૯૬૧માં અનુપ પર ચડાઈ કરી તેણે ગીઝની તથા બલુચીસ્તાનનો પ્રદેશ જીતી લીધો. ઈ. સ. ૯૭૫માં અલપ્તગીન ગુજરી ગયો; તેનો પુત્ર ઈશાક અમીર પદ ધારણ કરી ગીઝનીની ગાદીએ બેઠો. અનુપે[૨] તેના પર ચડાઈ કરી, તેને પરાજ્ય આપી ગુમાવેલું રાજ્ય પાછું મેળવ્યું ઈસાકે બુખારા જઈ અમીર મન્સુર નુહની[૩] મદદ મેળવી ગીઝની પર હલ્લો કર્યો અને અનુપને હરાવી ગીઝની ફરી સર કર્યું.

વળતે વર્ષે ઇશાક ગુજરી ગયો અને તુર્ક સરદાર બલક્તગીન વા બીલકાતીગીન ગીઝનીની ગાદી પર ચડી બેઠો. તે બે વરસ રાજ્ય કરી ઈ. સ. ૯૭૭માં ગુજરી ગયો[૪] અને તેની ગાદીએ અલપ્તગીનનો ગુલામ પીરીતીગીન (પીરી) આવ્યો.

---

૧ હીજરી સન ૩૪૭નો અલપ્તગીનનો સિક્કો પ્રાપ્ત છે.

૨ આ રાજાને લમ્બક, લંબધાન, અણુક, અણુ, અણુ અલી, કુબક, કુબાદ, ઉવેક વગેરે મનમાન્યાં નામો મુસ્લીમ લેખકોએ આપ્યાં છે તકકાઅતે નાસીરી, જામે-ઉલ-હિકાયત, રોઝ-તુ-સફા, તારીખ-ઉલ-હિંદ વગેરે. ઈલિયટ, રેનો, પ્રિન્સેપ વગેરે યુરોપીઅન લેખકોએ તેના પર વિવેચનો લખ્યાં છે.

૩ આ અમીરો ઠાકોરો જેવા નાના રાજાઓ હતા અને ખલીફનું સાર્વભૌમત્વ સ્વીકારતા.

૪ પ્રોફેસર નાઝિમ (Life and Times of Sultan Mahmmud) આ વર્ષને ઈ. સ. ૯૭૪નું માને છે.

પીરી જુલ્મી અને નાલાયક હતો: તેથી ગીઝનીની પ્રજાએ અનુપને ફરી બોલાવ્યો[1]. કાબુલના અમીર મીરશાહની સહાય મેળવી તેણે ગીઝની પર ચડાઈ કરી, પણ પીરીના ગુલામ સરદાર સબકતગીને તેના સૈન્યને ચર્ખ પાસે સખત પરાજય આપ્યો. અનુપની આશા સદાને માટે ધૂળમાં મળી ગઈ; પરંતુ પીરીના ભાગ્યમાં વિશેષ સમય માટે રાજસત્તા હતી નહિ: સબક્તગીને તેને કાઢી મૂકયો અથવા મારી નાંખ્યો અને ઇ. સ. ૯૭૭ના એપ્રીલની દશમી તારીખે અને શુક્રવારે તેણે પોતાને ગીઝનીના અમીર તરીકે જાહેર કર્યો.

## અમીર સબકતગીન

બુખારાના નાસર હાજી નામના વ્યાપારીએ એકવાર ગુલામોની બજારમાંથી એક ગુલામ ખરીદ્યો અને તેનું સ્વરૂપ, બુદ્ધિ, ચાતુર્ય અને શક્તિ જોઈ તેને પોતાની પાસે પોતાના દાસ તરીકે રાખ્યો. આ ગુલામ બૌદ્ધ કે આર્ય ધર્મ પાળતો હતો, તેથી તેને નાસર પાસે રહ્યા પછી ઇસ્લામ ધર્મ અંગીકાર કરવો પડયો.

આ ગુલામ તે સબક્તગીન. તેના દેખાવ અને કાર્યક્ષમતાથી આકર્પાઈ બુખારાના અમાત્ય અમીર હાજીએ તેને વેચાતો લઈ પોતાની ખિદમતમાં રાખ્યો.

સબક્તગીનનાં ભાગ્ય પ્રબળ થતાં જતાં હતાં. હાજીએ પાસેથી તેને વેચાતો લઈ અલપ્તગીને પોતાની પાસે રાખ્યો અને પીરીના સમયમાં તે સેનાપતિપદે નિયુક્ત થયો. તેણે અનુપને ચર્ખના યુદ્ધમાં હરાવી ગીઝનીનું રાજ્ય પ્રાપ્ત કર્યું.

## સબકતગીનના પૂર્વજો

સામાન્ય ગુલામમાંથી રાજપતિ થતાં સબક્તગીનના પૂર્વજો મહાન હતા અને તેનું કુળ ઉંચું હતું તે માટે કવિઓ

૧ તબકકાતે નાસીરી પ્રમાણે પ્રજાએ અબુઅલી લાવીકને આમંત્રણ મોકલેલું. અનુપ તેની સહાયમાં હતો.

લેખકો અને ઇતિહાસકારોએ સંશોધન શરૂ કર્યું અને સહુએ પોતપોતાની બુદ્ધિ અને કલ્પનાથી સબક્તગીન ઉંચા રાજ્ય-વંશોમાંથી ઉતરી આવેલો છે એ સાબીત કરવા પ્રયત્નો કર્યા. તેમ કરવા જતાં તેઓ એક પણ નિર્ણય ઉપર આવી શકયા નહિ.

## સાસાની વંશ

તારીખે મજદુલ નામના ગ્રંથના લેખક ઈમામ મુહમ્મદ-અલી અબુલ કાસીમ હામેદી લખે છે કે ઈરાનના જરથોસ્તી સમ્રાટો કે જે ઇતિહાસમાં સાસાની વંશના કહેવાય છે તેના અંતિમ સમ્રાટ યઝદેઝર્દનું મર્વના મેદાનમાં ખલીફા ઉસ્માનના હાથે પતન થયુ અને પરાજિત જરથોસ્તીઓ ઈરાન તજી તુર્કસ્તાન તરફ ભાગી છુટયા ત્યાં તેઓએ તુર્કો સાથે લગ્ન સંબંધો બાંધ્યા અને તુર્ક જાતિ સાથે ભળી ગયા.

યઝદેઝર્દના રાજકુમાર ફીરોઝના પુત્ર નોમાનનો પુત્ર કારા મલાત થયો. તેના પુત્ર અરસ્લાનનો પુત્ર બહકામ થયો. તે કારા બહકાર્મ તરીકે જાણીતો થયો. કારા બહકામ ઘણોજ બહાદુર અને વિચક્ષણ પુરુષ હતો. તુર્ક, લોકો તેના નામ માત્રથી ભય પામતા. તેનો પુત્ર તે સબક્તગીન.

કારા બહકામનો તુર્કી ભાષામાં "કાળો સિપાઈ" એવો અર્થ થાય છે. બહકામનું બીજુ નામ જૈક હતું.

તારીખે ફરીશ્તા આ વિધાનના આધારે યઝદેઝર્દથી વંશાવળી પણ આપે છે તે પ્રમાણે ફીરોઝનો પુત્ર કુમીલ અરસ્લાન, તેનો કુમીલ હુકુમ, તેનો જુકાન, તેનો પુત્ર સબક્તગીન હતો.

સાસાની વંશના ઇતિહાસમાં આવું વંશવૃક્ષ પ્રાપ્ત નથી. ફરીશ્તાના ગ્રંથમાં સાંભળી વાતો લખવામાં આવી છે અને હામેદીએ પણ માત્ર સબક્તગીનને મહાન રાજાઓના વંશનો હતો તેમ દર્શાવવા આ વંશવૃક્ષ ઊભું કરેલું છે.

તારીખે ફરીસ્તાના ભાષાંતરકાર બ્રીગ્સ લખે છે કે યઝદેઝર્દથી સબકતગીન વચમાં ૩૨૦ વર્ષનો ગાળો પડે છે તેમાં પાંચ પેઢી સંભવે નહિ.

### યાદવકુળ

ઈ. સ. ૧૩૧૦માં હમદાન શહેરમાં લખેલા જમીયુત તવારીખ નામના ગ્રંથના લેખક રશીદુદ્દીન ફઝલુલ્લાહ લખે છે કે સબક્તગીનના પૂર્વજો યાદવ હતા. તેના કથન પ્રમાણે ઇરાન ની દક્ષિણ પૂર્વે (અગ્નિમાં) આવેલા મર્વ શહેરમાં તેઓ રાજ્ય કરતા. આ વંશમાં હીજરી સનના પ્રારંભ કાલે તુઘરીલ નામે રાજા રાજ્ય કરતો હતો.

એ રાજકુલ યાવાઘુઈ સંજ્ઞાથી ઓળખાતું. તેના વંશમાં સબક્તગીન થયો.

યાવાઘુઇ એ યાદવનો તુર્કીભાષામાં થયેલો સ્પષ્ટ અપભ્રંશ છે. અરબી ઇરાની અને યુરોપીય ઇતિહાસકારોએ અને સંશોધકોએ યાવાઘુઈ અને તે વંશના રાજાઓના નામોમાં મૂંઝવણ અનુભવી છે. ઈ. સ. ૧૧૦૦ સુધી તુર્કો અને મોંગોલો બૌદ્ધ વા આર્યધર્મ પાળતા. અને તેથી તેઓ વૈદિક સંસ્કૃતિ અને આર્ય સભ્યતાની અસર નીચે હતા. તેઓના આચાર-વિચાર અને વ્યવહાર ભારતીય હતા અને તેથી તેમનાં નામો પણ શુદ્ધ સંસ્કૃત હતાં. ખલીફ હારૂન અલ રશીદનો વિખ્યાત મંત્રી બરમક કે જેણે ઈરાનને એક મહાન દેશ બનાવ્યો તે બલખના નવ વિહાર નામના બુદ્ધ વિહારનો અધિપતિ હતો. તેણે કાશ્મીર માં રહી સંસ્કૃત સાહિત્ય, તર્ક, જ્યોતિષ આદિ વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો. હીજરી સન ૮૬ એટલે ઈ. સ. ૭૦૫ માં મુસ્લિમ સેનાપતિ ખુરાસાન કુતૈબાએ બલખ વેરાન કર્યો ત્યારે ત્યાંના ઘણા લોકો મુસ્લિમ થયા પણ પુનઃ નવ વિહાર સમારી પૂર્વ ધર્મનું અનુસરણ કર્યું. હીજરી સન ૧૩૩ એટલે

ઈ.સ. ૭૫૧ લગભગ આ દેશના વાસીઓ સંપૂર્ણ રીતે મુસ્લિમ બન્યા અને બૌદ્ધ અને આર્ય સંસ્કૃતિનો અંત આવ્યો.[1]

એ રીતે ઈરાનની પૂર્વ અને દક્ષિણના પ્રદેશોમાં આર્યો કે બૌદ્ધ ધર્મ પાળતા આર્યોની વસતી હતી અને તેઓના રાજાઓ પણ તે ધર્મ પાળતા અને તેમનાં નામો અને બિરુદો ભારતીય હતાં.

સર એચ. એમ. ઈલિયટ[2] લખે છે કે "આદિ મોંગોલોના નામોનાં મૂળ શોધવાનું લગભગ અશક્ય છે કારણ કે પ્રત્યેક પ્રતિમાં તેની જુદી જુદી જોડણીઓ આપી છે. તુર્કોની ભાષામાં એક જ શબ્દ અનેક રીતે લખાય છે, પરંતુ ચાવાઘુઈ શબ્દ ઘણા લેખકોએ સ્વીકાર્યો છે.

મુસ્લીમ અને યુરોપીય લેખકોને સંસ્કૃતનું જ્ઞાન હતું નહિ. જેઓને હતું તેમણે ઇતિહાસના આ વિભાગનું સંશોધન કર્યું નહિ. પરિણામે જૂનાં નામો તે દૃષ્ટિએ ઉકેલવાનું કષ્ટ ન ઉઠાવતાં મરજી પડે તેવા ઉચ્ચારો અને અર્થ કરવાનું તેઓએ સાહસ કર્યું.

જમીયુત તવારીખમાં જે વંશાવળી આપી છે તેનાં તે ગ્રંથ પ્રમાણેનાં નામો તથા શુદ્ધ નામો નીચે પ્રમાણે ગણી શકાય.

| મોંગોલ નામ | સંસ્કૃત નામ |
|---|---|
| યાકીત | આસિત |
| \| | \| |
| ઉલઝાઈ | ઉત્સવ |
| \| | \| |

૧ મુઅજમુલ બુલ્દાન—યાકુત—અને કિતાબુલ બુલ્દાન—ઇબ્નુલ ફકીહ (લીડન).

૨ હીસ્ટરી ઓફ ઇન્ડિયા ભાગ ૩ જો. ઈલિયટ.




જમીયુત તવારીખ આ કુળનો ઇતિહાસ આપતાં કહે છે કે હઝરત મહમદ પેગંબરના સમયમાં તુઘરીલ નામે રાજા હતો તેણે સાત વર્ષ રાજ્ય કર્યું તેના પછી 'સમા' એટલે "ઉંચા

૧ ઈલિયટના મંતવ્ય પ્રમાણે દીવ યાવાઘુઈ અને બાવાકુખાન એક હતા. દીવ એટલે સિંહાસન અને વૈભવ-બાવાક એટલે અગ્રગણ્ય સરદાર. આ માત્ર કલ્પના જ છે. તુર્કી શબ્દ કોષમાં તેવો અર્થ નથી.

કુળનો" રાજા થયો તેણે "મવર ઉન્નહર" નામનો પ્રદેશ જીતી લીધો. તેને તાજિક અર્થાત તુર્ક લોકો 'જાડા' નામથી ઓળખે છે, કારણ કે તે સમાવંશનો સ્થાપક થયો. તેના મૃત્યુ પછી રાજસત્તા સુધુમ ચાવાઘુઈના હાથમાં આવી અને તે જ્યારે મૃત્યુ પામ્યો ત્યારે તેનો અનુગામી કુમકુમ ચાવાઘુઈ થયો. આ રાજા બાળવયનો હતો અને તેનું રાજતંત્ર અધિકારીઓ ચલાવતા. તે તકનો લાભ લઈ ફરાશીખ નામનો રાજા ચડી આવ્યો. તેણે કુમકુમને હરાવી તેનું નગર ઉલઝાઈ લેવા પ્રયત્ન કર્યો, પરંતુ પ્રજાએ તથા સૈન્યોએ યુદ્ધ કરી ફરાશીખને હરાવ્યો. પણ ફરાશીખ કુમકુમના ભાઈ સારંગને કેદ પકડી ગયો. તેને ઘણાં વર્ષ કેદમાં રાખ્યો અને કુમકુમે ફરાશીખ સાથે યુદ્ધ કરી સારંગને મુક્ત કરાવ્યો. કુમકુમ વીસ વર્ષ રાજ્ય કરી ગુજરી ગયો ત્યારે તેના મૃત દેહને એક વર્ષ પર્યંત છુપાવી સારંગે રાજ્ય ચલાવ્યું. અંતે તેણે કુમકુમનું મૃત્યુ જાહેર કર્યું અને પોતે ગાદીપતિ થયો. તેના પછી સબક્તગીન ગાદીએ બેઠો.

આ વર્ણન જો સત્ય માનીએ તો સબક્તગીન ગુલામ હતો વગેરે કથન નિર્મૂલ થાય છે. જમીયુત તવારીખ તો સબક્તગીનને સારંગ પછી તરત જ ગાદીએ બેસાડી દે છે અને તે ગીઝનીનો હાકેમ કેમ થયો તેનો સંતોષકારક ખુલાસો આપનામાં આવતો નથી.

પણ એ હકીકત સ્પષ્ટ છે કે સબક્તગીન હિન્દુ હતો. 'ગીન' પ્રત્યયનો અર્થ 'સિંહ' જેવો થાય છે અલપ્તગીન, બિલક્તગીન, સબક્તગીન વગેરે નામો વૈદિક મોંગોલોનાં છે. તેઓ બૌધ્ધ ધર્મ પાળતા અને બૌધ્ધોનું પ્રિયનામ શાક્તસિંહ છે એટલે આ નામો સાચી રીતે અલિપ્તસિંહ–વિરક્તસિંહ–શાક્તસિંહ હોવાં જોઈએ.

**યાદવ–સમા–જાડા**

જમીયુત તવારીખ સમાનો અર્થ કરતાં કહે છે કે સમા

એટલે 'ઉંચા કુળનો.' જ્યારે કોઈ અર્થ ન મળે ત્યારે આ લેખકો પોતાની કલ્પનાશક્તિનો ઉપયોગ કરી આવા બંધ બેસતા અર્થો આપી દે છે. પણ સમા એ શબ્દ યાદવોનાં પ્રિય નામ સોમ (અથવા શ્યામ)નો અપભ્રંશ છે. યાદવોનું યાવાધુઈ થયું અને સોમ સમા થઈ ગયું. યાદવનો અપભ્રંશ જાદવ થયો, અને તેમાંથી સંક્ષિપ્ત નામ જાદા થયું. આજ પણ યાદવો જાદવો કે જાદે તરીકે ઓળખાય છે.

યાદવો પોતાના નામ પાછળ જાદવ લખતા. દેવવૃત યાદવ દેવ જાદવ કે દેવજાદા તરીકે ઓળખાયો હોય તે સંભવિત છે. ઈ. સ. ની અઢારમી સદી સુધી તો રાજાઓનાં નામો પણ સાદાં હતાં અને તેમની જાતિનો પરિચય આપતા પ્રત્યયો તેઓનાં નામ સાથે લગાડવામાં આવતા. "મોખડો ગોહિલ વિભો જામ" વગેરે દૃષ્ટાંતો આપણી પાસે છે એમ આ યાદવ કુળના રાજાઓ તેમના નામ પાછળ જાદવ કે જાદા શબ્દનો ઉપયોગ કરતા. તેથી સમાજાદાનો અર્થ માત્ર ઉંચ કુળનો નહિ પરંતુ સોમ યાદવ થાય એ નિર્વિવાદ છે.

આ સોમ યાદવના વંશજો સમા થયા, જેણે સમાણી વંશની સ્થાપના કરી અને મધ્ય એશિયાથી સિંધ સુધીના પ્રદેશોમાં તેમણે બળવાન રાજ્યો સ્થાપ્યાં. આ વંશના ચંદ્રચુડે સોરઠમાં એક રાજ્યની સ્થાપના કરી અને તેના વંશજો ચુડાસમા કહેવાયા. તે પ્રમાણે એક શાખાએ જાદવ અર્થાત જાદા ઉપરથી જાડેજા સંજ્ઞા સ્વીકારી. બીજી શાખાની રાયજાદા શાખ પણ રાયજાદવ ઉપરથી પ્રચલિત થઈ.

સમાઓનું બિરુદ જામ હતું. જામ શબ્દ પણ શ્યામનો સ્પષ્ટ અપભ્રંશ છે. તુર્કી ભાષામાં તે 'ત્સામ' લખાય છે અને 'જ' અને 'શ્ય' ના ઉચ્ચારમાં કાંઈ ફેર નથી. શ્યામનો અપભ્રંશ

જામ થયો. હજી સિંધના મુસ્લીમ થઈ ગયેલ સમાઓ[1] તથા જામનગરના મહારાજા પોતાના નામ સાથે જામની[2] ઉપાધિ જોડે છે.

સમા કુળ મધ્ય એશિયામાં બહુ બળવાન થયુ તેથી મુસ્લીમ લોકોએ તેમના મહાપ્રતાપી પૂર્વજની પવિત્રતા અને મહત્તાના અજ્ઞાનના કારણે તેને પણ જરથોસ્તી અમીર સમાએ ખુદતના વંશજો બનાવી દીધા[3] કારણ સમાએ ખુદતના નામમાં સમા આવતું હતું. સમાએ ખુદત બહેરામ ચુબીન નામના ઈરાનના જરથોસ્તી રાજાના[4] વંશનો હતો. એક લેખક તો તેને ગાયુ માર્સ નામના રાજાનો વંશજ કહે છે અને વિશ્વાસપૂર્વક કહે છે કે સમા, હારૂન અલ રશીદના પુત્ર મામુનને હાથે મુસ્લીમ થયો હતો.[5]

નારશાખી[6] નામનો લેખક લખે છે કે સમાનો પુત્ર અસદ થયો. તેના ચાર પુત્રો અબુમહમદનુર, અબુનાસર અહમદ, અબુ અબાસ યાહા અને અબુફઝલ ઈલિયાસ થયા. આ ચારે પરાક્રમી પુરુષોએ સમરકંદ, ફરઘાન, ઉશ્રુસના અને હેરાતના રાજ્યો અનુક્રમે પ્રાપ્ત કર્યાં. તેઓ ઈ. સ. ૮૨૦માં થઈ ગયા.

આ બધાં વિધાનો વિચારતાં આ વિદ્વાન લેખકોએ માત્ર કર્ણોપકર્ણ સાંભળેલી વાતો ઉપરથી સમાઓના પૂર્વજોનાં નામ અને ઇતિહાસ લખી નાખ્યાં હોવાનું જણાય છે. સામાન્ય નિયમ છે તેમ મુસ્લીમ લેખકોમાં મહદ્ અંશે એકવાકયતા નથી. હારૂન અલ રશીદનો પુત્ર મામુન ઈ. સ. ૭૭૦ લગભગ

---

૧ લાસ બેલા સિંધના જામ મુસ્લીમો છે.
૨ જામ જાદે વારી જાઉં રેંટીઓ–પ્રસિદ્ધ લોકગીતમાં જામ જાદે કહ્યો છે.
૩ તબકાતે નાસીરી.
૪ એક પ્રતમાં તેને બહરામ પણ કહ્યો છે.
૫ મુજમીલ અનસાબ.
૬ તારીખે બુખારા. અબુબકર મહમદ બીન જાફર નારશાખી.

થયો ત્યારે અમદના પુત્રો ઈ સ ૮૭૦મા હયાત હતા અને મમાએ ખુદતતો તેનાથી પણ પહેલા થયો એટલે આ બધી વાતો જોડી કાઢેલી કહાણીઓ જેવી જ છે

## ભારતીય ઇતિહાસ

જાડેજાઓનો ઇતિહાસ જોતા જણાય છે કે શ્રી કૃષ્ણના મહારાણી રુક્મિણીના કુવર પ્રદ્યુમ્નના પુત્ર અનિરુદ્ધે શોણિતપુરના (બેબીલોન) બાણાસુરની પુત્રી ઉષા વા ઓખા સાથે લગ્ન કર્યા હતા[1] તેનો પુત્ર વજ્રનાભ થયો બાણાસુર અપુત્ર ગુજરી જતા[2] તેની ગાદી વજ્રનાભને મળી તેનાથી સત્તાવનમી પેઢીએ ગર્વગૌડ નામનો રાજા થયો તેના સમયમા રોમન લોકોએ તેના દેશ ઉપર ચડાઈ કરી તેનુ રાજ્ય છીનવી લેતા તે કાબુલ પ્રદેશમા આવી સ્થિર થયા ગર્વ ગૌડના અનુગામી ભાણજી વિ સ ૧૧૧ (ઈ સ ૫૫)મા થયા તેની એકવીસમી પેઢીએ દેવવૃતયાદવ થયા તેણે વિ સ ૬૭૮ (ઈ સ ૫૭૭)મા ઇસ્લામનો પ્રચાર કરતા સૈન્યો સામે લડી પ્રાણ અને રાજ્ય ખોયા તેના ચાર પુત્રો અસપત–અશ્વપતિ, નરપત–નરપતિ, ગજપત–ગજપતિ અને ભૂપત–ભૂપતિ થયા અસપતે મીસરનુ રાજ્ય પ્રાપ્ત કર્યું અને બીજા ત્રણ ભાઈઓ શામ (સીરિયા) ઇરાક ઈરાન આદિ પ્રદેશોમા રાજ્યો સ્થાપતા અને ગુમાવતા અ તે કાબુલ અને ખુરાસાનમા આવ્યા ગજપતે અહીં સ વત ૭૦૮ (ઈ સ ૬૫૨) ના વૈશાખ સુદ ૩ શનિવારે રોહિણી નક્ષત્રમા ગજના–ગીઝની વસાવ્યુ અને નરપતને ગાદી આપી પોતાના પંદર પુત્રો સાથે હિન્દમા આવ્યા નરપત જામ નરપત કહેવાયા ભૂપતે ખુરાસાનમા ગાદી સ્થાપી તેના વ શજો ભાટી વા ભટ્ટી કહેવાયા આ વ શના એક સપુતે વર્તમાન જેસલમીર રાજ્યની સ્થાપના કરી[3]

---

૧ શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ ઉત્તરાર્ધ–અ–૬૨–૬૩ આ પુત્ર જાબુવતીનો સાંબ હતો તેમ પણ એક માન્યતા છે

૨ અવતાર ચરિત્ર–નરહરદાનજી બારહટ (અકબરના સમયનીન)

૩ યદુ વ શ પ્રકાશ–કવિરાજ માવદાનજી રત્નુ

ઇસ્લામનો પ્રાદુર્ભાવ ઈ. સ. ૬૧૦માં થયો અને તે સમયમાં શોણિતપુરમાં દેવવૃત–દેવેન્દ્ર કે દેવ યાદવનું રાજ્ય હતું અને તે ગુમાવ્યા પછી તેના પરાક્રમી પુત્રોએ મધ્ય એશિયામાં ખુરાસાન તથા કાબુલમાં નાનાં રાજ્યો સ્થાપ્યાં. જમીયુત–તવારીખ મર્વના રાજ્યનો ઉલ્લેખ કરે છે તે આ પૈકીનું રાજ્ય હોઈ શકે.

## સબક્તગીન કોણ હતો ?

મર્વના રાજ્યવંશના અંતિમ રાજાનો પુત્ર સબક્તગીન હતો તેમ જમીયુત તવારીખ કહે છે પણ સબક્તગીન પોતે એમ કહેતો કે લોકો તેના પિતાને કારા બહકામ (કાળો સિપાઈ) કહેતા[1]. તે તેનું ઉપનામ હશે કારણ કે તેનું ખરૂં નામ જૈક હતું.

સારંગના પુત્રને ગુલામ તરીકે પકડાઈ વેચાવું પડયું હોય તે એ સમયના સંજોગો જોતાં શકય છે પરંતુ તે રાજકુમાર હતો તે વાત તે રાજ્યપતિ થયા પછી પણ શા માટે ગુપ્ત રાખે તે પ્રશ્ન સમજી શકાય તેમ નથી અને તેથી તેનો એકજ અર્થ એ થાય છે કે માત્ર તેને ઉંચા કુળમાંથી ઊતરી આવેલો બતાવવા સારંગનો પુત્ર બનાવી દેવાનું જમીયુત–તવારીખના વિદ્વાન લેખકે સાહસ કર્યું.

જ્યારે કોઈ વ્યક્તિ ભાગ્યશાળી થાય છે ત્યારે તેના પૂર્વજો મહાન હતા તેમ કહેનારાઓ પણ મળી જાય છે. પ્રો. નદવી લખે છે કે "જ્યારે કોઇ મનુષ્ય અસાધારણ રીતે મહાન થાય છે ત્યારે સર્વ જાતિઓના સભ્યો તેને પોતાની જાતિમાં સંમિલિત કરવા ચાહે છે અને તેને પોતાની જાતિનો હોવાનું ગણાવે છે. શું ઈરાનીઓ સિકંદરને ઈરાની રાજવંશના નથી ગણાવતા ? શું મુસલમાનો સિંહ હૃદયી રિચાર્ડને સલાહુદ્દીનનો વંશજ નથી બતાવતા ?"[2] એ ન્યાયે મુસ્લીમ લેખકોએ

---

૧ તારીખે નાસીરી (બર્ઇહાકી)

૨ અરબ ઔર ભારત કે સંબંધ. મૌલાના સૈયદ સુલેમાન નદવી આજમગઢ.

સબક્તગીનને પણ પવિત્ર યદુવંશનો કે પ્રસિદ્ધ સાસાની વંશનો બનાવી દીધો છે. વાસ્તવમાં તે કાળા સિપાઈના નામે ઓળખાતા જૌક નામના કોઈ સામાન્ય અને નીચલા થરના સૈનિકનો પુત્ર હતો.

સબક્તગીન ગુલામ હતો તેથી તેને કોઈ રાજા તેની પુત્રી ન આપે તે કારણે ઝાબુલી નામની ગુલામડી સાથે તે પરણ્યો. ઝાબુલીનો ભાઈ અયાઝ પણ ગુલામ હતો.

સબક્તગીને અમીરપદ પ્રાપ્ત કર્યું અને તે સાથે તેણે અલપ્ત ગીનની પુત્રી સાથે લગ્ન કર્યાં. ઝાબુલીથી તેને મહમૂદ અને બીજી પત્નીથી ઇસ્માઈલ નામે પુત્રો થયા.

સબક્તગીને ભારત પર ચડાઇ કરી રાજા જયપાલને દગાથી હરાવ્યો અને અનેક નિર્દોષ સ્ત્રીઓ અને પુરુષોની કતલ કરી અપાર ધન એકત્ર કર્યું. વીસ વર્ષ રાજ્યગાદી ભોગવી તે હી. સ. ૩૮૯ એટલે ઈ. સ. ૯૯૬માં બલ્ખ પાસે બારમલ મર્ફુઈ નામના ગામડામાં ગુજરી ગયો.

## ગાદીના વારસો

મહમૂદ ગુલામડીનો પુત્ર હતો તેથી તે મોટો હોવા છતાં સબક્તગીને નાના પુત્ર ઇસ્માઈલને તેના વારસ તરીકે મુક્કર કર્યો. મહમૂદ આ સમયે નિશાપુરનો હાકેમ હતો. તેને પિતાના મૃત્યુના સમાચાર ત્યાં મળતાં તે ગીઝની આવવા નીકળ્યો પણ તેને માર્ગમાં જ ખબર મળ્યા કે ઇસ્માઇલ તેના પિતાની ઇચ્છાથી ગીઝનીના અમીરની ગાદીએ બેસી ગયો છે.

મહમૂદને રાજ્યપતિ થવાનાં સ્વપ્નો સરી જતાં દેખાયાં. તેણે તરત જ તેના શ્વસુર અબુલ હાદીસ ફરીઘુની, તેના ભાઈ અને બસ્તીના હાકેમ અબુલ મુઝફ્ફર નાસર તથા હીરાત અને કુશંજના હાકેમ તેના કાકા બુઘરાઝોક વગેરેનાં સૈન્યોની સહાય મેળવી ગીઝની ઉપર ચડાઈ કરી.

ઈ. સ. ૯૯૮ના માર્ચ માસમાં ગીઝની પડયુ. બે વર્ષ સુધી ગીઝનીમાં રહી ઇસ્માઇલ રાજ ચલાવતો તે નમ્યો અને શરણ થયો. મહમૂદે તેને કેદ કરી જુઝજાન મોકલ્યો અને પાછળથી કાવત્રાં કરવાનો આક્ષેપ મૂકી મારી નાખ્યો.

### મહમૂદનો જન્મ

હી. સ. ૩૬૧ના મહોરમ માસની દસમી તારીખે એટલે ઇ. સ. ૯૭૧ના ઓકટોબર માસની બીજી તારીખ અને ગુરુવારે મહમૂદનો જન્મ થયો.[1]

### ઝાબુલી

મહમૂદની માતા કનીઝ એટલે ગુલામડી હતી તેના ઉપર કોઈ કુલ હતું નહિ, તેમ છતાં મહમૂદ મહાન થયો તેથી તેની માતા ઝાબુલીસ્તાનના અમીરની પુત્રી હતી તેમ સિયાસત નામા[2] અને ગુઝીદા[3] ના લેખકો લખે છે. પરંતુ શાહનામાનો અપૂર્વ ગ્રંથ લખી ઇરાનનો ઇતિહાસ અમર કરનાર મહાકવિ ફીરદુસીએ મહમૂદના વચન ઉપર વિશ્વાસ રાખી પ્રત્યેક બેતે એક સુવર્ણ દીનાર મળશે એ આશાએ આ મહાન ગ્રંથ પૂરો કર્યો અને જ્યારે આ ધનલોભી રાજવીએ તેના વચનનો ભંગ કરી તેને દરેક બેત દીઠ એક રૂપાનો દીરમ આપ્યો ત્યારે કવિહૃદય શોકાગ્નિથી વ્યાકુળ થયું. તે હમામમાં સ્નાન કરતો હતો ત્યારે રૂપાના દીરમો તેને દેવા માટે મહમૂદના માણસો આવ્યા તે હમામના નોકરને આપી બે ત્રણ બેત કહી અને ત્યાંથી મહમૂદના જમાઈ મિનોચેહેર પાસે જઈને 'હજુ' સંભળાવી, તેનાથી સ્પષ્ટ જણાય છે કે ઝાબુલી ગુલામડી હતી. ફીરદુસી જેવો મહાન ઈતિહાસકાર અને કવિ કે જેને

---

૧ પ્રો. મહમૂદ નાઝિમ માને છે કે મહમૂદ ઈ. સ. ૯૭૧ના નવેમ્બરની પહેલી કે બીજી તારીખે જનમ્યો હતો.

૨ નિઝામ ઉલ મુલ્ક.

૩ [illegible]

કઠે ઈશનનો ઇતિહાસ હતો તે મહમૂદનો ઇતિહાસ ન જાણે તે ન બને. વળી તે નીડર અને સ્પષ્ટવકતા હોઈને જો ઝાબુલી ગુલામડી ન હોત તો મિનોચેહર રૂબરૂ સત્ય ન કહી શકયો હોત.

ફીરદુસીને આ દગાખોર અમીરના વચન ભંગથી સખ્ત આઘાત પહોંચ્યો અને તે ગુજરી ગયો. તેનો જનાજો કબ્રસ્તાનમાં લઈ જવાતો હતો ત્યારે મહમૂદે તેની હુજાથી લજ્જિત થઈ સુવર્ણ દીરમો મોકલ્યા તે ખજાનો સામો મળ્યો પણ મહમૂદ મોડો પડયો. ફીરદુસી લખે છે તેમ "શાયર ચું રંજદ બગુયદ હુજા બમાન્દ હુજાતા કયામત બજા" (શાયર જ્યારે નારાજ થાય છે ત્યારે નિંદા કરે અને આ નિંદા કયામત સુધી અમર રહે છે) મહમૂદ અને ફીરદુસી મરી ગયા પણ હુજા કાયમ રહી ગઈ.

હુજા

મહમૂદના ઇતિહાસમાં ફીરદુસીએ કહેલી કાવ્ય પંકિતઓ તેના જન્મ અને કુળ ઉપર પૂર્ણ પ્રકાશ પાથરે છે. આવી દોઢસોથી અધિક બેતો છે પણ તેમાંથી માત્ર સાત બેતો તે પ્રશ્ન પરત્વે પુરતી છે.

વગર માદરે શાહબાનુ બુદી
મરા સીમ ઝર તા બજાનુ બુદી —૧

અગર શાહરા શાહબુદી પીદર
બસર બર નિહાદી મરા તાજે ઝર —૨

પરસ્તાર ઝાદા ન ચાબદ બકાર
અગર ચન્દ બાશદ પીદર શહેરીયાર —૩

કનીઝક ન ઝાયદ બગર અઝ ગુલામ
પીદર ગર પયંબર બુવદ યા ઈમામ —૪

ઝ નાપાકઝાદે મદારીમ ઉમિદ
કે ઝંગી બશુસ્તન ન ગરદદ સુફીદ —૫

ચુ અંદર તબારીશ બુઝુર્ગી ન બુદ
નચારસ્ત નામે બુઝુર્ગી શુનુદ -૬
અયે શાહ મહમૂદ કિશ્વર કુશાય
મ કસ ગર નેહ તર્સ બતર્સ અઝખુદાય -૭

ભાષાંતર

૧ જો શાહની જનેતા ઉત્તમ કુળની હોત તો તેણે મને મારાં ગોઠણ સુધી સોના અને ચાંદીમાં દાટી દીધો હોત.

૨ જો શાહનો પિતા શાહ હોત તો મારા મસ્તકે સુવર્ણ મુકુટ મુકત.

૩ હલકી સ્ત્રીને ઉદરે જન્મેલો નકામો છે ભલેને તેનો પિતા મહારાજા હોય!

૪ ગુલામડી ગુલામ જ જણે છે, ભલેને તેનો પિતા પેગંબર કે ઈમામ હોય.

૫ મેં એ અપવિત્ર માણસથી જન્મેલાની આશા રાખી હતી, પણ હબસીને ધોવામાં આવે તો પણ થોડાક શ્વેત થાય છે?

૬ જેના કુળમાં મોટાઈ ન હતી તે કદી કેમ મહાન બને?

૭ હે શાહ મહમૂદ, તેં ઘણા દેશો જીત્યા છે, તું કોઈથી ડરતો નથી, પણ ખુદાનો ડર રાખ.

પ્રો. મહમૂદખાન શિરાની 'ઉર્દૂ' માસિકના ૧૯૨૧-૧૯૨૩ ના અંકોમાં એક લેખ માળા લખી એમ સાબીત કરવા પ્રયત્ન કરે છે કે ઝાબુલી અમીરની પુત્રી હતી અને ફીરદુશીએ આ પંક્તિઓ લખી નથી અને તે પંક્તઓ શાહનામામાંથી જ કોઈએ ઉધ્ધૃત કરી છે[૧]. પણ આ પ્રસિધ્ધ પંક્તિઓ એક હજારથી અધિક વરસોથી પ્રચલિત થઈ છે તેને ખોટી ઠરાવી શકાય તેમ નથી.

---

૧ ચહાર મક્લા. પ્રો. મહમૂદખાન શિરાની.
૨ ફિરિસ્તા-તારીખે હિન્દ. કર્નલ જહોન બ્રીગ્સ.

થ્રીગ્મ આ વિધાનનો સચોટ જવાબ આપે છે તે કહે છે કે સબક્તગીને મહમૂદ મોટો હોવા છતા તેને ગાદી ન આપતા ઈસ્માઇલને ગાદી આપી તે જ બતાવે છે કે મહમૂદ તેનો અનૌરસ પુત્ર હતો અને તેની માતા ગુલામડી હતી

હુબ્ર તો ત્યા સુધી કહે છે કે મહમૂદ બેપીદર હતો એટલે ઝાબુલી સાથે સબક્તગીનને લગ્ન પહેલાનો વ્યવહાર હશે કારણ કે સબક્તગીન ગાદીએ બેઠો ત્યારે મહમૂદ માત્ર છ વર્ષનો હતો અને ઈ સ ૯૭૧મા એટલે મહમૂદના જન્મના વર્ષમા સબક્તગીન, અલપ્તગીનનો ગુલામ હતો અને તેને કદી પણ રાજ્યપદ તો શુ પણ ગુલામીમાથી સ્વતત્રતા મળવાની પણ આશા ન હતી ગુલામો લગ્ન પણ કરી શકતા નહિ તે માટે માલીકની મજુરી લેવી પડતી અને માલીક પોતાની દાસી સાથે જ લગ્ન કરવા સમ્મતિ આપતા એટલે ઇ સ ૯૭૧ પહેલા સબકતગીનના લગ્ન થયેલા નહિ અને ઇ સ ૯૭૭ કે તે અરસામા તેણે ઝાબુલી સાથે લગ્ન કર્યા અથવા અલપ્તગીનની સમ્મતિથી તેણે તેની દાસી ઝાબુલી સાથે લગ્ન કર્યા

## કુમાર મહમૂદ

મહમૂદ કુમારાવસ્થામા હતો ત્યારે તેના પિતાએ તેને તેની ઉધ્ધતાઈ માટે કેદ કર્યો અને થોડા સમય પછી તેણે પશ્ચાતાપ જાહેર કરતા ઇ સ ૯૯૦–૯૯૧ મા મુકત કર્યો

કુમારવયમા જ મહમૂદે તેની શકિત શૌર્ય અને વિચક્ષણતા નો પરિચય આપ્યો તેના પિતાના શત્રુઓએ તેની તલવારનુ પાણી જોયુ અને મિત્રોએ તેની બુદ્ધિની કસોટી કાઢી લીધી સબકતગીનના સૈન્યોના સરદાર તરીકે તેણે તેની વીરતા, ગજ નીતિ, યુધ્ધ કૌશલ્ય અને નેતૃત્વ લેવાની શકિતનુ પ્રદર્શન કર્યુ તે સાથે તેણે તેના સાહસો, શૌર્ય અને નીડર પ્રકૃતિથી ગીઝનીના દરબારમા અગ્રસ્થાન પ્રાપ્ત કર્યુ

### મહમૂદ ગાદીએ

મહમૂદ સ્વપરાક્રમે ગીઝનીના અમીરની ગાદી પર ઇ.સ. ૯૯૮માં બેઠો. રાજ્યની લગામ હાથમાં લઇ તરત જ તેણે તેના ભાઇને તથા ઇ. સ. ૯૯૦–૯૯૧માં તેના પિતાએ તેને કેદ કર્યો ત્યારે જે સરદારોએ અને દરબારીઓએ તેના પિતાને સલાહ આપી હતી તેની કતલ કરી.

મહમૂદ કઈ સાલમાં ગાદીએ બેઠો તે માટે ઘણા જુદા જુદા મત છે પણ બહુમાન્ય વર્ષ ઇ. સ. ૯૯૮નું છે. તે ઉપરથી એમ પણ પ્રતીત થાય છે કે ઇ.સ. ૯૯૬થી ઇ.સ. ૯૯૮ સુધી મહમૂદ અને ઇસ્માઈલ વચ્ચે લડાઈઓ ચાલતી રહી હશે.

### મહમૂદનું શરીર

મહમૂદનું શરીર સુદૃઢ હતું. બાલ્યવયમાં થયેલા શિતળાના પ્રકોપના કારણે તેના મુખ ઉપર ઊંડા ડાઘ હતા.[1] અને તેથી કદરૂપો લાગતો. "એક પ્રસંગે દર્પણમાં પોતાનું મુખ નિરખી તે શોકમગ્ન થયો અને જ્યારે તેને વજીરે શોકનું કારણ પૂછ્યું ત્યારે તેણે ઉત્તર આપ્યો કે 'હે વજીર એમ કહેવાય છે કે સુલતાનોનાં દર્શન માત્રથી જોનારની આંખો તેજસ્વી થાય છે ત્યારે મારું સ્વરૂપ તો જોનાર અંધ બની જાય તેવું છે' આ સાંભળી વજીરે કહ્યું કે "દશ લાખમાં એક માણસ આપના મુખ સામું જુએ છે પણ આંતરિક શકિતઓ પ્રત્યેક મનુષ્યને આકર્ષે છે પણ આપ આપના ચારિત્ર્યને નિષ્કલંક કરવા પ્રયત્ન કરો કે જેના પરિણામે આપ સર્વના હૃદયમાં પ્રીતિપાત્ર બનો" મહમૂદ આ શબ્દોથી પ્રસન્ન થયો.[2]

### સમય-સંસ્કૃતિ

મહમૂદ ગાદીએ બેઠો ત્યારે ઈસ્લામના ઉદયનો કાળ હતો.

---

૧ હીસ્ટરી ઓફ ઈન્ડિયા. ઇલિયટ ભાગ ૩જો, (ડાસન) તારીખે ફરિશ્તા (બ્રીગ્સ)

૨ હમદુલ્લા મુસ્તફી–તારીખે ગુઝીદા

ઈસ્લામ ધર્મની સ્થાપનાને હજી પુરા ચાર સૈકાં વ્યતિત થયાં ન હતાં. ગીઝની, કાબુલ, ખુરાસાન, તુર્કસ્તાન વગેરે દેશોમાં બૌધ્ધ કે હિન્દુઓની પ્રજા મોટા પ્રમાણમાં વસતી હતી અને ઈરાનમાં સ્થિર થયેલી ખિલાફતના ધર્મયુધ્ધે ચડતા સરદારો આ પ્રજામાં તલ્વારના બળે ઈસ્લામનો પ્રચાર કરતા. કાબુલ તે સમય સુધી ભારતનો ભાગ હતો અને ઉત્તર એશિયા સુધી ફેલાયેલી આર્ય સંસ્કૃતિ ત્યાં પ્રત્યેક પ્રકારે વિદ્યમાન હતી. પરંતુ ભારતથી દૂર પડી જવાને કારણે આ પ્રજાના સંસ્કારો પરિવર્તન પામ્યા હતા. એશિયામાં બૌધ્ધ ધર્મે વૈદિક ધર્મનું બળ ન્યૂન કરી નાખ્યું હતું. જરથોસ્તીઓ પણ તેમના પુરાતન ધર્મને જાળવી શક્યા ન હતા. ક્રિશ્ચયાનીટીનો પ્રચાર ઉત્તર તરફ વિશેષ હતો એટલે ઈસ્લામના વધતા પૂરમાં વૈદિક અને બૌધ્ધ ધર્મ પાળતી પ્રજા ડૂબી ગઈ. ઈસ્લામનો પ્રચાર વિશેષ પ્રમાણમાં વધતો રહ્યો.

## જેહાદ

પરિણામે એક નવિન સંસ્કૃતિનો જન્મ થયો. યુધ્ધોથી ગ્રસ્ત થયેલા, વિદ્યા અને ધાર્મિક જ્ઞાનથી વંચિત થયેલા પ્રદેશોમાં તલ્વારોની છાયામાં પળેલી[1] પ્રજા ઈસ્લામ જેવા શિસ્તબદ્ધ અને સરલ સિધ્ધાંતોવાળા ધર્મની છત્ર છાયામાં આવી અને નવ મુસ્લીમો તેમનાં મંતવ્યો વિચારો અને સિધ્ધાંતો બળ જબરીથી અન્ય પ્રજા ઉપર લાદી તેમના સહધર્મભાઈઓ થવા ફરજ પાડવા માંડયા. આ પ્રકારની યુધ્ધ પ્રવૃત્તિને જેહાદ એવું સુંદર નામ આપવામાં આવ્યુ અને યુધ્ધે ચડનારા ગાઝી અને તેમાં પ્રાણાપર્ણ કરે તે શહિદ કહેવાયા.

મહમૂદનો પિતા સબકતગીન હિન્દુ હતો વા બૌધ્ધ હતો અને તેણે સંજોગવશાત્ ઈસ્લામ સ્વીકારેલો છતાં મહમૂદે

---

૧ તંગોકે સાયેમેં હમ પલકર જવાં હુએ હૈં.
ખંજર હિલાલકા હૈ કૌમી નિશાં હમારા...ઈકબાલ.

ઈસ્લામના ઝંડા નીચે, ઈસ્લામના નામની ખાતર એશિયાના હિન્દુ બૌધ્ધ કે જરથોસ્તી સંસ્કૃતિના પ્રતિક જેવાં સુંદર મંદિરોનો નાશ કર્યો, શિલાલખો અને સ્થાયત્યના કે કલાના અપ્રતિમ નમુનાઓ અને પુસ્તકોનો એ જ ઝંખનાથી વિનાશ કર્યો.

તારીખે યામીની મહમૂદની હીજરી સન. ૪૦૪ એટલે ઇ. સ. ૧૦૧૩ની નારદીન ઉપરની ચડાઈનું વર્ણન કરતાં એક પ્રસંગ આપે છે. "સુલ્તાને મૂર્તિ પૂજા બંધ કરાવી મંદિરોને સ્થળે મસ્જીદો બનાવ્યા પછી તેણે વહેદત ન સ્વીકારતાં મૂર્તિઓની પૂજા કરતા લોકોને શિક્ષા કરવા હિન્દના પાટનગર ઉપર ચડાઈ કરવા નિશ્ચય કર્યો........એ પ્રમાણે ખુદાએ સુલ્તાનને નારદીનની ફતેહ અપાવી અને જે સ્થળને અદ્યપિ પ્રાપ્ત ન હતી તે ઈસ્લામના યશની કલગી પ્રાપ્ત થઈ........આ મંદિરમાં એક લેખ હતો તેમાં પથ્થર ઉપર કોતરેલું લખાણ હતું કે મંદિર પચાસ હજાર વર્ષ પૂર્વે બાંધવામાં આવેલું છે. સુલ્તાન આ લોકોના અજ્ઞાનથી આશ્ચર્ય પામ્યો કારણ કે જેઓ સત્ય ધર્મમાં માને છે તેઓ જાણે છે કે જગતની ઉત્પતિ માત્ર સાત હજાર વર્ષ થયાં થઇ છે અને પુનરુત્થાનનાં ચિહ્નો દ્રષ્ટિગોચર થવા માંડયા છે. સુલ્તાને તેના દાના માણસોને લેખનો અર્થ પૂછયો અને સર્વાનુમતે તે સહુએ કહ્યું કે આ લેખ ખોટો છે અને પથ્થરમાં લખેલી વાતમાં કાંઇ વિશ્વાસ રાખવા જેવું નથી. સુલ્તાને આ પથ્થર તોડાવી નાખ્યો[1]

જગતના ઉત્પત્તિ કાળથી માનવજાતિ યુદ્ધો ખેલતી આવી છે. રણસંગ્રામમાં વીરપુરુષો લડતા અને શત્રુઓને હણતા આવ્યા છે. પરંતુ આ સમયે જેહાદને નામે જે યુદ્ધો થયાં તે માત્ર ધર્મ પ્રચાર માટેનાં જ ન હતાં તેમાં પરમાર્થની ભાવના સ્વાર્થના રંગે સંપૂર્ણ રીતે રંગાયેલી હતી. સૈન્યોને પરાજિત પ્રજાને લૂંટવાનો

---

૧. આ શિલાલેખ સંસ્કૃતમાં હશે તે કોણે વાંચ્યો? તેનો અર્થ કોણે કર્યો? માત્ર તોડવાની ઝંખનાથી તેનો નાશ કર્યો.

તેની કતલ કરવાનો અને યુવાન સ્ત્રીઓ અને પુરુષોને ગુલામ તરીકે પકડી લેવાનો આદેશ મળતો. લૂંટમાંથી રાજ્યપતિ પાંચમો ભાગ લેતો અને બાકીનો ભાગ સૈનિકો અને સેનાનિઓને પદ અને પરાક્રમની યોગ્યતા પ્રમાણે વહેંચી દેવામાં આવતો એટલે સૈનિકો તેમની ધનક્ષુધા સંતોષવા જૂલ્મ અને ક્રૂર કૃત્યો કરવામાં કાંઇ કચાશ રાખતા નહિ.

લુંટમાં સોનું રૂપું જર જવાહિર હીરા મોતી અન્ય રત્નો હાથીઓ ઘોડાઓ સ્ત્રીઓ બાળકો યુવાન પુરુષો વીગેરેનો સમાવેશ થતો. તે માટે પણ તારીખે યામીની લખે છે કે "....પણ પોતાના દીન ઉપર માન વરસાવી નાસ્તિકોનું પતન લાવે છે તે અલ્લાહની ભલાઇ છે.....યુદ્ધોમાંથી જેઓ મૃત્યુમાંથી બચી જતા તેઓને ગુલામ તરીકે પકડવામાં આવતા....હિન્દુ રાજાઓને તો દોકડાના ભાવે ગુલામ તરીકે વેચવામાં આવતા–" સ્ત્રીઓની તો શું દશા થતી હશે તેની માત્ર કલ્પના જ કરવાની રહે છે.

યુદ્ધના મેદાનમાં સામે લડતા સશસ્ત્ર સૈનિકોનાં મૃત્યુતો અનિવાર્ય હતાં પરંતુ કેદ પકડાયેલા કે નગરમાં શાંતિપૂર્વક જીવન વ્યતિત કરતા વ્યાપારીઓ મજુરો ખેડુતો અને અન્ય નાગરિકોની ક્રૂર કતલ કરવામાં આવતી અને તે કાર્ય માટે ગર્વ અને ગુમાન લેવામાં આવતાં. મુસ્લીમ ઇતિહાસ કારોએ આવી કતલોનાં વર્ણનો કર્યાં છે તે વાંચતા આજે પણ કંપારી છૂટે છે અને આ માનવ હત્યાકાંડ ધર્મને નામે થતો અને તેને કવિઓ અને લેખકો એક મહાન કાર્ય ગણી તેનાં રસમય વર્ણનો લખી આ હત્યારાઓને બિરદાવતા.

મહમૂદને ખલીફે આ ભયંકર હત્યાકાંડો, લૂંટો અને આગ અને તલ્વારથી ફેલાવેલા સામ્રાજ્ય માટે, અલઅમીર યામીનુદ દૌલા– અમીનુલ મિલાત– નિઝામુદ્દીન મલીક ઉલ મુખાલિક– માલીક ઉલ મુલ્ક–ગાઝી અલકાદીર વગેરે ઇલ્કાબો આપેલા

ઈસ્લામના ઝંડા નીચે, ઈસ્લામના નામની ખાતર એશિયાના હિન્દુ બૌધ્ધ કે જરથોસ્તી સંસ્કૃતિના પ્રતિક જેવાં સુંદર મંદિરોનો નાશ કર્યો, શિલાલખો અને સ્થાયત્યના કે કલાના અપ્રતિમ નમુનાઓ અને પુસ્તકોનો એ જ ઝંખનાથી વિનાશ કર્યો.

તારીખે યામીની મહમૂદની હીજરી સન. ૪૦૪ એટલે ઇ. સ. ૧૦૧૩ની નારદીન ઉપરની ચડાઈનું વર્ણન કરતાં એક પ્રસંગ આપે છે. "સુલ્તાને મૂર્તિ પૂજા બંધ કરાવી મંદિરોને સ્થળે મસ્જીદો બનાવ્યા પછી તેણે વહેદત ન સ્વીકારતાં મૂર્તિઓની પૂજા કરતા લોકોને શિક્ષા કરવા હિન્દના પાટનગર ઉપર ચડાઈ કરવા નિશ્ચય કર્યો.......એ પ્રમાણે ખુદાએ સુલ્તાનને નારદીનની ફતેહ અપાવી અને જે સ્થળને અદ્યપિ પ્રાપ્ત ન હતી તે ઈસ્લામના યશની કલગી પ્રાપ્ત થઈ.......આ મંદિરમાં એક લેખ હતો તેમાં પથ્થર ઉપર કોતરેલું લખાણ હતું કે મંદિર પચાસ હજાર વર્ષ પૂર્વે બાંધવામાં આવેલું છે. સુલ્તાન આ લોકોના અજ્ઞાનથી આશ્ચર્ય પામ્યો કારણ કે જેઓ સત્ય ધર્મમાં માને છે તેઓ જાણે છે કે જગતની ઉત્પતિ માત્ર સાત હજાર વર્ષ થયાં થઇ છે અને પુનરુત્થાનનાં ચિહ્નો દ્રષ્ટિગોચર થવા માંડયા છે. સુલ્તાને તેના દાના માણસોને લેખનો અર્થ પૂછયો અને સર્વાનુમતે તે સહુએ કહ્યું કે આ લેખ ખોટો છે અને પથ્થરમાં લખેલી વાતમાં કાંઇ વિશ્વાસ રાખવા જેવું નથી. સુલ્તાને આ પથ્થર તોડાવી નાખ્યો[1]

જગતના ઉત્પત્તિ કાળથી માનવજાતિ યુદ્ધો ખેલતી આવી છે. રણસંગ્રામમાં વીરપુરૂષો લડતા અને શત્રુઓને હણુતા આવ્યા છે. પરંતુ આ સમયે જેહાદને નામે જે યુદ્ધો થયાં તે માત્ર ધર્મ પ્રચાર માટેનાં જ ન હતાં તેમાં પરમાર્થની ભાવના સ્વાર્થના રંગે સંપૂર્ણ રીતે રંગાયેલી હતી. સૈન્યોને પરાજિત પ્રજાને લૂંટવાનો

---

[1] આ શિલાલેખ સંસ્કૃતમાં હશે તે કોણે વાંચ્યો? તેનો અર્થ કોણે કર્યો? માત્ર તોડવાની ઝંખનાથી તેનો નાશ કર્યો.

તેની કતલ કરવાનો અને યુવાન સ્ત્રીઓ અને પુરુષોને ગુલામ તરીકે પકડી લેવાનો આદેશ મળતો. લૂંટમાંથી રાજ્યપતિ પાંચમો ભાગ લેતો અને બાકીનો ભાગ સૈનિકો અને સેનાનિઓને પદ અને પરાક્રમની યોગ્યતા પ્રમાણે વહેંચી દેવામાં આવતો એટલે સૈનિકો તેમની ધનક્ષુધા સંતોષવા જૂલ્મ અને ક્રૂર કૃત્યો કરવામાં કાંઇ કચાશ રાખતા નહિ.

લુંટમાં સોનું રૂપું જર જવાહિર હીરા મોતી અન્ય રત્નો હાથીઓ ઘોડાઓ સ્ત્રીઓ બાળકો યુવાન પુરુષો વીગેરેનો સમાવેશ થતો. તે માટે પણ તારીખે યામીની લખે છે કે "....પણ પોતાના દીન ઉપર માન વરસાવી નાસ્તિકોનું પતન લાવે છે તે અલ્લાહની ભલાઇ છે.....યુદ્ધોમાંથી જેઓ મૃત્યુમાંથી બચી જતા તેઓને ગુલામ તરીકે પકડવામાં આવતા....હિન્દુ રાજાઓને તો દોકડાના ભાવે ગુલામ તરીકે વેચવામાં આવતા–" સ્ત્રીઓની તો શું દશા થતી હશે તેની માત્ર કલ્પના જ કરવાની રહે છે.

યુદ્ધના મેદાનમાં સામે લડતા સશસ્ત્ર સૈનિકોનાં મૃત્યુતો અનિવાર્ય હતાં પરંતુ કેદ પકડાયેલા કે નગરમાં શાંતિપૂર્વક જીવન વ્યતિત કરતા વ્યાપારીઓ મજુરો ખેડુતો અને અન્ય નાગરિકોની ક્રૂર કતલ કરવામાં આવતી અને તે કાર્ય માટે ગર્વ અને ગુમાન લેવામાં આવતાં. મુસ્લીમ ઇતિહાસ કારોએ આવી કતલોનાં વર્ણનો કર્યાં છે તે વાંચતા આજે પણ કંપારી છૂટે છે અને આ માનવ હત્યાકાંડ ધર્મને નામે થતો અને તેને કવિઓ અને લેખકો એક મહાન કાર્ય ગણી તેનાં રસમય વર્ણનો લખી આ હત્યારાઓને બિરદાવતા.

મહમૂદને ખલીફે આ ભયંકર હત્યાકાંડો, લૂંટો અને આગ અને તલવારથી ફેલાવેલા સામ્રાજ્ય માટે, અલઅમીર યામીનુદ દૌલા– અમીનુલ મિલાત– નિઝામુદ્દીન મલીક ઉલ મુખાલિક– માલીક ઉલ મુલ્ક–ગાઝી અલકાદીર વગેરે ઇલ્કાબો આપેલા

એટલુ તો નહિ પરંતુ તેને એક ખિલઅત[1] (પોશાક) આપી તેને અમીર-ઉલ-મુમનીન ખલીફ કાદીર બીન ઇલ્લાહના મિત્ર તરીકે સબોધન કરી બહુમાન કરેલુ

## ગાઝીઓ અને જ્યોતિષ

ઇસ્લામના પ્રચાર અર્થે બહાર પડેલા આ ગાઝીઓ પોતે ઇસ્લામના કાનુનો અને કડક ફરમાનો હોવા છતા શરાબ સગીત જ્યોતિષ વગેરેમા ગળાડુબ રહેતા ખુદ ખલીફ મન્સુરે હીજરી સન ૧૪૭ એટલે ઈ સ ૭૬૭મા ભારતથી હિન્દુ જ્યોતિષીઓને આમત્રી જ્યોતિષનો પ્રચાર કરાવેલો અને ભારતીય વિદ્વાન કનકનાથ કે કકનાથ પાસે પુસ્તકો લખાવેલા[2] અબુ મશઅર બલખી તેનો શિષ્ય હતો તેણે તથા અતારદ બીન મુહમદે[3] ઇસ્લામ જગતમા જ્યોતિષનો ફેલાવો કર્યો[4]

મહમૂદ ગીઝનવીના સમયમા પણ જ્યોતિષ, શુકન અપશુકન અને અનેક પ્રકારના વહેમોમા આ ગાઝીઓ માનતા અને તેમા વિશ્વાસ ધરાવતા તેના આપણી પાસે અનેક દષ્ટાતો છે

"મહમૂદે જ્યારે તેના પિતાની સાથે રહી રાજા જયપાલ ઉપર ચડાઈ કરી અને તેને પરાજિત કરવા માટે જ્યારે કોઈ માર્ગ રહ્યો નહિ અને પોતાનો સર્વનાશ સમીપ છે એમ ભાસ્યું ત્યારે તેને કહેવામા આવ્યુ કે "ઉકબા ગૌઝખ" (ગોરખ)ના પહાડમા એક કુંડ છે જો તેમા મલિન વસ્તુઓ નાખી તેને અપવિત્ર કરવામા આવે તો કુદરતી તોફાન થાય અને પોતા ઉપર આફત ઊતરે તેમ હિન્દુઓ માને છે સબક્તગીને તરત જ

---

૧ વિશેષ માટે જુઓ પ્રકરણ સાતમું અને પરિશિષ્ટ ત્રીજુ.

૨ ઉયુનુતુન અમ્બા ફી તબકાતુન અતિબ્બા બીજો ભાગ લેખક ઇબ્ન અબી ઉસૈબ મવફિકુદીન ઈ. સ ૧૧૯૪-૧૨૭૦

૩ મુહમ્મદ બીન ઇસહાક ઇબ્ન નદીમ (ઈ. સ ૯૮૬)

૪ અરબ ઔર ભારતકા સંબંધ પ્રો. નદવી

આ કુંડમાં મલિન પદાર્થો નંખાવ્યા. એક ક્ષણમાં કાફીરો ઉપર કયામતના દિવસ જેવી આફત ઊતરી. આકાશમાંથી અગ્નિ વરસ્યો અને ભયંકર ગર્જના સાથે વરસાદ વરસ્યો. ભયાનક પવન ફુંકાયો........ પરિણામે જયપાલનો પરાજ્ય થયો".[1]

"મહમૂદના જન્મ પહેલાં સબક્તગીનને સ્વપ્ન આવ્યું કે તેના ચૂલામાં એક ઝાડ ઉગ્યું જેણે વધતાં વધતાં આખી પૃથ્વી ને આવરી લીધી. સબક્તગીન ઝબકીને જાગી ગયો અને વિચારતો હતો ત્યાં સમાચાર મળ્યા કે તેને ત્યાં પુત્ર જન્મ થયો છે, તેથી તેનું નામ મહમૂદ પાડ્યું".[2]

"મહમૂદનો જન્મ થયો ત્યારે પેશાવરમાં સિંધુ નદીના તીરે આવેલું એક દેવ મંદિર પડી ગયું".[3]

"ખ્વાજા ઊભો થયો અને તે સ્થળે મધ્યાન્હ સુધી રોકાઈ રહ્યો કારણ કે જોશીએ તેને (મંત્રીનો) પોશાક પરિધાન કરવાનો તે સમય શુકનિયાળ હોવાનું જણાવ્યુ હતું."[4]

## શરાબ અને સંગીત

ગીઝનવીઓ શરાબ અને સંગીતના રસિયા હતા તેનાં અનેક દૃષ્ટાંતો મુસ્લીમ તવારીખોમાં ઉપલબ્ધ છે, જેમાંથી થોડાંક ઉદ્ધૃત કરવામાં આવે છે.

---

૧ તારીખે યામીની

૨ તબકાતે નાસીરી.

૩ તબકાતે નાસીરી

સરખાવો શેખ સાદીનું બુસ્તાન. તે લખે છે કે જ્યારે હઝરત મહમદ પેગંબર સાહેબનો જન્મ થયો ત્યારે ઈરાનના જરથોસ્તી સમ્રાટ નૌશિરવાનના રાજમહેલની મૂર્તિઓ ધરતીકંપથી નાશ પામી.

સું શિકસ્ત દર અય્વાને આલમ ફ્તાદ
તરલઝલ દર અયવાને કિસરે ફ્તાદ

૪ તારીખે સબક્તગીન. બઈહાકી

"હાસીતી પોતાના પુત્ર બુઅલ કાસીમ સાથે ખ્વાજા અલી મિકાલીના બાગમાં ગયેલો.... ત્યાં તેણે અતિશય દારૂ પીધો.... વળતી સવારે તેણે ફરી પીવા માંડયું અને સવારે પીવાનું ખરેખર ખરાબ છે (તે જાણ્યાં છતાં)....પહેલી અને બીજી નમાઝ વચ્ચેનો અર્ધો સમય નીકળી ગયો ત્યાં સુધી પીધા કર્યું. પછી ઘોડે ચડયો અને સ્વાર થઇને પણ પીવાનું ચાલુ રાખ્યું."[1]

"મારા ઉસ્તાદ બુ નાસરને ત્યાં શરાબ પીવા રોકાયા.[2]

"તેણે તેને ત્યાં દારૂ પીવા રોકયો. સબક્તગીનને મંત્રીએ કહ્યું કે શરાબ પીવાનું આમંત્રણ નકારવું તે મૂર્ખતા છે."[2]

"ખ્વાજાએ જમવાનું મંગાવ્યું અને શરાબ અને સંગીતકારોને બોલાવ્યા. અમારી મિજમાની શરૂ થઈ....અમે ખૂબ પીધો'."[2]

"આર્યારૂકે કહ્યું કે "હું શરાબથી ચકચુર છું'."[2]

"અમીર (મહમૂદ) શરાબ પીવા બેઠો."[2]

"મહમૂદ જેલમમાં આવી પહોંચ્યો, ત્યાં તે માંદો પડયો અને પશ્ચાતાપના આવેશમાં તેણે શરાબ ન પીવા સોગન ખાધા અને સેવકોને પોતાને પીવાનો કીમતી શરાબ જેલમમાં નાખી દેવા આજ્ઞા આપી."[2]

"દરેક જામમાં અર્ધો માપ શરાબ હતો. સર્વ પીને મસ્ત થયા અને ગવૈયાઓ ગાવા બજાવવા માંડયા. મહમૂદે સત્તાવીશ ભરેલા જામ પીધા પછી તેણે પાણી મગાવી વજુ કરી અને નમાઝ પઢયો.[2]

"બીજી રાત્રે સુલ્તાન મહમૂદ શરાબ પીતો હતો અને (સંગીતની) મઝા લૂંટતો હતો.[3]

---

૧-૨ તારીખે સબક્તગીન. ૩ જામે ઉલ હિકાયત.

"ગીઝનીમાં કોઇ ગવૈયા મળ્યા નહિ તેથી હિન્દમાંથી સારા સારા ગાયકોને પકડી મંગાવ્યા."[૧]

## ઇસ્લામનો પ્રચાર

થોડા જ વર્ષો પહેલાં ધર્મ પરિવર્તન કરી નવિન ધર્મમાં પ્રવેશેલા મુસ્લીમો ઇસ્લામની સાદાઇ શિસ્ત અને સદાચારનો ઉપદેશ પચાવી શકયા નહિ. "ઇસ્લામનું પ્રાબલ્ય દિન પ્રતિદિન વધતું ગયું. જૂના ધર્મોનો ઉચ્છેદ થયો, પણ જડ ઘાલી ગએલા પૂર્વ ધર્મોની વહેમી માન્યતાઓ નાશ પામી નહિ. મુસ્લીમો જે જે પ્રજાના સંપર્કમાં આવ્યા તે તે પ્રજાની ધાર્મિક રૂઢીઓ અને સિદ્ધાંતોએ, ઇસ્લામના સિદ્ધાંતો વિરૂદ્ધની નવિન માન્યતાઓ અને રૂઢીઓ ઉત્પન્ન કરી. ધર્મના નામ નીચે આ નવ મુસ્લીઓએ અકથ્ય જૂલ્મો અને ધિક્કારયુક્ત કાર્યો કર્યાં અને વિચારતાં એમ પણ જણાય છે કે તેઓએ માત્ર અંગત પ્રતિષ્ઠા અને ઐહિક સુખને માટે જ આ કાર્યો કર્યાં હોવા છતાં તેમને ધાર્મિક અને રાજકીય અગત્ય આપવામાં આવી"[૨].

મુસ્લીમોએ ઇસ્લામની આજ્ઞા અન્ય ધર્મીઓ ઉપર લાદવા પ્રબળ પ્રયત્નો કર્યા અને તે સફળ કરવા માટે તીર અને તલ્વારનો આશ્રય લીધો. નિર્દોષ નર નારીને અપાર યાતનાઓ આપી છતાં તેમાં ધારેલી સફળતા મળી નહિ. હિન્દુઓ મુસ્લીમોના જૂલ્મો સામે લડતા રહ્યા અને કાબુલ અને ગીઝનીમાં પણ આ કાળમાં બળવાન હિન્દુઓ તેમની શક્તિનો પરિચય આપતા રહ્યા.

## ગીઝનીના હિન્દુઓ

મહમૂદના સમયમાં ગીઝનીમાં હિન્દુઓની મોટી વસતી

---

૧. જામે ઉલ હિકાયત.

૨. સર એચ. એમ. ઈલિયટ (હીસ્ટરી ઓફ ઇન્ડિયા) ના વિચારોનો સારાંશ.

હતી અને વ્યાપાર અને સૈન્યમાં તેઓ અગ્રસ્થાને હતા. વિદેશોમાં વિજય પતાકા ફરકાવનાર મહમૂદ તેમને કાંઈ કરી શકયો નહિ, ઉલ્ટાના તેણે તેના આગેવાનોને મોટા મોટા હોદ્દાઓ આપેલા અને તેમના દ્વારા તેમના પાડોશી અમીરોના પ્રદેશો પ્રાપ્ત કરેલા. બલખના અમીર ઈલાકખાન ઉપર મહમૂદે મોકલેલા સૈન્યમાં હિન્દુઓ જ હતા[૧]

સમાઓ અને ભટ્ટીઓનું પ્રાબલ્ય પણ વિશેષ પ્રમાણમાં હતું અને મહમૂદે તેમનો સહકાર અને સેવા પણ મેળવેલાં.

મહમૂદના હસ્તિદળનો અધિપતિ હિન્દુ હતો અને પ્રત્યેક હસ્તિપાલ હિન્દુ હતો. તેનું એક દષ્ટાંત આપતાં બઈહાકી કહે છે કે એકવાર એક હિન્દુ મહાવત ઊંઘતો હતો ત્યારે તુર્કોમાને કુંદુઝ ગામે આવેલા હાથીના અગડમાંથી તેના હાથીને હાંકી મૂકયો. સુલ્તાને જ્યારે આ સાંભળ્યું ત્યારે બીજા હિન્દુ મહાવતોને મારી ત્રાસ આપી હાથીની કિંમત તેમના પાસેથી વસુલ લીધી, પણ તુર્કોમાન સામે લડી ચાર હિન્દુ ચોકીદારોએ તેમના જાન ખોયા તે માટે કાંઈ કર્યું નહિ.[૨]

કાબુલના ભૂતપૂર્વ કાટોર રાજવંશનો અંત આવેલો, છતાં તેનાં સૈન્યો અને સરદારો અસ્તિત્વ ધરાવતા. તેઓનો મુખ્ય સરદાર તિલક નામે હિન્દુ હતો.

## તિલક સુંદર

તિલક હજામનો પુત્ર હતો, પરંતુ રૂપાળો, બહાદુર અને વાચાળ હતો. તે હિન્દી અને ફારસી સરળતાથી બોલી શકતો. તેણે કાશ્મીરમાં રહી મેલી વિદ્યા–મંત્ર–તંત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો. કાઝી શિરાઝ અબુ અલ હસને તેનાથી પ્રસન્ન થઈ પોતા પાસે રાખેલો, પણ તિલક એકવાર ગીઝનીના મુખ્યમંત્રી

---

૧ તારીખે સબક્તગીન. બઈહાકી
૨ તારીખે સબક્તગીન. બઈહાકી

ખ્વાજા અહમદ હસન પાસે પહોંચી ગયો અને તેનો પ્રીતિપાત્ર થઈ ગયો.

ક્રમે ક્રમે તે ખ્વાજાનો રહસ્ય સચિવ થયો અને ભારતીય રાજાઓ અને પ્રજાજનોનો દુભાષિયો બન્યો. તિલકે[1] કાટોર રાજાના સૈનિકોને મહમૂદના સૈન્યમાં દાખલ કરાવ્યા.

તિલકનો જોડીદાર સુંદર નામનો હિન્દુ સરદાર હતો તેને તથા તિલકને મહમૂદે તેના સૈન્યમાં ઉંચાં સ્થાન આપ્યાં અને તિલકને તેના મહાલય ઉપર ચોઘડિયાં વગાડવાની રજા આપી બહુમાન આપ્યુ.

અહમદ ન્યાલતીગીન નામના બળવાખોર સામે તિલક તેના હિંદુ સૈનિકોની સેના લઇ ચડયો. અહમદ ભાગી છૂટયો અને જાટોએ તેનું માથું કાપી તિલકને એક લાખ દીરમમાં વેચ્યુ. તિલકે અહમદના મુસ્લીમ સાથીઓના હાથ કાપી નાખવાની સજા કરી.

"એ રીતે મહમૂદે હિન્દુઓની સંસ્કૃતિ, ધર્મ, સભ્યતા અને સત્તાનો નાશ કરવા પરિશ્રમ કર્યા છતાં તેના સૈન્યમાં હિન્દુ સરદારો તથા સૈનિકોને રાખવા પડયા અને તેઓ પેટ ખાતર, મુસ્લીમોના જૂલ્મોમાંથી બચવા ખાતર કે પ્રભુ જાણે શા માટે તેના દાસ થઇને રહ્યા. મહમૂદે તેનો ઉપયોગ તેના સહધર્મીઓ સામેના યુધ્ધોમાં કરવા માટે અથવા તેમના તરફથી વિદ્રોહનો ભય ન રહે તે માટે તેમને ઉંચાં સ્થાન આપી નિભાવ્યા અને તેઓ "મહમૂદના નિર્દયઅને ઘાતકી કૃત્યો, તેમના ધર્મ બાંધવોની હત્યા અને તેમના ધર્મ સ્થાનોના નાશ મૂંગા મૂંગા જોયા કર્યા"

## મહમૂદની ભારત ઉપર સવારીઓ

મહમૂદે તેની ગાદી ઉપર સ્થિર થઈ તેના રાજ્યના બળવાન

---

૧ તિલક અને સુંદર ઉપરાંત મહમૂદના સૈન્યમા સુંદેરામ (કદાચ સુંદર) સુધીરામ નાથ-નાદર-સુખપાલ નામના અન્ય સરદારોનો ઉલ્લેખ જુદે જુદે સ્થળે કરવામાં આવ્યો છે.

સંરદારોને મારીને અથવા લલચાવીને આધીન કર્યા અને તેમની સહાયથી અને હિન્દુ સૈન્યોની મદદથી પાડોશી અમીરોને[1] કબ્જે કરી ગીઝનીના રાજ્યની ચારે દિશામાં સીમા વધારી દીધી.

તે પછી તેણે તેનું લક્ષ્ય ભારતની લક્ષ્મી લુંટી લેવા માટે તે દેશ પ્રતિ કેન્દ્રિત કર્યું. મહમૂદે હિન્દ ઉપર કેટલી સ્વારી કરી તે પ્રશ્ને નિયમ મુજબ મુસ્લીમ લેખકોમાં મોટા મતભેદ છે. તબક્કાતે નાસીરી[2] માં પણ લખ્યું છે કે મહમૂદે હિન્દ ઉપર બાર સવારીઓ કરી, પણ જ્યારે તે વિવરણ કરે છે ત્યારે સોળ સ્વારીઓ થાય છે. ખુલાસાતુત તવારીખ[3] બાર સવારીઓનો ઉલ્લેખ કરે છે, ત્યારે ગણાવે છે અગ્યાર! અશબારે મુહબ્બત[4] પણ તેવી જ ભૂલ કરે છે.

અંગ્રેજ ઈતિહાસકાર ડાઉ[5] અને તેને આધારે બીજા યુરોપિયન લેખકો પણ બાર સવારીઓ હોવાનું માને છે અને સર એચ. એમ. ઇલિયટ[6] સોળ સવારી કરી હોવાનું તેના વિદ્વતાપૂર્ણ લેખમાં સાબિત કરે છે.

આ પુસ્તકનો વિષય તો મહમૂદની સોળમી સવારી છે એટલે તે સવારીની ચર્ચા કરતાં પહેલાં આ રક્તપિપાસુ અને દ્રવ્યલોભી સુલ્તાને તેની પહેલી પંદર સ્વારીઓમાં શું કર્યું તે જાણવાનું આવશ્યક જણાય છે અને તેથી તેનો સંક્ષિપ્ત સાર ભાગ રજૂ કરવાનું ઉચિત છે.

**પહેલી સવારી**—મહમૂદે હીજરી સન ૩૯૦ એટલે

---

૧ સબક્તગીન અમીર હતો. તે સમયમાં અમીરો ઠાકોરો જેવા નાના નાના રાજાઓ હતા. તેઓ ખલિફનું સાર્વભૌમત્વ સ્વીકારતા.

૨ નિઝામુદ્દીન અહમદ.

૩ ખ્વાન્દ અમીર.

૪ ઈલિયટ Elliot

૫ ડાઉ *Dow*

૬ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા—ઈલિયટ ડાસન.

ઈ. સ. ૧૦૦૦માં જલાલાબાદ પાસે લામઘાનની તળેટીમાં રાજા જયપાલ સ્હામે યુધ્ધ ખેલ્યું અને તેમાં ગોરખના કુંડમાં મલિન પદાર્થો નાખી જયપાલને પરાજીત કર્યો.[1]

**બીજી સવારી**—મહમૂદે બીજે જ વર્ષે હીજરી સન ૩૯૧-૩૯૨ એટલે ઇ. સ. ૧૦૦૧–૧૦૦૨ માં જયપાળ ઉપર ફરીથી ચડાઇ કરી. પેશાવર પાસે ભયંકર યુદ્ધ થયું તેમાં જયપાળ હાર્યો અને તેના પૌત્ર વા દૌહિત્ર સુખપાલને જામીન આપી ભાગી છૂટયો. સુખપાલે ઈસ્લામ સ્વીકાર્યો અને શાહનો ઈલકાબ ધારણ કર્યો.

**ત્રીજી સવારી**—ત્રણ વર્ષ પછી હીજરી સન ૩૯૫ એટલે ઇ. સ. ૧૦૦૪ માં મહમૂદે ભાટિયા ઉપર ચડાઈ કરી. ભટ્ટીઓના આ ધનાઢય નગરને યથેચ્છ લૂંટયું, દેવમંદિરોનો ધ્વંસ કર્યો, પ્રજાજનોની ક્રૂર કતલ કરી અને અનેક સ્ત્રી પુરૂષોને ગુલામ પકડયા.

**ચોથી સવારી**—પંજાબ તથા સિંધની સરહદે આવેલું પ્રસિધ્ધ નગર મૂલ્તાન મહમદ બીન કાસીમના સમયથી મુસ્લીમ અધિકાર નીચે હતું. પણ ત્યાંના હાકેમો કારમાતી હતા. તેઓ ઈસ્લામના સિધ્ધાંતોમાં સર્વાંશે માનતા નહિ. અઝાનમાં "અલ્લાહ ખૈરિલુ અમલ" (સહુ માણસો શુભ કામ માટે ચાલો) એમ કહેતા અને નમાઝ માટે ઊભા થતાં પહેલાં બે વખત તકબીર પઢતા હતા.[2] મહમૂદે ત્યાંના હાકેમ અબુ અલ

---

૧ આ ચડાઈ મહમૂદે સબકતગીનના સમયમાં કરેલી એમ પણ એક મંતવ્ય છે. તિલાના ગોરખ કુંડમાં હિન્દુ માન્યતા અનુસાર મલિન પદાર્થો નાખી કુદરતી આફત નોતરી અને તેથી હિન્દુઓ જ મરાયા. આ વાર્તા યામીની અને જામેઉલ હિકાયત ગૌરવભેર ગાય છે. ફરીસ્તા તેથી જુદું કારણ આપે છે. ગમે તેમ હોય પણ મહમૂદની, પહેલી સ્વારી જયપાલ સ્હામે હતી.

૨ બુશાહી મુકદસી અહસનુત્તકાસીમ. પ્રો. નદવી

ફતાહ ઉપર હીજરી સન ૩૯૬ એટલે ઈ. સ. ૧૦૦૫–૧૦૦૬ માં ચડાઈ કરી અને કારમાતી સંપ્રદાય પાળતા ઇસ્માઈલીઓ[1] ને સજ્જડ પરાજય આપ્યો. ફતાહે મોટો દંડ આપી છૂટકારો મેળવ્યો. મહમૂદ મૂલ્તાનથી આગળ વધવા માગતો હતો, પરંતુ તેને સમાચાર મળ્યા કે ઈલાકખાને ગીઝની ઉપર ઘેરો ઘાલ્યો છે, તેથી તેણે જીતેલા પ્રદેશો સુખપાલને સોંપી તે ગીઝની ચાલ્યો ગયો.

**પાંચમી સવારી**—"મહમૂદે પ્રતિવર્ષ હિન્દ ઉપર સવારી લઈ જઈ આ મુર્તિપૂજકોના દેશમાં જેહાદ કરવાની આપમેળે નાખેલી ફરજ સ્વીકારી હતી"[2] તે કાર્યમાં તેને ધનની પ્રાપ્તિ થતી અને મુસ્લીમોના ધાર્મિક નેતા અને સાર્વભૌમ સત્તા ધરાવતા ખલિફ તરફથી તેની કદર થતી. આ વરસે કયાં જવું તે પ્રશ્ન હતો. તેથી તેણે પોતાના આશ્રિત સુખપાલ ઉપર ચડાઈ કરી તેને નમાવી ચાર લાખ દીરમનો દંડ કરી તે વસુલ આવ્યા છતાં અને તેણે ઈસ્લામ સ્વીકાર્યા છતાં તેને કેદ કર્યો અને તેના મૃત્યુ સુધી કેદમાં જ રાખ્યો.

**છઠ્ઠી સવારી**—હીજરી સન ૩૯૯ એટલે ઈ. સ. ૧૦૦૯માં મહમૂદે જયપાલના અનુગામી અનંગપાલે મહમૂદને મુલ્તાનની ચડાઈ વખતે તેનાં સૈન્યો પોતાના પ્રદેશોમાંથી પસાર થવા દેવામાં વાંધો લીધો હતો તે મિષે, તેના ઉપર ચડાઈ કરી અને ભીમ નગર–નગર કોટ ઉપર ઘેરો ઘાલ્યો.

પરસ્પરના કુસંપ અને કલેશમાં પ્રવૃત રહેતા હિન્દના રાજવીઓ મહમૂદના ભય સામે સચેત થયા અને અનંગપાલે મહમૂદને હિન્દમાં આવતો બંધ કરી દેવા એક પ્રબળ મોરચો રચ્યો. ઉજ્જૈન, ગ્વાલિયર, કલીંજર, કનોજ, દીલ્હી અને અજમેર (?) ના રાજાઓ તેમનાં સૈન્યો લઈ અનંગપાળની મદદે આવી

---

૧ આજના ખોજાઓ ઇસ્માઈલી છે.

૨ ઉત્બી

પહોંચ્યા. ગખ્ખર જાટો પણ સહસ્રોની સંખ્યામાં આવ્યા. યુદ્ધો દીર્ઘકાલ ચાલશે અને વિશેષ ખર્ચ થશે તેમ માની, સ્ત્રીઓએ તેમનાં સુવર્ણ અલંકારો વેચી તેની રકમ, દેશના રક્ષણ માટે ધરી દીધી. જે સ્ત્રીઓ પાસે અલંકાર ન હતા તે સ્ત્રીઓએ સુતર કાંતી તેની આવક આપી.

હિન્દુઓનું વિરાટ સૈન્ય પેશાવરના મેદાનમાં મહમૂદને આંતરી યુદ્ધ આપવા ઊભેલું જોઈ, મહમૂદનાં ગાત્રો ગળી ગયાં. પણ તે એક હિમ્મતબાજ અને દૃઢનિશ્ચયી નીડર સેનાની હતો તેણે પોતાની છાવણીને સુરક્ષિત બનાવી મરણીઓ જંગ ખેલી લેવા નિરધાર કર્યો.

ઉઘાડાં માથાં અને ઉઘાડા પગવાળા ત્રીસ હજાર જાટ યુવાનોએ પ્રથમ હલ્લો કર્યો. તેમણે તેમના ભાલાઓથી હયદળની મજબુત કતારો વચમાંથી માર્ગ મેળવી છાવણીમા પ્રવેશ કર્યો અને ત્રણથી ચાર હજાર મુસ્લીમોને ઠાર કર્યા. તેમના જુસ્સા, બળ અન મરણિયા સામના સામે મુસ્લીમો ટકી શકયા નહિ. મહમૂદ રણ છોડી નાસી ગયો અને તેની છાવણી પાછળ છૂપાઈ ગયો. મુસ્લીમો મોટી સંખ્યામાં કપાઈ રહ્યા હતા અને હિન્દુઓનો રણમેદાનમાં અધિકાર જામ્યો હતો ત્યાં અનંગપાળનો હાથી ભડકયો અને ભાગ્યો. આ જોઇને હિન્દુ સૈનિકોએ માન્યુ કે યુદ્ધનું પરિણામ તેમના વિરુદ્ધ છે, તેથી તેઓ પણ ભાગ્યા. મહમૂદના હયદળનો અધિકારી અબ્દુલા તાઈ પાંચ હજાર સવારો તથા અરસલાન જામીલ દસ હજાર પાયદળ સાથે તેની પાછળ પડયા. તેમણે આઠ હજાર હિન્દુઓને કાપી નાખ્યા અને લાખો દીરમની યુદ્ધસામગ્રી હસ્તગત કરી.

આમ ભાગ્યબળે મહમૂદે એક બળવાન અને સુસજ્જ સૈન્ય ઉપર વિજય મેળવ્યો.

**સાતમી સવારી**[1]—હીજરી સન ૪૦૦ એટલે ઇ. સ. ૧૦૦૦માં મહમૂદે નારીન વા નારાયણ વા નારદીન ઉપર ચડાઈ કરી.

નારાયણ વા નારદીન ક્યાં હતું તે સ્પષ્ટ થતું નથી. અબુરિહાન તેને અનહલવાડા કહે છે અને તેના આધારે ઇલિયટ પણ તેને અન્હિલવાડ પાટણ કહે છે. ઉત્બી અને કનીંગહામના આધારે પ્રો. નાઝિમ અલ્વર રાજ્યમાં આવેલું નારાયણપુર હોવાનું માને છે. આ નગર સિંધુની પશ્ચિમે હતું, તેમ મુસ્લીમ ઇતિહાસકારો કહે છે, તેથી સંભવ છે કે તે કચ્છનું પ્રસિદ્ધ તીર્થ અને મંદિરોનું નગર નારાયણ સરોવર હોવા સંભવ છે, કારણ કે સ્વાભાવિક રીતે મહમૂદ મૂલ્તાન, ભાટીયા અને નગરકોટ પછી આગળ વધે અને તેનું લક્ષ્યાંક કચ્છનું આ પ્રસિદ્ધ નગર જ હોય.

નારાયણ વા નારદીનના રાજાને નમાવી પ્રજાને લૂંટી દેવ મંદિરોનો ધ્વંસ કરી મહમૂદ પાછો ગયો.

**આઠમી સવારી**—મૂલ્તાનનાં કારમાતીઓનો અંત લાવવા, મહમૂદે હીજરી સન ૪૦૧ એટલે ઈ. સ. ૧૦૧૦માં મૂલ્તાન ઉપર ચડાઈ કરી ત્યાંના હાકેમ દાઉદને હરાવી કેદ કર્યો અને પ્રદેશ લૂંટયો.

**નવમી સવારી**—પોતાના નિર્વિવાદ પરાજય પછી અનંગપાળે પ્રતિવર્ષ મહમૂદને અમૂલ્ય વસ્તુઓથી લાદેલા પચાસ હાથીઓ અને બે હજાર સૈનિકો આપવા સ્વીકારેલું અને તેના બદલામાં મહમૂદે તેના ઉપર ચડાઈ ન કરવા કબૂલ કરેલું. જે સૈનિકો ગીઝની જતા તેનું ધર્માંતર કરવામાં આવતું, અને જેઓ ના પાડતા તેમને કતલ કરવામાં આવતા. હીજરી સન ૪૦૪ એટલે

[1] આ ચડાઈનો ઉલ્લેખ તબક્કાતે અકબરી તથા તારીખે ફરીસ્તામાં નથી. જ્યારે યામીની, હબીબુસ્યાર રૌઝ-તુ-સફા વિગેરેમાં તેનું વર્ણન છે.

ઈ. સ. ૧૦૧૩ માં અનંગપાળ ગુજરી ગયો અને તેના પુત્ર અને અનુગામી પુરૂ-જયપાલે ખંડણીના હાથીઓ અને સૈનિકો મોકલવાનું બંધ કર્યું.

મહમૂદે તરત જ તેના ઉપર ચડાઈ કરી અને ગોરક્ષ નાથના પવિત્ર ધામ તીલાના[૧] પહાડ પાસે છાવણી નાખી ત્યાંના મહંત બાલનાથજીને મારી નાખ્યા. જયપાલે મૃગલાઘાટ પાસે મહમૂદનું તીરો અને તલવારોથી સ્વાગત કર્યું, પણ મહમૂદનો ધસારો તે રોકી શકયો નહિ, તેથી ભાગીને નિંદુણા નગરમાં ભરાયો. મહમૂદે નિંદુણા ઘેર્યું અને સ્વાધીન કર્યું. જયપાલ કાશ્મીર તરફ નાસી ગયો. "સુલ્તાનને પુષ્કળ લૂંટ મળી, મોટી સંખ્યામાં ગુલામો પકડયા, અનેક કાફીરોને મુસલમાન બનાવ્યા. આ પ્રદેશમાં ઇસ્લામ ફેલાવી તે ગીઝની પાછો વળ્યો."[૨]

**દસમી સવારી**—મહાન ગણાતા અને બળવાન સૈન્યો ધરાવતા હિન્દુ રાજાઓને પરાજિત કરવામાં મહમૂદને સફળતા મળી હતી, તેથી તેણે હિન્દમાં આગળ વધવા પ્રવૃતિ કરી. તેણે થાણેશ્વરમાં રાજા ભરતે.તેના વિજયોની સ્મૃતિમાં બાંધેલા જગસામ્બના મંદિરની વાતો સાંભળી, તેનું ધન લૂંટવા હીજરી સન ૪૦૫ એટલે ઇ. સ. ૧૦૧૪માં પ્રબળ સૈન્ય સજી ચડાઈ કરી. મહમૂદ થાણેશ્વર ઉપર આવે છે તે સમાચાર અનંગપાળને મળતાં તેનો ભાઈ બે હજાર ઘોડેસ્વારો લઇ મહમૂદને મળ્યો, અને આ પવિત્ર મંદિરનું રક્ષણ થાય તો મોટો દંડ આપવા કબૂલ્યું પણ મહમૂદે કહ્યું કે "ઈસ્લામનો સિદ્ધાંત છે કે જેટલા પ્રમાણમાં પવિત્ર પયગંબરની આજ્ઞાઓનો પ્રચાર કરવામાં આવે અને તેના અનુયાયીઓ મૂર્તિપૂજાનો અંત આણે તેટલા પ્રમાણમાં તેને

૧ ગોરક્ષ સંપ્રદાયનું અગ્રીમ સ્થાન તીલા ઈ. સ. ૧૯૪૭ સુધી વિદ્યમાન હતું. દેશના ભાગલા પડયા ત્યારે મહંત પીર કલાનાથજી ત્યાંથી દહેરાદુન ગયા અને ત્યાં મઠ બાંધ્યો.

૨ તબકકાતે અકબરી

સ્વર્ગમાં બદલો મળશે અને તેનો ધર્મ છે કે અલ્લાહની મદદથી સમસ્ત હિન્દમાંથી મૂર્તિપૂજાને ઉખેડી નાખવી, તો પછી થાણેશ્વરને કેમ બચાવી શકાય?"[1]

અનંગપાળે આ ઉત્તર સાભળી દીલ્હીના રાજાને પોતાની મદદે બોલાવ્યો, પણ તે આવી પહોચે તે પહેલાં મહમૂદે થાણેશ્વર લૂંટ્યુ. ચક્રપાણિની અપ્રતિમ મૂર્તિના ટૂકડા કર્યા. ત્યાથી તે અઢળક ધન અને બે લાખ ગુલામો સાથે, દીલ્હી ન જતાં પાછો વળ્યો."[2]

**અગિયારમી સવારી**—હી. સ. ૪૦૬ એટલે ઈ. સ. ૧૦૧૪–૧૦૧૫મા કાશ્મીરમા લોહકોટ ઉર્ફે લોહુર વા લોહાવર ઉપર મહમૂદે ચડાઈ કરી, પણ અતિશય હિમવર્ષાના કારણે તે ફસાઈ ગયો. તેણે આ ચડાઈમાં સામટા સૈનિકો ગુમાવ્યા અને મહા મુસીબતે ગીઝની પહોંચ્યો.[3]

**બારમી સવારી**—કાશ્મીરની ખુવારી પછી ત્રણ વર્ષ રાહત લઈ મહમૂદે હી. સ. ૪૦૯ એટલે ઇ. સ. ૧૦૧૮–૧૦૧૯માં હિન્દુઓમાં પ્રસિદ્ધ યાત્રાધામ મથુરા અને હિન્દના બળવાન રાજ્ય કનોજ ઉપર ચડાઈ કરી.

તેણે પ્રથમ કનોજ ઘેર્યું. ત્યાનો રાજા કોરા (?) શરણુ થયો, તેથી મહમૂદ વારણા (બારના) ગયો. ત્યાંનો રાજા હરદત્ત મહમૂદનું સૈન્ય જોઈ નાસી ગયો, તેથી સ્થાનિક સૈન્યોએ મહ-

---

૧ આ ચડાઈનો નિર્દેશ તારીખે અલ્ફીમાં નથી જ્યારે ફરીસ્તા હબીબુસ્યાર રોઝ–તુ–સફા અને યામીનીમાં વિરોધાભાસી વૃતાતો છે.

૨ ફરીસ્તા તો પોતે જ લખે છે કે અનંગપાળ હીજરી ૪૦૪માં ગુજરી ગયો હતો. હી સ. ૪૦૪માં ફરીથી તેનો ઉલ્લેખ કરે છે તેની પણ સ્પષ્ટતા નથી કે આ અનંગપાળ કોઇ બીજો હતો

૩ ફરીસ્તા.

મૂદને દસ લાખ દીરમનો દંડ તથા ત્રીસ હાથીઓ આપી તેને પાછો વાળ્યો, તેમ છતાં મહમૂદે ત્યાંનાં મંદિરો તોડયાં.[૧]

મહમૂદે વારણાથી આગળ વધી માહવાન કબજે કર્યું. નગરમાં એકફામ લૂંટ કરી પ્રજાજનોની કતલ કરી તે મથુરા પહોંચ્યો. મથુરામાં તેનો સામનો થયો નહિ તેથી વગર મુશ્કેલીએ નગરનો કબ્જો લઈ, લૂંટનો હૂકમ આપ્યો. મંદિરો તોડયાં અને બાળ્યાં. આ લૂંટમાં મહમૂદ ૯૮૩૦૦ મીસકલની[૨] એક સુવર્ણ મૂર્તિ તથા ૪૫૦ મીસકલ રત્નો લઈ ગયો. મૂર્તિના તેણે ત્યાં જ ટુકડા કર્યા. આ લૂંટમાં મહમૂદને કુલ બે કરોડ દીરમ[૩]નો માલ, ત્રેપન હજાર ગુલામો અને ત્રણસો પચાસ હાથીઓ મળ્યા.[૪]

**તેરમી સવારી**—મહમૂદને માટે હિન્દનો માર્ગ હવે સરળ થઈ ગયો. કનોજના પતન સમયે તેના રાજાએ મહમૂદનું આધિપત્ય સ્વીકાર્યું તે કારણે કલીંજરના રાજા નંદે કનોજ ઉપર ચડી ત્યાંના રાજાને મારી નાખ્યો.[૫] અને તે કાર્યમાં અન્ય રાજાઓએ સહકાર આપ્યો, તેથી હી. સ. ૪૧૨ એટલે ઈ. સ. ૧૦૨૦–૧૦૨૧માં મહમૂદે કલીંજર ઉપર ચડાઈ

---

૧ યામીની-રોઝ-તુસ-સફા આ માટે ચુપ છે. જ્યારે તારીખે અલ્ફી તબકકાતે અકબરી અને ફરીશ્તા તેનું વર્ણન કરે છે. કનોજનાં વર્ણનો પ્રત્યેક લેખક જુદાં જુદાં કરેલાં છે.

૨ એક મીસકલ એક તોલા જેટલો થતો.

૩ દીરહમ કે દીરમ સોનાનો પણ હતો અને ચાંદીનો પણ હતો સોનાના એક દીરમ બરાબર ચાર રૂપિયા અને ચાર ચાંદીના દીરમ બરાબર એક રૂપિયો.

૪ તબકકાતે અકબરી

૫ આ ચડાઈ માટે મુસ્લિમ લેખકોના વિધાનો વિરોધાભાસી છે. ચડાઈનું વર્ષ, સ્થળ, નગરના તથા નદીનાં નામો રાજાઓના નામો વગેરે યામીની, ઉતબી, મીરખોન્દ, ફરીશ્તા, ખોન્દામીર, નિઝામુદીન પરસ્પર વિરોધી છે.

કરી. તેણે ગંગા પાર કરી રહીવ (?) નામનો કિલ્લો જીતી લેવા ગંગા કિનારે છાવણી નાખી. મહમૂદના સૈનિકો ગંગા પાર કરવા તૈયાર ન હતા, પણ આઠ વીરોએ ગંગા પાર કરી સામે પડેલા પુરુ જયપાલના સૈન્યને વેરવિખેર કરી નાખ્યુ જયપાલ નાસી ગયો અને આ આઠ વીરોએ[1] કનોજના પતન પછી તે રાજ્યના પાટનગર બનેલા બરી (બડી)નાં મંદિરો તોડી પાડયા.

મહમૂદે તે પછી રાજા નંદને ઇસ્લામ અંગીકાર કરવા આજ્ઞા મોકલી. પણ તેનો તેણે અસ્વીકાર કરી યુદ્ધ માટે આવાહન આપ્યુ. તેનું પ્રચંડ સૈન્ય જોઇ મહમૂદ ધ્રૂજી ગયો. તેણે રાત્રે નમાઝ પઢી અને સવારે ઊઠીને જુએ તો નંદ નાસી ગયો હતો. મહમૂદે લૂંટ અને વિનાશ માટે તેના હાથ પસાર્યાં. અગણિત ધન અને પાસેના જંગલમાં રહેતા નંદના પાંચસોને એંસી હાથીઓ મુસલમાનોના હાથમાં પડયા, સુલ્તાન વિજય પ્રાપ્ત કરી ગીઝની પાછો વળ્યો.[2]

**ચૌદમી સવારી**—કીરાત અને નૂરના[3] લોકોએ ફરીથી મૂર્તિપૂજા શરૂ કરી છે તે સમાચાર મહમૂદને મળતાં તેમને શિક્ષા કરવા હી. સ. ૪૧૩ એટલે ઈ. સ. ૧૦૨૧–૧૦૨૨માં તેણે આ પ્રદેશ ઉપર ચડાઈ કરી. ત્યા કાફીરોને નમાવી તે

૧ આઠ વીરોના પરાક્રમની વાત તો બાલ વાર્તા જેવી જ છે. તબકાતે અકબરી સિવાય તે કોઇ લેખક લખતા નથી.

૨ તબકાતે અકબરી. તારીખે ફરીસ્તામા આ વર્ણન જુદું જ છે.

૩ તબકાતે અકબરી. ઉતબી આ માટે મૌન સેવે છે. ફરીશ્તા લખે છે કે આ પ્રદેશ તુર્કસ્તાન અને હિન્દની વચમા છે અને ત્યાં હિમવર્ષા થાય છે. લોકો બૌદ્ધ છે. કાનઝુઅલ માહપુર આ સ્થળોને કુરીવત અને નૂર કહે છે. અલ્બીરૂની પ્રમાણે આ પ્રદેશ લામઘાન પ્રદેશના કાબુલ નદીને કાંઠે આવેલા દીરૂના કિલ્લા પાસે છે. આવા પ્રશ્ને પણ મુસ્લિમ લેખકો સ્પષ્ટ નથી.

લોહકોટ પ્રતિ ગયો. મહમૂદના અપાર શ્રમ છતાં લોહકોટ જીતાયો નહિ તેથી લાહોર[1] અને બગડ (બાગર) પ્રદેશમાં લૂંટ કરી અપાર દ્રવ્ય મેળવી તે ગીઝની ગયો.[2]

**પંદરમી સવારી**—હી. સ. ૪૧૪ એટલે ઇ. સ. ૧૦૨૨માં મહમૂદે ગ્વાલિયરમાં વસેલા રાજા નંદ ઉપર ચડાઇ કરી. નંદે તેને સુવર્ણ મુદ્રાઓ, હાથીઓ વગેરે ભેટ આપી મહમૂદનાં પ્રશસ્તિનાં કાવ્યો રચી મોકલ્યાં. સુલ્તાન ગ્વાલિયર તેના અધિકારમાં રહેવા દઇ ગીઝની ગયો. આ ચડાઈ થઈ હતી કે કેમ તે સ્પષ્ટ નથી. રાજા નંદનું નામ જુદા જુદા રાજ્યના પતિ તરીકે વપરાયું છે.

**સોળમી સવારી**—આ રીતે ભારત ઉપર પંદર પંદર સ્વારીઓ કરી મહમૂદે અપાર દ્રવ્ય પ્રાપ્ત કર્યું, અગણિત નિર્દોષ નરનારી અને બાળકોની ક્રૂર કતલ કરી, અનેક યુવાનો અને યુવતીઓને કેદ પકડી ગુલામ તરીકે વેચ્યાં, હિન્દુઓના પવિત્ર દેવમંદિરો તોડયાં અને અસંખ્ય હિન્દુઓનું બલાત્કારે ધર્માંતર કર્યું. નંદનવન જેવા સુંદર અને શ્રેષ્ટ ભારત દેશમાં આગ, મૃત્યુ અને ભયનું સામ્રાજ્ય ફેલાવ્યું. વારંવાર ચડાઇઓ કરી પ્રજાના જીવનની શાંતિ હરી લીધી; પરંતુ તેના ગ્રહો બળવાન હતા. તેની ઉગતી સત્તા સામે થવાના ઉત્તરના ભારતીય રાજાઓના સર્વ પ્રયાસો નિષ્ફળ ગયા અને તેના ભાગ્યસૂર્ય સામે મીટ માંડીને જોવાની શક્તિ પણ તે રાજાઓમાં રહી નહિ. તેઓના પતન, પરાજય, અને પરધર્મ સ્વીકારની વાર્તાઓ, ભારતના અન્ય રાજવીઓ રસપૂર્વક અને આનંદપૂર્વક સાંભળી રહ્યા. પણ તેઓએ એકત્ર થઇ મહમૂદનો સામનો કરવાનો

---

૧ હબીબુરયાર આ પ્રસંગ માટે ચૂપ છે. ફરીસ્તા તેની પદ્ધતિ પ્રમાણે લાહોરનો રાજા અજમેર ભાગી ગયો એમ કહે છે. અજમેર ત્યારે હતું જ નહિ.

૨ "આ બધાં વર્ણનો વાર્તા સ્વરૂપનાં છે." ઇલિયટ

વિચાર પણ કર્યો નહિ અને ભારત ઉપર ઝઝૂમતા ભયનો પ્રતિકાર કરવાની કોઈ યોજના પણ તેમને સૂઝી નહિ.

મહમૂદ રાજનીતિ અને યુદ્ધકૌશલ્યમાં અતિ પ્રવિણ હતો. ભારતીય રાજાઓ કરતાં તે વિશેષ શક્તિશાળી હતો. તેણે જાસુસી ખાતું ખોલ્યુ હતું; તેના જાસુસો ઉત્તર ભારતના ગામે-ગામ ઘૂમી વળ્યા હતા. તેમણે ભારતના પ્રદેશો, લોકો, તેમના રીતરિવાજો માર્ગો, નદીઓ વગેરેની હકીકત એકત્ર કરી હતી. મહમૂદના દરબારમાં વસતા અલબીરૂનીએ[1] તો સંસ્કૃતનો અભ્યાસ કરી, આર્યોના ગ્રંથોનાં અરબીમાં ભાષાંતર કર્યાં હતાં. આમ મહમૂદે ભારતની સમગ્ર માહિતી એકત્ર કરી હતી, જ્યારે ભારતીય રાજાઓ પાસે માત્ર શૌર્ય, ધર્મ, નીતિ અને સદાચારનું બલ હતું. તેમનાં યુદ્ધો આંતરિક હતાં. તેઓ તેમના ભાઈઓ સામે જ લડયા હતા. પરદેશી શત્રુઓની યુદ્ધપદ્ધતિ, તેના આયુધો, શારીરિક શ્રેષ્ટતાનું, તેમને ભાન પણ ન હતું. ઈસ્લામ ધર્મ સંબંધી પણ તેમને કાંઈ જ્ઞાન ન હતું. તેઓની જે યુદ્ધ નીતિ છે તેવી જ નીતિ શત્રુઓની છે તેમ જ તેઓ જાણતા. આ બધાં કારણોવશાત્ મહમૂદે તેમના ઉપર સરળતાથી વર્ચસ્વ મેળવી લીધું.

મહમૂદે મોકલેલા જાસુસોએ ભારતના પ્રદેશો, રાજાઓ, મંદિરો અને ધનભંડારોની માહિતી ગીઝનીના દરબારમાં આપી. મહમૂદના વજીર હુસેન મયમંદીએ મહમૂદને તે ઉપરથી કહ્યું કે "સમુદ્ર તટે સુમનાત નામનું મહાન નગર છે, તે મુસ્લીમોને મક્કા પવિત્ર છે તેટલું જ, તેને (હિન્દુઓને) પવિત્ર છે. તેની મૂર્તિ પણ સર્વ શ્રેષ્ટ છે. જગતના કોઈ પણ રાજાના ધનભંડારમાં ન હોય એટલું ધન સોમનાથમાં છે અને જ્યાં સુધી તે ધનભંડાર હસ્તગત કર્યો નથી ત્યાં સુધી તેના કરેલા વિજયો નકામા છે."

---

૧ અલ્બીરૂની માટે જુઓ પરિશિષ્ટ ત્રીજું.

સોમનાથના ધનભંડારની વિગતો સાંભળી મહમૂદના 'મુખમાં પાણી આવ્યાં.' તેણે સોમનાથ ઉપર સવારી કરવાની શીઘ્ર આજ્ઞા આપી.

મહમૂદને વિજયોન્માદ થયો હતો. ભારતની સંપત્તિ લૂંટી, હજારો ગુલામો પકડી, ભારતના દેવસ્થાનો તોડી ધનના ભંડારો હસ્તગત કરી, તે ધન અને કીર્તિ કમાયો હતો. ખલિફે તેને અનેક ઈલ્કાબોથી નવાજ્યો હતો અને તેની હિમ્મત, કૌશલ્ય અને શક્તિની કવિઓ પ્રશંસા કરી રહ્યા હતા. તે સાથે ગીઝનીના વાસીઓ અને સહસ્રોની સંખ્યામાં પકડાઈ આવેલા અને ઈસ્લામ અંગિકાર કરી, નવા ધર્મના દીક્ષિત થયેલા મોંગોલો, હિન્દુઓ અને બૌદ્ધો, નવા જીવનમાં ધન, પદ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે મહમૂદના સૈન્યમાં જોડાઈ તેમની ઇચ્છા પરિપૂર્ણ કરવા તત્પર થયા હતા. તેઓ મહમૂદના વિજયોમાં ભાગીદાર થઇ ભારતની સંસ્કૃતિ, સભ્યતા, ધર્મ, વિદ્યા, કળા, સ્થાપત્ય અને શિલ્પનો અંત લાવવા માટે તૈયાર થયા હતા.

મહમૂદે લોહી ચાખી લીધું હતું. હિન્દુઓની નીતિ, નિયમો અને ધર્મની આજ્ઞાઓ ઇસ્લામની રીતિઓથી નિરાળી હતી. મહમૂદને તેનાં બંધન હતાં નહિ. તેની પાસે અખૂટ ધનકોષ હતો. અનુભવી અને ઉત્સાહી યોદ્ધાઓ હતા. ધન માટે ગમે તે કર્મ કરતાં ન અચકાય એવા સૈનિકો હતા. તેને આડોશી પાડોશી રાજાઓ કે સરદારોની ગીઝનીની સુરક્ષાના પ્રશ્ને બીક ન હતી. તે જાણતો હતો, કે પાખંડીઓએ તેમની જાળમાં આર્યોને ફસાવી તેમની નૈતિક શક્તિને હણી નાખી હતી. જંત્ર મંત્ર ચમત્કાર અને એવા ધતિંગોમાં શ્રદ્ધા રાખતી હિન્દુ પ્રજા ઇસ્લામની શિસ્તબદ્ધ અને એકેશ્વરવાદની ઘોષણા કરતી સેનાઓ સામે ઊભી રહી શકે તેમ નથી અને સોમનાથ સુધીના માર્ગમાં પાટણપતિ ભીમ સિવાય તેની કૂચ થંભાવે તેવો કોઈ રાજા નથી અને જે છે તેઓની શક્તિ નહિવત્ છે.

આ બધા વિચારો કરી તેણે સોમનાથ ઉપર એક પ્રચંડ સૈન્ય લઈ જઈ હિન્દુઓના પવિત્ર દેવસ્થાનને નષ્ટ કરી તેનો ધનભંડાર લૂંટી લેવાની ખૂબ વિચારપૂર્વક યોજના કરી, અને તે માટે પૂરાં ત્રણ વર્ષ સુધી સાધન સામગ્રી તૈયાર કરી. તેણે પૂર્વે પ્રાપ્ત કરેલા વિજયોના શિખર ઉપર કળશ ચડાવવા હી. સ. ૪૧૬–૧૭ એટલે ઈ. સ. ૧૦૨૫–૧૦૨૬માં તેણે જે પ્રયત્ન કર્યો તે ભગવાન સોમનાથનાં પવિત્ર પુરાતન અને પ્રસિદ્ધ દેવાલયનો ઘૃણિત ધ્વંસ.

# પ્રકરણ સાતમું

## મહમૂદની સોમનાથ ઉપર સવારી

### પ્રયાણ

મહમૂદે ઈ.સ. ૧૦૨૩ ના એપ્રીલમાં કલીંજરના ચંદેલા રાજા ગંડનો પરાજય કરી તરત જ સોમનાથનો ધ્વંસ કરવા માટેની પૂર્વ તૈયારીઓ શરૂ કરી. તેની મહેચ્છા "સોમનાથનો ધનકોષ પ્રાપ્ત કરી, જગતના કોઈ રાજાના ખજાનામાં ન હોય તેટલું ધન પ્રાપ્ત કરવાની" હતી.

હી. સ. ૪૧૬ ના શાબાનની ૨૨ મી તારીખે એટલે ઇ. સ. ૧૦૨૫ ના ઓકટોબરની ૧૮ મી તારીખ અને સોમવારે ત્રીસ હજારના હયદળ અને ચોપન હજારના અનિયમિત પાયદળ સાથે મહમૂદ ગીઝનીથી ચડયો.

### ચડાઇનાં કારણ

મહમૂદના જાસુસોએ સોમનાથના અઢળક ધનભંડારની ખાતમી આપી તેની લોભવૃત્તિને ઉત્તેજી હતી, અને તે લૂંટી લેવા તે તત્પર થયો હતો. અને તેના આ કાર્યને ધાર્મિક રંગે રંગવા તેણે તેને જેહાદનું પવિત્ર નામ આપ્યું. ઇબ્ન અસીર તેની મહત્તા ગાતાં કહે છે કે "જ્યારે યામીનુદ્દૌલા ભારતનાં મંદિરોનો ધ્વંસ કરી વિજયો પ્રાપ્ત કરતા હતા ત્યારે હિન્દુઓ કહેતા હતા કે સોમનાથ આ મૂર્તિઓથી નારાજ છે, નહિતર કોઇની તાકત નથી કે તેનો નાશ કે ખંડન કરી શકે. યામિનુદ્દૌલા એ જ્યારે આ વાત સાંભળી ત્યારે આ (સોમનાથની) મૂર્તિનો નાશ કરવા નિશ્ચય કર્યો."[1]

---

૧ જુઓ પરિશિષ્ટ ૩જું.

**મૂલ્તાન**

સુલ્તાન રમઝાનની ૧૫ મી તારીખે એટલે ૯ મી નવેમ્બરે મૂલ્તાન પહોંચ્યો. ત્યાં તેણે સ્વયંસેવકોને વાટ ખર્ચ માટે પચાસ હજાર દીનાર આપ્યા અને રમઝાન માસમાં રોજાઓના કારણે મુસ્લીમ સૈનિકોને શ્રમ પડતો, તેથી બાકીના દિવસો ત્યાં મુકામ રાખી માર્ગદર્શન માટે ભોમિયાઓને આગળ રવાના કર્યા. મહમૂદને એમ પણ કહેવામાં આવ્યુ કે માર્ગમાં વિશાળ રણ આવે છે અને જળનું એક બિંદુ પણ મળવું શકય નથી, તેથી તેણે પ્રત્યેક સૈનિકને બે ઊંટ, પાણીની મશકો લઇ જવા આપ્યા અને પોતાનો અંગત સરસામાન વીસ હજાર ઉંટો ઉપર લાદી, શવ્વાલ માસની બીજી તારીખે એટલે ૨૬ મી નવેમ્બરે તેણે મૂલ્તાનથી તેની છાવણી ઊપાડી આગળ કૂચ આરંભી.

મહમૂદનું લક્ષ્ય સોમનાથ હતું, તેથી માર્ગમાં આવતાં બળવાન હિન્દુ રાજ્યો તેના સરળ પ્રવાસમાં યુદ્ધ આપી અંતરાય ન કરે અને પરિણામે તેની શક્તિ વેડફાઇ ન જાય તેથી તેણે રણ માર્ગ પસંદ કર્યો અને ભોમિયાઓને અને કર્ણધાર ટૂકડીઓને મોકલી આપી.

**લોદરવા**

માર્ગમાં વર્તમાન જેસલમીર પાસે આવેલા લોદરવા વા લુદ્રવા નગરને તેણે ઘેરી લીધું. ત્યાંનો રાજા રાવળ અમરસિંહ પાટણપતિ ભીમની ફઇનો પુત્ર હતો. તેણે ક્ષત્રિયોના કપરા ધર્મને સ્વીકારી મહમૂદની અતુલ અને વિરાટ સેના સામે મોરચો માંડયો. દૂર્ગનાં દ્વારો બંધ કરી આક્રમકો ઉપર સતત તીરવર્ષા શરૂ કરી. પરંતુ જેનેભારતીય ક્ષત્રિયોના યુદ્ધનિયમોના પાલનનું બંધન ન હતું તેવા હૂમલાખોરે રાત્રે યુદ્ધ બંધ થયા પછી દૂર્ગ ઉપર ઓચિંતો હલ્લો કરી તેમાં પ્રવેશ કર્યો અને નગરને યથેચ્છ લૂંટયું. દૂર્ગને ધરાશાયી કર્યો અને દેવ

મંદિરો તોડવા અથવા ભ્રષ્ટ કરવા માટે સમય ન હોવાથી તે કાર્ય પડતું મૂકી ને આગળ વધ્યો.

## ચિકલોદરા

ત્યાંથી આબુની તળેટીમાં આવેલા ચિકલોદરા[૧] ગામે મહમૂદે મુકામ કર્યો અને થોડો વિશ્રામ લઇ ડીસેમ્બરની મધ્યમાં તેણે ગુજરાતના પાટનગરના દ્વારમાં તેની છાવણી નાખી.

## પાટણ

અન્હિલવાડ પાટણમાં આ સમયે પહેલો ભીમદેવ રાજ્ય કરતો હતો. માલવપતિ મુંજ અને ભોજ પરમાર, ચેદીરાજ કર્ણ અને સિંધના રાજાઓ સામે યુદ્ધે ચડેલો આ વીર રાજા તેના પાદરે પડેલી વિરાટ સેના જોઇ નાહિમ્મત થઈ ગયો. વિચારવાનો સમય હતો નહિ. મુસ્લીમો સામે અફળાઈને સર્વ વિનાશ વહોરી લેવો અથવા શરણ થવું, તે બે વિકલ્પો હતા. 'જીવતો નર ભદ્રા પામે' એ ન્યાય વિચારી પાટણને ઉઘાડું મૂકી ગુપ્ત માર્ગે તેણે પોતાનું પાટનગર પરદેશી સૈન્યોની દયા ઉપર છોડી પલાયન થઇ જવાનું યોગ્ય ધાર્યું.

મહમૂદનો માર્ગ મોકળો થયો. જે રાજાની તેને વિશેષ બીક હતી તેણે સામેથી જ મહમૂદની શકિત અને સમય બચાવી દીધાં હતાં. હવે સોમનાથના માર્ગમાં તેને કોઈ અંતરાય હતો નહિ.

તેણે પાટણમાં પ્રવેશ કરી લૂંટફાટ કરી અને મંદિરો ભ્રષ્ટ કર્યાં. પાટણ માટે મુસ્લીમ લેખકો કાંઈ ખાસ ઉલ્લેખ કરતા નથી, પણ સામાન્ય ઉલ્લેખ કરે છે "કે માર્ગમાં જેટલાં શહેરો આવ્યાં તે લૂંટયાં તથા સોમનાથના સેવકો જેવી અન્ય મૂર્તિઓ શેતાનો છે તેમ કહી તેને (મહમૂદે) ખંડિત કરી" એ

---

૧ ફરૂંખ્ખી તેને ચિકુદર કહે છે.

કથન વિચારતાં અને મહમૂદની નીતિ જોતાં પાટણ જેવાં શહેરનાં મંદિરો અને સમૃદ્ધિ તેના ધ્યાન બહાર ગયાં હોય તે સંભવે નહિ.

મહમૂદે સૈન્યને વિશ્રાંતિ આપી ખાદ્ય પદાર્થો ઊંટો ઉપર લાદ્યા, મશકોમાં તાજું પાણી ભર્યું અને તેનાં સ્વપ્નો સિધ્ધ કરવા સોમનાથ પ્રતિ પ્રયાણ કર્યું.

## મોઢેરા

મહમૂદ પાટણથી નીકળી મંદિરોના નગર મોઢેરામાં આવ્યો પણ પાટણના સ્વયંપતનથી શરમાયેલા વીસ હજાર રાજપૂતો ત્યાં ખડ્ગ ખેંચીને આ પરદેશી સૈન્યનું સ્વાગત કરવા હાજર હતા. મૂળરાજનો વારસ પાટનગર છોડી ગુજરાતની રાજલક્ષ્મી, વીરતા અને સમૃધ્ધિભૂખ્યા સૈનિકોની દયા ઉપર છોડી નાસી ગયો છે અને ભગવાન સોમનાથના પવિત્ર દેવાલયનો ધ્વંસ કરવા વિધર્મી સૈનિકો સહસ્રોની સંખ્યામાં ધસી રહ્યા છે, તેમની સામે અલ્પ સંખ્યા છતાં પડકાર કર્યા સિવાય રહી શકાય નહિ એ વિચારે આ વીસ હજાર વીરોએ દરિયાની ભરતીની જેમ આગળ વધતા સૈન્યને રોકી દીધું. રાજપુતો જીવ ઉપર આવીને મરણિયા થઈ લડયા- પરાજય નિશ્ચિત હતો અને મૃત્યુ જ પરિણામ છે તે જાણીને તેમણે પ્રબલ આક્રમણ કર્યું. પરંતુ મહમૂદના સૈન્યોએ આ સેનાપતિ વગર[1] લડતા સૈન્યને કાપી નાખ્યું.

મહમૂદે મોઢેરામાં પ્રવેશ કર્યો. ત્યાંનો કુંડ જોઇ "વિચારોનાં ચક્ષુઓ અંજાઈ ગયાં" ફરૂંખ્ખી લખે છે કે જેમ જેમ આ કુંડનો હું વિચાર કરું છું તેમ તેમ યોગ્ય શબ્દોમાં તેનું વર્ણન કરવાની અશક્તિ અનુભવું છું." આ વિશાળ અને સ્વચ્છ જળથી ભરેલા કુંડની ફરતાં એક સહસ્ર નાનાં નાનાં મંદિરો હતાં.[2] મહમૂદે આ મંદિરો અને સૂર્યમંદિર ખંડિત કરી આગળ વધવા સૈન્યોને આજ્ઞા કરી.

---

૧ ઈબ્ન અસીર "આ સૈન્યને કોઈ નાયક હતો નહિ."

૨ ફરૂંખ્ખી.

### ભાલ

મહમૂદ ત્યાંથી ભાલ પ્રદેશમાં પ્રવેશ્યો. ત્યાં પાણીના અભાવે અને રોગચાળાથી તેના સૈનિકોને અલ્પ પ્રમાણમાં શોષવું પડયું.

### દેલવાડા

મહમૂદ એક દિવસે દેલવાડા દુર્ગ સમીપ આવી પહોંચ્યો. તેણે ધવલદૂત[1] જેવા દેલવાડાનો કોટ જોઈ સૈનિકોને તેનો નાશ કરવાની આજ્ઞા આપી. "લોકોએ જ્યારે આ સમુદ્રની ભરતી જેવું મહાન સૈન્ય જોયું અને (મહમૂદનો) ઉદ્દેશ જાણ્યો ત્યારે તેમને થયું કે કે સોમનાથ તેનો નાશ કરશે તેથી તેઓ શાંત રહ્યા. તે જોઈને મહમૂદે તેમની કતલ કરી અને ત્યાંનાં મંદિરોનો ધ્વંસ કર્યો અને વારણી અને સ્થાનેશ્વરના મંદિરોની જેમ બાળી નાખ્યાં."[2]

મહમૂદ દેલવાડા હતો ત્યારે ઊતરતી આફતના ઓળા જેવું અને મહાન અનિષ્ટની આગાહી કરતું અપૂર્વ હવામાન થઇ ગયું. ગાઢ ધુમ્મસ છવાઈ ગયું. કોઈ કોઈને જોઇ શકે નહિ અને મુંઝવણ થાય તેવું થઈ ગયું. "હિન્દુઓએ ધાર્યું કે સોમનાથે ચમત્કાર સર્જ્યો છે પણ મહમૂદ હિમ્મત હાર્યો નહિ અને સોમનાથ પહોંચી જવા જલ્દીથી કૂચ આરંભી."[3]

હી. સ. ૪૧૬ના ઝિલકાદની ૧૪મી તારીખ એટલે ઈ. સ.

---

૧ ફર્રૂખ્ખી– "દીગર સું દેવલવારા કે હમચુ દીવે સુફીદ
બદીદ શુદ સર અફ્રારફતે મીયાં ગુઝર
ભાવાર્થ.– તે પછી દેલવાડાનો શ્વેત દૈત્ય જેવો (દુર્ગ)—દૃષ્ટિ ગોચર થયો કે જે માર્ગ જતા પ્રવાસીઓને દેખાતો હતો."
દીવે સુફીદનો અર્થ એક વિદ્વાન "પ્રકાશિત સૂર્ય" કરે છે પણ તે દીવે સુફીદનો અર્થ શ્વેત દૈત્ય થાય.

૨ ફર્રૂખ્ખી–

૩ ફર્રૂખ્ખી–ઈબ્ન અસીર– જાવઝી– વિગેરે.

૧૦૨૬ના જાન્યુઆરીની છઠ્ઠી તારીખ અને ગુરુવારે "મહમૂદે ભગવાન સોમનાથનું ગગનચુંબી શિખર, તેની પાછળ સમુદ્રની નીલરંગી આકાશ કક્ષાની પાર નીકળી ગયેલું દેખાયુ. તેનો સભામંડપ, રંગમંડપ, શંકુ આકારનો ઘૂમ્મટ તથા તેનું પ્રાંગણ અને સ્થંભાવલી તથા ગ્રહની આસપાસ ફરતા ઉપગ્રહો હોય તેવાં નાનાં નાનાં અગણિત દહેરાંઓ જોયાં"[1] મહમૂદે કદી ન કલ્પેલું એવું દૃશ્ય જોઈ તે સ્થંભી ગયો. અનંત આકાશમાં લહેરાતા ભગવાન સોમનાથના કાષાય ધ્વજના ફફડાટમાં તેણે આર્યત્વના અમરત્વનો નાદ સાંભળ્યો અને તેને ધરાશાયી કરવાના વિચારો અને યોજનાઓમાં પ્રવૃત્ત થયો.

આમ ગીઝનીથી પ્રભાસનું અંતર તેણે માત્ર એંસી દિવસોમાં કાપી તેની ધનલાલસાની તૃપ્તિ કરવા કરેલા સાહસને સિદ્ધ કરવા તે અંતે સોમનાથ પહોંચ્યો.

## ચડાઈના સમય માટે અન્ય વિધાનો

મહમૂદ ગીઝનીથી સોમનાથ જવા કયારે નીકળ્યો તે માટે મુસ્લીમ લેખકોમાં મોટો મતભેદ છે.[2] અલબીરૂની —ગારદીઝી—ઇબ્ન ઝાહીર—ઇબ્ન અસીર વગેરે સર્વાનુમતે કહે છે કે મહમૂદ હી. સ. ૪૧૬ માં ગીઝનીથી નીકળ્યો. આરબ મોરિંખો અલ ઝાહબી અને અલ યાફીફી લખે છે કે તે હી. સ. ૪૧૪માં નીકળ્યો. ફરીસ્તા જેવા આધાર રાખી ન શકાય તેવા લેખકના કથન ઉપરથી જે. બરજેસ, વીલિયમ હેગ્સ, એલ્ફીન્સ્ટોન, કર્નલ માલેસન વગેરે આંગ્લ લેખકો ઈ. સ. ૧૦૨૩ કે ઇ. સ. ૧૦૨૪ માં મહમૂદે સોમનાથ લૂંટવા પ્રયાણ કર્યું હતું તેમ લખે છે.

---

૧ કર્નલ ટોડ.

૨ તે સમયનો સારાંશ વિચારી આગળ આપેલું વર્ષ પ્રમાણભૂત માન્યું છે.

આ વિધાનોની તુલના કરતાં મહમૂદના સમકાલીન વિદ્વાન અલ્બીરૂની જેવા 'ચોક્કસ' લેખક અને ઈસુની સોળમી સદીમાં દક્ષિણ ભારતમાં થઇ ગયેલા ફરીશ્તાનાં કથનો વિચારી નિર્ણય કરવાનો રહે છે. અન્યત્ર ચર્ચા કરી છે તેમ, ફરીશ્તાએ વગર તકલીફે કર્ણોપકર્ણ સાંભળેલી વાતો લખી નાખી છે. જ્યારે અલબીરૂની અને અન્ય સમકાલીન લેખકો મહમૂદના પ્રયાણથી તેના પુનરાગમન સુધીની નાની નાની બાબતોનો ઉલ્લેખ કરે છે. તેમણે આપેલા દિવસોનો મેળ પણ પડી જાય છે. વળી મહમૂદે કનોજના રાજા ગંડનો ઇ. સ. ૧૦૨૩ માં પરાજય કર્યો અને ઈ. સ. ૧૦૨૭ માં જાટો ઉપર સવારી કરી તે નિશ્ચિત છે. તે બે પ્રસંગોની વચ્ચે ઈ. સ. ૧૦૨૫–૧૦૨૬નાં વર્ષો આવે છે, અને તેથી ફરીશ્તાની ભૂલના કારણે અન્ય લેખકોએ કરેલો નિર્ણય અમાન્ય છે. મહમૂદ ઈ. સ. ૧૦૨૫ના ઓકટોબરની ૧૮મી તારીખે ગીઝનીથી ચડેલો તે નિર્વિવાદ છે.

## ચડાઇના માર્ગ માટે અન્ય વિધાનો

રાજ દરબારમાં વાર્તા કહેતો હોય તેમ ફરીશ્તાએ તેનો ઇતિહાસ લખ્યો છે. અન્યત્ર ચર્ચા કરી છે તેમ, તેણે આવો ગ્રંથ લખતાં પહેલાં કાંઇ સંશોધન કરવા પ્રયાસ કર્યો નથી. મહમૂદના માર્ગ વિષયમાં પણ તે લખે છે કે મહમૂદ મૂલ્તાનથી અજમેર આવ્યો અને રસ્તામાં આવતું છોટાન કે ચટ્ટાન જીતી લીધું. અજમેર મહમૂદની ચડાઇ પછી ૭૫ વર્ષે વસ્યું. અલ્બીરૂની ફર્રૂખી વગેરે ચડાઈમાં સાથે આવેલા લેખકો સ્પષ્ટ કહે છે કે મહમૂદ મૂલ્તાનથી લોદરવા આવ્યો, પણ સહેલાઈથી મળી ગયેલા, ફરીશ્તાનાં પુસ્તકમાં કરેલા વિધાનને ચેનકેન પ્રકારે સાચું ઠરાવવા વીલિયમ હેગ કહે છે[1] કે "અજમેર નહિ વસ્યું હોય તો સાંભર હશે."

તારીખે અલ્ફીના કર્તાઓ કહે છે કે મહમૂદે માર્ગમાં

---

૧ ક. હિ. ઇં. પાનું ૧૬૧

જેસલમીર જીત્યું. પણ તે નગર પણ ઈ. સ. ૧૧૫૬માં એટલે મહમૂદની ચડાઈ પછી ૧૩૦ વર્ષ પછી વસ્યું.[1]

કર્નલ ટૅાડ લખે છે કે મહમૂદે નાંદોલ જીતેલું, પણ તે કથન પણ નિરાધાર છે.

**મહમૂદ પ્રભાસમાં**

મહમૂદે તેનાં સૈન્યોનો પડાવ નગર બહાર સરિતાના તીરે કર્યો અને આસપાસનો પ્રદેશ જોવામાં કેટલોક સમય ગાળ્યો.

મહમૂદે કદી સમુદ્ર જોયો ન હતો. તેણે ઉછળતા ઉદધિના તીરે ઊભેલાં સ્થાપત્યના અપ્રતિમ પ્રતિક જેવાં પવિત્ર દેવાલયના પગથીઆં, ઘુઘવતા જળથી ધોવાતાં જોયાં. તેનું હૃદય તેની રમણીયતા, પવિત્રતા કે રમ્યતા જોઇ રાચ્યું નહિ, પણ તેનો નાશ કરી તેનું દ્રવ્ય લૂંટી લઈ જવા માટેના વિચારે ધબકવા લાગ્યું.

**મહમૂદનું સૈન્ય**

મહમૂદના સૈન્યમાં ત્રીસ હજાર ઘોડેસવારો હતા. આ ઉપરાંત લગભગ ચોપન હજાર જેટલા અનિયમિત પાળા સ્વયં-સેવકો હતા. સૈનિકોનાં અંગત સાધનો તથા યુધ્ધ સામગ્રી વહન કરવા ત્રીસ હજાર ઊંટો તથા મહમૂદની પોતાની અંગત વસ્તુઓ માટે વીસ હજાર ઊંટો હતા. તે પ્રત્યેક ઊંટ સાથે એક ઊંટવાહક હતો. તે ઉપરાંત હજારો ભીસ્તીઓ, રસોયાઓ, મુલ્લાંઓ, હલકા ચાકરો, લેખકો, કવિઓ, અમીરો વગેરેની સંખ્યા દસહજાર જેટલી હતી. આ બધાનો હિસાબ કરતાં મહમૂદના સૈન્યમાં ત્રીસ હજાર ઘોડા, પચાસ હજાર ઊંટો અને એક લાખ પાંચ હજાર માણસો હતાં.

મહમૂદ સાથે આવેલા ચોપન હજાર સ્વયંસેવકોને મહમૂદે વચન આપેલું કે સોમનાથની લૂંટમાંથી તેમને સરાહના કાનુનો મુજબ ભાગ આપવામાં આવશે, અને તેથી લોભને વશ થઇ તેઓ ધન કમાવા આવેલા ગાઝીઓ બન્યા હતા.

---

૧ તારીખે અલ્ફી માટે જુઓ પરિશિષ્ટ ૩જું.

## સોમનાથનો દુર્ગ

ઈ. સ. ૧૦૨૬માં જ્યારે મહમૂદે તેનાં વિરાટ સૈન્યને સોમનાથનો ધનકોષ લૂંટી જવા માટે ઉપસ્થિત કર્યું, ત્યારે સોમનાથને દુર્ગ હતો નહિ. શિવક્ષેત્રને દુર્ગની આવશ્યકતા હતી નહિ. તેમ છતાં જેમ મહાલયો અને મંદિરો ફરતી દીવાલ હોય છે તેવી દીવાલ હતી[1], જે શત વર્ષ પૂર્વે બાંધવામાં આવી હતી.[2]

## આક્રમણ

મહમૂદ સામે બાથ ભીડે તેવો બીજો કોઇ રાજા સોમનાથમાં કે સૌરાષ્ટ્રમાં હતો નહિ. પાટણપતિ નાસી છૂટયો હતો. મોઢેરામાં વીસ હજાર વીરોએ મૃત્યુ પછેડી ઓઢી હતી. દેલવાડામાં નિર્દોષ પ્રજાજનોએ મહમૂદની લોહીતરસી તલવારને તેમનાં બલિદાનથી તૃપ્ત કરી હતી અને પદે પદે મળતા વિજયથી સોમનાથના દ્વારે પહોંચેલા મહમૂદને, પોતાનો માર્ગ કોઇ અવરોધવા સમર્થ નથી તેવો ગર્વ હતો. તેમ છતાં તેના હૃદયમાં ભીતિ હતી. અજાણ્યા પ્રદેશમાં તેણે એક વિરાટ સૈન્યને લઈ આવવાનું મોટું સાહસ ખેડયુ હતું. તેના બાતમીદારોએ તેને રજે રજની બાતમી આપી હતી, તેમ છતાં ધર્મ માટે પ્રાણાર્પણ કરવાની ઘેલછાવાળા હિન્દુઓ કયારે અને કયાંથી આવી પડશે તે કહી શકાય તેમ ન હતું, એટલે સમયનો વ્યય કરવાનું તેણે યોગ્ય ધાર્યું નહિ.

શુકન અપશુકન અને અનેક વહેમોમાં માનતો આ મુસ્લીમ સરદાર જ્યારે સોમનાથ પહોંચ્યો ત્યારે ગુરુવાર હતો. વળતે દિવસે શુક્રવાર હોવાથી બપોરની નમાઝ ન થાય ત્યાં સુધી કાંઇ

---

૧ પ્રભાસ ખંડ (સ્કન્દ પુરાણ)-ઈ. સ. ૭૦૦ લગભગ લખાયો-વિશેષ માટે જુઓ પરિશિષ્ટ ૫મું.

૨ અલ્બીરૂની-તેને નાનો કિલ્લો (ફોર્ટ્રેસ) કહે છે. વિશેષ માટે જુઓ પરિશિષ્ટ ૫મું.

કરી શકે નહિ, તે વિચારે તેણે ગુરુવારનો લાભ લઈ આવતા વેંત જ સૈન્યને સ્થિત કરી સમસ્ત પ્રદેશની ભૂગોળનો અભ્યાસ કરી, આક્રમણ કરવા આજ્ઞા આપી.

સોમનાથમાં કોઈ સૈન્ય હતું નહિ અને અલ્પ સંખ્યામાં જે કંઇ સૈનિકો હતા તે માત્ર રક્ષકો હતા. તેમણે અને અન્ય પ્રજાજનોએ સાથે મળી આ હલ્લાનો પ્રતિકાર કર્યો. બ્રાહ્મણો પણ શુચિ સરવા ત્યાગી ઢાલ તલવાર ઊપાડી તેમના ઇષ્ટદેવના રક્ષણે મૃત્યુના મુખમાં હોમાઈ જવા તત્પર થયા.

મુસ્લીમોનો હલ્લો બળવાન હતો. જેમ જેમ તેઓ દીવાલ ઉપર ધસતા હતા, તેમ તેમ દુર્ગના રક્ષકો તેમના પર તીર વર્ષા કરી તેમના પ્રાણ હરતા હતા, અને તેમને પીછેહઠ કરવાની ફરજ પાડતા હતા.

મહમૂદે આટલો પ્રબલ પ્રતિકાર ધારેલો નહિ. તેને પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું. પંદરસો માઇલના અંતરેથી અનેક આશાઓ લઇને તેના સૈન્યમાં ઉત્સાહ પ્રેરી, તેને એક અજાણ્યા દેશમાં, તે લઇ આવ્યો હતો. તેનું સાહસ નિષ્ફળ જાય તો તેણે અત્યાર સુધી મેળવેલા વિજયો ઉપર પાણી ફરી વળે અને ઇતિહાસમાં તેના પરાજય અને વિનાશની કલંકકથા અમર રહી જાય.

મહમૂદ એક કૃતનિશ્ચયી અને હિમ્મતબાજ સેનાપતિ હતો. તેણે શુક્રવારે પ્રાતઃકાલમાં તેના સૈનિકોને "પરાજીત થઇને ગીઝની જવા કરતાં મૃત્યુને ભેટવું ઈષ્ટ છે, સોમનાથના પતનમાં મૃત્યુ થશે, તો પણ શહાદત મળશે અને જગતના ઇતિહાસમાં અમર નામના રહેશે" એમ કરી ઉશ્કેર્યા. સૈનિકોએ સીડીઓ માંડી દુર્ગ ઉપર ચડી જવા પ્રબળ પ્રયાસ કર્યા પણ દુર્ગ રક્ષકો તેમની સીડીઓ ધકકેલી દઈ તેમને ઊંધે માથે નાખી દેવા લાગ્યા અને તે સાથે મુસ્લીમો પણ મરણિયા થઈ દુર્ગમાં પ્રવેશ કરવા કટિબદ્ધ થયા.

દુર્ગરક્ષકોને આશા હતી કે તેમની સ્હાયે બહારથી કોઈપણ સ્થળેથી સૈન્યો આવી પહોંચશે. પણ બપોર સુધી કોઈ આવ્યું નહિ. તેઓએ મહાદેવની પ્રાર્થના કરી કેસરિયાં કરી, તેમના આરાધ્યદેવના રક્ષણે પ્રાણાન્તપર્યંત લડી લેવા નિશ્ચય કર્યો.

રાત્રિના સમયે યુદ્ધ બંધ થયું અને સતત ચોકી કરતા દુર્ગરક્ષકોએ પશ્ચિમ દિશામાંથી બીજું સૈન્ય આવતું જોયું. તેમણે જ્યારે જાણ્યું કે આ સૈન્ય જૂનાગઢના રાહનું હતું ત્યારે રાત્રિના સમયે તેને દુર્ગમાં દાખલ કરી દીધું. રાહ નવઘણના નાગર સેનાપતિ મહીધર અને મંત્રી શ્રીધરે રક્ષકોને હિમ્મત આપી, સંરક્ષણની જવાબદારી ઊપાડી લીધી.[1]

પ્રથમ આક્રમણ નિષ્ફળ ગયું. બીજે દિવસે મહમૂદે સૈન્યની વચમાં નમાઝ પડી, તેની સમગ્ર શક્તિ અને સામર્થ્યથી અતિ ઉગ્ર હલ્લો કર્યો.[2]

તીરોની વર્ષાથી આકાશ છવાઈ ગયુ. મુસ્લીમોનાં બાણોમાંથી તીરોનો અવિરત પ્રવાહ દુર્ગરક્ષકો પ્રતિ વહેતો થયો અને તેને પુષ્પવૃષ્ટિ માની રક્ષકો ઝીલવા માંડયા. મુસ્લીમોમાં જો સોમનાથનો ધ્વંસ કરી તેનું ધન લૂંટવાની અને ગાઝીપદ મેળવવાની તમન્ના હતી, તો હિન્દુઓમાં તેમના ધર્મસ્થાનના રક્ષણ માટે મરી ફીટવાનો અડગ નિશ્ચય હતો.

સાંજ સુધી આ ભીષણ સંગ્રામ ચાલ્યો. હિન્દુઓને

---

૧ કર્નલ ટોડ કહે છે કે વલ્લભસેન આવી પહોંચ્યો હતો. આ સમયે પાટણપતિ વલ્લભસેનનો અનુગામી ભીમ હતો અને તે નાસી ગાંધવીના કિલ્લામાં ભરાયો હતો. નવઘણની સેનામાં લગભગ ૧૦,૦૦૦ સૈનિકો હતા તેવું પછીના વર્ણનો ઉપરથી ફલિત થાય છે.

૨ ઇબ્ન અસીર.

વિશેષ ટકી નહિ શકાય તેમ સ્પષ્ટ જણાયું, તેથી સોમનાથની પૂજા કરી આમરણ યુદ્ધ આપવાની પ્રતિજ્ઞા લઈ પ્રેરણા મેળવી મોરચો સંભાળ્યો અને મુસ્લીમોની તીરંદાઝીને નિષ્ફળ બનાવી, એવો પ્રબળ પ્રતિકાર કર્યો કે સંધ્યા સમયે મુસ્લીમો અસંખ્ય મૃતદેહોને દુર્ગની દીવાલો સમીપ મૂકી છાવણી તરફ ચાલ્યા ગયા.[1] હિન્દુઓએ સોમનાથની આરતી ભવ્ય આડંબરથી ઉતારી એટલું જ નહિ પણ મુસ્લીમોએ જે સ્થાનો ઉપર અધિકાર પ્રાપ્ત કરી લીધો હતો, તે પુનઃ હસ્તગત કર્યાં અને તેમનાં યુદ્ધકૌશલ્ય અને વીરતાથી મુસ્લીમોને આશ્ચર્યચકિત કરી દીધા.[2]

પરંતુ મહમૂદને ઈશ્વરે અખુટ વિશ્વાસ અને અપાર ધૈર્ય પ્રદાન કરેલાં. તેણે આવાં અનેક યુદ્ધો જોયેલાં તેથી નાહિમ્મત ન બનતાં શનિવારે સવારે તેણે પુનઃ આક્રમણ કર્યું. મુસ્લીમો પાસે બે જ વિકલ્પો હતા, મૃત્યુ અને સર્વનાશ અથવા વિજયશ્રી. મહમૂદે તેના સૈનિકોમાં હિમ્મતની પ્રેરણા કરી તેમના ધર્મનો, તેમના દેશનો અને તેમની પ્રતિષ્ઠાનો વિચાર કરી દીનને ખાતર મરી ફીટવા આગ્રહ કર્યો અને તેથી ઉત્તેજિત થઈ મુસ્લીમોએ તેમનામાં જેટલી શક્તિ હતી, જેટલી હિમ્મત હતી, જેટલી ધગશ હતી તે સમગ્ર એકત્રિત કરી ભીષણ આક્રમણ કર્યું.

હિન્દુઓના મરણિયા સામના છતાં મહમૂદના સૈન્યો દીવાલ ઉપર ચડી ગયાં. ભયંકર રણસંગ્રામ ખેલાયો. તીરોથી આકાશ છવાઈ ગયું અને દુર્ગ ઉપર ચડી ગયેલા મુસ્લીમ યોદ્ધાઓ અને હિન્દુ વીરો તલવાર ગદા અને ભાલાંઓથી લડવા માંડયા અને આયુધો તૂટે કે પડે ત્યારે બાથંબાથ કુસ્તીથી પણ એક બીજાના પ્રાણ હરવા માટે યુદ્ધાવેશમાં આવી જઈ તેઓ ઉન્મત થઈ લડવા માંડયા. રક્ષકોએ પદે પદે યુદ્ધ આપ્યું, તસુ

---

૧ ઈબ્ન અસીર.

૨ સદર.

તસુ ભૂમિ માનવ રક્તથી રંગાઈ અને દુર્ગનાં દ્વારો તૂટી જતાં ગીઝનીથી આવેલું રક્તપિપાસુ પૂર સોમનાથના શિવાલયને ઘેરી વળ્યું. નિરંકુશ જ્વાલામુખીમાંથી નિર્દય રીતે વહેતા લાવા રસના મોજાંઓ જેવું મહમૂદનું સૈન્ય, માત્ર તલવારો, ગુર્જો અને ભાલાંઓથી પોતાના પરાજય અને પીછેહઠનો હિસાબ લેવા આગળ વધ્યું.

સૈન્યના બચેલા સૈનિકો, પ્રજાજનો, બ્રાહ્મણો, સાધુઓ યાત્રિકો અને પ્રવાસીઓએ અલ્લાહો અકબરના પ્રચંડ નારાથી આગળ વધતા મુસ્લીમોની સામે નિઃસહાય સ્થિતિમાં શસ્ત્રો અને આયુધો વગરના થઈ ગયા હોવા છતાં, મહાદેવના મંદિર આડી માનવ દીવાલ રચી દીધી. હાથાજોડી કરી યમરાજને ડારતા ડાચું ફાડી ઊભેલા મૃત્યુને પડકારતા આ શિવભક્તો હરહર મહાદેવના નાદથી ગગનને ગજાવતા ઊભા.

મુસ્લીમોની તલવારે કાલીનું સ્વરૂપ ધારણ કર્યું અને હિન્દુઓનાં રૂધિરનું યથેચ્છ પાન કર્યું. છૂટે હાથે કતલ ચાલી. સ્ત્રીઓ બાળકો કે વૃદ્ધો પણ બચ્યા નહિ.[૧] જે પણ નજરે પડયાં તેના ઉપર મુસ્લીમ સમશેર ફરી વળી.[૨] સોમનાથનું પ્રાંગણ પચાસ હજારથી અધિક માનવ દેહોથી પથરાઇ ગયું અને રૂધિરની નદીઓ ચાલી. અનેક આશાભર્યા વીરો મહાદેવના રક્ષણયજ્ઞમાં બલિ થઇ હોમાઈ ગયા.[૩]

## મહમૂદ મંદિરમાં

*ધર્મનાં રક્ષણે પ્રાણનાં બલીદાન દેનારાં સ્ત્રી પુરુષોનાં સહસ્રો*

---

૧ ઈબ્ન અસીર જાવમી– ઝાફીર ઇત્યાદી.

૨ આ યુદ્ધનાં કલ્પનાતીત વર્ણનો માટે જુઓ પરિશિષ્ટ ૩જું.

૩ ઇબ્ન અસીર અને ફરીસ્તા કહે છે કે જેઓ હોડીઓ દ્વારા ભાગી જતા હતા તેને પણ મહમૂદે પકડી કતલ કરાવ્યા. આધારભૂત લેખકો આ માટે કાંઈ કહેતા નથી.

મૃતદેહો ઉપર પગ દઇ, મહમૂદ, તેના પુત્રો, અમીરો અને સરદારો સાથે સોમનાથના મંદિરમાં પ્રવેશ્યો અને તે સાથે સૈનિકોએ અલ્લાહો અકબરનો પ્રચંડ જયઘોષ કર્યો.[1]

મહમૂદે મંદિરની અપ્રતિમ શોભા નિરખી. જે કાર્ય માટે તેણે આવું સાહસ ખેડયું હતું તે કાર્ય કરવા જેવું હતું તેમ તેને જણાયું. સોમનાથના લિંગને તેણે તોડાવી તેના ટૂકડાઓ કરવા આજ્ઞા આપી અને તે સાથે અમૂલ્ય રત્નો, મણિઓ અને મોતીથી જડિત મંદિરની દીવાલોમાંથી જે રત્નો વગેરે હતાં તે કઢાવી લીધાં. સોનું અને રૂપું પણ લઇ લીધું અને જ્યાં તે નીકળ્યું નહિ ત્યાં અગ્નિ પ્રજ્વલિત કરી બાળીને કાઢી લીધું. પરિણામે આશરે દસ કરોડ દીનારની કીમતનું દ્રવ્ય મહમૂદના હાથમાં પડયું. તેમાં પાંચમો ભાગ એટલે બે કરોડ દીનારનું દ્રવ્ય મહમૂદને મળ્યું.[2]

મહમૂદે સોમનાથના મંદિરમાં દાખલ થઈ શું કર્યું તે માટે આ વીર ગાઝીને બિરદાવવા મુસ્લીમ લેખકોએ કલ્પનાની પાંખે ઊડીને વિચિત્ર વર્ણનો લખવાની સ્પર્ધા કરી છે, તેથી તેના સત્યાસત્યનો નિર્ણય કરવાનું આવશ્યક નથી. આ બધાં વર્ણનો કહેવાતા પ્રમાણભૂત ગ્રંથોમાં પરસ્પર વિરોધાભાસી છે અને તે કારણે તેમાં એક પણ વાર્તા વિશ્વસનીય નથી. સામાન્ય રીતે મહમૂદે મંદિરમાં જઇ મહાદેવનું લિંગ તોડયું તેટલું ફલ આ વાર્તાઓમાંથી નીકળે છે.[3]

---

૧ ઇબ્ન અસીર.

૨ દસ કરોડ દીનાર એટલે એકવીસ કરોડ રૂપીઆ. ઇબ્ન અસીર આ આંકડો રૂપીઆ સાડા સાત કરોડનો આપે છે ત્યારે પ્રો. નાઝિમ એક કરોડ પાંચ લાખ પાઉન્ડનો આપે છે.

૩ જુઓ પરિશિષ્ટ ૩જું.

## પ્રભાસથી વિદાય

મહમૂદના અંતરમાં ફફડાટ હતો. પારકા પ્રદેશને વીંધીને પ્રભાસ સુધી પહોંચવાનું તેણે સાહસ ખેડયું હતું અને ત્યાંના પ્રજાજનોના પવિત્ર અને પ્રસિધ્ધ ધર્મસ્થાનનું ખંડન કર્યું હતું, તેથી પ્રજા કયારે સામી ઊઠશે અને આર્ય રાજાઓ કયારે અને કયી દિશામાંથી તેના ઉપર તૂટી પડશે તે કહી શકાય તેમ ન હતું. ધર્મ, ભાષા અને પ્રકૃતિથી અજાણ્યા એવા પ્રદેશમાં દીર્ઘકાળ રહીને વિનાશ વહોરી લેવા અને મૂર્તિખંડન અને મંદિરધ્વંસના કરેલા ભવ્ય કાર્યની કહાણી કાબુલ અને ગીઝનીમાં કહેવાને કોઈ પહોંચે નહિ, અને સોમનાથની જ ભૂમિમાં તે સમાઈ ન જાય, તેથી જલદીથી પાછા જવા માટે મહમૂદે માત્ર અઢાર દિવસજ પ્રભાસમાં રહી શ્રમિત સૈનિકોને આરામ આપી, પ્રભાસની પ્રજાને બેફામ લૂંટી અનેક મંદિરો ભ્રષ્ટ કરી યુવાન સ્રીપુરુષોને ગુલામ તરીકે પકડી ખોરાક અને પાણીનો પૂરવઠો લઈ ઈ. સ. ૧૦૨૬ના જાન્યુઆરી માસની ૨૪મી તારીખે પ્રભાસથી મુકામ ઊપાડી ગીઝની તરફ કૂચ કરી.

મહમૂદનો ભય સાચો હતો. તેણે સોમનાથ લૂંટીને એકાદ રાજા નહિ, એકાદ નગર નહિ પણ સમસ્ત ભારતના રાજાઓ અને પ્રજાજનો જેને ઈષ્ટદેવ ગણે છે તેવા સર્વશ્રેષ્ટ મહાદેવ સોમનાથના પવિત્ર દેવાલયની પ્રતિષ્ઠા ઉપર કુઠારાઘાત કર્યો હતો. લૂંટમાંથી ભાગ દેવાની લાલચે તેણે અનેક દેશ બાંધવોને આકર્ષી આટલે દૂર લાવી, તેના મોટા ભાગના માણસોને મૃત્યુના મુખમાં હોમ્યા હતા અને જે બચ્યા હતા તે શ્રમિત અને ઉદાસ થઈ ગયા હતા, એટલે તેમે જેમ બને તેમ ગીઝની પહોંચી જવાનું આવશ્યક હતું અને તે સાથે હિન્દુ રાજાઓના સામનાને પહોંચી વળવા માટે અને લૂંટેલી લક્ષ્મીની સુરક્ષા કરવાનું પણ વિચારવાનું હતું.

### હિન્દુરાજાઓનો વ્યુહ

મહમૂદે નિર્વિઘ્ને પ્રભાસ પહોંચી જઈ તેણે સોમનાથ મહાદેવનું પવિત્ર દેવળ લૂંટીને, હિન્દુ રાજાઓને એક મોટો આંચકો આપ્યો હતો. તેમની વીરતા, શક્તિ અને શ્રીને શરમાવું પડયું હતું અને તેથી ઇતિહાસનાં પૃષ્ઠો ઉપર તેમની કાયરતા અને નિર્માલ્યતાની કથા આલેખાય, અને તેમનાં પરાક્રમો અને યશગાથાઓને ગૌણ બનાવી દે તે માટે, માળવાના પ્રસિદ્ધ રાજા ભોજ પરમાર, સાંભરના વિશળદેવ ચૌહાણ તથા પાટણના ભીમ સોલંકીએ મહમૂદને આંતરી યુદ્ધ આપવા સાણસા વ્યુહ રચ્યો. મહમૂદને મૂલ્તાન જવાના ત્રણ માર્ગો હતા. માળવાના માર્ગે વળે તો ભોજ તેનો મુકાબલો કરવા તત્પર હતો, આબુને માર્ગે જાય તો વિશળદેવ ચૌહાણ તેની સમસ્ત શક્તિ એકત્ર કરી આબુ પાસે ઉપસ્થિત થયો હતો અને કચ્છને માર્ગે જાય તો ભીમે ગાંધવીના કિલ્લામાં રાખેલાં સૈન્યો મહમૂદની આડે પડી તેનો માર્ગ અવરોધવા સુસજ્જ હતાં.

પણ મહમૂદ તે ત્રણે કરતાં વિશેષ કૂનેહબાજ હતો. તેનું યુદ્ધકૌશલ્ય ખરેખર ભારતીય રાજાઓ કરતાં ચઢિયાતું હતું. લાખો માણસોનાં સૈન્યનું નેતૃત્વ લઈ અજાણી ભૂમિમાં તેમને દોરી લાવવાનું સાહસ કરનાર મહમૂદની બુદ્ધિ, ચાતુર્ય, ચપલતા અને રાજનીતિનું જ્ઞાન કોઇપણ પ્રકારે ઊતરતું ન હતું. તેને તેના બાતમીદારો તરફથી હિન્દુ રાજાઓની હિલચાલની રજેરજની બાતમી મળતી હતી; જ્યારે આ રાજાઓ પાસે એ પ્રકારની કોઈ વ્યવસ્થા ન હતી. તેથી તેઓ મહમૂદની કોઈ પ્રવૃત્તિ જાણી શકતા ન હતા. આ ત્રણે રાજાઓમાં સહુથી ઓછા બળવાળો ભીમ હતો તેથી મહમૂદે ભીમ જે માર્ગે આડો પડે તેમ હતું તે માર્ગેથી જવા નિર્ણય કર્યો.

### ગાંધવીનું યુદ્ધ

મહમૂદને મળેલી ખબરો ઉપરથી જ્ઞાત થયું કે ભીમ અને

તેના સૈનિકો મરણિયા થઇ તેમના પરાજયનો બદલો લેવા તત્પર ઊભા છે અને જો તે યુદ્ધમાં મહમૂદની હાર થાય તો તેણે લૂંટેલું અઢળક ધન, તેના પુત્રો, અમીરો અને બચેલા સૈનિકોને લઇ પાછા ગીઝની પહોંચવાનું અશક્ય થઈ પડે. એટલે તેણે રાહ જોયા સિવાય ગાંધવી ઉપર સીધો હલ્લો કર્યો.

ત્રણ દિશાએ જળથી ઘેરાયેલો ગાંધવીનો કિલ્લો[1] લેવાનું કાર્ય સરલ ન હતું, પણ મહમૂદે આ અતાગ પાણી પાર કરી જવા ભિન્ન ભિન્ન માર્ગો વિચાર્યા. અંતે કેટલાક ડૂબકી મારનારા તારાઓને પાણીનો તાગ લેવા મોકલ્યા. તેઓએ છિછરૂં પાણી હતું, તે સ્થળ શોધી કાઢયું અને મહમૂદે પોતે પોતાનો ઘોડો પહેલો ઉતારી લશ્કરને દોર્યું. ભીમે તેનો સામનો કરવાની અને ઈતિહાસમાં અમર નામના મેળવવાની બીજી તક ખોઇ. તેણે દુર્ગ સમીપ મહમૂદના સૈન્યને ઉપસ્થિત થયેલું જોઇ ફરીથી તેના વીરપૂર્વજોની કીર્તિ કલંકિત કરી પલાયન થઈ જવાનું યોગ્ય ધાર્યું.[2]

મહમૂદે પ્રજાજનોને કેદ પકડયા. ગાંધવીની યુદ્ધસામગ્રી તથા ધનસંપત્તિ લૂંટી લીધી અને સૈનિકોની કતલ કરી.

### કચ્છમાં

ગાંધવી લૂંટી મહમૂદે કચ્છ તરફ દમોદમ કૂચ આરંભી.

---

૧ ગાંધવીનો કિલ્લો પોરબંદરથી ૩૬ માઈલ દૂર હરસિદ્ધ માતાજીના મંદિર પાસે દરિયાકાંઠે છે. તેની ત્રણ બાજુએ પાણી છે. એ સમયમાં એ કિલ્લો ઘોરી માર્ગ ઉપર હતો. શ્રી. રણછોડભાઈ ઉદયરામ આ કિલ્લો કચ્છમાં કંથકોટ છે, તે હોવાનું અનુમાન કરે છે. પણ મહમૂદ એ પછી કચ્છમાં ગયો હતો. તારીખે અલ્ફી આ કિલ્લો સોમનાથથી ૪૦ ફરસંગ એટલે ૧૪૦ માઈલ દૂર હતો તેમ કહે છે. એટલે તમામ વર્ણન ગાંધવીનુંજ છે. જુઓ પરિ. ૩ જું.

૨ કૃષ્ણાજી કવિ ભીમ માટે લખે છે કે "મ્લેચ્છ સામે થવા ભીમડ ત્યાં હતો નહિ." એટલે નાસી ગયો હતો.

ત્યાંના ભટ્ટી રાજાએ યુદ્ધ ન આપતાં નજરાણું ધર્યું, તે સ્વીકારી એક પણ દિવસ વિશેષ ન રોકાતાં તેણે સિંધની સરહદ પાર કરી.

## સિંધમાં

સિંધના રણમાં મહમૂદ માર્ગ ભૂલ્યો. પાણીના અભાવે અને બીમારીના ઉપદ્રવના કારણે મહમૂદના ઘણા સૈનિકો મૃત્યુને શરણ થયા. રણમાં આથડતાં આથડતાં આખરે કેટલાએ દિવસો પછી તે મન્સુરા પહોંચ્યો.[1]

## મન્સુરા

મન્સુરામાં તેને આશ્રય અને આરામ મળ્યાં નહિ, પણ યુદ્ધ મળ્યુ. ત્યાંના કારમાતી ખફીફે[2] મહમૂદે લૂંટેલી લક્ષ્મી પડાવી લેવા તેને આંતર્યો. મહમૂદ પાસે પૂરતા સૈનિકો ન હતા અને જે હતા તે શ્રમિત હતા, છતાં ઈશ્વરે તેને પ્રદાન કરેલી અખૂટ હિમ્મત અને આત્મવિશ્વાસથી તેણે ખફીફનો સામનો કરી તેને શિકસ્ત આપી, અને તે મૂલ્તાનને માર્ગે આગળ વધ્યો.

## જાટ

પંજાબના જાટોએ મહમૂદના સૈન્યની આગેકૂચ અટકાવી. મહમૂદે ઘણા સૈનિકોને કપાવી નાખી મુસીબતે તેના ખજાનાને સાચવ્યો, પણ જાટોએ તેના ઊંટો, ઘોડાઓ, અને અન્ય પ્રાણીઓ પડાવી લીધાં.

---

૧ સિંધમાં ભોમિયાએ ભૂલથાપ આપી તે માત્ર વાર્તા જ છે. આ વાર્તા તબકકાતે નાસીરીના લેખક જુઝજાની આપે છે તે વિશ્વસનીય નથી. જુઓ પરિશિષ્ટ ૩ જું.

૨ કારમાતી લોકો ઈસ્માઈલી સંપ્રદાયના હતા. વર્તમાન ખોજાઓ આ સંપ્રદાયના છે. તેઓ સાતમા અને અંતિમ ઈમામ ઈસ્માઈલને માને છે. અન્ય મુસ્લીમો તથા ઇસ્માઈલીઓ વચ્ચે એ યુગમાં મોટાં ઘર્ષણ થયેલાં. મૂલ્તાનની કારમાતી મસ્જીદ પણ મુસ્લીમોએ પાડી નાખેલી.

### મહમૂદ ગીઝનીમાં

મહમૂદ આ રીતે હેરાન પરેશાન થઈ મહામુસીબતે હી. સ.૪૧૭ના સફરની દશમી તારીખે એટલે ઈ. સ.૧૦૨૬ના એપ્રિલની બીજી તારીખે ગીઝની પહોંચ્યો. હજારો સૈનિકો અને અસાધારણ સાધન સામગ્રી સાથે નીકળેલો મહમૂદ સોમનાથની લક્ષ્મી લૂંટીને પાછો વળ્યો ત્યારે મુસલમાન જગતમાં તે કીર્તિ કમાયો હતો, તેણે નામના મેળવી હતી, અઢળક ધન સંપત્તિ પ્રાપ્ત કરી હતી પણ તેના નિત્ય વિજયી સૈન્યનો ઘાણ નીકળી ગયો હતો. "મહમૂદે ગીઝનીમાં પ્રવેશ કર્યો ત્યારે તેના એક લાખ પચાસ હજાર માણસોમાંથી માત્ર બે હજાર માણસો તેની સાથે પાછા આવ્યા. ગાઝીનું બિરુદ પ્રાપ્ત કરવા અને ધન કમાવા ગયેલા સ્વયંસેવકો શહિદ થઈ ગયા. ગીઝની નિર્જન દેખાવા માંડયું. ઘેર ઘેરથી રૂદન અને આક્રંદના કરુણ સ્વરો સંભળાવા લાગ્યા, અને મહમૂદનું પાટનગર નિસ્તેજ થઈ ગયું. ગીઝનીમાં ભારતમાંથી પકડી લાવેલા ગુલામો સિવાય પ્રજાજનો દેખાતા નહિ. એમનું બળજબરીથી ધર્માંતર કરવામાં આવ્યું."

મહમૂદ હતાશ થઈ ગયો. સોમનાથમાંથી તે પાષાણના હીરા લૂંટી લાવ્યો હતો પણ તેના અમૂલ્ય સરદારો અને સૈનિકો રૂપી હીરાઓ લૂંટાઈ ગયા હતા. તેનું હૃદય ભાંગી ગયું અને આવી ફત્તેહ કરી હોવા છતાં તે પરાજિત જેવો લાગવા માંડયો.

### મહમૂદની કદર

ખલીફે જ્યારે મહમૂદની ફત્તેહનું વૃતાંત જાણ્યું ત્યારે તેણે તેને કારફુદ દૌલા વ અલ ઈસ્લામનો ઈલ્કાબ આપ્યો અને તેના પુત્ર મસુદને શિરાબુદ દૌલા વ જમાલુલ મિલ્લાહનો તથા બીજા પુત્ર મુહમ્મદને જલાલુદ દૌલા વ જમાલુલ મિલાબ અને ત્રીજા પુત્ર સુલેમાન (યુસુફ)ને અદલુદ દૌલા વ મુઆઈદુ અલ મિલાબના ઈલ્કાબો આપ્યા.[1]

---

૧ મહમૂદના ઇલ્કાબો માટે જુઓ પરિશિષ્ટ. ૩ જું.

## જાટો ઉપર સવારી

મહમૂદે ઈ. સ. ૧૦૨૭માં જાટો ઉપર ચડાઇ કરી સોમનાથથી વળતાં તેના પશુઓ અને સરંજામ પડાવી લીધો હતો તેનો બદલો લીધો.

## બીમારી

પોતે બિમાર છે એમ જગત જાણે નહિ તે માટે મહમૂદ સવારીઓ કરતો હતો, પણ સોમનાથની સવારીમાં તેની શક્તિ ભાંગી ગઈ. તેને જ્વર લાગુ પડયો. તેમાંથી મરડો થયો અને તેમાંથી દીક (વાયુ) અને આંતરડાનો ક્ષય થયો. તેને ખાતરી થઇ કે તે હવે બચશે નહિ, ત્યારે અનેક ઓરડાઓમાં ભરેલો તેનો ખજાનો એક શમિયાનામાં ગોઠવાવી પોતે પાલખીમાં પડી ત્યાં ગયો અને તેણે લૂંટેલા હીરાઓ, રત્નો, મોતીઓ, સોના-રૂપાં ઈત્યાદિના ઢગલા નજરે નિહાળ્યા. રૂપાના હોદ્દાઓ વાળા હાથીઓ અને જરી ભરેલાં જીનોવાળા ઘોડાઓ જોયા અને પછી તેની બન્ને આંખોમાં આંસુ ઉભરાયાં. તે ડૂસકાં ભરી રડવા લાગ્યો. ઇબ્નજાવઝી નામનો ઈતિહાસકાર આ રડવાનું કારણ આપતાં કહે છે કે સુલ્તાને માત્ર ધનસંચય કર્યો હતો, પણ કોઈ દીન ગરીબને એક રાતી દમડી દીધી ન હતી તે માટે તે રોયો. પરંતુ વર્તમાન ઈતિહાસકાર પ્રો. નાઝિમ લખે છે કે "તે પ્રસંગે તેના જીવનકાળનું ભયંકર નાટક, બળતાં નગરો, બરબાદ રાજ્યમહેલો, શોણિતથી ઉભરાતાં રણ ક્ષેત્રો, ભયગ્રસ્ત શરણાર્થીઓની કાળી ચીસો, મૃત્યુ પામતાં માનવોની યાતનાઓ, તેના વિજયી શસ્ત્રોના ખખડાટો— નું ભયંકર દૃષ્ય તેના વ્યથિત આત્મા સમક્ષ ખડું થયું. પશ્ચાતાપ નું દુઃખ તેના હૃદયને કોરી રહ્યું અને તેના મુખ ઉપર આંસુઓ સરી રહ્યાં. તે પુષ્કળ રડયો.[૧]"

૧ લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ સુલ્તાન મહમૂદ. પ્રો. નાઝિમ.

## મહમૂદનું મૃત્યુ

પોતાના દ્રવ્યલોભને કારણે કરેલા રાક્ષસી કૃત્યોના દૃષ્ય મહમૂદની આંખો સમક્ષ ફરતા હતા તેના બળતા હૃદયની યાતનાઓ અને અપાર મનોવ્યથા સાથે લઇ તે હી સ ૪૨૧ના રબીઉલ અવલની ૨૩મી તારીખે એટલે ઈ સ ૧૦૩૦ના એપ્રીલ ની ૩૦ મી તારીખે સાંજના ગુજરી ગયો

## મહમૂદના સંતાનો

મહમૂદને મસુદ, મુહમ્મદ, સુલેમાન, ઇસ્માઇલ, નાસર, ઈબ્રાહીમ તથા મનસુર નામના સાત પુત્રો તથા ત્રણ પુત્રીઓ હતી તેમા એક પુત્રી ઝેનમનુ નામ પ્રાપ્ત છે ઝેનમ, કાસ્ગરના અમીર યાઘાન્તીગીનને પરણી હતી તેની મોટી બહેન તબારી સ્તાનના અમીર મિનોચેહરને તથા સહુથી નાની પુત્રી કાબુસ નામના લેખક, ઉન્સુકુલ માલી કેકાઉસ બીન દારા બીન કાબુસને પરણી હતી

## મહમૂદ સંબધી વાર્તાઓ

મુસ્લીમ લેખકોએ મહમૂદને એક ગાઝી હોવાના કારણે જેમ ખુબ બિરદાવ્યો છે તેમ કેટલાક લેખકોએ તેની ક્રૂરતા, જૂલ્મ અને ધનલોભની વાતો પણ લખી છે તેમાની કેટલીક નીચે આપવામા આવે છે

(૧) સુલ્તાન તેના વજીર સાથે એક સમયે વગડામાથી પસાર થતો હતો, ત્યા ઝાડ ઉપર બે ઘુવડ સામસામા બેઠી બોલતા હતા સુલ્તાને વજીરને પૂછ્યુ કે તમે પક્ષીઓની ભાષા જાણો છો ? તેણે જ્યારે હા કહી, ત્યારે સુલ્તાને આ પક્ષીઓની વાત જાણવા ઇચ્છા કરી વજીરે કહ્યુ કે તે વાત એવી છે કે આપને સાભળવી યોગ્ય નથી, અને મારે કહેવી તે પણ યોગ્ય નથી પણ સુલ્તાને આગ્રહ કરતા વજીરે કહ્યુ કે આ બન્ને ઘુવડ એક બીજાના વહેવાઇ છે દીકરીના બાપને

દીકરાનો બાપ કહે છે, કે મને માત્ર સો ઉજ્જડ ગામડાં તું દાયજામાં આપે તે હું સ્વીકારીશ નહિ. ત્યારે દીકરીનો બાપ કહે છે કે તું મૂંઝાઈશ નહિ, સુલ્તાન મહમૂદ જો થોડા વધારે દિવસો રાજગાદી ઉપર રહેશે તો (તેના જૂલ્મને પરિણામે) આખો દેશ ઉજ્જડ થશે અને હું તે દેશનાં તમામ ગામ તારા દીકરાને આપીશ.[1]

(૨) એક બુદ્ધિશાળી સંતપુરુષે સ્વપ્નામાં સુલ્તાન મહમૂદને જોયો. તેણે પૂછ્યું, "ઓ ભાગ્યવંત સુલ્તાન, શાશ્વત શાંતિ ધામમાં તમારી શું સ્થિતિ છે? મહમૂદે ઉત્તર આપ્યો કે ચૂપ રહો. તમે મારુ દિલ દુખાવો નહિ. સલ્તનતની અહીં શું અગત્ય છે? મારી રાજ્યસત્તા તો એક ભૂલભરેલો વિચાર હતો. મુઠ્ઠીભર માટીમાંથી બનેલો માનવ શું રાજ્યસત્તા ભોગવી શકે? મને મારી અશક્તિ અને દ્વિધાનો ખ્યાલ આવ્યો છે અને હું સુલ્તાન કહેવરાવતાં પણ શરમાઉં છું. મને જો તમારે કોઈ નામથી બોલાવવો હોય તો સુલ્તાન ન કહેતાં 'એક માર્ગ ભૂલેલો માનવી' એમ કહેવું. મારી સલ્તનત વાયુમાં વિલીન થઈ ગઈ. હું તો એક ગુલામ છું. તમે મારા પુત્ર મસુદને મારા આશિષ સાથે કહેશો કે જો તે શાણો હોય તો તેના પિતાના જીવન ઉપરથી દૃષ્ટાંત લે. અરે! હું જાહેર સ્નાનગૃહમાં ચૂલો સળગાવનારો હોત, તો લોકો મને મહમૂદ ચૂલાવાળો કહેત અને હું આ આફતના વંટોળમાં ફસાત નહિ. પરમેશ્વરે મને સલ્તનત ન આપતાં સો કૂવાઓમાં પટકયો હોત! અરે! મને રાજ્યપતિ ન બનાવતાં મોલ લણતો ખેડુત બનાવ્યો હોત તો! પણ હવે છટકવાનો કોઇ માર્ગ નથી. હવે તો મારા રાજ્યઅમલ દરમ્યાન કરેલાં કૃત્યોનાં અંશે અંશનો (ખુદાને) હિસાબ આપવાનો જ રહે છે.[2]

૧ આ વાર્તા ગુલીસ્તાનમાં છે પણ અન્યત્ર જુદા નામે પણ લખાઈ છે.
૨ મંત્તીકુત્તર — શેખ ફરીદુદીન અત્તાર.

(૩) ખુરાસાનના એક મલિકે સબક્તગીનના પુત્ર મહમૂદને સ્વપ્નામાં જોયો. તેના તમામ અવયવો કબરમાં જુદાં પડી ગયેલાં હતાં અને ખાક થઇ ગયેલાં હતાં. માત્ર તેની આંખો તેના ઘરામાં ફરતી હતી. આ વાતનો ભેદ શું છે તેનો ખુલાસો કોઈ કરી શકતું નહિ. અંતે એક દરવેશે તેનો એ અર્થ કર્યો કે મહમૂદની આંખો હજી જોઇ રહી છે કે જે મુલ્કો તેની હતા તે બીજાઓ પાસે છે.[1]

આમ મહમૂદના મૃત્યુ પછી પણ તેનાં પરાક્રમો અને વિજયોની કથાઓ કરતાં તેની કીર્તિ ઉપર કાલિમા પાથરતી તેના ધનલોભ અને રક્તપિપાસાની વાર્તાઓ[2] વિશેષ પ્રચલિત થઇ ગઈ. મહમૂદ લોકમાનસમાં એક જૂલ્મી લોભી અને ક્રૂર રાજા તરીકે સ્થાયી થઈ ગયો.

## ગીઝનીનો વિનાશ

ઈ. સ. ૧૧૩૦માં ઘોરના અમીર અલ્લાઉદ્દીને ગીઝની ઉપર ચડાઈ કરી. મહમૂદનો પૌત્ર નિર્બળ થઇ ગયો હતો તે માત્ર તેના પિતામહની કીર્તિ ઉપર જીવતો હતો. અલ્લાઉદ્દીને ગીઝની જીત્યું, લૂંટયું અને ગીઝનીના નિવાસીઓની ક્રૂર કતલ કરી, તેનાં મકાનો પાડી બાળી, તેનો સર્વનાશ કર્યો. માત્ર મસ્જીદ તથા એક મકરબો કે જે મહમૂદનો હોવાનું આજ કહેવાય છે, તે બેને બચાવી ગીઝની ઉજ્જડ કર્યું. આજ ગીઝની એક નાનું ગામડું છે તેમાં ફક્ત આ બે ઈમારતોનાં ખંડેરો મહમૂદ જેવા રક્તપિપાસુ અને દ્રવ્યલોભી રાજાની યાદી આપી રહ્યાં છે.

---

૧ ગુલીસ્તાન, શેખસાદી.
૨ આવી અનેક વાર્તાઓ છે તેમાંથી માત્ર ત્રણ જ લીધી છે.

# પ્રકરણ આઠમું

## સોમનાથનું પુનઃ મંડન

"મહમૂદે દેશની સંપત્તિનો નાશ કરી એવાં આશ્ચર્ય ભરપુર પરાક્રમો કર્યાં કે હિન્દુઓ ધૂળનાં રજકણોની જેમ સર્વે દિશાઓમાં વિખરાઇ ગયા અને લોકમુખે કહેવાતી કહાણી જેવા થઈ ગયા. પરંતુ આ વિખરાઈ ગયેલા અવશેષો સર્વે મુસ્લીમો પ્રત્યે અપાર ધિક્કારની લાગણીઓ પોષી રહ્યાં"[1]

મહંમૂદે આર્ય સંસ્કૃતિ, સભ્યતા અને ધર્મના પ્રતિકોનો નાશ કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો, પરંતુ તેનાં પરિણામે તેણે પોતાનો જ વિનાશ સર્જ્યો. ગીઝનીની સત્તા ક્ષીણ થઈ ગઇ અને મહમૂદ ભગ્ન હૃદયે મૃત્યુ પામ્યો. તેના વંશજોએ ગીઝની ગૂમાવ્યું.

ઈસ્લામનો બળજબરીથી પ્રચાર થયો તે જ થયો. જે દેશે અને જે જાતિએ, શકો, હૂણો અને અનાર્ય જાતિઓને તેમના વિશાળ ધર્મક્ષેત્રમાં સમાવી લીધી હતી, તે મુસલમાનોને સમાવી ન શકી. એક જ વૈદિકધર્મમાંથી નીકળેલા અનેક સંપ્રદાયો અને શાખાઓના લોકો સૈકાઓથી સહજીવન જીવી શકયા, અનેક મતમતાંતરો અને શાસ્ત્રાર્થો થયા છતાં, પરસ્પર શાબ્દિક યુધ્ધો સિવાય તેમાં અન્ય પ્રશ્ન ન હતો. પરંતુ ઈસ્લામ ન તો તેમને સમજી શકયો, ન તો તેઓ ઈસ્લામને સમાવી શકયા.

મહમૂદે અને તેના અનુયાયીઓએ રેલાવેલી શોણિતની સરિતાઓ અને ફેલાવેલાં મૃત્યુ અને વિધ્વંસના સામ્રાજ્યમાં ભય દ્વારા ઈસ્લામનો, ધાર્યા જેટલો પ્રચાર થઈ ન શકયો. બૌધ્ધ

---

૧ અલ્બીરૂની.

ધર્મે અનેક આર્યોને તેમના ધર્મની દીક્ષા આપી હતી જૈન ધર્મે પણ તેની છાયામા વૈદિક ધર્મને અનુસરનારાઓને લીધા હતા પણ તે શાસ્ત્રોના સિદ્ધાતોથી આકર્ષીને, તલ્વારના બળે નહિ ઈસ્લામનો અંગિકાર કરી મુસ્લીમ થયેલા હિન્દુઓ પેઢીઓ સુધી તેમના અંતરમા હિન્દુ જ રહ્યા તેમણે સમય આવે મુસ્લીમો સામે તેમનુ માથું ઊચકયુ અને હિન્દુધર્મના રક્ષણે પ્રાણ પણ આપ્યા [૧]

મહમૂદના આ પરાક્રમ માટે મુસ્લીમ તવારીખ નવેશોએ તેની પ્રશંસા કરવા અતિશયોક્તિ ભરપુર લખાણો લખવાની એક બીજાથી સ્પર્ધા કરી છે, અને મહમૂદના આ કાર્યને ન્યાયી ઠરાવવા અનેક કલ્પનાતીત વાર્તાઓ લખી છે, પરંતુ મહમૂદના આ ઘૃણિત કાર્યની અસર તેણે ધારી હતી તેના કરતા વિપરિત થઈ "આ નીતિથી ઈસ્લામ એટલે લૂંટારાઓનુ સ્વરૂપ છે તેવી લાગણી હિન્દુઓમા થઈ, અને ઈસ્લામ માટે તીવ્ર ધિક્કાર ઉત્પન્ન થયો"[૨]

સમજુ અને વિચારશીલ મુસ્લીમોએ પણ ઈસ્લામના આ પ્રકારના પ્રચારને સ્વીકાર્યો નહિ. એક વર્તમાન મુસ્લીમ લેખક લખે છે કે "મહમૂદે દીનને નામે, તેની ખોટી કીર્તિની ભૂખને પોષવા, જે લૂટ, ત્રાસ અને વિનાશ સર્જ્યો હતો, તેની યાદી સોમનાથ ઉપરનો લેખ મને આપે છે આક્રમણકારો શા માટે પવિત્ર સ્થાનો લૂંટવા માટે કટિબદ્ધ થયા હતા તે જ સમજાતું નથી મસ્જીદો અને ચર્ચો જે પ્રકારે ઇશ્વરના અસ્તિત્વની ઘોષણા કરે છે તેજ પ્રકારે શું મંદિરો નથી કરતા? મૂર્તિઓના ખંડન કરી અને મંદિરોમા લૂટ કરી ઇશ્વિરના નામને તેઓ કેવી રીતે ઉજ્જવલ કરવા ધારતા હશે?"[૩]

---

૧ આ વિગતો આગળના પ્રકરણમા આવશે

૨ તારીખે હિન્દ મૌલવી ઝાકા ઉલ્લાખાન

૩ કેરેવાન માસિક ઈ સ ૧૯૫૬ના સપ્ટેબરનો અંક. શ્રી અઝીઝ હુસેન, હૈદરાબાદ

ખુસ્તાત તથા મ'ત્તિ કુયત્તરના લેખકોએ પણ આગલા પ્રક રણમા જોયુ' તેમ મહમૂદના ધનલોભ અને ક્રૂરતાની વાતો લખી, તેની કીર્તિ ગાવાને બદલે કાળા કૃત્યોને વખોડયા છે આમ ભૂત કાળમા અને વર્તમાનકાળમા ન્યાયપ્રેમી અને જ્ઞાની મુસ્લી મોએ મહમૂદના આ નિંદ્યકાર્યને ધિક્કાર્યું છે અને ઇતિહાસ સાક્ષી પૂરે છે કે તેણે જે ધારણાથી સોમનાથનુ પવિત્ર મ દિર લૂંટ્યુ તે ધારણા માત્ર ધન પ્રાપ્ત કરવા પુરતી ફળી તેના આ ભગીરથ પ્રયાસના પરિણામે ન તો તેની કીર્તિ વધી, ન તો તેના રાજ્યની સીમા વધી તેના સરદારો અને સૈનિકોનો ઘાણ નીકળી ગયો અને તેનુ શરીર અને મન બન્ને ભાગી ગયાં. સોમનાથની ભગવી ધજા તો એટલી જ ઉન્નત રીતે ઉડતી રહી અને એટલી જ શ્રદ્ધા અને ભક્તિભાવથી તેની આરતી ઉતરતી રહી

જે ધર્મમા સર્જન અને વિસર્જન સમાતરે ગણ્યુ છે, જૂના વસ્ત્રો ત્યાગી નવા પહેરવા જેટલુ જ શરીરનુ મૃત્યુ અને પુર્નજન્મ સરળ ગણ્યા છે, જ્યા પાર્થેશ્વરની પૂજા કરી તેનું જળમા વિસર્જન કરવામા આવે છે, જ્યા ગણેશ, શક્તિ આદિ દેવતાઓનુ આવ્હાહન કરી સ્થાપન કરી કાર્યાતે, તે સ્થાપનનુ ઉથાપન થઇ જાય છે, ત્યા સોમનાથનુ પુન સ્થાપન કરવાનું બ્રાહ્મણોને દુષ્કર લાગ્યુ નહિ જેને શસ્ત્રો કાપી શકતા નથી, જેને પાવક બાળી શકતો નથી, જેનો નાશ નથી, તે ધર્મ અને તેના ધર્મસ્થાનો ઉપર એક નહિ, અનેક કુઠારાઘાત થાય, છતા તે અમર છે તે ભાવના લક્ષ્યમા લઈ મહમૂદ, ગીઝની ન પહોચ્યો ત્યા તો સોમનાથમા આરતીના ઘ'ટારવનો ગ'ભીર છતા પ્રેરણાદાયી નાદ સર્વ દિશાઓમા ગૂંજતો થયો મહમૂદ આવ્યો જ ન હતો અને જાણે ક'ઇ બન્યુ જ ન હતું, તેમ માની હિન્દુઓએ પોતાનુ કાર્ય આર'ભી દીધુ

## પુનરોધ્ધાર

મહમૂદે હણેલી પોતાની પ્રતિષ્ઠાથી પશ્ચાતાપ કરતા માલવપતિ ભોજ પરમાર, ગુર્જર નરેશ ભીમ સોલંકી અને સોરઠના સ્વામી રાહ નવઘણ, ખંડિત દેવાલયને પુનરોધ્ધાર કરવાના દેવકાર્યમાં પ્રવૃત થયા.

મહમૂદે ખંડિત કરેલા દેવાલયને આ સમયે ખરેખર કોણે ઉદ્ધાર કર્યો તે પ્રશ્ન પ્રત્યેક રાજાની પ્રશસ્તિ જોતાં ગૂંચવાડો ઊભો કરે છે. ઉદયપુર પ્રશસ્તિમાં સ્પષ્ટ લખ્યુ છે કે "પરમાર ભોજદેવે તુર્કોને હરાવ્યા અને સોમનાથનું મંદિર બંધાવ્યુ"[१]

તે સામે પ્રભાસપાટણના ભદ્રકાલીના શિલાલેખમાં લખ્યુ છે કે "ભીમદેવે કાળના કારણે જીર્ણ થયેલા મંદિરને સુંદર પથ્થરોથી રત્નવિભૂષિત કર્યુ".[२]

રાહ નવઘણે સોમનાથનું મંદિર સમરાવ્યુ તેવો લોક સાહિત્યમાં ઉલ્લેખ છે.[३]

ભોજ પરમાર તે સમયને એક મહાન રાજા હતો, પણ તે પ્રભાસ આવ્યો હોવાનો કોઇ ઉલ્લેખ નથી. ભીમદેવ સોલંકી તો વાસ્તવમાં તેનો ખંડિયો હતો, અને તે સંભવી શકે કે તેણે ભીમને આર્થિક સહાય આપી, અવન્તિમાં રહી, સોમનાથનું મંદિર સમરાવવા ઉદ્યમ કર્યો હોય અને તેમ કરી તેણે સોમનાથનો ઉધ્ધાર કરવાનો

---

૧ ઉદયપુર પ્રશસ્તિ– કડી ૧૯–૨૦ એ. ઈ. ૧ (કલકત્તા ૧૮૯૨)

૨ ભદ્રકાળી શિલાલેખ— ઈ. સ. ૧૧૬૯– કડી ૧૬— હી. ઈ. ઓફ ગુજરાત. શ્રી. આચાર્ય.

૩ નવઘણ નવસોરઠ ધણી વીર વાંભાજે હાથ
અણુનમ તેં આવાસીયા સોરઠ ધર સોમનાથ,
હે! નવસોરઠના સ્વામી અણુનમ નવઘણ તેં તારા અજાનબાહુથી સોરઠ ભૂમિમા સોમનાથને મંદિરમા પધરાવ્યા.

સ તોષ અનુભવ્યો હોય તેણે તુર્કોને હરાવ્યા હોવાનો કોઈ નિર્દેશ મુસ્લીમ ગ્ર થોમાથી પ્રાપ્ત નથી સોમનાથ ઉપરની ચડાઇ પહેલા કે તે પછી, ભોજ અને મહમૂદના સૈન્યોને ભેટો થયો હોય તેવુ વર્ણન કોઇએ આપ્યુ નથી મુસ્લીમ લેખકોએ મહમૂદના પરાજયનો ઉલ્લેખ ન કર્યો હોય તે સ ભવે પણ પૂર્વાપર સબ ધ જોતા મહમૂદે અને તેણે કોઈ યુદ્ધ કર્યું હોવાનુ જણાતુ નથી એટલે એ શબ્દો તો પ્રશસ્તિકારે ભોજને મહાન બનાવવા વાપર્યા હોવાનુ જણાય છે અથવા કોઈ અન્ય પ્રસ ગે યુદ્ધ થયુ હોય તેનો ઉલ્લેખ કરવામા આવ્યો છે

ભદ્રકાલીના શિલાલેખમા ભીમે પથ્થરોથી મ દિર ચણાવ્યુ તેમ લખ્યુ છે તેનો સારાશ એ હોઈ શકે કે મહમૂદે ભીતોમા જડેલા હીરાઓ અને અન્ય રત્નો કાઢવા ભીષણ અગ્નિ પ્રજ્વ લિત કરેલો અને પથ્થરો પણ તોડેલા, તેથી મ દિરને ઘણું નુકશાન થયુ હશે ભીમે જે પથ્થરો તૂટેલા અથવા શૃગાર મૂર્તિઓ ભાગી નાખેલી અને જે જે ભાગમા અગ્નિથી નુકશાન થયેલુ તેને સમરાવી મ દિરને પૂર્વસ્થિતિએ મૂકયુ, તેથી તેણે નવુ મ દિર બાધ્યુ એમ કહી શકાય નહિ શિલાલેખની ભાષા કાવ્ય મય છે તે તો કહે છે કે

श्री मीमदेवो रुचीतर महाप्रावमी
रत्नकूट त कालाउजीण मेष क्षितिर्पति

શ્રી ભીમદેવે મોટા સુદર પાષાણોથી ચણી રત્નો જડાવ્યા એટલી સ પત્તિ ક્યા હતી ? તેને ભોજે અને અન્ય રાજાઓએ અવશ્ય આથિક સહાય આપી હશે અથવા પ્રજા પાસેથી ફાળો કરી મેળવી હશે

રાહ નવઘણ તો ગુર્જર રાજદ્વારા લૂટાયેલા ખજાનાવાળા રાજ્યનો બાળ રાજા હતો તેની પાસે ન તો ધન હતુ, ન તો શક્તિ શ્રીધર અને મહીધર નામના તેના મ ત્રી અને સેનાપતિ પણ સોમનાથની સખાતે તેમના પ્રાણનુ બલિદાન આપી ચૂકયા

હતા, તેમ છતાં સ્થાનિક અધિપતિ તરીકે તેણે પણ આ શુભ કાર્યમાં સહાય આપી હોય !

## "કાળે કરીને જીર્ણ"

ભદ્રકાલીના શિલાલેખમાં "કાળે કરીને જીર્ણ થયેલા" મંદિરનો ભીમે જીર્ણોદ્ધાર કરાવ્યો હોવાનું જણાવ્યું છે. તેથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય કે ભીમે સમરાવ્યું ત્યારે દેવાલય જીર્ણ થઈ ગયેલું ? તો શું મહમૂદે સોમનાથના દેવાલયનો ધ્વંસ કર્યો જ ન હતો ? અલબીરૂની અને ફર્રૂખીનાં કથનો ન હોત તો આપણે અવશ્ય સિદ્ધ કરી શકત કે મહમૂદે સોમનાથ ઉપર ચઢાઈ કરી જ ન હતી. પરંતુ તે હકીકતનો ઇન્કાર કરી શકાય તેમ નથી. મહમૂદે જરૂર સોમનાથનું મંદિર લૂંટયું હતું અને લિંગના ટૂકડા કર્યા હતા, પણ વિવેક ખાતર કે પવિત્ર ધર્મ-સ્થાનની અદબ ખાતર શિલાલેખમાં આ શરમજનક પ્રસંગનો ઉલ્લેખ ન કર્યો હોય તે સ્વાભાવિક છે.

એમ પણ માની શકાય કે મહમૂદે જ્યારે મંદિર લૂંટયું અને ખંડિત કર્યું ત્યારે તે જીર્ણ થઈ ગયું હશે અને મહ-મૂદને તેને પાયામાંથી તોડી પાડવા સમય ન હતો એટલે તેણે બને તેટલું નુકશાન કર્યું હશે એટલે જ્યારે ભોજ, ભીમ, નવ-ઘણ વગેરેએ સાથે મળી તેનું સમારકામ કર્યું ત્યારે દેવળના જીર્ણ ભાગોને પણ સાથે સાથે સમરાવી લીધા હોય.[1]

## સોમનાથની ખ્યાતિ

મહમૂદ સોમનાથનો ધ્વંસ કરી મુસ્લીમ જગતમાં કીર્તિ કમાયો તેમ આ આપત્તિ પછી ભારતભરની આર્યજનતામાં સોમનાથની કીર્તિ સવિશેષ વિસ્તાર પામી અને મહમૂદે સર-જેલા નુકશાનનું નિશાન મીટાવી દેવા ભારતના રાજાઓ, ધન-કુબેરો અને જનતાના પ્રત્યેક વર્ગે તેમની દાનગંગા વહેતી

---

૧ મંદિર માટે જુઓ પરિશિષ્ટ ૨ જુ.

કરી. સોમનાથ પ્રત્યેના ભક્તિભાવથી પ્રેરાઈ તન મન અને ધનથી તેનું ગતગૌરવ પુન : સ્થાવિત કરવા ભગીરથ પુરુષાર્થ આરંભ્યો.

આ કાર્યમાં ભિન્ન ભિન્ન રાજાઓએ સોમનાથનો વૈભવ પુનઃ સ્થાપવા જે પ્રયાસો કર્યા તેના સ્ફુટ ઉલ્લેખો પ્રાપ્ત છે. સામાન્ય પ્રજાજનોની સેવાઓની તો માત્ર કલ્પના જ કરવાની રહે છે.

## સિયકદેવ

પરમાર રાજા સિયક બીજાએ ઈ. સ. ૧૦૪૫માં સોમનાથની યાત્રા કરી. મહમૂદને આંતરી તેને સોમનાથ આવતો અટકાવી શકાયો નહિ, તે પાપનું તે પ્રાયશ્ચિત કરતો હોય તેમ, સોમેશ્વર પાસે સુવર્ણતુલા વિધિ કરી મંદિરમાં અને બ્રાહ્મણોને સુવર્ણનું દાન દીધું.[૧]

## બલ્લાળ દેવ

ચૌલુક્યોના બળવાન રાજ્યનું અસ્તિત્વ ભુંસી નાખી પોતાના રાજ્યનો વિસ્તાર વધારી એક મહારાજ્ય સ્થાપનાર બળવાન ભીલ્લમ રાજાના ભત્રીજા બલ્લાળદેવે સોમનાથની પૂજાના ખર્ચ માટે કુપ્પેહાલુ નામનું ગામ ઈ. સ. ૧૧૨૦ લગભગ અર્પણ કર્યું.[૨]

## અપરાદિત્ય

કોંકણના સિલહર અપરાદિત્યના મંત્રી લક્ષ્મણ નાયકે સોમનાથની યાત્રા કરી ત્યાં સમુદ્રસ્નાન કરી બ્રાહ્મણોને વાટિકાનું દાન આપ્યું[૩]

---

૧ ઇમ્પોરટન્ટ ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ બરોડા સ્ટેટ–ગદરે—

૨ ડી. પ્ર. ઓફ ગુજરાત ભાગ ૩ જો.

૩ સદર

## સિદ્ધરાજ જયસિંહ

ગુજરાતનો મહાપરાક્રમી મહારાજા સિદ્ધરાજ તેના પિતાની હયાતીમા જ ઇ સ ૧૦૯૪મા બાલ્યવયમા ગુજરાતની ગાદીએ બેઠો થોડા જ વર્ષમા તેનો પિતા ગુજરી ગયો અને તેનો ઉછેર તેની માતા મિનલદેવી વા મણયલ્લાએ કર્યો

એક વાર મિનલદેવી સોમનાથની યાત્રાએ જવા નીકળી તે સમયે તેને પૂર્વજન્મમા તે યાત્રાએ જતી હતી ત્યારે, વેરો ન ભરી શકવાના કારણે પાછી ફરી, અને તેના પરિતાપમા ઉપવાસ કરી મૃત્યુ પામી, તે વાતની તેને સ્મૃતિ થતા, જ્યારે તે સોમનાથ જતા યાત્રાળુઓ પાસેથી મુડકાવેરો લેવાતો તે બાહુલોદ ગામે આવી, ત્યારે તેણે દાણ ન ભરી શકવાને કારણે પાછા જતા યાત્રાળુઓને જોઈ સિદ્ધરાજને કહ્યુ કે, જ્યા સુધી આ દાણ માફ નહિ થાય ત્યા સુધી હુ સોમનાથ તો નહિ જાઉં, પણ અન્નજળ પણ નહિ લઉં સિદ્ધરાજે કર્મચારીઓને પૂછતા જણાયુ કે પ્રતિવર્ષે આ વેરાની ઉપજ બોતેર લાખ જેટલી થવા જાય છે પોતાની માતાના માન ખાતર સિધ્ધરાજે વેરો કાઢી નાખ્યો

મિનલદેવીએ સોમનાથ જઈ સવા કરોડની સુવર્ણમય પૂજા કરી તુલાપુરુષ ગજદાન વગેરે મોટા દાનો આપ્યા

સોમનાથમા એ રીતે અપૂર્વ દાનો દઈ તે અભિમાન પૂર્વક સૂતી હતી ત્યારે તાપસ વેષધારી સોમનાથે તેને કહ્યુ કે અહીં મારા મદિરમા કોઈ એક યાત્રાળુ સ્ત્રી યાત્રાર્થે આવી છે તેનુ પુણ્ય તુ માગી લે પરિચારકો મિનલની આજ્ઞાથી આ સ્ત્રીને શોધી લાવ્યા, અને જ્યારે મિનલે તેને પૂછ્યુ કે તેં યાત્રામા શુ ખર્ચ્યુ છે ત્યારે તેણે કહ્યુ કે હું એકસો યોજનનુ અંતર કાપી ભિક્ષાવૃત્તિથી ઉદરપૂર્ણા કરતી કરતી, મહા પ્રયત્ને અહીં આવી છુ મેં તીર્થ ઉપવાસ કરી પારણા કરવા માટે કોઈ પાસેથી તલનો ખોળ માગી લાવી તેના એક ટૂકડાથી સોમેશ્વરની પૂજા કરી,

તેનો એક ભાગ અતિથિને આપી, એક ભાગનું મે પારણું કર્યું. આપ રાજમાતા છો, આપે બોંતેર લાખનો પ્રતિવર્ષ લેવાતો કર માફ કર્યો અને સવા કરોડની પૂજા કરી, તે મારા પુણ્યમાં કેમ લોભાયાં છો? પણ વાસ્તવમાં મારુ પુણ્ય આપના પુણ્યથી વિશેષ મોટું છે કારણ કે સંપત્તિમાં નિયમ, શક્તિમાં સહનશીલતા યૌવનમાં વ્રત, અને દારિદ્રમાં દાન અતિ અલ્પ હોય તો પણ મોટો લાભ આપે. આ વચનોથી મિનલનો ગર્વ દૂર થયો.[1]

બાહુલોદ— જે ગામે ગુજરાતનો રાજા સોમનાથ જતા યાત્રિકો પાસે વેરો લેતો તે ગામનાં સ્થાન માટે કેટલોક નિરર્થક વિવાદ છે. આજથી એક સહસ્ર વર્ષો પૂર્વે જે ગામો અને નગરો અસ્તિત્વમાં હતાં તેમાંનાં ઘણાં નષ્ટ થયાં છે અથવા તેમનાં નામો બદલી ગયાં છે, એટલે વર્તમાન ગામનાં ભળતાં નામો ઉપરથી તે નિર્ણય કરવો કે અનુમાન બાંધવું ઈષ્ટ નથી. સોમનાથ જતા યાત્રાળુઓ પાસેથી વેરો લેવાનું નાકું તેના માર્ગ ઉપર જ હોય, છતાં એક વિદ્વાન તે ગામ નમદાતીરે હતું તેમ કહે છે. બીજા વિદ્વાન તે ધંધુકા પાસેનું ભોળાદ હતું તેમ કહે છે. પરંતુ સોમનાથના તત્કાલિન એક માર્ગ ઉપર પ્રભાસ પાટણથી પચાસેક માઇલ દૂર વંથળી પાસે બાલોટ અને બીજા માર્ગ ઉપર પ્રભાસથી દશેક માઈલ દૂર બોળાસ ગામ છે, તેના માટે અનુમાન શા માટે ન થાય? પણ તે સાથે એ પણ વિચારવાનું રહે છે કે સોમનાથ પ્રદેશ ઉપર સિધ્ધરાજે રાહ ખેંગારને મારી સોરઠ લીધું, ત્યાં સુધી તેનો અધિકાર ન હતો અને સ્વાભાવિક રીતે રાહ ખેંગાર જેવા રાજપતિ પોતાની હદમાં સિધ્ધરાજના અધિકારીઓને વેરો ન જ લેવાદે. એટલે બાહુલોદ કયાં હતું તે ચર્ચા નિરર્થક છે.

જૂનાગઢના ખેંગારને જીતીને તેની પરિણીતા પત્ની રાણક દેવીની ઈચ્છા કરનાર સિધ્ધરાજ જ્યારે પ્રભાસ ગયો ત્યારે

---

૧ પ્રબંધ ચિંતામણિ પાંચમો પ્રકાશ. મેરૂતંગાચાર્ય (ઈ. સ. ૧૩૦૬)

બ્રાહ્મણોએ આ કામાંધ અને અનીતિ આચરનાર, બાલહત્યારા રાજાનું દાન લેવા સ્પષ્ટ ઈન્કાર કર્યો. જૈનગ્રંથો બ્રાહ્મણોના આ વર્તનનું કારણ આપતાં કહે છે કે બ્રાહ્મણોએ જૈનધર્મનો ઉચ્છેદ કરવા રાજા પાસે માગણી કરી તે તેણે ન સ્વીકારી તેથી તેમણે તેનાં દાનનો અસ્વીકાર કર્યો.

સિધ્ધરાજને વૃધ્ધાવસ્થા પ્રાપ્ત થઈ, છતાં જ્યારે પુત્રપ્રાપ્તિ થઈ નહિ ત્યારે પોતાના ગુરૂ શ્રી હેમચંદ્રાચાયને સાથે લઈ તીર્થયાત્રા કરવા નીકળ્યો, અને વિમલાચલ પર્વત ઉપર જઈ, ત્યાં શ્રી આદિનાથજી ભગવાનની પૂજા કરીને સ્તુતિ કરી, તેની પૂજા માટે બાર ગામો આપી સોમનાથ તરફ આગળ વધ્યો. તે પછી રૈવતગિરિ ઉપર નેમીનાથની યાત્રા કરી કોડીનાર ગયો. ત્યાં જગદંબા સમાન અંબાદેવીની સિધ્ધરાજે પૂજા કરી હેમચન્દ્રસુરિને કહ્યું "મહારાજ મારે પુત્ર નથી, માટે આપ અંબા દેવીને પૂછો કે મારે ત્યાં પુત્ર જન્મ થશે કે નહિ?" તેથી આચાર્યે ત્રણ ઉપવાસ વડે અંબાની આરાધના કરી અને દેવીએ પ્રસન્ન થઇને જે કહ્યું તે પ્રમાણે પુનઃ રાજાને ગુરૂએ કહ્યું કે "હે દેવ તું ગમે તેટલો ઉપાય કરીશ તો પણ તારે ત્યાં સંતતિ થવાની નથી, અને તારી પાછળ કુમારપાળ રાજા થશે."[1]

સિધ્ધરાજને આ ઉત્તરથી અતિશય ચિંતા વ્યાપી અને તે પાછો પાટણ ગયો. દૈવજ્ઞોને પૂછતાં તેમણે પણ તેમ કહ્યું. તેથી તેણે સોમેશ્વરની આરાધના કરી પુત્ર મેળવવા નિશ્ચય કર્યો, અને પગે ચાલીને પ્રભાસ ગયો. ત્યાં સ્નાન કરીને સ્રી સહિત ત્રણ ઉપવાસ કર્યા અને પુષ્પાદિકથી પૂજન કરી સોમનાથને બહુ પ્રસન્ન કર્યા. તેથી સોમેશ્વર દેવ પ્રત્યક્ષ થઇને બોલ્યા કે "રાજન તું શા માટે અહીં આવ્યો?" રાજાએ નમન કરી કહ્યું કે "મારી વૃધ્ધાવસ્થા છે છતાં મારે એક પણ પુત્ર નથી માટે કૃપા કરી મને એક પુત્ર આપો." વિચાર કરીને સોમેશ્વરે કહ્યું

૧ પ્રબન્ધ ચિંતામણિ મેરૂતંગાચાર્ય.

કે "તારે પુત્ર થવાનો નથી અને રાજ્યલાયક બહુપરાક્રમી કુમાર તો પ્રથમથી જ જન્મી ચૂક્યો છે" એમ કહી સોમેશ્વર અંતર્ધ્યાન થયા.[1]

સિધ્ધરાજને ભાવ બૃહસ્પતિએ સોમનાથના જીર્ણ થઈ ગએલાં દેવળનો ઉધ્ધાર કરવા વિનંતિ કરી ત્યારે તેણે બૃહસ્પતિને મુખ્ય આચાર્યનું પદ આપ્યુ, પણ તેણે જીર્ણોધ્ધાર કર્યો નહિ. આ માટે એક એવું મંતવ્ય છે કે સોમનાથે તેને પુત્ર ન આપ્યો તે માટે સિધ્ધરાજે જીર્ણોધ્ધાર કર્યો નહિ. પણ બૃહસ્પતિએ વિનંતિ કરી તે પછી તે થોડા કાળમાં જ તે ગુજરી ગયો તેથી જીર્ણોધ્ધારનો યશ અને ઉત્તરદાયિત્વ કુમારપાળને મળ્યાં.

## કુમારપાળ

સિધ્ધરાજ ઈ.સ. ૧૧૪૩માં મૃત્યુ પામ્યો અને તેની ગાદીએ કુમારપાળ બેઠો. ગુજરાતના રાજ્યાસને સ્થિર થયા પછી તેણે કેટલાંએક વર્ષો પાડોશી રાજાઓ સાથે યુધ્ધો કરવામાં ગાળ્યાં. અને તેમાં સફળતા મળ્યા પછી તેના દુઃખના દિવસોમાં તેને સહાય કરનાર જૈન આચાર્ય હેમચંદ્ર સુરિને તેણે ગુરુપદે સ્થાપી તેની આજ્ઞાનુસાર ધર્મકાર્યો કર્યાં.

એક વાર કુમારપાળે ગુરુને વિનંતી કરી કે આપ મને એવું કોઈ ધર્મકાર્ય બતાવો કે હું તેના ઉપર ધન ખર્ચું. ત્યારે ગુરુએ આજ્ઞા કરી કે "દેવપટ્ટણના સોમેશ્વરનું દેવળ સમુદ્રના મોજાંઓના જોરથી તૂટી ગયું છે, તેનો જીર્ણોધ્ધાર કરો."

ગુરુની આજ્ઞા સ્વીકારી કુમારપાળે સોમનાથ મંદિરનો જીર્ણોધ્ધાર કરવાની પ્રતિજ્ઞા કરી. ગુરુએ તે સાંભળી વિશેષ આજ્ઞા કરી કે "જ્યાં સુધી દેહરાનાં શિખર ઉપર ધજા ચડે નહિ ત્યાં

૧ કુમારપાલભૂપાલચરિત્રમા આ વાર્તા આપી છે.
ચિતોડનો લેખ. पुत्रार्थं चरण प्र (था)—
हविषिला धो सोमनाथ ययो. રા. બ. ગૌરીશંકર ઓઝા. પ્રસ્થાન
પુ. ૯ અંક ૩ પૃ. ૧૭૩.

સુધી તમારે માંસાહાર કરવો નહિ અને બ્રહ્મચર્યનુ પાલન કરવુ” કુમારપાળે આ આજ્ઞા પણ સ્વીકારી મહાદેવ ઉપર જળ મૂકી તે પ્રમાણે વર્તવા પ્રતિજ્ઞા કરી

મ દિરનુ કાર્ય બે વર્ષ પર્ય ત ચાલ્યુ અને જ્યારે કલશ સ્થાપન અને ધ્વજારોપાણુનો પ્રસ ગ આવ્યો, ત્યારે તેણે આચાર્યને કહ્યું કે મારી બાધા મૂકાવો હેમચ દ્રસુરિએ ઉત્તર આપ્યો કે તમે વ્રત પાળ્યુ છે તેથી મહાદેવની સન્મુખ ઊભા રહેવા તમે યોગ્ય થયા છો તમે ત્યા યાત્રાએ જશો ત્યારે બાધા મૂકવા પ્રસ ગ આવશે

કુમારપાળની પાસે રહેતા બ્રાહ્મણો, હેમચ દ્રાચાર્યના રાજા ઉપર જામેલા વર્ચસ્વના કારણે તેની ઈર્ષ્યા કરતા તેથી રાજાને કહ્યુ કે હેમચ દ્રાચાર્યને સોમનાથ ઉપર શ્રધ્ધા નથી અને તેની ખાતરી કરવી હોય તો તેમને સોમનાથ સાથે લઈ જવાનુ યોગ્ય છે રાજાએ ગુરુને સોમનાથ આવવા વિન તિ કરી, ત્યારે તેણે કહ્યુ કે યાત્રા એ સાધુનુ જીવન છે, ભૂખ્યા માણસને ભોજન ઉપર બેસાડવા બલાત્કારની આવશ્યકતા નથી, પણ સોમનાથ જતા પહેલા મારે શત્રુ જય અને ગિરનારની યાત્રા કરવી પડશે માટે રાજા યાત્રા માટે પ્રયાણ કરે, અને પોતે તેમને યોગ્ય સમયે પ્રભાસમા આવી મળશે

## કુમારપાળ પ્રભાસમાં

કુમારપાળ એક મોટા સ ઘ સાથે પ્રભાસ પહોચ્યો પ્રભાસના દ્વારે જીર્ણોદ્ધાર માટે રાજનિયુક્ત અધિકારી ભાવ બૃહસ્પતિએ તેનુ સન્માન કર્યુ હેમચ દ્રાચાર્ય પણ આવી પહોચ્યા વાજિ ત્રો અને રણભેરીઓના તુમુલ નાદ અને જયઘો ાની ગર્જનાઓ વચ્ચે રાજાએ નગરમા પ્રવેશ કર્યો તે! મ દિરને પગથીએ ચડી મહાદેવને સાષ્ટાગ દ ડવત્ પ્રણામ કર્યા હેમચ દ્રાચાર્ય પણ ભાવ બૃહસ્પતિની સાથે દેવળના દ્વાર સમીપ ઉપસ્થિત થઈ બોલ્યા કે “આ ભવ્ય દેવળમા કૈલાસવાસી

મહાદેવ નિરંતર બિરાજે છે" હેમચંદ્રાચાર્યે લિંગની વિધિવત પૂજા કરી અને મહાદેવની નીચેના શ્લોક બોલી સ્તુતિ કરી.

आर्या

भव बीजाकुर जनना रागाद्या क्षय मुपागतास्य ॥
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनोवा नमस्तस्मै ॥ १ ॥

रथोद्धता वृत

यत्र तत्र समप्त यथा तथा योऽस्मिस्मे
स्यमिधया यथा तथा ॥
वितदोप क्लुष सचन्द्रवा
नेकाएव भगवन्तो स्तुते ॥ २ ॥

ભવબીજના અંકુરને ઉત્પન્ન કરનાર, રાગ આદિ જેના લય પામેલા છે, તે બ્રહ્મા હો, વિષ્ણુ હો, અથવા હર હો વા જિન હો; તેને હું નમસ્કાર કરું છું.

જે તે સમયે જેવો તેવો હું છું, જે તે નામ ધારણ કરનારો છે તે તું જો દોષરૂપી રહિત એક જ હોતો, હે ભગવાન હું તને નમસ્કાર કરું છું.[1]

હેમચંદ્રાચાર્ય મહાદેવની ભાવપૂર્વક પ્રાર્થના કરતા હતા તે જોઈ રાજા અને મંડલી આશ્ચર્યચકિત થઈ. રાજાએ ભાવ બૃહસ્પતિના આદેશ અનુસાર સોમનાથની શ્રદ્ધાપૂર્વક પૂજા કરી આરતી ઊતારી અને પોતાના શરીર સામે સુવર્ણની તુલા કરી સુવર્ણ, હસ્તીઓ, ભૂમિ આદિનું દાન કર્યું.

રાજાએ તે પછી સર્વેને બહાર જવા આજ્ઞા કરી. તે તથા હેમચંદ્રાચાર્ય અંદર રહ્યા અને મંદિરના દ્વારો બંધ કરાવી રાજાએ ગુરુને કહ્યું કે "આટલા બધા ધર્મો છે, તેમાં વિશ્વાસ થાય તેવો ધર્મ પ્રતિપાદિત કરવા મારી ઈચ્છા છે. સોમનાથ સરખો બીજો દેવ નથી, મારા જેવો બીજો રાજા નથી અને આપના જેવો બીજો કોઈ સાધુ નથી. સદ્‌ભાગ્યે આ ત્રણે વિભૂતિઓ

---

૧ કુમારપાળ પ્રબંધ.

અહીં એકત્ર થઈ છે માટે મહાદેવની સમક્ષ જેનાથી મુક્તિ મળે એવો એક દેવ સત્ય રીતે મને બતાવો, કારણ કે જુદા જુદા દેવને પ્રતિષ્ઠા આપેલી હોવાથી દેવતત્વ સંદિગ્ધ છે. આ વાત આપ આ તીર્થમાં મને સાથે સાચી કરો.”

રાજાને પ્રશ્ન સાંભળી હેમચંદ્રાચાર્યે કહ્યું કે “પુરાણની વાર્તાઓની આપણને અગત્ય નથી. જુઓ હું સોમેશ્વરને સાક્ષાત્કાર કરાવું છું અને આપ એનાં શ્રીમુખે જ આપના પ્રશ્નને ઉત્તર સાંભળો; આ સ્થળે દેવ અંતરિક્ષમાં વસેલા છે, આપણે બન્ને અચળ ધ્યાન ધરીશું તો તે પ્રત્યક્ષ થશે” રાજા આશ્ચર્યમગ્ન થયો. આચાર્યે કહ્યું કે “અહીં દેવતત્વ તિરોહિત છે તેથી આપણે નિશ્ચલ આરાધના કરીએ તો દ્વંદ્વની સિદ્ધિ થતાં દેવનો આવિર્ભાવ સહેલો છે. આપ અગરનો ધૂપ કરો અને શંકર પ્રત્યક્ષ આવે નહિ ત્યાં સુધી ચાલુ રાખશો. હું ધ્યાન ધરું છું.”

અગરના ધૂમ્રથી ગર્ભગૃહ ભરાઈ ગયુ, શૃંગારદીપકો મંદ થઈ ગયા અને બન્ને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયા. ત્યાં એકાએક સૂર્યના તેજ જેવો દેદિપ્યમાન પ્રકાશ થયો. રાજાની આંખો અંજાઈ ગઈ. તેણે જ્યારે હળવે હળવે આંખો ખોલી જોવાનો પ્રયત્ન કર્યો ત્યારે જળાધારી ઉપર ઉત્તમ સુવર્ણની કાન્તિવાળા યોગિનાં દર્શન થયાં. તેના શિરે જટા ગુંથેલી હતી, તેનું તેજ અનુપમ હતું, તેની કાન્તિ મૃત્યુલોકના માનવોથી જોઈ ન શકાય તેવી હતી.

રાજાને પ્રતીતિ થઈ ગઈ કે તે સાક્ષાત સોમેશ્વર ભગવાન છે. તેથી તેણે અત્યંત ભક્તિભાવપૂર્વક પોતાનાં આઠે અંગો ભૂમિને અડાડી દંડવત પ્રણામ કરી પ્રાર્થના કરવા માંડી અને કહ્યું કે “હે જગતપતિ, આપની આરાધના કરતાં મારાં નેત્રો કૃતાર્થ થયાં. હવે કૃપા કરી મારા કર્ણોની ઈચ્છા તૃપ્ત કરો.” રાજા જ્યારે મૌન થયો ત્યારે ઘનઘોર રાત્રી વ્યતિત થતાં જેમ પ્રાતઃકાળનો પ્રકાશ થાય તેમ, મહાદેવની મુખમુદ્રા પ્રકાશ

પામી અને તેમના મુખમાથી દેવી શબ્દો નીકળ્યા "ઓ! રાજા, આ સાધુ સર્વ દેવતાઓનો અવતાર છે એ કપટ વિનાનો છે જેમ એ પોતાના હાથમા મોતી જોઈ શકે તેમ દેવત્વ જોવાનુ એને જ સ્વાધીન કર્યુ છે એ ભૂત ભવિષ્ય વર્તમાન જાણે છે, એ જે માર્ગ બતાવે તે નિ સ શય તારે મુક્તિનો માર્ગ જાણવો" આમ કહી દેવ અલોપ થઈ ગયા રાજા શોકાતુર થયો અને હેમચંદ્રાચાર્ય ધ્યાનમુક્ત થઈ શ્વાસ લેવા લાગ્યા રાજા અભિમાનરહિત થઈ ગુરુને ચરણે મસ્તક મૂકી પ્રાર્થના કરવા લાગ્યો કે 'જે કરવાનુ ઘટિત હોય તે કરો' હેમચદ્રાચાર્યે તેથી રાજાને નિયમ લેવરાવ્યો કે "આજથી મૃત્યુ પર્યંત માસાહાર કરવો નહિ, અને મદિરાપાન કરવું નહિ"[1]

**ભાવ બૃહસ્પતિ**

ઉપરોક્ત વાર્તા જૈનગ્રથ દ્વયાશ્રયમા આપી છે અને તેમા જૈન આચાર્ય કલિકાલસર્વજ્ઞ સુરિ હેમચંદ્રાચાર્યની મહત્તાનુ વર્ણન કરી સોમેશ્વરના જીર્ણ દેવાલયનો ઉધ્ધાર તેની પ્રેરણાથી થયો તેમ સિધ્ધ કરવા પ્રયત્ન કરવામા આવ્યો છે આ વિધાન સામે પ્રભાસ પાટણના ભદ્રકાલી મદિરમા ચણાયેલો શિલાલેખ બીજી જ વાત કહી જાય છે તે પ્રમાણે "કાન્યકુબ્જ દેશમા વારાણસી નામે વિખ્યાત નગરમા શભુની આજ્ઞાથી નદીશ્વરે (શ કરના મદિરનો) જીર્ણોદ્ધાર કરવા માટે એક ઉત્તમ બ્રાહ્મણને ઘેર જન્મ લીધો તેનુ નામ ભાવ બૃહસ્પતિ તેણે બાલ્યવયમા અધ્યયન કર્યા સિવાય પૂર્વના સ સ્કારથી ચૌદ વિદ્યામા પ્રાવિણ્ય પ્રાપ્ત કર્યુ અને પાશુપતવ્રત ગ્રહણ કરી તેને (તે સપ્રદાયને) લગતા ગ્રથોની રચના પણ કરી તે પછી રાજાઓને શિષ્યો બનાવી ધર્મસ્થાનોની રક્ષા કરવા માટે યાત્રાના મિષે પ્રવાસ આરભ્યો તે "અનેકતીર્થ કરપાવન" પદવી પ્રાપ્ત કરી ધારાપુરી પહોચ્યા ત્યા તપ કર્યુ અને પરમાર રાજાઓને

---

૧ દ્વયાશ્રય

શિષ્યો કરી ત્યાંના પાશુપત મઠોનું પાલન કર્યું. વિશેષમાં તેની ઉપર અતિ પ્રસન્ન થયેલા જયસિંહદેવ નૃપનો ભ્રાતૃભાવ પ્રાપ્ત કર્યો.[૧]"

"કાશીશ્વર, માલવપતિ, સિદ્ધરાજ અને અન્ય નૃપો તેને ભૂમિ ઉપરનો ધર્મનાયક માની તેની શ્રદ્ધાથી પૂજા કરતા હતા. જ્યારે તેણે સિદ્ધરાજને સોમનાથના શિવાલયનો જીર્ણોધ્ધાર કરવા માટે ઉપદેશ આપ્યો ત્યારે પ્રસન્ન થઈ સિધ્ધરાજે બૃહસ્પતિને મુખ્ય આચાર્ય પદ આપ્યુ.[૨]"

એમ જણાય છે કે ભાવ બૃહસ્પતિને મુખ્ય આચાર્યપદ મળ્યું અને સોમનાથના જીર્ણોધ્ધારનું કાર્ય તે આરંભે તે પહેલાં સિધ્ધરાજ મૃત્યુ પામ્યો.

ઈ. સ. ૧૧૪૩મા કુમારપાળ ગુજરાતની ગાદીએ બેઠો તે પછી પણ ભાવ બૃહસ્પતિએ તેના પ્રયાસો ચાલુ રાખ્યા અને કુમારપાળને "સોમનાથનો જીર્ણોધ્ધાર કરવા ઉપદેશ કર્યો ત્યારે કુમારપાલે ચારે વર્ણોથી સન્માનિત થયેલા દૃઢ મનના ગાર્ગેય ગોત્રમાં જન્મેલા શ્રી બૃહસ્પતિને પૃથ્વી ઉપર ગંડેશ્વર નામથી વિખ્યાત ગોત્રમંડલમાં શ્રેષ્ઠ હોવાથી સર્વના સ્વામી બનાવ્યા. તેણે તેના સ્વહસ્તે અલંકૃત કર્યા. તેના કંઠમાં મૌક્તિકમાલા પહેરાવી બે ચરણોને ચંદન લેપન કર્યું અને આદરથી શિષ્યે તેની આગળ મસ્તક નમાવી ભક્તિથી પ્રણામ કર્યા અને પછી ઘણું દ્રવ્ય આપીને સોમનાથના શિવાલયનો જીર્ણોધ્ધાર કરવા પ્રભાસ મોકલ્યા.[૧]"

"ભાવ બૃહસ્પતિએ પ્રભાસમાં આવી રાજાના દ્રવ્યલોભી અને કુમતિ સચિવોની ઉપેક્ષાના કારણે જીર્ણ થયેલા સોમનાથના

૧ પ્રભાસ પાટણનો વલ્લભી સંવત ૮૫૦-વિ-સં. ૧૨૨૫-(ઇ. સ. ૧૧૬૯)નો શિલાલેખ જુઓ પરિશિષ્ટ ૧૦ મું

૨ વેરાવળ શિલાલેખ વિ. સં. ૧૨૭૩ ઇ. સ. ૧૨૧૬

શિવાલયનો ઉધ્ધાર કર્યો અને તેને કૈલાસ શૈલોપમ સોમનાથ પ્રાસાદનું મેરુપ્રાસાદ નિશ્ચિત કર્યું. કુમારપાળ એ શિવાલય જોઈને અતિ પ્રસન્ન થયો અને ભાવ બૃહસ્પતિને કહ્યું કે "હું તમને, તમારા પુત્ર પૌત્રોને, શશિ, તારા અને સૂર્યના અસ્તિત્વ કાળ સુધી ગંડનું[1] પદ અર્પણ કરું છું." અને તેમ કહીને રાજાએ સર્વેની સાક્ષીમા બ્રહ્મપુરી[2] નામનું ગામ ત્રણ પુટવાળાં તામ્રપત્ર ઉપર લેખિત શાસનથી વૃક્ષજળ વગેરેના અધિકારો સહિત પ્રતિબંધ વિના આપ્યુ."

"ભાવ બૃહસ્પતિએ ૫૦૫ સંતોની પૂજા કરી[3] અને મંદિરની દક્ષિણમાં અને ઉત્તરમાં દુર્ગ બાંધી નગરનો વિસ્તાર વધાર્યો. ઉપરાંત ગૌરી ભીમેશ્વર કપર્દી, સિધ્ધેશ્વર[4] વગેરે દેવોનાં મંદિરો ઉપર કળશો ચડાવ્યા. રાજાઓની સભા માટે મંડપ બાંધ્યો અને પાકશાલાના, સ્નાનાગારના ઉપયોગાર્થે શુધ્ધ જળની વાપી બંધાવી. અગ્ર સ્થાનમાં સ્થંભોના આધારવાળો કક્ષ બાંધ્યો અને રૂપાનાં જળમાર્ગવાળું મંડુકના આકારનું શિવનું આસન કરાવ્યું. તે પછી પાપમોચન મંદિરનો જીર્ણોધ્ધાર કરાવ્યો. ત્રણ દેવની

---

૧ ગંડનો અર્થ કેટલાક લેખકોએ-કોટવાલ-પૂજારી-મહંત એવો કર્યો છે, ગંડ શંકરનું નામ છે. તેને ગંડ સર્વેશ્વર પણ કહેવામાં આવે છે એટલે જેમ કૈલાસનો ગંડ શંકર, એમ પૃથ્વીનો ગંડ (સ્વામી) બૃહસ્પતિ એવો અર્થ છે.

૨ વર્તમાન બાદલપરા. નવાબી કાળમાં તેનું નામ બહાદરપરા પાડેલું. તેનું મુળ નામ બ્રહ્મપુરી છે.

૩ ૫૦૫ સંતોની પૂજા કરી તેનો અર્થ એક વિદ્વાન તેણે ૫૦૫ કુટુંબો વસાવ્યાં તેવો કરે છે.

૪ ગૌરી ભીમેશ્વર અને સિધ્ધેશ્વર એ દેવાલયો પ્રભાસખંડનાં ભીમેશ્વર, સિધ્ધનાથથી જુદાં હોવાનું જણાય છે. રાજા ભીમ અને સિધ્ધરાજના નામે આ દેવાલયો બાંધવામાં આવ્યાં હશે અને તેથી તેના ઉપર સુવર્ણકળશો મૂકવામાં આવ્યા હશે.

મૂર્તિઓ સ્થાપી. સરિતાતટે પગથિયાં કરાવ્યાં એટલું તો નહિ પણ નગરાપુરમાં[1] રહેતા બ્રાહ્મણોને સોમનાથ સમીપે વસવા માટે ઘરો બંધાવી આપી નગરમાં વસાવ્યા, તેમને જલની સુવિધા માટે બે વાપીઓ કરાવી આપી અને અપર ચંડિકાની સ્થાપના કરી." આમ તેણે પ્રભાસનું પુનર્વિધાન કર્યું અને પોતે વંશપરંપરા[2] માટે મળેલું ગંડનું પદ ધારણ કર્યું.

## ભાવ બૃહસ્પતિનું કુટુંબ

ભાવ બૃહસ્પતિની પત્ની મહાદેવી સોઢલની પુત્રી હતી અને તેમને અપરાદિત્ય, રત્નાદિત્ય, સોમેશ્વર અને ભાસ્કર નામે ચાર પ્રતાપી પુત્રો અને પ્રતાપદેવી નામે પુત્રી હતી. પ્રતાપદેવી વિશ્વેશ્વરશશિને પરણી હતી.

## ભાવ બૃહસ્પતિ ઉપર આક્ષેપ

જૈનાચાર્ય હેમચંદ્રસુરિની રાજદરબારમાં વધતી જતી લાગવગ સામે શૈવસંપ્રદાયનું પ્રતિપાદન કરી શકે તેવી કોઈ વ્યકિત હોય તો તે ભાવ બૃહસ્પતિ હતા. તેણે તેની વિદ્વતા પ્રતિભા અને ધર્મશાસ્ત્રોના જ્ઞાનથી રાજાને પ્રભાવિત કરેલો અને તે કારણે જૈનાચાર્યની ઈર્ષ્યા વહોરી લીધેલી. પ્રબંધ ચિંતામણિ કહે છે કે હેમચંદ્રાચાર્યની ઈચ્છા અનુસાર વર્તન ન કરવા માટે ભાવ તેની અવકૃપાના કારણે સ્થાનભ્રષ્ટ થયા હતા. તેના ઉપર વ્યભિચાર કરવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો. ભાવ બૃહસ્પતિએ હેમચંદ્રાચાર્યના ચરણોની દ્વાદશા વર્તનથી વંદના કરી તેને પ્રસન્ન કરી, તેના દ્વારા તેનો છિનવી લેવાયેલો અધિકાર પુનઃ પ્રાપ્ત કર્યો.

શિલાલેખ કહે છે કે "તે શંકરની ભક્તિમાં પરાયણ, બ્રહ્મના જ્ઞાનમાં આનંદ લેનારો, શ્રુતિમાં શ્રદ્ધાવાળો, દાનનો

---

૧ આ નગરાપુર હાલ શિતળાનો ટીંબો કહેવાય છે ત્યાં હતું.

૨ આ પરંપરા જળવાઈ નથી તે આગળ જોવામાં આવશે.

શોખીન અને સુચરિતવાળો હતો.” તેના ઉપર વ્યભિચારનો આક્ષેપ મૂકવામાં આવ્યો તે માની શકાય તેમ નથી. દ્વયાશ્રય લખેછે કે “अथ श्री सोमेश्वरपत्तने कुमार विहार प्रसादे बृहस्पतिनामा गंड कामप्यहर्ति कुर्वाण તેનો અર્થ કામમાં પ્રેમ ન રાખતો એવો પણ થઈ શકે.

આ વિધાન સંબંધમાં વિશેષ વિચાર કરતાં એમ પણ માની શકાય કે ભાવ બૃહસ્પતિએ રતિ કરતાં તેને ગંડ અને મુખ્ય આચાર્યને પદેથી ભ્રષ્ટ કર્યો હોય. હેમચંદ્રાચાર્યે રાજાની વિનંતિથી આ આક્ષેપોની તપાસ કરી તેને નિર્દોષ જાહેર કરી પુનઃ સ્થાનારૂઢ કર્યો હોય અને તે જ કારણ તેની પ્રશસ્તિમાં તે સુચરિતવાળો હતો તે શબ્દો લખાયા હોય. પરંતુ આ મહાન પુરુષનું જીવન, કર્તવ્ય, અપાર શક્તિ અને રાજાનો પૂજ્યભાવ, આ પ્રસંગ પછી પણ તેની ચાલુ રહેલી મહત્તા, જેતાં માત્ર જૈનોએ તેને ઊતારી પાડવા માટે અને તેની પ્રતિષ્ઠા ન્યૂન કરવા માટે ઊભી કરેલી એક કલ્પિત વાત હોવાનું જણાય છે.[1]

કુમારપાલ ઇ. સ. ૧૧૭૩માં ગુજરી ગયો, જ્યારે આ શિલાલેખ ઈ. સ. ૧૧૬૯નો છે. જો બૃહસ્પતિ પતિત થયો હોય તો કુમારપાળના જ સમયમાં તે આ શિલાલેખ લખાવી તેમાં સુચરિતવાળો લખાવવાની હિમ્મત કરી શકત નહિ.[2]

### જૈન શૈવના ઝઘડા

આ યુગમાં જૈનો અને શૈવોએ પરસ્પર સહિષ્ણુતા કેળવી હતી, છતાં તેના સાંપ્રદાયિક ઝઘડાઓ ચાલતા. પ્રત્યેક પક્ષ

---

૧ આ પ્રશ્નની વિગતવાર ચર્ચા માટે જુઓ “પરમમાહેશ્વર રાજા કુમારપાળ” શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી

૨ કુમારપાળનો બનેવી જયપાળ પ્રભાસનો દંડનાયક હતો. કુમારપાળે તેને માંગરોલની જાગીર આપી હતી. જુઓ મારો ‘સૌરાષ્ટ્રનો ઇતિહાસ’

પોતાના મતનું પ્રતિપાદન કરવા ગમે તેવા કથનો કરતા અને ગુજરાતના રાજાઓ બન્ને પક્ષોની વચમાં ખેંચાતા, અને બન્ને ધર્મોને એક સરખો આદર આપતા, તેથી બન્ને પક્ષો પોતપોતાના મતને પુષ્ટિ મળે તે માટે રાજાનું નામ વચમાં રાખી પોતાની મહત્તા વધારવા વાતો કરતા, અને તે વાતો લખી નાખતા; તેમાં અતિશયોક્તિ અથવા અસત્યનો પણ ખ્યાલ રાખવામાં આવતો નહિ.

સોમનાથ સંબંધી બન્ને પક્ષોએ જે વિવિધ વર્ણનો અને વિરોધાભાસી વાતો લખી છે, તેનું પૃથક્કરણ કરતાં સ્પષ્ટ જણાય છે કે આ વિધાનો સ્વીકારતાં પહેલાં તેનો તટસ્થ દૃષ્ટિએ વિચાર કરવા યોગ્ય છે.

## વિરોધાભાસી વિધાનો

પ્રબન્ધ ચિંતામણિ જણાવે છે કે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી સિધ્ધરાજ શત્રુંજય, ગિરનાર થઈ કોડીનાર ગયો. ત્યાં અંબાની સાધના કરી હેમચંદ્રાચાર્યે તેને જણાવ્યું કે તેને પુત્રપ્રાપ્તિ થશે નહિ. કુમારપાલભૂપાલચરિત્રમાં લખ્યું છે કે સિધ્ધરાજને સોમનાથે કહ્યું કે તારે પુત્ર થવાનો નથી અને રાજ્ય લાયક બહુ પરાક્રમી કુમાર તો પ્રથમથી જન્મી ચૂકયો છે. ઉદયપુર મ્યુઝિયમના સાલ વગરના શિલાલેખમાં જણાવ્યું છે કે "સિધ્ધરાજ પુત્રપ્રાપ્તિ માટે પગે ચાલીને સોમનાથ ગયો હતો અને તેને પુત્ર નહિ થાય અને તેનો અનુગામી કુમારપાળ થશે તેમ સોમનાથે કહ્યુ હતું."[1]

જેમ ઉપરોક્ત વાતો વિરોધાભાસી છે તેમ જીર્ણોધ્ધાર ની વાત પણ વિરોધાભાસી છે. પ્રબન્ધ ચિંતામણિ અને કુમારપાલભૂપાલચરિત્રમાં પણ જુદાં જુદાં વિધાનો છે. પ્રબન્ધ ચિંતામણિ જણાવે છે કે પોતાનો યશ કલ્પાન્ત સ્થાયી રહે તેની યુક્તિ રાજાએ પૂછતાં હેમચંદ્રાચાર્યે તેને સોમેશ્વરના

૧ રા. બ. ગૌરીશંકર હી. ઓઝા. પ્રસ્થાન પુ. ૯. અંક ૩ પૃ. ૧૭૩

જીર્ણ દેવાલયનો ઉધ્ધાર કરવા કહ્યુ કુમારપાલભૂપાલચરિત્ર લખે છે કે સોમનાથના પૂજારીઓએ સુધર્માસભામા રાજાને નિવેદન કર્યું કે "સોમેશ્વરનુ મ દિર કાષ્ઠોની અતિ જીર્ણતાને લઈને નાશ પામે છે માટે તેનો જીર્ણોધ્ધાર કરાવી આપના પુણ્યકોષને સમૃધ્ધ કરો" તે ઉપરથી રાજાએ પ ચકુલને ત્યા મોકલ્યુ અને સૂત્રધારો પાસે પાષાણમ દિરની રચનાનો પ્રાર ભ કર્યો—" દ્વયાશ્રયમા લખ્યુ છે કે અમાત્ય વાગ્ભટે કુમારપાલની આજ્ઞાથી સોમનાથના મ દિરનો જીર્ણોધ્ધાર કર્યો

ભદ્રકાલીના ઉપર કથિત શિલાલેખમા ભાવ બૃહસ્પતિએ સિધ્ધરાજને આજ્ઞા કરેલી અને પછી કુમારપાલને કહી સોમ નાથના મ દિરનો તેણે જીર્ણોદ્ધાર કરાવ્યો, તેમ લખ્યુ છે

આ સમગ્ર વિધાનોનુ તાત્પર્ય વિચારતા પ્રતીત થાય છે કે સોમનાથનુ મ દિર અવશ્ય જીર્ણ થઈ ગયુ હતુ અને તેના જીર્ણોધ્ધારની શીઘ્ર આવશ્યકતા હતી, તેથી તેના પૂજારીઓને સાથે લઈ બૃહસ્પતિ રાજા કુમારપાળ પાસે ગયા અને મ દિરની સ્થિતિ અને ઉધ્ધારની આવશ્યકતાનુ નિવેદન કર્યું તે સાભળી રાજાએ તેના મ ત્રી વાગ્ભટના નેતૃત્વ નીચે સ બ ધકર્તા અધિકારીઓને પ્રભાસ જવા આજ્ઞા કરી આ કાર્ય માટે શાસ્ત્રોક્ત પધ્ધતિએ મ દિરનુ નવનિર્માણ કરવા સર્વ શાસ્ત્ર પાર ગત ભાવ બૃહસ્પતિને, તથા દ્રવ્યવ્યય અને તેના નામા ઠામા રાખવાના કાર્ય માટે વાગ્ભટને નિયુક્ત કર્યા

રાજા કુમારપાળે સમગ્ર ખર્ચ વાગ્ભટ દ્વારા કરી ભાવ બૃહસ્પતિના કહેવા પ્રમાણે નૂતન મ દિરનુ નિર્માણ કર્યું એટલુ તો નહિ પણ તે સાથે નવાનગરનુ પણ નિર્માણ કર્યું અનેક બીજા દેવસ્થાનો સમરાવ્યા અને પ્રભાસ અને સોમનાથને ભવ્યતા અર્પી

આ મહાન કાર્ય થયા પછી પણ ગુજરાતના રાજાઓ

અને અન્ય રાજવીઓ, મંત્રીઓ વગેરે આ તીર્થસ્થાનની મહત્તા વધારતા રહ્યા.

## સહજિગેશ્વર

ઈ. સ. ૧૧૪૬ માં માંગરોળના ઠાકોર મુલુકના ભાઈ સોમે પ્રભાસમાં તેના પિતા સહજિગના સ્મરણાર્થે પાશુપત સંપ્રદાયનું સહજિગેશ્વર મંદિર બંધાવ્યું; અને તેના ખર્ચ માટે ચોરવાડ, ખળેજ, માંગરોળ અને વંથળીના દાણમાંથી પ્રતિદિન એક કાર્ષાપણ પ્રત્યેક વિક્રય ઉપર વસુલ કરી આપવા આજ્ઞા કરી. મહાજને વિસણવેલની દેશુયા વાવ[1] (વાડી), ઝાડોના ઝૂંડ સાથે આપી.

આ ઉપરાંત તેણે સોમનાથના મંદિર ઉપર સુવર્ણકળશ પણ ચડાવ્યો.[2]

ગુહિલવંશીય સહારના પુત્ર સહજીગના પુત્ર મુલુકના ભાઈ સોમે આ દેવકાર્ય ઇ. સ. ૧૧૪૬ માં કર્યું હોવાનું જણાય છે. ત્યારે કુમારપાળને ગુર્જરદેશની ગાદીએ બેઠાને માત્ર ત્રણ જ વર્ષ થયાં હતાં એટલે નૂતન મંદિરનું નિર્માણ થયેલું નહિ અને સોમે જીર્ણ મંદિર ઉપર કળશ ચડાવેલો તેમ જણાય છે.

## વલ્લ

કુમારપાળના અમાત્ય ધવલ વા વલ્લે ઈ. સ. ૧૧૭૪ માં પ્રભાસ પાટણમાં બે મંદિરો બંધાવ્યાં અને તેના નિર્વાહ માટે બુર્ગલા (વર્તમાન બરગલા) ગામ દાનમાં આપ્યુ.

વલ્લ સોમદેવના વંશનો અને શાંડિલ્ય ગોત્રની વસ્રાકુલ

---

૧ નાઘેર પ્રદેશમાં વાડીને આજ પણ વાવ કહે છે વિસણવેલ ગામ હજી વસે છે.

૨ ઈ. સ. ૧૧૪૬ નો સોઢડી વાવનો શિલાલેખ હી. ઈ. ઓફ ગુજરાત. શ્રી. આચાર્ય.

શાખાનો વડનગરો નાગર હતો. તેણે કુમારપાળને ચક્રવર્તિ બિરુદ પ્રાપ્ત કરવામાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.[1]

## ભીમનું દેવળ

પ્રભાસથી ૧૪ માઈલ ઉપર આવેલું ધર્માદિત્ય સૂર્યનું દેવળ સમરાવ્યું. પ્રભાસ ખંડમાં તેનો ઉલ્લેખ છે એટલે નવું બાંધ્યુ નહિ, હોય પણ લગભગ નવેસરથી તૈયાર કર્યું હશે. મારું અનુમાન છે કે તે ભીમ બીજાના સમયમાં બંધાયુ વા તેણે સમરાવ્યું, તેથી તેનું નામ ભીમદેવલ પડયુ. તેની પાસે તે નામનું ગામ પણ છે.[2]

## અજયદેવ

"કુમારપાળ ઈંદ્રનો અતિથિ થયો ત્યારે અજયદેવે પૃથ્વીનો ભાર ધારણ કર્યો અને પ્રચંડ ભૂપ રૂપી તરુઓને ઉખેડી નાખી તેણે વેદધર્મરૂપી વૃક્ષો વાવ્યાં." અજયદેવે જૈનોનું રાજ્યદરબારમાં જામેલું વર્ચસ્વ નષ્ટ કરી શૈવ સંપ્રદાયને ઉત્તેજન આપ્યું અને સોમનાથનો વૈભવ વધાર્યો.

## ભીમદેવ બીજો

અજયદેવ પછી મૂળરાજ ગાદીએ આવ્યો અને તેનો અનુજન્મા શ્રી ભીમદેવ જેનો પ્રતાપ વિખ્યાતિ પામ્યો હતો. તે ભૂપતિએ મેઘધ્વનિ નામે સોમેશ્વરનો મંડપ કરાવ્યો.[3]"

ભીમદેવે ઈ. સ. ૧૨૧૭ માં મેઘ ધ્વનિ નામે મંડપ કરાવ્યો ત્યારે કુમારપાળે કરેલાં નૂતન મંદિરને પચાસ વર્ષ પણ થયાં

---

૧ ઈ. સ. ૧૧૧૩ (વલ્લભી સંવત ૮૫૦) નો લેખ. સદર. વિશેષ માટે જુઓ પરિશિષ્ટ ૧૦ મું.

૨ સાલ વગરના લેખમાં આ મંદિરને વિચિત્ર કહ્યું છે અને ખરેખર તેનું સ્થાપત્ય અનોખું છે.

૩ પ્રભાસ પાટણનો વિ. સ. ૧૨૭૩. ઈ. સ. ૧૨૨૭ નો શિલાલેખ જુઓ પરિશિષ્ટ ૧૦ મું.

ન હતાં. તે ઉપરથી જણાય છે કે કાં તો એ સમયે આ મંડપ કરવાનું યોગ્ય નહિ ધાર્યું હોય, અથવા અધુરો રહ્યો હોય; અને કાં તો તે મંડપને કોઈ પ્રકારે હાનિ પહોંચી હોય! વળી આ મંડપ મંદિરની લગોલગ બાંધ્યો કે દૂર તેનો ઉલ્લેખ નથી. શિલાલેખ કહે છે કે "तस्यानुजन्मा जयति क्षितीश श्री भीमदेव प्रथित प्रताप अकारि सोमेश्वरमडपोऽयं એટલે सोमेश्वरमंडपोऽय શબ્દો ઉપરથી અનુમાન કરવાનું રહે કે તે મુખ્ય મંદિરમાં જ બનાવ્યો હશે.

ભીમદેવે મંડપ ઉપરાંત પોતાના નામે ભીમેશ્વર અને રાણી લીલાદેવીના નામે લીલેશ્વરનાં મંદિરો બંધાવ્યાં અને તેના તેમ જ તેના માંડલિકો અને રાણીએ બાંધેલા મંદિરોના નિભાવ અર્થે ગામડાં આપ્યાં.

આ મંદિરો પ્રભાસમાં નહિ, પણ અન્યત્ર બાંધ્યા હોવાનું જણાય છે. ધર્માદિત્ય સૂર્યના દેવળ પાસે તેણે ભીમના દેવળ તરીકે ઓળખાતું મંદિર અને ગિરમાં લીલા પાણી નામે ઓળખાતા સ્થળે લીલેશ્વર બાંધ્યુ હશે, તેમ ગિરનો પૂર્વ ઈતિહાસ જોતાં અનુમાન થઈ શકે છે. ત્યાં મોટી આબાદી હતી અને નગર વસતું. અહીં લીલેશ્વર અને શૂલપાણિમાં મંદિરો હતાં તેથી જગ્યાનું નામ લીલાપાણી થઇ ગયુ, તે સંભવિત છે.

## મંત્રી શ્રીધર

વિ. સં. ૧૨૭૦ (ઈ. સ. ૧૨૧૪) માં કુમારપાળના અમાત્ય વલ્લનો પુત્ર શ્રીધર મંત્રી[1] પ્રભાસમાં મંત્રી તરીકે નીમાઈ

૧ સોલંકીઓના વંશપરંપરાગત મંત્રીઓનું વંશવૃક્ષ નીચે પ્રમાણે છે.



આવ્યો. તેણે પ્રભાસ–હરનગર માં વિ. સં. ૧૨૭૨ (ઈ. સ. ૧૨૧૬) માં મોહિનીસ્વામી નામે વિષ્ણુનું અને અવનિજય નામે શંકરનું એમ બે મંદિરો બંધાવ્યાં.

## પાશુપત સંપ્રદાય

પ્રભાસમાં આ કાલપૂર્વે પાશુપત સંપ્રદાયના અનુયાયીઓનું જોર જામી ગયેલું અને ભાવ બૃહસ્પતિ પણ તે સંપ્રદાયનો હતો. તેના અનુગામીઓ પણ પાશુપત હતા. અનાર્ય લોકો શિવની પાશુપતસ્વરૂપે પૂજા કરતા ત્યાંથી આ સંપ્રદાયનો ઉદ્‌ભવ થયો હોવાનું જણાય છે. મોહેન્જો ડેરોમાંથી પ્રાપ્ત થયેલી કહેવાતી શિવની પ્રતિમા પાસે પશુઓ બેઠાં છે અને તે પશુઓના દેવ હોવાનું જણાય છે. વિક્રમની ત્રીજી, ચોથી સદીમાં જ્યારે શિવસંપ્રદાયનો પ્રચાર થયો અને તેનાં અનેક વિવિધ સ્વરૂપો થયાં તેમાં પાશુપતમત પણ એક હતો.

સ્કન્દપુરાણના પ્રભાસખંડમાં તેના લેખક કહે છે કે "તે દેવની સાન્નિધ્યે શ્રીમુખ નામનું વન છે જે જગો મારી પાશુપતમતની દીક્ષાવાળા અઘોરાદિ મહર્ષિઓ સ્વદેહે કૈલાસમાં ગયા છે." તેનું વિશેષ વર્ણન આપતાં પુરાણકાર તેની લાક્ષણિક શૈલીમાં પાર્વતીની ઉપેક્ષા, પાશુપતયોગીઓએ કરતાં તેણે તેને શાપ આપ્યો તેની વાર્તા પણ કથે છે. આ ઉલ્લેખથી સ્પષ્ટ પણે સિદ્ધ થાય છે કે વિક્રમની છઠ્ઠી સદીમાં પ્રભાસખંડ લખાયો હોય તો તે સમયે પ્રભાસમાં પાશુપતો હતા. ગુપ્તોના સમકાલિન લાટના ત્રૈકુટકો વૈશ્નવો હતા, પણ કલ્ચુરી રાજાઓ શૈવમતાવલંબી હતા અને તેઓ પાશુપતસંપ્રદાયને અનુસરતા. કલ્ચુરી કૃષ્ણરાજ 'પરમપાશુપત' નું બિરુદ ધારણ કરતો અને તેનો દૂતક તો પોતાને 'પાશુપત' જ કહેવરાવતો.[1]

ભદ્રકાલીના શિલાલેખમાં સોમનાથનું મંદિર રાવણસમાન

---

૧ શંકરગણુ–અભોણા પ્લેટ–કાલવણુ નાશિક: એ. ઈ. ૨૯૬ ભાંડારકર લીસ્ટ ના ૧૨૦૬

બળવાળા કૃષ્ણે બંધાવ્યાનો ઉલ્લેખ છે, તે આ કૃષ્ણ હોવો જોઇએ.

ઉક્ત શિલાલેખમાં ભાવ બૃહસ્પતિનું વર્ણન કરતાં પ્રશસ્તિકાર કહે છે કે "તે નકુલીશ સમાન શરીરવાળો" હતો. અને બૃહસ્પતિ પોતે પાશુપતસંપ્રદાયનો અનુયાયી હતો. તે પછી પણ તેના અનુગામીઓ પણ પાશુપત હતા. એટલે પ્રભાસમાં આ સંપ્રદાય અસ્તિત્વમાં તો હતો જ પણ તે ઈ. સ. ૧૧૪૬ થી ઈ. સ. ૧૨૮૭ સુધી પૂર્ણકળાએ પહોંચ્યો હતો.

## લકુલીશ–કાપાલીક

શ્રી ગોપીનાથ રાવનું મંતવ્ય એવું છે કે લકુલીશ સંપ્રદાયના ઉન્નતિ કાળમાં તેને પાશુપત કહેવામાં આવતો અને પાછળથી તે સંપ્રદાયને લકુલીશ તરીકે ઓળખવામાં આવ્યો. આ સંપ્રદાય તેના મત પ્રમાણે ઇસુની સાતમી સદીમાં અસ્તિત્વમાં આવ્યો.[1] ડો. ભાંડારકર પણ લકુલીશ અને પાશુપતસંપ્રદાયને એક માને છે પણ તેનો ઉદ્ભવ પહેલી સદીમાં થયો હોવાનું કહે છે. બોમ્બે ગેઝેટિયર પ્રમાણે વલ્લભી યુગમાં મહાદેવની પૂજા પાશુપતસંપ્રદાય પ્રમાણે જ થતી. એ વિધાનો સમય પરત્વે પરસ્પર વિરોધાભાસી છે પરંતુ લકુલીશ–પાશુપતસંપ્રદાયો એક બીજાથી સરખા હતા અથવા એક સંપ્રદાયની શાખાઓ હતી તે પ્રશ્ને તેઓ એકમત છે.

કાપાલિક નામનો પણ એક સંપ્રદાય પાશુપત–લકુલીશને મળતો હતો. તે સંપ્રદાયના આચાર્ય કપિલ ગોત્રીય હતા અને અવન્તિના નૂતનમઠમાં રહેતા. ત્યાંથી ભીમદેવ બીજાના સમયમાં આબુ પર્વત ઉપર અચલેશ્વરમાં આવ્યા. ત્યાં વસી તેણે કોટેશ્વર, અતુલનાથ, શૂલપાણિ અને કનખલ શંભુનાં મંદિરો બાંધ્યાં. અચલેશ્વરના મંદિરના સિંહદ્વાર ઉપર કોતરેલી એક

---

૧ એલીમેન્ટસ ઓફ હિન્દુ ઇકનોગ્રાફી શ્રી. ગોપીનાથ રાવ.

મૂર્તિ લકુલીશ પધ્ધતિની છે. તે ઉપરથી અનુમાન કરવામાં આવે છે કે તે સંપ્રદાય પણ લકુલીશના જેવો જ હતો. લકુલીશ –પાશુપતસંપ્રદાયના ગંડો તેમના નામ પછી રાશિ પ્રત્યય લગાડતા જ્યારે કાપાલિકોના આચાર્યોના નામાન્તે શશિ પ્રત્યય મુકતા.

પાશુપતસંપ્રદાયમાં નકુલીશ પધ્ધતિએ નિર્માણ કરેલી શિવની માનવ આકૃતિની સાલિંગમૂર્તિ પૂજવાનો ચાલ હતો.[1] પણ સોમનાથમાં લિંગપૂજા થતી તેમાં કોઈ શંકાને સ્થાન નથી. તેથી આ સંપ્રદાયના આચાર્યોએ પ્રભાસમાં પાશુપત પધ્ધતિનાં મંદિરો બાંધ્યાં હોવાનું જણાય છે. સહજિગેશ્વરનું મંદિર તે પ્રકારનું હતું. પ્રભાસખંડ પ્રમાણે પાશુપતેશ્વર અને નાલેશ્વરના મંદિરો એ સંપ્રદાયનાં હતાં. આ મંદિરો ક્યાં હતાં તે નિશ્ચિત થઈ શકે એમ નથી. પણ રુદ્રેશ્વર પાછળના ખાણિયામાં હોવાનું અનુમાન થઈ શકે છે.

### અમરદક સનાતન

પ્રભાસમાં આ કાળે અમરદક સનાતન નામનો પણ એક શૈવ ઉપસંપ્રદાય અસ્તિત્વમાં હતો. અમરદક ભૈરવનું નામ છે અને તેથી તેઓ ભૈરવના ઉપાસકો હતા. પાશુપતસંપ્રદાયમાં ભૈરવની પૂજા થતી નહિ. અમરદકના આચાર્યોના નામો પણ મહેશ્વરાચાર્ય, શિવદેવાચાર્ય વગેરે આચાર્ય પ્રત્યયવાળાં છે, એટલે તે સંપ્રદાયને પાશુપત સાથે કાંઈ સંબંધ ન હતો.

### વિશ્વેશ્વરરાશિ

કુમારપાળે "શશિ તારા અને સૂર્ય પ્રકાશે" ત્યાં સુધી ભાવ બૃહસ્પતિને તથા તેના પુત્ર પૌત્રોને ગંડનું પદ આપેલું પણ તેના અનુગામી અજયપાળે ભાવનાં મૃત્યુ પછી ઉત્તરાધિકારી

---

૧ પ્રભાસમાં હોળી પ્રસંગે જે ભૈરવનાથની અશ્લીલ પ્રતિમા સ્થાપી બીજે દિવસે તોડી પાડવામાં આવે છે, તેવી ભૈરમૂર્તિ પાશુપતો પૂજતા.

તરીકે તેના પુત્રને ન નીમતાં તેના જમાઈ વિશ્વેશ્વરરાશિને ગંડના પદે નિયુક્ત કર્યા.

વિશ્વેશ્વરરાશિ ભગવાન સોમનાથની આજ્ઞાથી પ્રભાસમાં આવ્યો હતો અને તેણે ભાવ બૃહસ્પતિની પુત્રી પ્રતાપદેવી સાથે લગ્ન કર્યાં હતાં. તે તાપસોના વંશમાં જન્મ્યો હતો અને મહાવિદ્વાન હતો.[1]

વિશ્વેશ્વરરાશિ વારાણસીનો હતો અને ભાવ બૃહસ્પતિની જ્ઞાતિનો અને ગામનો હોવાથી, તેને મળવા પ્રભાસ જઈ રહ્યો હતો. માર્ગમાં તે પાટણ આવ્યો અને કુમારપાળની કચેરીમાં ગયો. અહીં તેણે એક પાદપૂર્તિ દરબારના વિદ્વાનો સમક્ષ મૂકી. મહામાત્ય કપર્દીએ તે પૂરી કરી અને તેની વિદ્વતાની પ્રશંસા કરી. તેથી કુમારપાળે તેને પોતાની પાસે રહેવા કહ્યું, પણ તે રાજાની ઈચ્છા પુરી ન કરતાં પ્રભાસ ગયો.[2] કુમારપાળે તેની વિદ્વતાથી પ્રસન્ન થઈ તેને પાંચ લાખ દ્રમ અને દસ અશ્વો આપ્યા.[3]

## શ્રી દુર્વાસુ

વિશ્વેશ્વરરાશિનું મૃત્યુ થયા પછી શ્રી દુર્વાસુની ગંડને સ્થાને નિયુક્તિ થઈ, તેમ ભીમદેવ બીજાના ઈ. સ. ૧૨૧૦ના તામ્રપત્રથી જણાય છે.[4]

## વિમલ શિવસુની

શ્રી દુર્વાસુ પછી ભીમદેવ બીજાના ઈ. સ. ૧૨૧૭ (સિંહ સંવત ૯૬) ના તામ્રપત્રમાં ઉલ્લેખ છે, તે વિમલશિવસુનિ

---

૧ વેરાવળ શિલાલેખ વિ. સં. ૧૨૭૩ ઈ. સ. ૧૨૧૬

૨ પ્રબંધ ચિંતામણિ– મેરૂતંગ.

૩ કુમારપાલ પ્રબંધ– શ્રી જિનમંડન ગણી.

૪ હી. ઇ. ઑફ ગુજરાત શ્રી આચાર્ય ભાગ બીજો, શ્રીધર પ્રશસ્તિ.

ગંડ થયા. તે "ભૂપાલકુલસદ્દ્ગુરુવિમલશિવમુનિ નવિનચંદ્ર હોય તેવા માનનીય હતા."[1]

## ગંડ શ્રી વીરભદ્ર

તેના પછી ગંડપદે વીરભદ્રઆચાર્ય આવ્યા અને તેના સહાયકો તરીકે વિદ્યારાશિ અને ઓમકારરાશિ નિયુક્ત થયા. આ ગંડે, ચંદ્રેશ્વર, વૈજનાથ, કર્કેશ્વર, અને કર્કેશ્વરીના મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો.[2]

એમ જણાય છે કે તીર્થનો અને સ્થાનનો વિકાસ વધી ગયો હતો અને ગંડની સહાયમાં અન્ય અધિકારીઓને નિયુક્ત કરવાનું આવશ્યક બન્યું હતું. અને તેથી વિદ્યારાશિ અને ઓમ કારરાશી ગંડ વીરભદ્રને તેના કાર્યમાં સહાયકો બન્યા હતા, અને એમ પણ જણાય છે કે, તેઓ પાશુપતો હતા. એટલે પાશુપતસંપ્રદાયના અનુયાયીઓનું પરિબલ હશે.

## ગંડ શ્રી બૃહસ્પતિ

વીરભદ્ર પછી શ્રી બૃહસ્પતિ ગંડપદે આવ્યા. તેના સહાયકો ત્રૈલોકયરાશિ અને ધર્મરાશિ હતા. ગૌરીકુંડના સંવતરહિત શિલાલેખ પ્રમાણે ગંડ વીરભદ્રની પુત્રી ઉમા બૃહસ્પતિને પરણી હતી.[3]

બૃહસ્પતિએ બૃહદ્દપુરુષ[4] રાજશ્રી વાચ્છિગના પુત્ર કાન્હડ દેવની દ્રવ્યસહાયથી તથા નાયક તેજમાલના પુત્ર શ્રીધરે પોતાના દ્રવ્યથી તેના સમયમાં દુઃખાન્તગૌરી અને ત્રિપુર સુંદરીનાં મંદિરો અને પુષ્કરતીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તે

૧ સદર
૨ વેરાવળનો હરસિધ્ધ માતાનો લેખ વિ. સં. ૧૩૨૦ ઈ. સ. ૧૨૬૪.
૩ ગુજરાતના પાશુપત આચાર્યો– શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી
૪ કારોહણ–(કારવણ) મિયાંગામ ડભોઇ લાઈન ઉપર આવેલું છે. નાશિક જીલ્લામાં પણ કાલવણ નામનું ગામ પાશુપતોનું મથક હતું.

ઉપરથી ફલિત થાય છે કે દાતાઓને પણ દેવકાર્ય કરવાં હોય તો ગંડની અનુમતિ મેળવવી આવશ્યક હતી.

## ત્રિપુરાંતક

ઈ. સ. ૧૨૧૦ થી ઈ. સ. ૧૨૨૦ના દશ વર્ષના ગાળામાં ચાર ગંડો થયા. તેઓ તેમના પુરોગામીના મૃત્યુ પછી ગંડ પદે આવ્યા હતા કે કેમ તેનો કાંઇ ઉલ્લેખ પ્રાપ્ત નથી. પરંતુ એમ જણાય છે કે ગંડપદ વંશપરંપરાનું રહ્યું ન હતું. તેઓ પણ રાજ્યની મરજી સુધી તેના પદ ઉપર રહેતા અને કાં તો તેમને પદ ઉપરથી દૂર કરવામાં આવતા અને કાં તો તેનું સ્થાન ફેર કરવામાં આવતું. તેમના સહાયકો પાશુપતાવલંબીઓ હતા. એટલે ગંડની સલાહકાર સમિતિ જેવું રચાયુ હશે તેમા જે સંપ્રદાયનું જોર હોય તેને પ્રતિનિધિત્વ પણ મળતું હશે.

આવી પરિસ્થિતિમાં ઈ. સ. ૧૨૨૦માં ત્રિપુરાંતક નામનો એક ભદ્રપુરુષ ગંડપદે નિયુક્ત થયો.

**ત્રિપુરાંતકનો પૂર્વ ઇતિહાસ** "બાલેન્દુ શેખર દેવ વિશ્વના અનુગ્રહ અર્થે ભટ્ટારક શ્રી લકુલીશરૂપે જન્મી લાટ દેશમાં કારોહણમાં આવી વસ્યા. ત્યાં તેણે ચાર શિષ્યો, કુશિક –ગાર્ગ્ય– કૌરુષ અને મૈત્રેયને દીક્ષિત કર્યા.

આ ચારે શિષ્યોએ ભિન્ન ભિન્ન સ્થળોએ તેમના મઠો સ્થાપ્યા. કારવણના મઠાધીશ ગાર્ગ્ય થયા. કાળે કરી તેના અનુગામી તરીકે કાર્તિકરાશિ આવ્યા અને તેના મૃત્યુ પછી વાલ્મકરાશિ મઠાધીશ થયા.

વાલ્મિકરાશિએ ત્રિપુરાંતક નામના તરુણ તપોધન બ્રાહ્મણને ઉપદેશક તરીકે શિક્ષા આપી, તીર્થોમાં ઉપદેશ અર્થે મોકલ્યો. ત્રિપુરાંતક સર્વે તીર્થોમાં ફરતો ફરતો અંતે દેવપટ્ટનમાં આવ્યો.

આ સમયે પ્રભાસમાં ગંડપદે બૃહસ્પતિ હતા.[1] તેણે

---

૧ ગંડ શ્રી બૃહસ્પતિનું મૂળ નામ રાણક હોવાનું જણાય છે.

ત્રિપુરાંતકને આર્ય બનાવી, છઠ્ઠો મહત્તર બનાવ્યો અને તે નિયુક્તિને રાજસ્વ આયુકતે સ્વીકૃતિ આપી.

આ ઉપરથી એ પણ પ્રતીત થાય છે કે ગંડની કચેરીમાં ઘણા નાના અધિકારીઓ અને કારકુનો હતા. તેઓમાં "આર્ય" અને "મહત્તર" નામના હોદ્દાઓ હતા. ધર્મકાર્ય કરતા અધિકારી આર્ય કહેવાતા અને વહીવટ કરતા. બૃહસ્પતિને પાંચ મદદનિશ મહત્તર હતા, તેથી ત્રિપુરાંતક છઠ્ઠો મહત્તર થયો. રાજસ્વ આયુક્ત કે ચાતુર્જાતક રાજ્યના પ્રતિનિધિ હતા અને નિયુક્તિ પ્રસંગે તેની અનુમતિ આવશ્યક હતી.

ત્રિપુરાંતક તે પછી યોગ્ય સમયે ગંડપદે આવ્યો. તેણે સોમનાથના મંદિરથી ઉત્તરમાં ઘટિકાલય પાસે પોતાની માતા મલ્હણુના શ્રેયાર્થે મલ્હણેશ્વર, આશ્રમદાતા બૃહસ્પતિની સ્મૃતિ અર્થે ઉમાપતિ, બૃહસ્પતિની પત્ની ઉમાના શ્રેયાર્થે ઉમેશ્વર, પોતાને નામે ત્રિપુરાંતકેશ્વર અને પોતાની પત્ની રમાને નામે રમેશ્વર એમ પાંચ મંદિરો બંધાવ્યાં અને તેની ફરતી દીવાલ બાંધી તેનાં દ્વારે બે સ્થંભો અને તોરણ બનાવ્યાં.

આ મંદિરો ઉપરાંત તેણે શ્રી કાન્ત પંચમુખવાસમધિષ્ટિનાની (પંચમુખના મંદિરો) બંધાવ્યા, અને અર્ધમંડપ અને મંડપની વચમાં અંતરાલા બાંધી તેમાં ગોરક્ષ–ભૈરવ–હનુમાન સરસ્વતી અને સિધ્ધિ વિનાયકની પ્રતિમાઓ સ્થાપી.[1] આ મંદિરોમાં ભૈરવની મૂર્તિ પણ મૂકી જો કે પાશુપતસંપ્રદાયમાં ભૈરવની પૂજા થતી નથી. આજે આ મંદિરોમાં માત્ર પંચમુખના મંદિરો સિવાય એકનું પણ અસ્તિત્વ નથી.

---

૧ સીંટ્રા પ્રશસ્તિ નામે જાણીતો થયેલો વિ સં. ૧૩૪૩ (ઇ. સ. ૧૨૮૭) નો શિલાલેખ, જે પોર્ટુગીઝો સોમનાથ ઉપર કરેલી તેમની ચડાઇ વખતે ઉપાડી ગયેલા અને હાલ પોર્ટુગાલના સીંટ્રા ગામે છે.

પંડિત નાનાકની બે પ્રશસ્તિઓ ઉપલબ્ધ છેઃ એકમાં સવંત નથી. બીજી વિ. સં. ૧૩૨૮ (ઇ. સ. ૧૨૭૬)ની છે. પ્રથમની સ્વયંરચિત જણાય છે.

ત્રિપુરાંતક, ગંડપદે દીર્ઘકાળ રહ્યા હોવાનું જણાય છે, અને ઈ. સ. ૧૨૭૦માં પંડિત નાનાક પુરોહિત અથવા તેને મળતા પદે નિયુક્ત થઈને પ્રભાસ આવ્યા, ત્યાં સુધીનો ગંડનો વિશેષ ઇતિહાસ પ્રાપ્ત નથી.

## પંડિત નાનાક

ઇ. સ. ૧૨૭૦માં ગુજરાતના રાજા વિશલદેવ વાઘેલાએ તેના અમાત્ય પંડિત નાનાકને સોમનાથક્ષેત્રમાં અધિકારીપદે નીમી પ્રભાસ મોકલ્યા. તે સર્વશાસ્ત્રોનો જ્ઞાતા અને રાજનીતિનિપુણ હતા. વિ. સં. ૧૩૨૮ ( ઈ. સ. ૧૨૭૧ )ની પ્રશસ્તિમાં તેનો પૂર્વ ઇતિહાસ આપ્યો છે તે પ્રમાણે, જૈનઆચાર્ય હેમચંદ્રસુરિ સામે શાસ્ત્રાર્થ કરીવૈદિક ધર્મની પ્રતિષ્ઠા સ્થાપિત કરનાર ધર્મધુરંધર સોમેશ્વરના પુત્ર આમટના પુત્ર ગોવિંદનો તે દ્વિતીય પુત્ર હતો. નાનાક ઋગ્વેદી હતો. સાંગ ઋગ્વેદ તેને કંઠસ્થ હતો, વ્યાકરણ–સાહિત્ય તર્કઆદિ શાસ્ત્રોમાં તે પારંગત હતો, અને તેથી વિશલદેવે તેને અમાત્યપદે નિયુક્ત કર્યો હતો. વિશલદેવે જ્યારે સોમેશ્વરનાં દર્શન કરવા પ્રભાસની યાત્રા કરી, ત્યારે ક્ષેત્રની ઉન્નતિ માટે કોઈ યોગ્ય વ્યકિતને નિયુક્ત કરવાનું વિચારી, પંડિત નાનાકને તે પદ આપ્યુ અને વિશલદેવે બાંધેલી બ્રહ્મપુરીમાં (બ્રાહ્મણવાડામાં) રહેવા માટે એક ઘર પણ આપ્યું.

વિશલદેવ વાઘેલાએ પ્રભાસની યાત્રા કરી બ્રાહ્મણોને દાન દીધાં અને મકાનો બંધાવી આપ્યાં. તે સાથે વિશેષ વિકાસ માટે નાનાકને આપેલી આજ્ઞાનુસાર તેણે સરસ્વતી સરિતા અને સમુદ્રના સંગમ પાસે સારસ્વત સરોવર બાંધ્યુ. આ સરોવર આજ રેતીમાં દટાઈ નષ્ટ થયુ છે.

વિશલદેવે પંડિત નાનાકને પર્વણી અને શ્રાદ્ધના અર્ચ માટે બગસરા ગામ આપ્યુ અને તેના પોતાના નિર્વાહ માટે માંગરોળની ઉપજમાંથી સાતમો ભાગ આપ્યો.

પંડિત નાનાક કાપિષ્ઠલ ગોત્રનો વડનગરો નાગર હતો. તેને બે પત્નીઓ હતી, તેથી તે વડનગરો નાગર નહિ હોય તેમ એક વિદ્વાન અનુમાન કરે છે. પણ બન્ને પત્નીઓ એક સાથે વિદ્યમાન હોવાનું જણાતું નથી. વળી કાપિષ્ઠલ ગોત્રીય નાગરો અદ્યપિ વિદ્યમાન છે, એટલું જ નહિ પરંતુ નાગર ગૃહસ્થ હોવા છતા, આજ પણ તેના વંશજ 'પરોત' શાખ ધરાવે છે.[1]

## પુરોહિત

પંડિત નાનાક પુરોહિત હતા. પુરોહિતનો અર્થ અત્યારે 'ગોર' જેવો થાય છે. પણ આર્ય રાજાઓના સમયમા પુરોહિતનું પદ અગત્યનું અને સર્વે અધિકારીઓમાં શ્રેષ્ઠ હતું. આજે જેને ધારાસ્મર્તા[2] કહેવામા આવે છે તે પ્રકારની તેની ફરજો હતી, છતાં અધિકારો તેનાથી સવિશેષ હતા.

પુરોહિતનું પદ ઘણું ઊંચું હોવાથી તે પદ ઉપર કોણ નિયુક્ત થઈ શકે તે માટે કૌટિલ્યે તેના અર્થશાસ્ત્રમાં નવમા અધ્યાયમાં લખ્યુ છે કે

पुरोहित मुदितोदित कुल शील पडङ्गे वेदे दैवे निमित्ते दण्डनी त्या च अभिविनीतमा पदा दैव मानुपीणा अथर्व भिरु पायैश्च प्रतिकर्तारं कुर्वीत । तमाचार्यं शिष्यः पितरं पुत्रो भृत्य स्वामिनमिव चानु वर्तेत

ब्राह्मणे नेधितं क्षत्र मन्त्रि मन्त्रा भिमन्त्रितम ।
जयत्यजितमत्यन्त शास्त्रानुगम गत शस्त्रीतम ॥

---

૧ વડનગરા નાગરોની જ્ઞાતિમા ધોડા, ધ્રૂ, દીક્ષિત, રાણા, વોરા વગેરે કાપિષ્ઠલ ગોત્રના છે.

વેરાવળના શ્રી જશવંતરાય ચુનીલાલ પરોત નાનાકના વંશના છે. સૌરાષ્ટ્ર સરકારે બારખલી નાબૂદી ધારો ઈ. સ. ૧૯૫૦મા લાગુ પાડયો ત્યાં સુધી માંગરોળ બગસરાની ઉપજમાંથી તેમને ભાગ પણ મળતો.

વિશેષમાં વડનગરા નાગરો દાન લેતા નહિ અને પગાર પણ લેતા નહિ તેથી તેમને વલ્લભીઓના સમયથી પોષણ માટે જમીનો જ મળેલી છે.

૨ રીમેમ્બ્રન્સર ઓફ લિગલ એફેર્સ.

અર્થાત જે સુપ્રસિદ્ધ કુલનો અને શીલવાન હોય, વેદવેદાંગનો પૂર્ણજ્ઞાતા હોય, દૈવી અને માનુષી નિમિત્તોનાં ફળોનો ઉપદેશ કરી શકતો હોય, દંડનીતિ–રાજ્યતંત્રમાં કુશળ હોય, વિનયશીલ હોય, દૈવી અને માનુષી આપત્તિઓને અથર્વવેદમાં દર્શાવેલા ઉપચારોદ્વારા દૂર કરી શકતો હોય તેને પુરોહિત પદ પર નિયુક્ત કરવો. અને જેમ શિષ્ય આચાર્ય સાથે, પુત્ર પિતા સાથે, સેવક સ્વામી સાથે વર્તાવ કરે, તેમ રાજા તેની સાથે વર્તાવ કરે. જે રાજા બ્રાહ્મણોથી પ્રભાવિત થઈ સારા સારા મંત્રીઓની સલાહથી રંજિત થઈ શાસ્ત્રોના નિયમો અનુસાર વર્તે છે, તે શસ્ત્ર વગર પણ અત્યંત અધ્રષ્યને દબાવી પોતે નિરંતર અદમ્ય રહે છે.

પુરોહિત અયાચક હતા. દાન દેતા, પણ લેતા નહિ. રાજાઓને રાજ્યતંત્રના જટિલ પ્રશ્નોમાં સલાહ આપતા. રાજ્યકાજમાં ધર્મશાસ્ત્રોમાંથી માર્ગદર્શન આપતા. જ્યારે મંત્રીઓ અમાત્યો અને રાજકુટુંબીઓ રાજાને કાંઈ કહી શકતા નહિ અથવા રાજા તેઓનું કથન સ્વીકારતો નહિ ત્યારે, પુરોહિતની આજ્ઞા જેમ પુત્ર પિતાની શિષ્ય ગુરુની કે સેવક સ્વામીની આજ્ઞા માને તેમ રાજા તે સ્વીકારવા બંધાયેલો હતો.

ગુજરાતમાં સોલંકીવંશના સ્થાપક મૂલરાજે પુરોહિત પદે વડનગરા નાગર સોલ શર્માને નિયુક્ત કર્યા પછી તેના અનુક્રમે થયેલા વંશજ લલ્લ, મુંજ, સોમ, આમટ (આમશર્મા) કુમાર પ્રથમ, સર્વદેવ, અમિત કુમાર દ્વિતીય તથા સોમેશ્વર વિ. સ. ૧૦૧૭ (ઇ. સ. ૯૬૧) થી વિ. સ. ૧૨૬૮ (ઇ. સ. ૧૨૧૨) સુધી મૂળરાજથી વિશલદેવ વાઘેલા સુધી પુરોહિતપદે રહ્યા.

સોમેશ્વરે કીર્તિકૌમુદી અને સુરથોત્સવ નામના પ્રસિદ્ધ ગ્રંથો લખ્યા. તેમાં પોતાના પૂર્વજોનું અને કુળનું વર્ણન વાંચતા જણાય છે કે તેઓએ કદી યજમાનવૃત્તિ કરી નથી, કે દાન

સ્વીકાર્યાં નથી. અજયપાળે સૂર્યગ્રહણ પ્રસંગે તેની પાસે રત્નોનો ઢગલો કરી દાનમાં લેવા આગ્રહ કર્યો, છતાં તેણે લીધું નહિ તે દષ્ટાંત પણ તેમાં ઉપલબ્ધ છે.

આ પુરોહિતો સર્વશાસ્ત્રજ્ઞ, સેનાની અને રાજતંત્રના નિષ્ણાતો હતા. શ્રી અને શારદાના કૃપાપાત્રો હતા. બ્રાહ્મણ અને ક્ષત્રિયનાં કર્મો કરતા. તેઓની દાનગંગા પ્રતિ પેઢી વિસ્તરતી રહેતી. તેઓ સંધિ–વિગ્રહકો, સમાધાન કારો, કવિઓ, લેખકો, શિવભક્તો, વેદવેદાંતના જ્ઞાતાઓ અને રાજા ઉપર અંકુશ રાખી શકે એવા પ્રતિભાશાળી સમર્થ પુરુષો હતા.

## વસ્તુપાલ તેજપાલ

સ્થાપત્યના અપ્રતિમ નમુનાઓનું નિર્માણ કરી ગુજરાતનું ગૌરવ વધારનારા વસ્તુપાલ તેજપાલ ભાઈઓએ ઇ. સ. ૧૨૩૨ લગભગ પ્રભાસની યાત્રા કરી, ત્યાં અષ્ટાપદપ્રાસાદ બંધાવ્યો, અને ભગવાન સોમનાથનું પૂજન કર્યું.[૧]

જૈનો આ કાળમાં હિન્દુધર્મ અને ધર્મસ્થાનોને સમાન આદર આપતા. શ્રી હેમચંદ્રાચાર્યે સોમનાથનું પૂજન કર્યાની વાત જૈન ગ્રંથોમાં જ છે. મંત્રી ઉદયનના પુત્ર ચાહડના પૌત્રે કાટેલામા સલક્ષનારાયણ નામે વિશ્નુનું મંદિર બંધાવ્યું અને વસ્તુપાલે ગિરીશલિંગ નામે મહાદેવની સ્થાપના કરી હોવાનો ઉલ્લેખ પ્રાપ્ત છે[૨]

## વાજા રાજાઓ

પ્રભાસના વિકાસ અને સોમનાથનાં ગત ગૌરવને પુનઃ સ્થાપિત કરવા રાજાઓએ, મંત્રીઓએ, શ્રીમંતોએ અને પ્રજાના પ્રત્યેક વર્ગે યથાશક્તિ ફાળો આપ્યો. ગુજરાતના રાજાએ તો ત્યાં એક મોટું ખાતું ખોલ્યુ. કાયદો અને વ્યવસ્થા જાળવવા દંડ-

---

૧ કીર્તિકૌમુદી. સોમેશ્વર.

૨ આ સ્થાનો પ્રભાસમાં ન હતા.

નાયકની નિમણુંક કરી. દેવસ્થાનોનું તંત્ર ચલાવવા માટે મંત્રી[1] દરજ્જાનો અધિકારી રાખ્યો અને ધાર્મિક વિધિઓ અને મૂર્તિઓ કે મંદિરોના નિર્માણ માટે ધર્માધિકારી રાખ્યો. પરંતુ રાજતંત્રનો વહીવટ ત્યાંના સ્થાનિક ઠાકોરોના[2] હાથમાં હતો

ઇસુની અગ્યારમી સદીમાં પ્રભાસ ઉપર કોનો અધિકાર હતો તે ચર્ચા અન્યત્ર થઈ ગઈ છે. મહમૂદના વિદાય થયા પછી રાહની સત્તા પ્રભાસ ઉપર અવાર નવાર રહેતી હતી. સિધ્ધરાજે સોરઠ જીત્યા પછી પ્રભાસમાં ગુજરાતના રાજાઓનો વહીવટી તંત્રમાં પણ સંપૂર્ણ અધિકાર હતો. અને ચાવડા ઠાકોરો નહિવત્ થઈ ગયા હતા.

ઈ. સ. ૧૨૪૫માં ગુજરાતના સોલંકીઓની સત્તા અસ્ત થઈ ગઈ હતી અને વાઘેલની શાખાનો વીરધવલ ગુજરાતની રાજશ્રીનો સ્વામી બન્યો હતો. ત્યારે પાટણમાં થઈ રહેલાં પરિવર્તનનો લાભ લઈ પ્રભાસનું રાજ્ય વિંજાજી વાળાએ હસ્તગત કરી લીધું. જૂનાગઢનો રાહ પણ બાળક હતો અને તેથી તેની સામે કોઈ થાય તેમ હતું નહિ. વિંજાજીએ પ્રભાસનું વહીવટી તંત્ર હાથમાં લઇ ઉના સુધીનો પ્રદેશ પોતાના અધિકારે નીચે આણ્યો.

## પૂર્વ ઇતિહાસ

કનોજના પ્રસિદ્ધ જયચંદ્ર રાઠોડે ગંગામાં પ્રવેશી આત્મહત્યા કરી ત્યારે તેનો ભત્રીજો સિયોજી ઈ. સ. ૧૨૧૨માં કનોજથી નાસી કાલસુઠ ગયો અને ત્યાંના સોલંકી રાજાએ તેની પુત્રી તેને પરણાવી. સિયાજીએ તેના શ્વસુરના સૈન્યની સહાયથી

---

૧ આ સમયે ગુજરાતના રાજાનો મંત્રી સામંતસિંહ હતો. તે ઉદયન મહેતાના પુત્ર વાહડ (વાગ્ભટ) ના પુત્ર પદ્મસિંહનો પુત્ર હતો.

૨ ચાવડા ઠાકોર પ્રભાતસિંહ હતો. લોકસાહિત્યમાં પ્રભાત ચાવડાનું નામ બહુ આદરપૂર્વક ઉચ્ચારાય છે. પહેલો પહોર પ્રભાતનો એ કહેવત તેના ઉપરથી ચાલી છે.

લુણીના ગોહિલોને હરાવી અને પાલીના બ્રાહ્મણોને દગાથી મારી મારવાડનુ રાજ્ય હસ્તગત કર્યું

સિયાજીના મૃત્યુ પછી તેનો યુવરાજ આસ્થાન ગાદીએ આવ્યો અને નાનો ભાઈ સોનિગ ઇડરના નાગર દીવાન ગોવિદરાયની સહાયથી ઈડરનો રાજા થયો

સિયાજીનો ત્રીજો પુત્ર અજ સૌરાષ્ટ્રમા આવ્યો અને ત્યા દ્વારકાના ચાવડા તથા હેરોલ રાજપુતોને મારી તેણે દ્વારકામા ગાદી સ્થાપી

તેના બે પુત્રો વેરાવળજી અને વિજાજી થયા વેરાવળજી ના વશજો વાઢેલ કહેવાયા અને વિંજાજીના વશજો વાજા કહેવાયા

વિંજાજીએ દ્વારકા છોડી દક્ષિણ સૌરાષ્ટ્ર પ્રતિ તેમના સૈન્યને નવા પ્રદેશો પ્રાપ્ત કરવા દોર્યું તેણે ઈ સ ૧૨૨૫થી ઈ સ ૧૨૪૫ના વર્ષની વચમા માધુપુરથી માગરોલ સુધીના સાગર કાઠાનો પ્રદેશ જીતી લીધો

વિંજાજીએ માગરોળના ચાવડા સામતને હરાવી તેની પુત્રીના લગ્ન પોતાના પુત્ર સાથે કરી તેના સૈન્યોની સહાયથી નિર્બળ થઈ ગયેલા ચાવડા ઠાકોરો પાસેથી બીજા પ્રદેશો ઉપર તેમનો જે અધિકાર હતો તે પડાવી લીધો, અને ઈ સ ૧૨૪૫ લગભગ પ્રભાસ નગર અને તે નીચેના ગામડાઓ ઉપર અધિકાર મેળવ્યો

આ સમયે મુલ્કી વહીવટ ઠાકોરો કરતા અને સાર્વભૌમ સત્તાને તેમાથી અમુક ભાગ આપી દેતા ચાવડા ઠાકોરો પણ જૂનાગઢ કે ગુજરાતના રાજાઓને આવો ભાગ આપતા હતા તે જ શરતોએ વિંજાજી રાઠોડે પણ મુલ્કી વહીવટ માટે સ્વીકૃતિ મેળવી

વાજાના બારોટ બડુવાના સાગરદાનજીના ચોપડા પ્રમાણે વાજાઓ પ્રભાસમા ઇ સ ૧૨૧૪મા આવ્યા પરતુ તે વર્ષે તેઓ દ્વારકા આવ્યા, પ્રભાસ નહિ[1] વિંજાજી ઇ સ ૧૨૬૦મા

---

[1] મારા સૌરાષ્ટ્રના ઇતિહાસમા ઇ સ ૧૨૧૪નુ વર્ષ સ્વીકાર્યું છે પણ વિશેષ સશોધન કરતા તે વર્ષ દ્વારકા આવ્યા હોવાનુ જણાય છે

ગુજરી ગયા અને તેની ગાદીએ નાનસિંહ વા નાનશી આવ્યો તેમ વેરાવળના હરસિધ્ધ માતાના વિ. સં. ૧૩૨૦ (ઇ. સ. ૧૨૬૪) ના શિલાલેખથી જણાય છે.

## પ્રથમ મસ્જીદ

ગુજરાત હજી મુસ્લીમોના વર્ચસ્વ નીચે આવેલું નહિ, અને મુસ્લીમ સત્તા પાટણ ઉપર ન હતી. છતાં પ્રભાસના બંદરે આરબ અને ઇરાની સોદાગરોએ પોતાની કોઠીઓ નાખી હતી. સૌરાષ્ટ્રના બંદરો અને ઇરાની અખાતનાં બંદરો વચ્ચે સમુદ્ર વ્યાપાર મોટા પાયા ઉપર ચાલતો અને તેથી મુસ્લીમ સોદાગરો અને વહાણવટીઓ પ્રભાસમાં સ્થાયી તેમ જ અસ્થાયી રહેતા, એટલું તો નહિ પણ ભારતના અન્ય પ્રદેશના મુસ્લીમો મક્કા હજ પડવા જાય તેમની સુવિધા માટે બંદરે એક અધિકારી પણ રહેતો.[1]

આમ મુસ્લીમોની વસતી થતાં તેઓને નમાઝ પડવા માટે મસ્જીદની આવશ્યકતા ઊભી થઈ. અને તેથી તેઓના અગ્રેસર નાખુદા નુરદીન ફીરોઝે તેના વતન હોરમઝના અમીર રૂકનુદીનની આજ્ઞા અને અનુમતિ મેળવી, પ્રભાસના પાશુપતાચાર્યને મસ્જીદ બાંધવા માટે ભૂમિ આપવા વિનંતિ કરી, અને પરિણામે પ્રભાસના મહાજન અગ્રેસરો, ઠક્કર શ્રી રામદેવ વલુગીદેવ, રાણા શ્રી સોમેશ્વરદેવ, ઠાકોર ભીમસિંહ તથા યુવરાજ રાજેશ્રી છાડાની સાક્ષીએ તેને જમીન લેવા દેવામાં આવી અને તેના ખર્ચ અને નિભાવ માટે દુકાનો મકાનો વગેરે લેવાં દીધાં.[2]

---

૧ જુનાગઢ ઉપરકોટનો સુરસન ૬૮૫ (ઈ. સ. ૧૨૮૪) નો શિલાલેખ.

૨ વેરાવળ હરસિધ્ધ માતાનો વિ. સં. ૧૩૨૦ (ઈ. સ. ૧૨૬૪)નો શિલાલેખ. આ લેખમાં વલ્લભી સંવત, વિક્રમ સંવત, સિંહ સંવત તથા હીજરી સન આપ્યાં છે. વિગતો માટે જુઓ મારો "સૌરાષ્ટ્રનો ઈતિહાસ."

આમ જ્યારે ભારતમાં મુસ્લીમ સુલ્તાનો મંદિરોનો ધ્વંસ કરી ત્યાં મસ્જીદો બનાવતા કે બાંધતા ત્યારે પ્રભાસના હિન્દુઓએ મુસ્લીમ મુસાફીરો કે પ્રજાજનો માટે મસ્જીદ બાંધવાના કાર્યમા સહાય કરી.

રાજા નાનશી ઈ. સ. ૧૨૮૦ લગભગ ગુજરી ગયો હોવાનું જણાય છે. તેના અનુગામી તરીકે તેનો યુવરાજ છાડો તેની ગાદીએ બેઠો.

છાડો હુલામણું નામ હોવાનું જણાય છે. કોઈ રાજાનું આવું નામ હોય નહિ પણ પૂર્વકથિત શિલાલેખમાં તે જ નામ આપ્યુ છે એટલે સ્વીકારવું જ રહ્યું. રાજા છાડો ઈ. સ. ૧૩૦૦ સુધી ગાદીએ રહ્યો અને અલપખાનના સૈન્ય સામે લડતાં સોમનાથની સખાતે તેણે રણક્ષેત્રમાં શય્યા કરી.[૧] તેના પછી તેનો પુત્ર વિજલદેવ બુટ્ટો ગાદીએ આવ્યો.[૨]

---

૧ તે પછીનો આ વંશનો ઇતિહાસ ક્રમશ આવશે

૨ પ્રભાસના વાજા રાજાઓની વંશાવળી શોધી કાઢી મેં તેના ઉપર 'ગુજરાતીના' તા. ૨૧–૩–૩૩ના અંકથી શરૂ થતી લેખમાળા લખેલી. ઈ. સ ૧૯૫૭ મા મારો સૌરાષ્ટ્રનો ઇતિહાસ પ્રસિધ્ધ થયો તે પૂર્વે તેમાં વિશેષ સંશોધન થતા, તે લેખનાં કેટલાંક વિધાનો અલ્પ પ્રમાણમાં ફેરવેલા. પરંતુ આ પુસ્તક લખતી વખતે તે માટે પુનઃ પ્રયાસ કરતાં જે ઇતિહાસ નિઃશંક જણાયો તે આલેખ્યો છે. પરિણામે મારા મૂળ વિધાનોમાં બહુ ફેરફાર થતો નથી. આ વિષયમા સંશોધનને હજી અવકાશ છે.

# પ્રકરણ નવમું

## સોમનાથને પુનઃ ધ્વંસ

મહમૂદ ગીઝનવીની ચડાઈ પછી સોમનાથનું પુનર્વિધાન થયું: તેની જાહોજલાલી, વૈભવ, અને ઐશ્વર્ય, પહેલાં હતાં તેનાં કરતાં અનેકગણાં વધી ગયાં અને બસો એકોતર વર્ષ પહેલાં લાગેલા ભયંકર આઘાતને કારી ઘા રૂઝાઈ જઈ, તેની લૂંટ-કતલ અને ક્રૂરતાની વાતો ભૂલાઇ ગઇ હતી. ચાર-પાંચ પેઢીએ પહેલાં બનેલો બનાવ તો જાણે કોઈ ધરતીકંપ થઈ થોડું નુક-શાન કરી શાંત થયો હોય તેવો માત્ર કવચિત સ્મૃતિપટ પર આવતી સ્વપ્નસૃષ્ટિ જેવો બની ગયો હતો.

દિલ્હીમાં અંતિમ ક્ષત્રિય રાજા પૃથ્વીરાજ ચૌહાણને પરા-જિત કરી ઘોરી વંશના સ્થાપક કુત્તુબુદ્દીને દીર્ઘકાળ પર્યંત સ્થિર રહેનારી મુસ્લીમ સત્તાના પાયા નાખી દીધા હતા, અને ધર્માંધતા, હિંસા, લૂંટફાટ અને વેરવૃત્તિનાં પાણી પાઈ તે રાજ્ય સત્તાની વેલને સુલ્તાનો પોષી રહ્યા હતા.

### ગ્યાસુદ્દીન

આ પરંપરામાં સુલ્તાના રઝિયાનું ખૂન કરી, ઉલુઘખાને પોતાના જમાઈ નાસીરૂદ્દીનને દિલ્હીની ગાદીએ બેસાડયો પણ બે ત્રણ વર્ષમાં જ પોતાના જમાઈની હત્યા કરી ઉલુઘખાન ગ્યાસુદ્દીન નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો.

ગ્યાસુદ્દીન ઈ. સ. ૧૨૮૭માં મરણ પામ્યો અને તેનો પુત્ર કૈકોબાદ બુગદાખાનનો પુત્ર મુઇઝુદ્દીન દીલ્હીની ગાદીએ બેઠો. તેણે ગ્યાસુદ્દીનના બીજા પુત્ર નાસીરૂદ્દીનને સિંધમાંથી બોલાવી મારી નંખાવ્યો.

## મલેક ફીરોજ

ખિલ્જીના હાકેમ, મલેક ફીરોઝને નાસીરૂદ્દીનના ઘાતના સમાચાર મળ્યા કે તે તરત જ દિલ્હી આવ્યો અને સુલ્તાનની સેવા સ્વીકારી મૂલ્તાનના હાકેમ તરીકેનો હૂકમ મેળવી મૂલ્તાન ગયો, અને ત્યા સ્વત ત્ર થઇ પડયો તેની તપાસ કરવા સુલ્તાને તેના વજીરને મોકલ્યો, પણ ફીરોઝે તેનુ ખુન કર્યું અને દિલ્હી ઉપર ચડી જઈ, સુલ્તાનને તેના શયનગૃહમા જ ઠાર કરી દિલ્હીનો લોહીભીનો તાજ પોતાના માથે મૂકવા ધાર્યું, પણ સૈન્યો તેને સુલ્તાન તરીકે સ્વીકારે તેમ હતુ નહિ, તેથી મહુંમ સુલ્તાનના બાલપુત્ર શમ્સુદ્દીનને સુલ્તાન તરીકે જાહેર કરી પર પરાગત પ્રણાલિકા અનુસાર ત્રણ માસમા જ "પુત્રને પિતા પાસે રવાના કરી દીધો" અને પોતે સુલ્તાન થયો.

મલેક ફીરોઝનો જમાઇ અને ભત્રીજો અલાઉદ્દીન તેનો કૃપાપાત્ર થયો ફીરોઝે તેને તેની બાલ્યવયથી પુત્રવત્ પાળીને મોટો કરેલો અને તે તેના પ્રત્યે પિતૃવાત્સલ્ય અને પ્રેમની લાગણીથી જોતો, અને તેના પ્રત્યે ઊ ડો વિશ્વાસ ધરાવતો તેણે અલાઉદ્દીનને અયોધ્યા અને બદાઉ પ્રાન્તોની હકુમત પણ આપી હતી

પણ કુલાચાર, આ પ્રેમ, વિશ્વાસ અને વાત્સલ્યના વિનિમયમા કૃતઘ્નતા સિવાય કઈ ન અપાય તેવો હતો તેથી અલાઉદ્દીન એકવાર તેના વિભાગમા પ્રવાસે આવતા સુલ્તાન સામો સત્કારવાના બહાને ગયો અને યમુનાના તીરે જ્યારે ફીરોઝે અલાઉદ્દીનને પ્રેમપૂર્વક હોડીમા બેસાડવા હાથ લાબો કર્યો અને પોતે હોડીમા એક પગ મુકે છે ત્યા અલાઉદ્દીનની સ જ્ઞા થતા તેના સેવક ઈખ્તીઆરૂદ્દીને અને મહમદ સલીમે સુલ્તાનને કાપી નાખ્યો પિતાતુલ્ય કાકાના પ્રેમ અને વિશ્વાસના બદલામા અલાઉદ્દીને તલવારના પ્રહારો કરી પરંપરાને બરાબર જાળવી, અને જાણે કાઈ જ બન્યુ નથી તેમ ઇ સ ૧૨૯૬મા

પૂર્ણ આનંદ અને અભિમાનથી દિલ્હીના તખ્ત ઉપર બેસી પોતાને સુલ્તાન અલાઉદ્દીન ખિલજી તરિકે જાહેર કર્યો

**અલાઉદ્દીન**

વિરોધપક્ષના અમીરો અને સેનાનીઓને તેણે શાહી ધન કોપ વડે ખરીદી લીધા અને દિલ્હીની મસ્નદ ઉપર બેસી ધર્માંધ, ક્રૂર અને ભયંકર રાજનીતિનો પ્રારંભ કર્યો અને પરિણામે તેને 'અલાદીઆ ખુની' નુ ઉપનામ પ્રાપ્ત થયુ

"જ્યારે સુલ્તાન અલાઉદ્દીન પોતાના પ્રદેશોના કેન્દ્રમા સારી રીતે સ્થિર થઈ ગયો અને તેણે તેના શત્રુઓના શિરો કાપી નાખ્યા અને શેષને (શત્રુઓને) તેની દયા અને ન્યાયના ઝરામા (નવરાવી) તાબે કર્યા ત્યારે તેની નસોમા ધર્મના ઉત્સાહથી નાસ્તિકોને આધિન કરવાના અને મૂર્તિઓનો નાશ કરવા માટેના ધબકારા વધવા માંડયા હી સ ૬૯૮ના જીલહજ માસમા તેણે પ્રજા અને ધનમા હિન્દના સમગ્ર નગરોમા સૌથી શ્રેષ્ઠ એવા ખંભાયત નગર ઉપર તેના ભાઈ મલીક મુઈઝુદ્દીન, રાજ્યના મુખ્ય સ્થંભ સેનાધિપતિ, ઉદારાત્મા અને બુદ્ધિશાળી યોદ્ધા નસરતખાનને મોકલ્યા આ દેશની હવા શુદ્ધ છે, જલ સ્વચ્છ છે અને ચારે તરફથી રક્ષાયેલો દેશ કુદરતી દૃષ્ય અને મહાલયો વડે સુંદર અને રૂપાળો લાગે છે માત્ર વિજયની ઇચ્છાથી નહિ પણ પવિત્ર યુદ્ધ (જેહાદ) ની ભાવનાથી તેણે તેના સૈન્યમા ૧૪૦૦૦ હયદળ અને ૨૦૦૦૦ પાયદળની ભરતી કરી [૧-૨]

---

૧ તાઝીયાતુલ અમસાર-(લેખક અબ્દુલ્લાહ વાસિફ) ઈલિયટ ભાગ ૩. આ ગ્રંથનો લેખક શિરાઝ શહેરનો વતની હતો તેના પિતાનુ નામ ફઝલુલ્લાહ હતુ આ ગ્રંથ તેણે હી સ ૬૯૯ના શાબાન માસમા પરિપૂર્ણ કર્યો (માર્ચ ઈ સ ૧૩૦૦) અને તે પછીના પ્રસંગો આવરી લેતો ચોથો ભાગ હી સ ૭૨૮ (ઇ સ ૧૩૨૮)મા પૂરો કર્યો

૨ તારીખે ફીરોઝશાહી ઝિયાઉદ્દીન બારની પણ આ પ્રકારની જ હકીકત આપે છે

### પાટણનું પતન

આ વિરાટ સૈન્યે ઓચિંતું પાટણનગરને ઘેરી લીધું. પાટણનો અંતિમ રાજપૂત મહારાજા કરણદેવ વાઘેલો પોતાનું રક્ષણ કરવા અસમર્થ નીવડયો. તેની પાસે ન તો બળવાન કે વ્યવસ્થિત સૈન્ય હતું, ન તો એવા સ્વામીભકત અને શક્તિશાળી સરદારો. તો પણ તે પ્રતાપી પૂર્વજોનો વારસ હતો. અજિત સિદ્ધરાજ, બાણાવળી ભીમ અને વિશલદેવની ગાદીએ તે બેઠો હતો. તેણે કમ્મર કસી આ ધનભૂખ્યાં અને લોહી તરસ્યાં સૈન્યોનો પ્રતિકાર કર્યો પરંતુ એક જ યુદ્ધમાં મુસ્લીમોના બળવાન સૈન્યે રાજપૂતોને વેરવિખેર કરી નાખ્યા. કરણદેવ, તેની રાજ્યલક્ષ્મી, ધનભંડારો, રાણીઓ, કુટુંબીઓ, સંતાનો અને પ્રજાને આ નિર્દય સેનાનાયકોની દયા ઉપર છોડી રણ છોડી નાસી છૂટયો.

મુસ્લીમોએ પાટણ ખૂબ લૂંટયું. દેવમંદિરો તોડયાં અથવા ભ્રષ્ટ કર્યાં. મૂર્તિઓના ટૂકડાઓ અત્ર તત્ર ફેંકી દીધા, અને વીર વનરાજનાં સ્થાપેલાં અને મૂલરાજ, સિદ્ધરાજ, કુમારપાળ અને વિશલદેવે પોષીને મહાન બનાવેલા પાટણ નગર ઉપર ઇસ્લામનો ઝંડો રોપી દીધો.[1]

અલપખાનનું ધ્યાન તો ખંભાતની લક્ષ્મીમાં કેન્દ્રિત હતું. પાટણ સર કરી તેણે ખંભાત ઉપર ચડાઈ કરી.

### ખંભાતનું પતન

મુસ્લીમોનું વિરાટ સૈન્ય ખંભાત સમીપ આવી પહોંચ્યું. "માણસો ઊંઘમાંથી ઝબકીને જાગી ગયા. કયાં જવું તેની કોઇને સમજ પડી નહિ. માતાઓએ તેમની ગોદમાંથી બાળકોને

૧ મુસ્લીમોએ, પાટણ ઇ. સ. ૧૨૯૮ માં લીધું અને મુગલ સુબા મોમીનખાન પાસેથી મરાઠાઓએ ઈ. સ. ૧૭૫૮માં લીધું, એટલે પુરાં ૪૬૦ વર્ષ તેના ઉપર મુસ્લીમોનો અધિકાર રહ્યો.

પડતાં મેલ્યાં." એવી પરિસ્થિતિનો લાભ લઈ મુસ્લીમોએ આ અશુદ્ધ દેશમાં ઈસ્લામને ખાતર જમણે અને ડાબે હાથે નિર્દય રીતે વધ અને હત્યા શરૂ કર્યાં. "લોહીની નદીઓ વહેવા માંડી કલ્પનામાં ન હતું તેટલું સોનું, રૂપું, અસંખ્ય જવાહીરો, મોતીઓ, હીરાઓ, રત્નો, લૂંટી લેવામાં આવ્યાં. એટલું તો નહિ પણ કદી ન જોયેલું એવું ભિન્ન ભિન્ન પ્રકારનું રેશમી અને સુતરાઉ, છાપેલું, જરી ભરેલું, અને રંગીન કાપડ પણ લૂંટવામાં આવ્યું."[1] "લખતાં પણ કલમ વર્ણન ન કરી શકે તેવી વીસ હજાર રૂપાળી અને નમણી કુંવારિકાઓ, બન્ને જાતિનાં બાળકો, ધરતી ધૂજાવે, તેવા તેર બળવાન હાથીઓને પણ પકડવામાં આવ્યા." મુસ્લીમ સૈન્ય આ દેશનો સર્વતોભદ્ર વિનાશ કરતાં પ્રજાજનોની કતલ કરતાં ગામડાઓ અને નગરો લૂંટતા સ્રીઓ તથા બાળકોને કેદ પકડતાં મંદિરોનો ધ્વંસ કરતાં મૂર્તિઓના ટૂકડે ટૂકડા કરી પગ નીચે કચરતાં સોમનાથ તરફ આગળ વધ્યાં.

## સોમનાથ

"આ દેશની મૂર્તિઓમાં સોમનાથની મૂર્તિ સર્વશ્રેષ્ઠ છે. તે પથ્થરની બનાવેલી છે. તેના ઉપર અરીસા જેવો ચળકાટ છે. તેનો આકાર આકર્ષક અને કળાકૃતિ પ્રશંસાયુક્ત છે. તે મૂર્તિ સાત ગજ ઊંચી છે. તેનું સ્થાન એવું છે કે જાણે હમણાં ચાલશે. તેની મુખમુદ્રા એવી છે કે જાણે હમણાં બોલશે. જો કોઈ મૂર્તિપૂજક તેને નિહાળે તો જરૂર તેના સ્વરૂપમાં લીન થઈ જાય. કાફિરો તેની પાસે કોઇને જવા દેતા નહિ. તેનું મસ્તક સુવર્ણ, રત્નો, મૌક્તિક આદિથી જડિત મુગટથી એવું સુશોભિત હતું કે તે રત્નોના પ્રકાશમાં સુવર્ણની રતાશ આંખો કળી શકતી ન હતી. મોટાં ચળકતાં મોતીઓનો હાર શરીરના

---

૧ તાઝીયા તુલ અમસર– વાસિફ.

ખભા ઉપરથી લટકતો હતો અને મૃગશીર્ષના સમુહ જેવો લાગતો હતો."[1]

સોમનાથનો ધ્વંસ કરવા ચડેલા અલાઉદ્દીનના સૈન્યોનું આધિપત્ય તેના સાળા અલપખાને લીધું હતું. દિલ્હીથી ઉપડેલા આ સૈન્ય, ત્રણ વર્ષો અન્ય પ્રદેશોને પાદાક્રાંત કરવામાં પસાર કરી, ગુજરાતના રાજા કરણદેવને નમાવી, ઈ. સ. ૧૩૦૦માં સોમનાથના દ્વારે આવી પહોંચ્યુ.[2]

કરણના પતનના સમાચાર ગુજરાત સૌરાષ્ટ્રમાં પ્રસરી ગયા. દિલ્હીના સૈન્યનું સંખ્યાબળ, સાધન, સરંજામ અને શક્તિની વાતો વહેતી થઈ ગઈ. તેના ઝનૂની આક્રમણ, ક્રૂરતા અને ધર્મઘેલછાનાં વૃતાંતો ગામેગામ અને નગરે નગરે પ્રસરી ગયાં. સૌરાષ્ટ્રમાં સન્નાટો છવાઇ ગયો. આવા સમુદ્રની ભરતી વધતી આવતી હોય તેવા વિરાટ સૈન્યની સામે થાય તેવો એક પણ રાજા ત્યારે સૌરાષ્ટ્રમાં ન હતો.

## સૌરાષ્ટ્રના રાજાઓ

અલાઉદ્દીનનું સૈન્ય સોમનાથ ઉપર ચડી આવ્યું ત્યારે સૌરાષ્ટ્રમાં ઝાલાઓ હજી નાના જમીનદારની સ્થિતિમાં હતા. પાટડીની ગાદી ઉપર હરપાળ મકવાણાના વંશમાં સુરસિંહજી આ સમયે રાજ્યકર્તા હતા. જેઠવાની ગાદીએ રાણા રામદેવજી હતા. તેઓ પણ એટલા બળવાન ન હતા કે મુસ્લીમ સૈન્ય સામા ઊભા રહી શકે. ગોહિલોની ગાદી રાણપુરમાં હતી. તેઓ માત્ર એક ચોવીશીના માલિક હતા. રાણજી ગોહિલના પિતા સેજકજીએ હજી હમણાં જ આ નાના રાજ્યની સ્થાપના કરી

---

૧ તાઝીયા તુલ અમસર— વાસિફ-

૨ તારીખે અલાઇ— અમીર ખુસરૂ—માં લખે છે કે આ ચડાઇ કરવા ઉલુધખાન હી. સ. ૬૯૮ (ઇ. સ. ૧૩૦૦) ના જમાલ દીન અવલની ૨૦ મી તારીખે દિલ્હીથી ઉપડયો હતો.

હતી. જૂનાગઢનો રાહ માંડલિક એક જ એવો રાજા હતો કે જે કંઈક ગણનાપાત્ર ગણાય, પણ તે પણ પાટણના રાજાઓની વારંવાર આવતી ચડાઈઓના કારણે નિર્બળ થઈ ગયો હતો આમ મુસ્લીમોના આક્રમણ સામે પ્રતિકાર કરે તેવો કોઈ રાજા ન હતો, અને હતા તે સહુ એકત્ર થઇ સંયુકત સામનો કરી શકે તેવી સ્થિતિમા ન હતા મહમૂદ ગીઝનવી ગયા પછી, પણ આ રાજાઓએ તેના યુદ્ધકૌશલ્યનો, યુદ્ધનીતિનો, જાસુસી અને બાતમી પદ્ધતિનો કાંઈ પણ વિચાર કર્યો ન હતો ઐક્ય અને સંપ તો તેઓ જાણતા જ નહિ અને પરિણામે અલાઉદ્દીનનુ સૈન્ય પાટણના દ્વારે આવી પહોચ્યુ, ત્યા સુધી કરણને ખબર પણ પડી નહિ અને પાટણનુ પતન થયુ, ત્યારે બીજા રાજાઓએ તે માટે કાંઈ વિચાર્યું જ નહિ આમ મુસ્લીમોને માટે પ્રભાસનો માર્ગ ચોકખો થઇ ગયો

### રાણપુર

પરંતુ ક્ષત્રિયો તેમનો ધર્મ ભૂલ્યા ન હતા વીર સેજકજીનો પરાક્રમી પુત્ર રાણજી નાનો ઠાકોર હતો, છતા ક્ષત્રિય હતો તેણે મુસ્લીમોની સેના સામે પરાજય નિશ્ચિત છે તે જાણ્યા છતા તલવાર ખેંચી યુદ્ધ આપ્યુ સુદ્દીભર રાજપૂતો દિલ્હીના જ્વાલામુખીમાથી નીકળેલા અનલમા આહૂતિ બની કાળનો કોળિયો થઈ ગયા રાણજીએ રણક્ષેત્રમા ભયંકર અને મરણિયો સામનો કર્યો પણ અંતે તેમણે પણ યુદ્ધભૂમિમા જ અનંતની પછેડી ઓઢી [1]

### સુત્રાપાડાનું પતન

પ્રભાસથી દશ માઈલ દૂર આવેલા સુત્રાપાડા ઉપર મુસ્લીમોનુ સૈન્ય ત્રાટકયુ ત્યાના પ્રસિદ્ધ સૂર્ય દેવળને તોડી,

---

૧ એક મત પ્રમાણે રાણજી ગોહિલ ઝફરખાન સામે લડતા માર્યા ગયા હતા તે રાહ નવઘણના મામા થતા અને આ યુદ્ધમા રાહ નવઘણ તેના સૈન્યોને લઈ સહાયે આવેલો મારા સૌરાષ્ટ્રના ઇતિહાસમા આ મત ન સ્વીકાર્યું છે.

પ્રજાની. કતલ કરી અને, બીજે જ દીવસે પ્રભાસને દ્વારે તેમનાં નિશાનો રોપ્યાં.

## પ્રભાસનું પતન

પ્રભાસને દ્વારે પોણાત્રણ સદીઓ પછી મુસ્લીમો સોમનાથનો ધ્વંસ કરવા આવ્યા છે, તેઓ તેમના ઈષ્ટદેવનું મંદિર તોડશે, ધર્મસ્થાનોની મર્યાદા લોપશે, પ્રજાજનોની કતલ કરશે અને રાજપૂતો જોયા કરશે તે વિષમ વિચારે વાજા ઠાકોર છાડાએ ક્ષત્રિયોના ગહન અને કપરા ધર્મને અનુસરી તેઓની ક્રૂરતા અને નિર્દયતા નજરે જોવા કરતાં રણક્ષેત્રમાં આત્માર્પણ કરવાનું વિશેષ યોગ્ય છે, તેમ માની મુસ્લીમોના સૈન્યો સામે પડકાર કર્યો. પણ વીજળીનો ચમકારો થઇ એક વિપલમાં વિલાઇ જાય તેમ રાજપુતોનો સામનો વિલાઇ ગયો. પરિણામે મુસ્લીમ સેના નગરમાં ફરી વળી. નિર્દોષ પ્રજાજનોની બેફામ કતલ કરવામાં આવી, "લોહીની નીકો ચાલી. કાફીરો 'ઉપર મુસ્લીમોની તલવારો અને તીરોના પ્રહારો થવા લાગ્યા, સ્ત્રીઓ અને બાળકોને પકડવામાં આવ્યાં.[1]" અને "પ્રભાસ આધું ખાન અસ્વારે લૂંટ્યુ, લંકા મેળ." રામની સેનાએ લંકા લૂંટી હતી તેમ ઉલુઘખાને પ્રભાસ લૂંટ્યું.[2]

---

૧ તાઝીયાતુલ અમસર

૨ કાન્હડદે પ્રબંધ– પદ્મનાભ જેવો સમર્થ કવિ પ્રભાસને લંકાની અને ઉલુઘખાનને રામની ઉપમા આપે છે તે શોચનીય છે. પદ્મનાભ વિશેષમાં લખે છે કે "અનરથનો મૂળ માધવ મહેતો તેને રણમાં રોળ્યો." માધવનો પ્રસંગ માત્ર વાર્તામાં રસ આવે તે માટે યોજ્યો છે. તાઝીયાતુલ અમસર, તારીખે અલાઇ, તારીખે ફીરોજ શાહી કે જે અલાઉદ્દીનની ચડાઇના પદે પદના વર્ણન કરે છે તે કોઇ ગ્રંથમાં માધવના નામ માત્રનો ઉલ્લેખ નથી. કાન્હડદે પ્રબંધે યોજેલી આ વાર્તાને ગુજરાતના વિદ્વાન લેખકોએ સાચી માની લીધી છે, તે પણ એક કમનસીબી છે.

મહમૂદ ગીઝનીએ કરેલા ધ્વંસ પછી પુનઃ મંડિત થયેલા પ્રખ્યાત દેવમંદિર ઉપર જેહાદે ચડેલા ગાઝીઓ તેમની અતૃપ્ત લાલસાને તૃપ્ત કરવા મંદિરપ્રતિ ધસ્યા.

મુસ્લીમો તેમની આગળ ઢોલ ત્રંબાળા વગાડતા ચાલ્યા અને "અલ્લાહો અકબર" ના તુમુલ નાદ વચ્ચે મંદિરમાં પેઠા. હજારો સૈનિકો આખા મંદિરમાં ઘૂમી વળ્યા. શિખર ઉપર ચડી પથ્થરોમાં કંડારેલી અપ્રતિમ પ્રતિમાઓ તોડી પાડી. મંદિરના સાંધે સાંધા જુદા જુદા કરી નાખ્યા અને ઘુમ્મટમાં હાથીઓ અને અશ્વોની આકૃતિઓ હતી તેને પણ તોડી નાખી.

તે પછી સોમનાથના સ્થાપિત લિંગ[1] ના મૂળમાં સાંગ નાખી તેને અમાપ જોર કરી ઊખેડી નાખ્યુ અને તે બહાર કાઢી તેને ગાડામાં નાંખી દિલ્હી તરફ મોકલી દેવામાં આવ્યું.

કહાન્ડદે પ્રબંધ તેનું વર્ણન આપતાં કહે છે કે;

"દેવમંદિરે ભેળ પડીને તોડયાં કુંચી તાળાં
હલ હલ કરી પ્રાસાદે પેઠા લીધાં ઢોલ ત્રંબાળાં.
ચડયા શિખર આહરડા અસુરો ઘાણે વાળે ઘાણુ
બાજુની પૂતળીઓ તોડી પળમાં પટકે પહાણુ.
સાંધે સાંધા કરી જૂજવા ભોંય પાડવા લાગ્યા
ઘૂમ્મટ મહિંના હાથી ઘોડા ઘાણુ ઘણે રે ભાંગ્યા.
ઘાલી લાગમાં સાંગ લોહની કરતા જોર અમાપે
હલ હલ કરી બે બાજુ વળગી થાપિત મૂર્તિ ઉથાપે.
ખાને મૂખ ફરમાન કર્યું કે ભલે રહે મઢ સૂનો
મૂર્તિને દિલ્હી લઈ ચાલો ત્યાં કરશું જઈ ચુનો.
લોઢા કેરી પાટ અણાવી વળી મગાવી ગાડાં
સોમનાથનું બાણુ ચડાવો આડાં ઓઢવી આડાં.

૧ સોમનાથની મૂર્તિનું વર્ણન તાજીઆતુલ અમસર કરે છે, પણ તે મૂર્તિ નહિ પણ લિંગ હતું, તે વાત લેખકના જાણવામાં નથી લાગતી.

કાળાભૂત ભોઈ તેડાવ્યા ગાડે લિંગ ચડાવ્યું
આગળ જોડી બહુ ત્રેલિયા દિલ્હી ભણી ચલાવ્યું.
આગળ રૂદ્ર! ઘણો કોપાનળ દૈત્ય સરવા તેં બાળ્યા
પુણ્ય પૃથ્વીમાં તેં વરતાવ્યુ દેવલોક ભય ટાળ્યા.
બળીઓ ત્રિપુરાસુર તેં હણીઓ વા વેગ જેમ તૂલ
પદ્મનાભ પૂછે સોમૈયા કયાં ગયું તારું ત્રિશુલ?[1]

"ઉલુઘખાને સઘળાં મંદિરો ખંડિત કર્યાં અને મૂર્તિઓ ભાંગી નાખી પરંતુ સહુ મૂર્તિઓમાં શ્રેષ્ટ એવી મૂર્તિ ખુદાવંદ શહેનશાહની કચેરીમાં મોકલી અને મૂર્તિપૂજાના પુરાતન ધામમાં એવા મોટા અવાજે આઝાન પોકરાવી કે તે મિસર અને મદ્દાઈનમાં સંભળાણી–"[2–3]

"હિન્દુઓએ જો ઉલુઘખાન મૂર્તિનું ખંડન ન કરે તો દશ લાખ મુદ્રાઓ આપવા તત્પરતા બતાવી. પણ તે માંગણી હુકરાવી દેવામાં આવી અને મૂર્તિના ટૂકડાઓ કરવામાં આવ્યા, અને જે અંગો કસ્તુરી અને અંબરથી સુગંધિત થતાં તે અંગો કાપી નાખવામાં આવ્યાં. આ ટૂકડાઓ દિલ્હી લઈ જવામાં આવ્યા. જ્યાં તેને જુમ્મા મસ્જીદના પગથિયામાં જડવામાં આવ્યા કે લોકો આ મહાન વિજયને યાદ કરે અને વાતો કરે. અલહમ્દુલ્લીલાહ રબીઉલ આલમીન–આમીન–"[4–5]

## મૂર્તિનું ખંડન

સોમનાથની મૂર્તિ ન હતી પણ ઘનઆકારનું લિંગ હતું. તેનો ભેદ મુસ્લીમ લેખકો જાણુતા નથી તે સ્પષ્ટ થાય છે. આ

---

૧ કવિ પદ્મનાભે કહાન્ડદે પ્રબંધ ઈ. સ. ૧૪૫૬માં લખ્યો હોવાનું મનાય છે. આ પંક્તિઓ શ્રી ડાહ્યાભાઈ દેરાસરીએ સંશોધિત કરેલી પ્રતિમાંથી ઉધ્ધૃત કરી છે.

૨ તારીખે અલાઈ. ૩ મદ્દાઈન એટલે મક્કા અને મદીના.

૪ તાજ્યાતુલ અમસર.

૫ તારીખે ફીરોઝશાહીમા આ જ પ્રકારનું વર્ણન છે.

લિંગનું ખંડન ન થાય તો હિન્દુઓ દશ લાખ સુવર્ણમુદ્રાઓ આપે તે મહમૂદની પ્રશંસામાં લખેલી વાર્તાનું પુનરાવર્તન માત્ર છે. આવી ભયંકર લડાઈમાં જ્યાં છૂટે હાથે કતલ ચાલતી હતી ત્યાં કોણ તેને મુદ્રાઓ આપવા જાય !

લિંગના ટૂકડા વિષયમાં પદ્મનાભ કહે છે કે પાંચ ટૂકડાઓ થએલા તે કહાન્ડદેએ પડાવી લીધા. અને તેને પાંચે લિંગ સ્વરૂપે, એક સોરઠમાં, બીજું વાગડમાં તેરસંગે, ત્રીજું આબુ ઉપર અને ચોથું જાબાલીપુર, આમ પાંચ સ્થળે પધરાવ્યાં. તે વિશેષમાં કહે છે કે "મૂર્તિ પાંચ લિંગથી છઠ્ઠી તે જોડીની નથી" એટલે એક લિંગમાંથી પાંચ ટૂકડા થયા. ખંડિત લિંગો અપૂજ્ય હોય છે તેમ શાસ્રનું વિધાન છે છતાં તે વિજય સ્મૃતિ માટે પધરાવ્યાં હશે તેમ માની શકાય.

લોકવાયકા પ્રમાણે ઘેલા સોમનાથ પાસે પ્રજાજનોએ લિંગ લઇ જતા સૈન્યને આંતરી લિંગ પડાવી લીધું અને ત્યાં સ્થાપ્યું. વર્તમાન લિંગ તે મૂળ સોમનાથનું લિંગ છે. તારીખે અલાઈ, મૂર્તિને દિલ્હી મોકલી એમ કહે છે, અને ઉમેરે છે કે તેના ટૂકડા કર્યા ન હતા. જો તેમ હોય તો કહાન્ડદે પાંચ ટૂકડા પડાવી લે છે તે વાત બંધ બેસતી આવતી નથી. અલાઉદ્દીનને જોવા માટે ટૂકડા કર્યા વગર મૂર્તિ મોકલી હતી અને કહાન્ડદે વચમાંથી લઈ લે તો ટૂકડા કયાંથી થાય?

તાઝીયાતુલ અમસરમાં તો મહમૂદ ગીઝની એ કહેલું કે તે મૂર્તિવિક્રેતા નથી, પણ ભંજક છે, તેવી વાર્તા માત્ર નામફેર કરીને જ લખી નાખી છે, પણ મૂર્તિ તોડી હતી કે આખી રાખી હતી તે વિષયમાં તેના લેખક કાંઈ પ્રકાશ નાખતા નથી. જો તેમ હોય તો અને અલાઈને સાચી માનીએ તો ઘેલા સોમનાથના માહાત્મ્યની વાત સત્ય ઠરે છે. કહાન્ડદેએ નહિ, તો અન્ય કોઈ વીરે પણ લિંગ લઇ જતા સૈન્ય પાસેથી લિંગ પડાવી લીધું અને

સોરઠમાં કોઈ સ્થળે અને સંભવતઃ વર્તમાન ઘેલા સોમનાથની ગિરિ કંદરાઓમાં સ્થાપ્યુ હોય!

## પીતવર્ણનો પથ્થર

તાઝીયાતુલ અમસર પ્રભાસની એક વાત નોંધતાં કહે છે કે, સોમનાથના મંદિરમાંથી એક પીતરકતવર્ણો પથ્થર પ્રાપ્ત થયો. તેના ઉપર એક વ્યાપારીએ બેલડતા મનુષ્યો એક ગોળામા અને દીપડાઓની આકૃતિઓ કંડારી હતી. તેની એક બાજુ હાંસીયામાં કુરાનની આયાતો કોતરી હતી. આ પથ્થર સંતશ્રેષ્ઠ શેખ મુરશીદ અબુ ઈશાક ઈબ્રાહીમ બીન શહેરિયારનો અષ્ટકોણ મઝાર બંધાતો હતો તેમાં ચણવા મોકલી દીધો, જે તેના દ્વારની જમણી તરફ ચણી લેવામાં આવ્યો.

## સોરઠમાં

ઉલુઘખાન પ્રભાસથી સમુદ્રતીરે આગળ વધ્યો. તેણે ચોરવાડ પાસે આવેલાં ઝુંડના સ્થાનમાં પડાવ નાખ્યો. વિસણવેલ, (વિષ્ણુવેલ) તથા ઝુંડના માતાજીનાં મંદિરો તોડી, માંગરોલ, માધુપુર, બીલેશ્વરનાં પ્રખ્યાત મંદિરો ભ્રષ્ટ કરી વંથળી પહોંચ્યો. ત્યાં તેના સામે મોરચો બાંધી વાટ જોતા સોરઠપતિ રાહ માંડલિકને હરાવી તેની પાસેથી મોટો દંડ લઈ, આવ્યો હતો તે માર્ગે પાછો વળ્યો.

ઉલુઘખાને સ્થળે સ્થળે પોતાનાં થાણાંઓ સ્થાપ્યાં અને ધર્માંતર કરેલા નવ મુસ્લીમોને અભયદાન આપી દિલ્હી પ્રતિકૂચ કરી. ઉલુઘખાનનાં પાછાં વળતાં સૈન્યોનો હિન્દુઓએ સામનો કર્યો, પણ પરિણામે વિશેષ પ્રાણહાનિ થઇ અને વિશેષ સંપત્તિ લૂંટાઈ.

## જૈનગ્રંથનું વર્ણન

મહમૂદની ચડાઈ માટે જેમ હિન્દુ અને જૈન લેખકોએ મૌન સેવ્યુ છે તેમ આ ચડાઈ માટે કર્યું નથી. પદ્મનાભે કહાન્ડદે પ્રબંધ લખી આ પ્રસંગ ઉપર ઘણો પ્રકાશ નાખ્યો છે.

તેમ શ્રી જિનપ્રભસુરી નામના વિદ્વાન કવિ અને સાધુએ વિવિધ કલ્પનાસત્યપુરકલ્પમાં લખ્યુ છે કે;

અહ તેરસીય છપન્ને વિક્કમ વરીસે
અલાઉદ્દીન સુરતાણુસ્સ કણીકો ભાયા
ઉલુઘખાન નામધીજ્જો ઢીલ્લી પુરાઓ
મંતિ માહ વપેરીયો ગુજર ધર પટ્ટીઓ
ચિત્ત કુડા રિવઈ સમર સિંહેણ દંડ દાઉ
મેવાડ દેસો તયા રક્ખિયો
તઓ હમ્મીર જુવરાઓ વગ્ગડ દેસ
સુહડા સયાઈ નય રાણીય ભંજીઅ
આસાપલ્લી પત્તો કણદેવ રાયા અ નટ્ઠો!
સોમનાથ ય ઘણા ઘાએણ ભંજીત્તા ગડુએ
રોવિ ઉણ ઢીલ્લીએ પેસેઈ
પુણો વામણથલીએ ગંતુ મંડલિક્ક રાણયં
દંડિતા મોરટ્ઠે નિઅઆણ પયટ્ટાવિતા
આસાવલ્લીએ આવાસીયો મઢ મંદિર
દેઉલા ઇણી પજ્જા લેઈ

ભાવાર્થ-વિ. સં. ૧૩૫૬માં અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાને દિલ્હીથી ગુજરાત ઉપર ચડાઈ કરી મેવાડ વગેરે જીતી, આસાપલ્લી ભાંગ્યુ, કર્ણદેવને હરાવ્યો, મોમનાથ તોડયુ, માંડલિકને દંડયો, દેવ મંદિરો તોડયાં વગેરે.

## ઉલુઘખાન

પાટણ ખંભાત અને પ્રભાસને લૂંટી ગુજરાતના અંતિમ આર્યરાજાની સત્તા સદાને માટે ઉખેડી ગુજરાતના નંદનવનને ખેદાન મેદાન કરી જનારાં અલાઉદ્દીનનાં સૈન્યનો અધિપતિ ઉલુઘ ખાન હતો તેમ તારીખે ફીરોઝશાહીમાં તેનો કર્તા ઝિયાઉદ્દીન બારની કહે છે. ઉલુઘખાન અલાઉદ્દીનનો સાળો થતો હતો.

તાઝિયાતુલ અમસરનો કર્તા અબ્દુલ્લાહ વાસિફ લખે છે કે, આ સૈન્યનું આધિપત્ય અલાઉદ્દીને તેના ભાઈ મુઈઝ્ઝુદ્દીન અને નસરતખાનને સોંપ્યું હતું. તારીખે ફરીશ્તાનો લેખક ફરીસ્તા આ સૈન્યનો અધિપતિ અલપખાન હતો એમ કહે છે. પેટલાદમાં આવેલી બાબા અર્જુનશાહની દરગાહમાં હી. સ. ૬૬૩ એટલે ઇ. સ. ૧૨૬૬ના શિલાલેખમાં ઉલુઘખાન સુલ્તાનનો ભાઇ હતો અને અલપખાન સાળો હતો તેમ લખ્યું છે. આ શિલાલેખ શંકાશીલ છે, કારણ કે અલાઉદ્દીન ઇ. સ. ૧૨૯૬માં તો ગાદીએ બેઠો, તેનો કાકો ફીરોઝ ઈ. સ. ૧૨૯૦માં દિલ્હીનો સુલ્તાન થયો. ઇ. સ. ૧૨૬૬માં તો અલાઉદ્દીન ખિલ્જમાં હતો અને દિલ્હીની ગાદીએ તે આવશે તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. એટલે તે કથન વિશ્વસનીય નથી. ફરીસ્તાએ તો કોઈ વિષયમાં જરા પણ તકલીફ લીધી નથી. જેમ જેમ વાતો સાંભળી તેમ તેમ તેમાં કલ્પનાના રંગો મેળવી લખી નાંખ્યું. અલપખાનનું નામ તેણે મૂકી દીધું. તાઝિયાતુલ અમસર તો ગાઝીઓના પરાક્રમોના વર્ણનોની વિશેષ કાળજી રાખે છે. તેને ઇતિહાસના ક્રમ અને ઐતિહાસિક વ્યક્તિઓ માટે બહુ ધ્યાન રાખવાનું જરૂરી જણાયું નથી. તારીખે ફીરોઝશાહીનો લેખક આ સર્વમાં વિશેષ ચોક્કસ અને જરૂરી વિગતોને અગત્ય આપી તેની સુંદર રજૂઆત કરે છે એટલે આ સૈન્યનો સેનાધિપતિ ઉલુઘખાન હતો તેમ માનવું વિશેષ યોગ્ય છે. વળી આ ઇતિહાસોની અસર વગર મુનિ શ્રી જિનપ્રભસુરીએ લખ્યું છે તેમાં પણ ઉલુઘખાનનું નામ સ્પષ્ટ છે તેથી એ વિધાનને ટેકો મળે છે.

અલાઉદ્દીને તેના સાળા અલપખાન વા અલફખાનને ગુજરાતનો સુબો નીમ્યો.

### સૈન્યમાં બળવો

ઉલુઘખાનનું સૈન્ય હજી દિલ્હીના માર્ગમાં હતું, ત્યાં

અશાંતિના ચિહ્નો જણાવા લાગ્યાં. ગુજરાત સોમનાથની લૂંટમાંથી પોતાનો ભાગ, સૈનિકોએ ચૂકાવી દેવા માગણી કરી. ઉલુઘખાને સામો આક્ષેપ મૂકયો કે સૈનિકો પાસે જાહેર કર્યા વગરનો લૂંટનો માલ છે. આમ કહી તેણે તેઓની જડતી લેવા હુકમ કર્યો. સૈનિકોને આ અપમાન અસહ્ય લાગ્યુ. વિશેષમાં નવમુસ્લીમો નામથી ઓળખાતા સૈનિકો ઇસ્લામની પરાણે દીક્ષા પામેલા હિન્દુઓ હતા. તેઓનાં અંતઃકરણમાં મુસ્લીમો વિરુદ્ધ પ્રબળ લાગણી હતી. તેઓનાં ફરજિયાત ધર્માંતરના કારણે અને પૂર્વે કદી ન કલ્પેલા જૂલ્મો જોઇને તેઓ અપાર વ્યથા અનુભવી રહ્યા હતા. "તેઓએ એક માણસની જેમ સાથે ઊભા રહી નસરતખાનના ભાઈ મલીક અઝ્ઝુદીનને, ઉલુઘખાનના મંત્રીને તેમ જ સુલ્તાનના ભાણેજને મારી નાખ્યા."[1]

અલાઉદ્દીને જ્યારે આ સમાચાર સાંભળ્યા અને જ્યારે તેણે જાણ્યું કે નવ મુસ્લીમોએ તેના સેનાનીઓની ઘાત કરી છે ત્યારે તેણે તેનાં બાળકો અને સ્ત્રીઓને કારાવાસમાં પૂરી દીધાં અને તેનો ઈન્સાફ નસરતખાનને સોંપ્યો. નસરતખાને તેના ભાઇની હત્યાનું વેર લેવા જાહેરમાં સ્ત્રીઓની ઈજ્જત લૂંટાવી, તેમનાં બાળકોને તેમની છાતી ઉપર બેસાડી તેના ટૂકડા કરાવ્યા. ઉલુઘખાન તે પછી રણથંભોરના ઘેરામાં મરાઈ ગયો.

### સોમનાથ

સોમનાથનું લિંગ ઊપડી ગયુ. મંદિર ભ્રષ્ટ થયુ. આરતીના ઘંટનાદો બંધ પડયા અને હિન્દુઓ ઉપર દમનનો કોરડો વિંઝાવા માંડયો. મૂર્તિપૂજાનો પ્રતિબંધ અને બળાત્કારે ધર્માંતર કરવાનો કાર્યક્રમ અમલમાં આવ્યો. ઇ. સ. ૧૩૦૦ થી ઇ. સ. ૧૩૦૮ સુધીનાં આઠ વર્ષોમાં સોમનાથનાં શિવક્ષેત્રમાં

---

૧ તારીખે ફીરોઝશાહી–

'આઝાનના અવાજ અને પીડિત પ્રજાજનોની કાળી ચિસો સિવાય અન્ય કાંઈ સંભળાતું જ નહિ.'

અનેક બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, અને શૂદ્રોને ધર્માંતર કરવું પડયું. જેઓ તેમાંથી બચ્યા તેમણે તેમના તરફ સહાનુભૂતિ કે દયા બતાવવાને બદલે તિરસ્કાર અને ધિક્કાર પ્રદર્શિત કર્યો. બ્રાહ્મણોએ તેમને પુનઃ આર્ય ધર્મમાં લઇ શકાય નહિ તેવો નિર્ણય આપ્યો, અને પરિણામે તેઓ હિન્દુઓના અને વૈદિક ધર્મના, મૂળ મુસ્લીમોથી પણ વિશેષ પ્રબળ શત્રુઓ બન્યા, અને જેટલા વેગથી, બળથી અને ઝનૂનથી મુસ્લીમોએ આર્યોની સંસ્કૃતિ ધર્મ અને સભ્યતાનો નાશ ન કર્યો તેટલા વેગથી અને ઝનૂનથી આ નવમુસ્લીમોએ આ કાર્ય કર્યું.

## ગુજરાતમાં બળવો

ઈ. સ. ૧૩૧૪ લગભગ ગુજરાતમાં અલાઉદ્દીનનો સાળો અલપખાન સુબો હતો. તેને દિલ્હી બોલાવી મલેક કાફુરની સલાહથી સુલ્તાને મારી નાખ્યો અને તેના સમાચાર ગુજરાતમાં ફેલાઈ જતાં, નવમુસ્લીમો અને હિન્દુઓએ અલાઉદ્દીનના જૂલ્મી રાજ્ય અમલથી કંટાળી જઇને તેની સત્તા ઉખેડી નાખવા પ્રયત્ન કર્યો. સુલ્તાનની હકૂમતનો સ્પષ્ટ ઈન્કાર કરવામાં આવ્યો. અલાઉદ્દીનને આ સમાચાર મળતાં તેણે અલપખાનના ઘાતક કમાલુદ્દીન ગુર્ગને બળવો દાબી દેવા મોકલ્યો, પણ બળવાખોરોએ તેને હરાવ્યો અને મારી નાખ્યો.

## અલાઉદ્દીનનો અંત

અલાઉદ્દીનને જલંદરનો ભયંકર રોગ થયો હતો. તેણે પોતાના યુવરાજ ખિઝરખાનને કેદ કર્યો હતો. જનાનામાં ભારે ખટપટ હતી અને ચારે તરફથી ભારે નિરાશાજનક સમાચારો આવી રહ્યા હતા. અલાઉદ્દીનનો અંત સમીપ આવ્યો, તેનું દર્દ વધી ગયું. માનસિક અને શારીરિક આઘાતોથી

ઉન્મત બનેલો અલાઉદ્દીન કંઈક અઘટિત કરી બેસશે, એ બીકે તેમા વજીર કાફુરે તેને ઝેર આપ્યું, અને ઈ. સ. ૧૩૧૬ના ડીસેમ્બરની ૨૨મી તારીખે અનેક માનવ હત્યાકાંડોનો કર્તા અલાઉદ્દીન આ જગતની યાતનાઓમાંથી મુક્ત થયો.

અલાઉદ્દીન તદ્દન નિરક્ષર હતો. તે લખી વાંચી પણ જાણતો નહિ, અને સ્વભાવે ખરાબ, જક્કી, નિર્દય અને ક્રૂર હતો, પરંતુ તેનાં ભાગ્ય પ્રબળ હતાં. તેના પરિણામે તેણે અનેક વિજયો પ્રાપ્ત કર્યા હતા અને અપાર ધન એકઠું કર્યું હતું. તે પોતાને 'સિકંદરસાની' એટલે બીજો એલેક્ઝાન્ડર કહેવરાવતો. અલાઉદ્દીન શરાબનો ભારે શોખીન હતો. તે શરાબમાં ચકચૂર થઈ કલ્પના પણ શમી જાય તેવાં કૃત્યો કરતો હતો, અને કહેતો કે ઉલુઘખાન, ઝફરખાન, નસરતખાન, અને અલપખાન જેવા સરદારોની સહાયથી હું ધારું તો નવો ધર્મ સ્થાપી શકું અને અમારી તલવારો પ્રત્યેક મનુષ્ય પાસે તે કબૂલ કરાવે. હું સિકંદરની જેમ મારા ધનભંડારોનો ઉપયોગ વિશ્વ વિજેતા બનવામાં કરીશ."[૧]

અલાઉદ્દીનને ઇસ્લામની, તેના સુંદર સિદ્ધાંતો, સંતોના ઉપદેશો કે આદેશોની કાંઇ પડી ન હતી. તેના ધન કે વૈભવનું આજ અસ્તિત્વ નથી, પણ "અલાદિયા ખુની" નું મેળવેલું ઉપનામ હજી લોકો જાણે છે.

### અલાઉદ્દીન પછી

અલાઉદ્દીનનો યુવરાજ ખિઝરખાન તેના પિતાના મૃત્યુ સમયે કેદ હતો, તેથી મલેક કાફુર તથા અન્ય અમીરોએ બીજા શાહજાદા શાદીખાનને ગાદીએ બેસાડયો. પરંતુ પરંપરા જળવાઈ રહે અને ખૂન વગર દિલ્હીનું તખ્ત કોરું ન રહે તે માટે

---

૧ આવી વાતો ન કરવા કોટવાલ અલાઉ મુલ્કે સમજાવ્યો પછી તેણે નવા ધર્મની વાત મુકી દીધી. તારીખે ફીરોઝશાહી.

ત્રીજો શાહઝાદો મુબારક, શાદીખાન તથા કાફુરને મારી કુતુબુદ્દીન નામ ધારણ કરી દિલ્હીની ગાદીએ બેઠો.[1]

## કુતુબુદ્દીન

કુતુબુદ્દીને તેના સસરા મલેક દીનારને ઝફરખાનનો ઇલ્કાબ આપી ગુજરાતમાં સુબો નીમીને મોકલ્યો. તેણે ગુજરાતમાં વ્યાપેલી અંધાધુંધી અને ગેરવ્યવસ્થા દૂર કરી, પણ તેના બદલામાં સુલ્તાને તેના કુટુંબીઓ, સગાઓ, તથા કાકા અસદુદ્દીનનો ઘાત કર્યો.

"સુલ્તાન કુતુબુદ્દીન શરાબમાં મસ્ત રહેતો. ભોગ વિલાસમાં ડૂબેલો રહેતો. મુખમાંથી તે અપશબ્દોનો વરસાદ વરસાવતો અને પાસે વસતા આજ્ઞાંકિત સેવકોનો વગર વાંકે ઘાત કરતો. કચેરીમાં તે સ્રીના વેશમાં અલંકારો અને આભૂષણો સજીને આવતો. નમાઝ પઢતો નહિ, રોજા રાખતો નહિ અને અમીરો તથા વજીરોને ભરકચેરીમાં ગાળો દેતો. એટલું જ નહિ પણ હલકી સ્રીઓ પાસે તેમને ગાળો દેવરાવી આનંદ માણતો. ગુજરાતમાંથી પકડાઈ આવેલા ગુલામોમાં એક ભાંડ હતો, તેને તેણે મિત્ર બનાવેલો. આ ભાંડ અમીરોને તેમની પત્નીઓ કે માતાઓને નામે, ઉઘાડે છોગ બોલાવતો, તેનાં કપડાં બગાડતો અને કચેરીમાં તદ્દન નગ્ન સ્થિતિમાં અપશબ્દો બોલી ચેન ચાળા કરી જેનું તેનું અપમાન કરતો. આ ભાંડે લોકોને તોબાહ પોકરાવી તેથી તેનું નામ જ 'તોબાહ' પડી ગયેલું.[2]"

## મલેક ખુશરૂ

સોમનાથની ચડાઈ વખતે ઉલુઘખાને જે હિન્દુ સ્રી પુરુષો

---

૧ અલાઉદીન પછીના દિલ્હીના ઈતિહાસ સાથે આ પુસ્તકના વિષયને સંબંધ નથી પણ પ્રભાસના પ્રજાજનોએ સુલ્તાન કુતુબુદ્દીન ઉપર કેમ વેર લીધું તે જાણવા માટે પૂર્વવૃતાંત આવશ્યક છે.

૨ તારીખે ફીરોઝશાહી.

ને ગુલામો તરીકે પકડી લીધેલાં, તેમાં વેરાવળના રબારીનો એક છોકરો પણ હતો. તેનું બળાત્કારે ધર્માંતર કરાવી હસન એવું નામ આપવામાં આવ્યું. આ ગુલામો નર્કની યાતનાઓને સારી કહેવરાવે એવી યાતના દિલ્હીમાં ભોગવતા. અસહ્ય દુઃખ, ત્રાસ અને જુલ્મમાંથી આ હિન્દુઓ મુસ્લીમ બન્યા પછી પણ મુક્ત થયાં ન હતાં. હસન આ બધું જોઈ રહેતો. તેના ધર્મે, જાતિએ અને દેશે છોડયો પણ ભાગ્ય છોડે તેમ હતું નહિ. હસન સુલ્તાન કુતુબુદ્દીનનો પ્રીતિપાત્ર થયો. ઇસ્લામ અંગીકાર કરેલો અને ગુલામોના ટોળામાં રહેતો હસનનો મામો હિસામુદ્દીન પણ સુલ્તાનનો હજુરી થયો અને હસને સુલ્તાનને સમજાવી તેને ગુજરાતનો સુબો નિમાવ્યો. હસનને ખુશરૂખાનનો ઈલ્કાબ આપી સુલ્તાને તેને સરસેનાપતિ બનાવ્યો.

સુલ્તાનની ખુશરૂ ઉપર એવી તો કૃપા ઊતરી કે તેના વિરુદ્ધ સુલ્તાન કોઈની ફરિયાદ પણ સાંભળતો નહિ. મલીક તામરે એક વાર ખુશરૂ વિરુદ્ધ ફરિયાદ કરી, તો તેની પાસે ચંદેરીનો પ્રદેશ હતો તે ઝૂંટી લઈ સુલ્તાને ખુશરૂને આપ્યો. મલીક તાલ બાઘાએ ફરિયાદ કરી તો સુલ્તાને તેની આંખો ફોડાવી નાખી, સખ્ત માર મારી કેદમાં ધકેલી દીધો.

ખુશરૂ પરબારી હતો, તેમ તારીખે ફીરોઝશાહી કહે છે, બદાયુની બરવારી કહે છે. રબારી ભરવાડનો ભેદ ન જાણતા અન્ય લેખકો, રબારી–ભરવારી–બરવાન–ભરવાન–પરમારી હતો એમ કહે છે. પ્રો. કોમીસેરીયેટ તેને રબારી વા ભરવાડ હતો એમ કહે છે, પરંતુ તેના કુટુંબીઓનાં હિન્દુ નામો જોતાં તે રબારી હતો તેમ સ્પષ્ટ જણાય છે.

ખુશરૂ વિરુદ્ધ મુસ્લીમ અમીરોની ખટપટ પ્રબલ થતી ગઇ. ખુશરૂ, કુતુબુદ્દીનની અસ્થિરતા સારી રીતે જાણતો હતો તેથી તેણે એક વાર સુલ્તાનને કહ્યું કે, "આપની કૃપાને કારણે મને અપાર અધિકાર અને વિશાળ સત્તાઓ મળી છે તે બીજા

અમીરો જોઈ શકતા નથી અને મારી ઈર્ષ્યા કરે છે. તેમને સહુને મોટા મોટા સગાઓ છે, મારું કોઈ નથી માટે મને ગુજરાતમાં આવેલા મારા વતન વેરાવળ[1] જઇ મારા સગાઓને તેડી આવવા રજા આપો. સુલ્તાને ખુશરૂને રજા આપી અને તે તરત જ વેરાવળ જઈ રબારીઓને લઈ આવ્યો. સુલ્તાને તેમને રહેવા મહાલયો આપ્યા, ચડવા ઘોડાઓ આપ્યા અને મોટા અમીરો હોય તેમ તેઓને જુદાં જુદાં પદો અને હોદ્દાઓ આપ્યા.

ખુશરૂ હવે વસીલાવાળો થયો હતો. તેણે રબારીઓને જરૂરી સુચનાઓ માહિતીઓ અને તાલીમ આપ્યાં. એક દિવસે સુલ્તાન પાસેથી ખુશરૂએ અંતઃપુરની ચાવીઓ લઈ લીધી. ગુપ્તદ્વારો ખોલી ત્રણસો રબારીઓને તેમાં દાખલ કરી દીધા. કાઝી ઝિયાદુદ્દીન ઉર્ફે કાઝીખાને સુલ્તાનને આ વાતની જાણ કરી તો સુલ્તાને તેને ગાળો દીધી. ખુશરૂ તે સાંભળી રોવા માંડયો અને કહ્યું કે, "મને આપે મોટો બનાવ્યો છે તે દરબારીઓ જોઈ શકતા નથી." સુલ્તાને કહ્યું કે "ખુશરૂ તારા એક વાળ ખાતર મારા તમામ દરબારીઓની ગરદન મારવા હું તૈયાર છું."

રાત્રીના અંતિમ પ્રહરે ખુશરૂના મામા રણધોળની આગેવાની નીચે રબારીઓએ સુલ્તાનના શયનગૃહમાં પ્રવેશ કર્યો. ઝવેરીઆ (ઝહરીયા) નામના રબારીએ કાઝી ઝિયાદુદ્દીનને ભાલે પરોવ્યો અને રાજમહેલમાં ત્રણસો સોરઠી રબારીઓ ભાલાઓ અને તલવારો લઇ ઘૂમી વળ્યા. ખુશરૂ સુલ્તાનને કબ્જામાં રાખી બેઠો હતો. સુલ્તાને કોલાહલ સાંભળતાં ખુશરૂને પૂછ્યુ કે શાનો અવાજ છે? ખુશરૂએ કહ્યું કે, "ખાસા ઘોડાઓ છૂટી ગયા

---

૧ તારીખે ફીરોઝશાહી–અહલાવલ કહે છે. મારા સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ખુશરૂ માંગરોળનો હતો તેમ લખ્યું છે, પણ તે વેરાવળનો હતો તેમ મુસ્લીમ ઇતિહાસકારોના કથનથી જણાય છે.

છે અને માણુસો પકડે છે.” એવામાં ઝવેરીઓ ઉપર આવી ગયો. તેણે દ્વારપાળો તથા સેવકોને કાપી નાખ્યા. સુલ્તાન આ જોઇ મોજડીઓ પહેરી જનાના તરફ ભાગવા લાગ્યો, પણ ખુશરૂએ તેને પકડી લીધો. તેના લાંબા વાળની પોતાના હાથમાં આંટી ભરાવી પટક્યો અને ઝવેરીઆએ તેનું ભાલું સુલ્તાનની છાતી સોંસરૂં કાઢી જમીન સાથે જડી દીધો, અને તે પછી તલવારથી તેનું મસ્તક કાપી લીધું.

ખુશરૂના રબારીઓ રાજમહેલમાં તલવારો અને ભાલાંઓ લઈ ફરી વળ્યા. સુલ્તાનના અંગત સેવકો અને કુટુંબીઓની કતલ કરી. અલાઉદ્દીનની વિધવાઓને મારી અંતઃપુરની સ્ત્રીઓ ઉપર અકથ્ય ત્રાસ ગૂજાર્યો. દિલ્હી દરબારના અમીરોને પણ ત્યાં બોલાવી આ રબારીઓએ અલાઉદ્દીનનાં કૃત્યો અને અન્યાયના પ્રતિઘોષ જેવાં કૃત્યો કર્યાં.[1]

પ્રાતઃકાળે ખુશરો નાસિરૂદ્દીન નામ ધારણ કરી દિલ્હીના તખ્ત ઉપર બેઠો. તેણે સુલ્તાનના અંગત સેવકોનો ઘાત કરાવ્યો. તેમની પત્નીઓ, બાળકો અને દાસીઓને, રબારીઓ અને અન્ય હિન્દુઓને વહેંચી દીધી. કાઝી ઝિયાઉદ્દીનનું ઘર રણધોળને આપ્યું, અને તેને રાયરાયાનનો ખિતાબ આપ્યો. પોતાના ભાઇને ખાનખાનાન બનાવ્યો.”

“તે પછી અલાઉદ્દીનના રાજમહેલમાં મૂર્તિપૂજાનો પ્રારંભ થયો. મસ્જીદોની મહેરાબોમાં અને મિમ્બરો ઉપર મૂર્તિઓ બેસાડવામાં આવી. કુરાન શરિફની પ્રતિઓનો ઉપયોગ બેસવાની બેઠકો માટે કરવામાં આવ્યો અને અલાઉદ્દીને ગુજરાત, રણથંભોર, દેવગીરી, લખનૌતી અને સોમનાથના ખજાનાઓ લૂંટી એકત્ર કરેલું ધન હિન્દુઓને આપવામાં આવ્યું, અને

---

૧ તારીખે ફીરોઝશાહી–
આ અમીરોમાં પાછળથી મહમદ તઘલખ નામ ધારણ કરી સુલ્તાન થનાર ફખરૂદ્દીન જુના પણ હતો.

તેમાંથી મુસ્લીમ સત્તાને ઉખેડી નાખવા માટે ઉદ્યોગ કરવાની પ્રવૃત્તિ કરવામાં આવી. હિન્દુઓ ઉપરના જીમ્મી અને જઝીઆ નામના કર નાબૂદ કરવામા આવ્યા. દિલ્હીના હિન્દુઓને મિષ્ટાન્ન જમાડવામાં આવ્યુ અને દેશના પુનઃ સ્વામી થવા બદલ હિન્દુઓએ આનંદ ઉત્સવ ઉજવ્યો.[1] પરંતુ ખુશરૂને કોઈ હિન્દુએ પોતાની સાથે જમવા યોગ્ય ગણ્યો નહિ કે ન તેને તેનાં આ પરાક્રમ માટે અને ધર્માભિમાનથી પ્રેરાઈ કરેલાં કાર્ય માટે સાથ આપવા આર્ય ધર્મમાં પાછો લીધો. ખુશરૂએ તેથી પોતાના નામના સિક્કા પડાવ્યા અને ખુત્બો તેના નામે વાંચવામાં આવ્યો.

## મુસ્લીમ પ્રયાસ

મુસ્લીમ અમીરો, ખુશરૂના રૂવાબ આગળ મૌન થઈ ગયા. દિલ્હીમાં કે દિલ્હી બહાર તેના સામે આંખ ઊંચી કરવા કોઈને શક્તિ રહી નહિ. તેઓની દ્રષ્ટિ દેપાલપુરના સુબા ગાઝી મલેક ઉપર પડી. તેણે પણ આ તક ઝડપી લેવા વિચાર્યું. પણ તેનો પુત્ર ફખરૂદ્દીન મલેક દિલ્હીમાં હતો તેથી તે પણ શાંત રહ્યો. એક દિવસ લાગ જોઈ ફખરૂદ્દીન દિલ્હીથી નાસી ગયો. ખુશરૂએ તેને પકડવા સૈન્ય મોકલ્યું પણ સૈનિકોએ તેને ઉલટાની ભાગી જવામાં મદદ કરી.

ફખરૂદ્દીન સહિસલામત દેપાલપુર પહોંચી ગયો, તેથી ગાઝી મલેકે દિલ્હી ઉપર હલ્લો કર્યો. ખુશરૂએ તમામ દફતરો સળગાવી દઈ કેસરિયાં કર્યાં અને ઇન્દ્રપ્રસ્થના મેદાનમાં ગાઝીનો મુકાબલો કર્યો. દિલ્હીના મુસ્લીમો ગાઝીને મળી ગયા. પરિણામે ખુશરૂ હાર્યો અને નાસવા જતાં પકડાઈ ગયો. ગાઝીએ તેનો ઘાત કરી ગ્યાસુદ્દીન તઘલગ નામ ધારણ કરી તે સુલ્તાન તરીકે જાહેર થયો.[1-2]

---

૧ તારીખે ફીરોજશાહી

૨ તારીખે ફરીસ્તા

## પુનઃમંડન

સોરઠનો રાહ માંડલિક ઈ. સ. ૧૩૦૬માં ગુજરી ગયો અને તેની ગાદીએ રાહ નવઘણ ચોથો બેઠો. નવઘણ વીર હતો, ઉત્સાહી હતો અને હિમ્મતબાજ હતો. ગુજરાતમાં અંધાધુંધી ફેલાઈ હતી તે તકનો લાભ લઇ ઈ. સ. ૧૩૦૮માં તેણે અલાઉદ્દીનના થાણાંઓ ઊઠાડી મુકયાં અને વાજારાજા વિંજલદેવના સહકારથી સોમનાથનાં લિંગની પ્રતિષ્ઠા કરી.[1]

વિંજલદેવે તો અલાઉદ્દીનનાં સૈન્ય દિલ્હી પહોંચે તે પહેલાં સુત્રાપાડાનું સૂર્યદેવળ ઈ. સ. ૧૩૦૧માં સમરાવી દીધેલું[2] અને બીજાં મંદિરોમાં પણ પૂજા ચાલુ કરાવી દીધેલી.

## મુસ્લીમ સુબાઓ

માંગરોળના શિલાલેખ પ્રમાણે હી. સ. ૭૦૦ એટલે ઈ. સ. ૧૩૦૧માં પાટણનો સત્તાધીશ અધિકારી ઝફરખાન વજી ઉલ મુલ્ક હતો. તેણે સોરઠના સુબા મલેક બેદર બીન જેહેલે તેના નાયબ સુબા શેખ બીન તાજના સમયમાં માંગરોલ ફરતો કિલ્લો બાંધ્યો હોવાનો ઉલ્લેખ છે.

ઉનામાં હી. સ. ૭૦૮ એટલે ઈ. સ. ૧૩૦૮–૧૩૦૯નો શિલાલેખ છે તેમાં ઝફરખાનના સમયમાં મુસાફરખાનું બાંધ્યાનો ઉલ્લેખ છે.

તે ઉપરથી ફલિત થાય છે કે ઈ. સ. ૧૩૦૧ થી ઈ. સ. ૧૩૦૮ સુધી ઝફરખાન વજી ઉલ મુલ્ક સોરઠ પ્રદેશનો સર્વ સત્તાધીશ હાકમ હતો; પરંતુ આગળ ચર્ચા કરી છે તેમ ઝફર-ખાન વજી ઉલ મુલ્ક ઈ. સ. ૧૩૦૧માં હતો જ નહિ, તેવું

---

૧ प्रभास पत्तने येन हत्वा यवनभूपतीन
श्री सोमनाथप्रासाद जीर्णोद्धार कृत कलौः श्लोक ६९
માંડલિક કાવ્ય

૨ સૂર્યદેવળનો સ. ૧૩૫૭ (ઇ. સ. ૧૩૦૧) નો શિલાલેખ.

જ તાજ બીન અહમદનું છે. આ બન્ને શિલાલેખો પાછળથી કોતરાવેલા અને દેખતી રીતે બનાવટી છે.[1]

ગુજરાતમાં વ્યાપેલી અરાજકતાનો લાભ લઈ સ્થાનિક લોકોએ અને રાજાઓએ દિલ્હીની હકુમત ઉઠાડી મૂકી અને સોમનાથના મંદિરના ઉદ્ધાર માટે પ્રયત્નો શરૂ કર્યા.

રાહ મહિપાલે સોમનાથના ખંડિત દેવાલયને પુનઃ મંડિત કર્યું. અને તે કાર્યમાં અવરોધ કરવા સ્થાનિક મુસ્લીમોએ બોલાવેલા શાહી સૈન્યને પરાજિત કરી તેના સેનાપતિને મારી તૂટેલા ભાગો સમરાવી તેના પિતાએ ઉતાવળે લિંગ પ્રતિષ્ઠા કરી હતી તેથી ઈ. સ. ૧૩૧૦માં પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા કરી બ્રાહ્મણોને મોટાં દાન આપ્યાં.

## પાનવાડીનો શિલાલેખ

હી. સ. ૭૨૦ એટલે ઈ. સ. ૧૩૨૦નો એક ફારસી શિલાલેખ પ્રભાસ પાટણની પાનવાડી નામે ઓળખાતી રામપુષ્કર કુંડની વાડીમાં હતો, તેમાં લખ્યું છે કે "જ્યારે સુલ્તાન મહમદશાહ તઘલગ સુલ્તાન હતો ત્યારે આ પ્રદેશનો વાલી (ગવર્નર) મલેક તાજદૌલ અહમદ હતો. તે અયાઝનો પુત્ર હતો. તેના સમયમાં અહમદના પુત્ર હામીદે આ મસ્જીદ બનાવી" તેના આધારે ઘણા વિદ્વાનોએ માની લીધું કે ઇ. સ. ૧૩૨૦માં પ્રભાસમાં મુસ્લીમ હકુમત હતી અને અહમદે આ મસ્જીદ બનાવી. પરંતુ ઇતિહાસનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાય છે કે ઈ. સ. ૧૩૨૦માં મહમદ તઘલગ દિલ્હીની ગાદી ઉપર આવેલો જ નહિ. મુસ્લીમ તવારીખો જોતાં તાજદૌલા નામનો કોઈ ગવર્નરપદ પ્રાપ્ત કરે તેવો અમીર કે અધિકારી પણ ન હતો. તારીખે ફીરોઝશાહીમાં મોટા અમીરો સુબાઓ અને હાકેમોનાં નામો આપ્યાં છે, તેમાં આ નામ ક્યાંયે જડતું નથી. મહમદના સમયમાં તાજુદ્દીન હતો,

---

૧ આ શિલાલેખો માટે જુઓ મારો "સૌરાષ્ટ્રનો ઇતિહાસ."

પણ તે ગુજરાતમાં હતો જ નહિ. તારીખે ફીરોજશાહી ઈ. સ. ૧૩૨૦ પછી લખાણી અને તેનાં વર્ણનો અને હકીકતો ઘણી ઝીણવટ અને ચિવટ ભરેલાં છે એટલે તાજદૌલ અહમદ ગુજરાતનો વાલી હોત તો તે જરૂર તેનો ઉલ્લેખ કરત. અયાઝ મહમદ બેગડાના સમયમાં થયો. ગ્યાસુદ્દીન તઘલગના તંત્રમાં ખ્વાજા અહમદ અયાઝ "શાહનાએ ઇમારત" જાહેર બાંધકામ ખાતાનો અધિકારી હતો, પણ તેનો પુત્ર તાજદૌલા હોવાનું જણાતું નથી. મહોબાનો હાકેમ એક તાજ દુવલ હતો તે આ શખ્સ હોય તો તે અયાઝનો પુત્ર સંભવી શકે નહિ. આમ સમયનો કે વ્યક્તિનો મેળ પડતો નથી.

ગુજરાતના અહમદશાહે (ઈ.સ. ૧૪૧૧) મલેક તુહફાહને તાજુ ઉલ મુલ્કનો ખિતાબ આપી, પ્રભાસનાં મંદિરોનું ખંડન કરવા નીમેલો. તે તમામ વાતો સેળભેળ કરી આ શિલાલેખ ઇતિહાસના જ્ઞાનથી વંચિત કોઈ મૌલવી સાહેબે પાછળથી કોતરાવી નાંખ્યો હોવાનું જણાય છે અને તેના ઉપર વિશ્વાસ મૂકી શકાય તેમ નથી.[1]

### મહમદ તઘલગ

ખુશરૂને મારી દિલ્હીની ગાદીએ બેઠેલા ગ્યાસુદ્દીનના મૃત્યુ પછી 'મહમદ ગાંડા' ના ઉપનામથી ખ્યાતિ મેળવેલો મહમદ તઘલગ સુલ્તાન થયો. તેના સરદાર તાઘીએ તેની સામે બળવો કર્યો અને તે સફળ ન થતાં તાઘી નાસીને ગુજરાતમાં આવ્યો. મહમદે તેનો પીછો પકડયો. તાઘીને જૂનાગઢના રાહ ખેંગારે આશ્રય આપ્યો, તેથી ઈ. સ. ૧૩૪૫માં મહમદે જૂનાગઢ ઉપર ચડાઈ કરી.

### મોખડોજી ગોહિલ

સ્વપરાક્રમે સમુદ્રનું સ્વામિત્વ મેળવી ચુકેલો વીર મોખડોજી

૧ ગુજરાત સૌરાષ્ટ્રના અરબ્બી ફારશી શિલાલેખોની નોંધમાં મેં આ પ્રશ્નની વિસ્તૃત ચર્ચા કરી છે. લેખક

ગોહિલ મહમદના માર્ગમાં ઉપસ્થિત થયો. તેણે મહમદના સૈન્યની આગેકૂચ થંભાવી દીધી. મુસ્લીમોનો પરાજય અને પરિણામે પલાયન નિશ્ચિત હતું, ત્યાં કોઇએ દગાથી મોખડાજી ની પીઠમાં ઘા મારી મૃત્યુ નીપજાવ્યું. રાજપૂતો કપાઇ ગયા અને મહમદ આગળ વધ્યો.[1]

મહમદે પીરમ લીધું અને ઘોઘામાં પ્રવેશી પ્રજાજનોની કતલ કરી. પ્રત્યેક નગરમાં કાઝીની નિમણુંક કરી, તે મહુવા ગયો. ત્યાંથી ઉના જઇ, દીવના વાઘેલા ઠાકોરોને હરાવી, ગિરના માર્ગે જૂનાગઢ ગયો. તેને તાઘીને પકડી મારી નાખવાની ઉતાવળ હતી, તેથી સોમનાથ ગયો નહિ પણ માર્ગમાં કનકેશ્વરીમાં કનકાઇનું મંદિર તોડી નાંખ્યું.

મહમદે જૂનાગઢ ઘેર્યું પણ તાઘી નાસી છૂટયો. રાહે યુદ્ધ આપ્યું અને તેનો સેનાપતિ વીરસિંહ વાઘેલો મરાયો. રાહે પરાજય સ્વીકાર્યો અને મહમદે તેની પાસેથી મોટો દંડ લીધો.[1]

જૂનાગઢ સુધી મહમદ આવે અને સોમનાથનું ખંડન ન કરે તો તેની કીર્તિ કલંકિત થાય તેથી તેણે જૂનાગઢથી એક સૈન્યને સોમનાથ ઉપર ખંડન અને ધર્માંતર માટે આજ્ઞાઓ આપી મોકલ્યું.

### પ્રભાસમાં મહમદનું સૈન્ય

પ્રભાસ ઉપર સુલ્તાનની સેના આવે છે તે સમાચારે રાજપૂતો અને અન્ય પ્રજાજનો સાબદા થઇ ગયા. મહમદના સૈન્યને માર્ગમાં વિંજલજી બુટ્ટાએ આંતર્યું. પણ રાજપૂતોનો વિરોધ નહિવત સમયમાં સમી ગયો. વિંજલજી રણક્ષેત્રમાં મરાયો અને રાજપૂતો કપાઈ ગયા.

મહમદના સૈન્યે લિંગ પુનઃ ખંડિત કર્યું અને મંદિરને

---

૧ વિગતવાર વર્ણન માટે જુઓ મારો "સૌરાષ્ટ્રનો ઇતિહાસ."

ભુ૪ નુકશાન પહોચાડી, પ્રભાસમા કાઝીની નિમણુંક કરી એક થાણું બેસાડી, પાછુ વળી ગયુ

મહમદ જૂનાગઢથી ગોડલ ગયો અને ત્યાથી સિંધમા ગયો અને ત્યા ગુજરી ગયો [૧]

## ફીરોઝ તઘલગ

ઈ સ ૧૩૫૧મા મહમદ તઘલગના અનુગામી તરીકે ફીરાઝ દિલ્હીનો સુલ્તાન થયો તેણે સિંધ ઉપર સવારી કરી અને તેમા મોટી ખુવારી વેઠી વિશ્રાતિ લેવા અને પુરવઠો એકત્રિત કરવા તે પાટણ આવ્યો પાટણથી દિલ્હી ગયો અને ત્યા જઈને ઝફરખાન નામના સુબાને ગુજરાતના હાકેમ તરીકે મોકલ્યો

ફીરોઝે પાટણનિવાસ દરમ્યાન જાણ્યુ કે તેના સુબાની નબળાઈના કારણે હિન્દુ ઠાકોરો બળવાન થઈ ગયા હતા, તેથી તેમની ઠકરાતો જપ્ત કરી અને અગત્યના કેન્દ્રોમા બળવાન થાણાઓ મુકી મૂર્તિખડન અને ધર્માતરની નીતિને વેગ આપ્યો.

## મેઘરાજ વાજો

પ્રભાસના ઠાકોર વિજલદેવના મૃત્યુ પછી તેની ગાદીએ ઈ સ ૧૩૪૬મા તેનો પુત્ર મેઘરાજ વા મુઘરાજ[૨] બેઠો તેણે પ્રભાસના મુસ્લીમ થાણાના અધિકારીઓ અને સિપાહીઓને મારી થાણું ઊઠાડી મુકયુ અને સોરઠના રાહ ખેગારે સોરઠ પ્રદેશમાથી સુલ્તાનના થાણાઓને કાઢી મૂકયા, અને તેના એલચીને પણ ચાલ્યા જવા ફરજ પાડી જયસિંહે તથા મેઘરાજે ખડિત મદિરો પુન મડિત કરી સોમનાથની પૂજા શરૂ કરાવી અને સોમનાથનુ મદિર સુદર રીતે સમરાવ્યુ [૨]

---

૧ જુઓ મારો સૌરાષ્ટ્રનો ઇતિહાસ

૨ पत्तनयोवनिमता मेंगारो नाम वेदमुद्धर्ता
द्वीप नवद्रय हर्ता सोमेश स्थापना कर्ता[१]—માડલિક કાવ્ય.

એમ જણાય છે ઇ. સ. ૧૩૫૦ થી ઈ. સ. ૧૩૬૯ સુધી પ્રભાસમાં સુલ્તાનોની સત્તા નહિવત હતી. રાહે અને વાજા રાજાએ સુલ્તાને મૂકેલા થાણાઓ ઊઠાડી મૂકેલાં અને સોમનાથનું પૂજન પૂર્ણવૈભવથી ચાલુ કરાવેલું. મંદિરને પણ સમરાવી લીધું હતું. તીર્થયાત્રા પણ યાત્રિકોએ આરંભી દીધી હતી અને 'રાણો મુઘરાજ' વા મેઘરાજ તેઓને સુવિધાઓ પણ આપતો.[1] આમ પ્રભાસતીર્થ પાછું પ્રસિધ્ધિ પામ્યુ અને જેટલા આગ્રહથી તેનો નાશ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો તેથી વિશેષ વેગથી તીર્થની મહત્તા વધતી રહી.

## ઝફરખાનની ચડાઇ

ઈ. સ. ૧૩૬૯માં ઝફરખાને પાટણ આવી સ્થાનિક તત્ત્વો ઉપર અંકુશ મેળવી જૂનાગઢ ઉપર ચડાઇ કરી. રાહ ખેંગાર ચોથાના પુત્ર રાહ જયસિંહ બીજાએ તેનું વીરોચિત સ્વાગત કર્યું અને ઝફરખાનનાં સૈન્યને વેરવિખેર કરી નાખ્યુ.[2] પરંતુ અંતે તે રણક્ષેત્રમાં સૂતો. જૂનાગઢ ઉપર ઝફરખાને કબ્જો કર્યો અને ત્યાંથી માર્ગમાં આવતાં ગામડાંઓ અને ગામો બાળતો લૂંટતો, પ્રજાજનોની હત્યા કરતો પ્રભાસ આવ્યો.

વાજારાજા મેઘરાજે પોતાના નાના સૈન્ય તથા પ્રજાના સ્વયંસેવકોની ટૂકડીઓ લઇ ઝફરખાનનો સામનો કર્યો. પણ સંખ્યાબળ આગળ તેનું પરાક્રમ નિરર્થક ગયુ. મેઘરાજ મરાણો

---

સંવત ૧૩૭૧ નો લેખ–

૧ દેવ પાટણિ દેઉલ કે આવાઇ સંધ સરખો સહુ પુરાવઇ
અપૂરવ પરિ જહિ એક દુઇઅ તહીં આવઇ,
સોમેશ્વર તો ગઉરવ કારણિ ગરૂ અપ હુતો
આપણિ રાણુઉ મૂધરાજ્ને ("સમરાંસુ")
"આપણા કવિઓ" શ્રી. કે. કા. શાસ્ત્રી

૨ तस्याभूत्तनयः श्रीमान जयसिंह इति श्रुत
यन यावनराजेम घ्रा निघटिता रणे इ.॥ શ્લોક ૭૭ માંગ્લિક ''અ.

અને ઝફરખાને સોમનાથ મંદિરને ભ્રષ્ટ કરી અનેક સ્ત્રીપુરુષોને બળાત્કારે ધર્માંતર કરાવી પાટણ ગયો અને માર્ગમાં આવતા ગામડાઓ અને નગરો લૂંટતા અને બાળતા ગયો.

## રાજા ભમ્મર્

મેઘરાજ અને જયસિંહના મૃત્યુથી પ્રભાસમાં ધર્મનો કોઈ રક્ષક રહ્યો નહિ. મેઘરાજનો નાનો ભાઈ ભમ્મર્ ગાદીએ આવ્યો. તેની શક્તિ મર્યાદિત હતી, સૈન્ય કપાઈ ગયું હતું, સહાયકો અને સેવકો નાસી છૂટયા હતા અથવા મુસ્લીમ થઈ ગયા હતા. જે પ્રદેશમાંથી તેને આવક આવતી તે લૂંટાઈ ગયો હતો, અને વેરાન થયો હતો. છતાં તેણે સોમનાથ ઉપર પુનઃ આક્રમણ આવે તો તેનો અસરકારક સામનો થાય તે હેતુથી, ભાવ બૃહસ્પતિનો બંધાવેલો દૂર્ગ જીર્ણ થઈ ગયેલો, અને વારંવાર થતાં આક્રમણોથી અસ્તવ્યસ્ત થઇ ગયો હતો તે સમરાવ્યો.[૧] આ દૂર્ગનું સમારકામ વિ. સં. ૧૪૪૨ (ઇ. સ. ૧૩૮૬)ના અષાડ સુદી ૫ ના રોજ પુરૂં થયું હતું અને તે કાર્યમાં તેના મંત્રી કર્મસિંહે[૨] તેને સહાય કરેલી. દૂર્ગનું કાર્ય ભમ્મર્ની પુત્રી યમુનાને નામે કરેલું. દૂર્ગનું અવલોકન કરતાં જણાય છે કે આ સમારકામ કરવા જતાં દૂર્ગ લગભગ નવો જ બંધાઈ ગયો.[૨]

રાજા ભમ્મર્ે વિ. સં. ૧૪૩૭ (ઈ. સ. ૧૩૮૧) માં મેઘપુર નામે નવું ગામ વસાવી તેના પુરોગામી અને વડીલ ભાઈ મેઘરાજના પુણ્યાર્થે બ્રાહ્મણોને દાનમાં આપ્યું.[૩]

## નાગરો

બૌદ્ધધર્મની વધતી જતી અસરનો પ્રતિકાર કરવા વલ્લભી સમ્રાટોએ આનંદનગર વા વડનગરથી નાગરોને બોલાવી મહત્વના કેન્દ્રોમાં રાખ્યા હતા. આ નાગરો વેદ પાઠી, સર્વશાસ્ત્ર પારંગત અને કર્મકાંડી હતા, છતાં અયાચક હતા, એટલે દાન તો

---

૧ વિ. સં. ૧૪૪૨ (ઇ. સ. ૧૩૮૬) નો શિલાલેખ પરિ. ૧૦ મું.

૨ કર્મસિંહના પિતા રત્નના પિતા તેજા ગુજરાતના રાજાના મંત્રી હતા.

૩ વિ. સં. ૧૪૩૭ (૧૩૮૧) નો શિલાલેખ પરિ. ૧૦ મું.

ન લેતા, પણ તે સમયમાં પગાર પણ ન લેતા. તેથી તેમની ઉદરપૂર્ણા માટે વલ્લભી સમ્રાટોએ તેમને પોષણક્ષમ ક્ષેત્ર આપેલાં. સ્કંદ પુરાણના નગરખંડ અને પ્રભાસખંડનો લેખક સાંકૃતસ ગોત્રીય નાગર હતો અને રસભાસ્કર આદિ વિજ્ઞાનના ગ્રંથોનો લેખક પણ નાગર હતો. શિલાલેખોની પ્રશસ્તિઓના લેખકો પણ મહદ્ અંશે નાગરો હતા.

ગુજરાતના રાજાઓએ મંત્રીપદે નાગરોને નીમ્યા અને તેઓ મંત્રીઓ, અમાત્યો અને પુરોહિતોના પદો પ્રાપ્ત કરી શકયા, અને તે સાથે શસ્ત્રવિદ્યા હસ્તગત કરી સેનાપતિપદ પણ મેળવ્યાં. શસ્ત્ર અને શાસ્ત્રોનો સુમેળ સાધી નાગરો કર્મકાંડ તજી રાજતંત્રમાં પડયા; અને પાટણ, અવન્તિ, અજમેર, જૂનાગઢ આદિ રાજ્યોથી લઈને નાના નાના ઠાકોરના રાજ્યો સુધી રાજતંત્રમાં તેઓ અગત્યના સ્થાનો પર આરૂઢ થયા.

મહમૂદ ગીઝનીની ચડાઈ સમયે તો નાગરો તેમના આ નવિન કાર્યક્ષેત્રમાં સ્થિત થઈ ગયા હતા. રાહ નવઘણના સેનાપતિ અને મંત્રી મહીધર અને શ્રીધરે તેમના નાના સૈન્ય સાથે સોમનાથની સખાતે પ્રાણ અર્પ્યા હતા. અને પ્રભાસમાં પણ કેટલાંક નાગર કુટુંબો વસી ગયાં હતાં. તેમાં શ્રીધર અને માધવ મંત્રીઓ પણ હતા. તેઓ કોના મંત્રી હતા તે જ્ઞાત નથી, પણ સંભવત વાજા ઠાકોરના મંત્રીઓ હોય અથવા અન્ય રાજાઓના સોમનાથમાં રહેલા મંત્રી દરજ્જાના પ્રતિનિધિઓ હોય. માધવ મંત્રીના પુત્ર ધાંધની, રંભા અને મેનકા જાણે સોમેશની પૂજા કરવા આવી હોય, તેવી સંગીત અને નૃત્ય કલામાં પ્રવિણ એવી પુત્રીઓ હાંસુ અને જાસુ એ રૂપિયા પાંચસો ખર્ચી બડુલામાં વાવ કરાવી."[1]

---

૧ પ્રભાસ પાસે બડુલા ગામ ૯૭ વમે છે. આ વાવનો વિ. સં. ૧૪૩૭ (ઈ. સ. ૧૩૮૧) નો શિલાલેખ, ધામળેજનો શિલાલેખ જણાય છે. તે રત્નસાગરો નાગરો ... મંત્રો માધવા ધાપ મગઢ વાપી વગેરે શબ્દોથી શરૂ થાય છે.

## ગુજરાતના મુસ્લીમ સુબાઓ

ફીરોઝ તઘલગે ગુજરાતનો વહીવટ સ્થિર કર્યો અને ઈ. સ. ૧૩૭૭ માં ગુજરાતના સુબાપદે મલેક મુફરરાહ, ફરહત –ઉલ–મુલ્કનો ઈલ્કાબ મેળવી નીમાઈ આવ્યો. તેનો આશય સ્વતંત્ર થવાનો હતો. તેથી તેણે હિન્દુઓની મૈત્રી મેળવવા હિન્દુધર્મના પાલનમાં રૂકાવટ કરી નહિ અને હિન્દુ ઠાકોરો અને શ્રીમંતોને ઉત્તેજન આપ્યું. મુફરરાહ દશ વર્ષ ગુજરાતમાં રહ્યો તે સમય દરમ્યાન પ્રભાસમાં ફરીથી સોમનાથની પૂજા શરૂ થઈ અને વગર અવરોધે તેની આરતીના ઘંટાનાદ થવા લાગ્યા.

મુસ્લીમો અને નવમુસ્લીમો આ સહન ન કરી શક્યા. તેમણે દિલ્હીના દરબારમાં અરજીઓ કરી અને તેના પરિણામે ઈ. સ. ૧૩૮૭ માં ફીરોઝ તઘલગે મલીક યાકુબ સિકંદરખાનને ગુજરાતના સુબા તરીકે મુફરરાહને પકડી મારી નાખવાની મંજુરી સાથે મોકલ્યો, પણ મુફરરાહે તેને મારી નાખ્યો.

ફીરોઝ ઈ. સ. ૧૩૮૮ માં ગુજરી ગયો અને તેના અનુગામી સુલ્તાન મહમૂદ બીજાએ ઈ. સ. ૧૩૯૧ માં વાજી ઉલ–મુલ્કના પુત્ર ઝફરને મુઝફ્ફરખાનનો ખિતાબ આપી ગુજરાતના સુબા તરીકે મોકલ્યો. તેણે મુફરરાહને તારીખ ચોથી જાન્યુઆરી ૧૩૯૨ના રોજ હરાવીને મારી નાખ્યો.

## મુઝફ્ફર સોમનાથ ઉપર

મુઝફ્ફરને ખબર મળી કે ફરહત ઉલ મુલ્કના સમયમાં સોમનાથનું સ્થાન પુનઃ યાત્રાધામ બની ગયું છે, અને ત્યાં યાત્રિકોની ભીડ રહે છે, તેથી તેણે ઈ. સ. ૧૩૯૫માં સોમનાથ ઉપર સવારી કરી. મુઝફ્ફર એક બળવાન સૈન્ય સજી સૌરાષ્ટ્રનાં નંદનવનને ઉજ્જડ કરતો બાળતો અને બેફામ કતલ કરતો પ્રભાસ આવ્યો. તેણે સોમનાથનાં દેવાલયનો પુનઃ ધ્વંસ કર્યો,

નગર લૂંટયું અને એક મંદિરમાં મસ્જીદ બનાવી. તેણે પ્રભાસમાં ઈસ્લામના પ્રચાર માટે મૌલવીઓ અને કાયદાના અમલ માટે કાઝીઓ નીમ્યા.

## મુઝફ્ફરની બીજી સવારી

સાત વર્ષ સુધી સોમનાથનું મંદિર ઉજ્જડ રહ્યું. મૂર્તિ-પૂજા સમગ્ર શહેરમાં બંધ કરવામાં આવી, છતાં ત્યાં પૂજા થાય છે તેવી વાત સાંભળી, ઈ. સ. ૧૪૦૨માં મુઝફ્ફરે પ્રભાસ ઉપર ફરીથી ચડાઈ કરી. "હિન્દુઓ તેની સામે થઈ શકયા નહિ તેથી મુઝફ્ફરે હિન્દુ પ્રજાની કતલ કરી અને તેમનાં ઘર લૂંટી લીધાં. હિન્દુઓ નાસીને દીવમાં ભરાયા છે તેમ ખબર મળતાં તેણે દીવ ઉપર ચડાઈ કરી. દીવનો કિલ્લો સર કર્યો અને ત્યાંના રાજા તથા સરદારોને હાથીના પગ તળે છૂંદાવી મારી નાખ્યા. દીવનું દેવાલય ભ્રષ્ટ કરી ત્યાં મસ્જીદ બનાવી."

## મુઝફ્ફરના પૂર્વજો

જે મુઝફ્ફરે સોમનાથ ઉપર બે બે વાર સવારીઓ કરી હિન્દુધર્મના ઉચ્છેદ માટે લોહીની નદીઓ વહેવરાવી અને જેના વંશજોએ લગભગ બે સદીઓ સુધી આર્ય સંસ્કૃતિ અને જાતિનો નાશ કરવા સતત ઉદ્યમ કર્યો તે મુઝફ્ફર વાજી ઉલ મુલ્કનો પુત્ર હતો.

વાજી ઉલ મુલ્ક પંજાબના સરહિન્દ ગામનો ટાંક જાતિનો રાજપૂત હતો તેનું મુળ નામ સહારન હતું અને તેના ભાઈનું નામ સાધુ હતું. આ બન્ને સૂર્યવંશીય ક્ષત્રિયો હતા. તેને ત્યાં ફીરોઝ તઘલખ એક વાર જઈ ચડયો. ફીરોઝ ત્યારે ગાદીએ આવેલો નહિ, પણ દિલ્હીની ગાદીનો વારસ હતો. સહારન તથા સાધુએ તેનું સ્વાગત કર્યું. આ પ્રસંગે તેની બહેન ઉપર ફીરોઝની દૃષ્ટિ પડતાં તેને પોતાના જનાનામાં લઈ જવા દબાણ કર્યું. સહારન તેની સામે થઈ શકયો નહિ,

તેથી પોતાની બહેન ફીરોઝને આપી, બન્ને ભાઇઓ દિલ્હી ગયા અને ત્યાં ઇસ્લામ અંગીકાર કરી રાજ્ય સેવામાં જોડાયા. સહારનને વાજી ઉલ મુલ્કનો ખિતાબ મળ્યો. તેને બે પુત્રો થયા, તે પૈકીનો મોટો પુત્ર ઝફરખાન હતો અને નાનો પુત્ર શમ્શખાન હતો. ઝફરખાન ગુજરાતના સુબાપદે આવ્યો ત્યારે તેને સુલ્તાને મુઝફ્ફરખાનનો ઇલકાબ આપ્યો.

## મુઝફ્ફર કેદ

મુઝફ્ફરના પુત્ર તાતારખાને દિલ્હીની નબળી પડતી સત્તાથી પોતાના પિતાને સ્વતંત્ર થવા સલાહ આપી, અને જ્યારે તેણે તે સ્વીકારી નહિ ત્યારે તેને કેદ કર્યો. મુઝફ્ફરે તેના ભાઈ શમ્શખાનની સહાય માગી. તેણે મુઝફ્ફરને કેદમાંથી છોડાવી તાતારખાનને ઝેર દઇ મારી નાખ્યો. અને થોડા જ વખતમાં મુઝફ્ફરે સ્વતંત્રતા જાહેર કરી. ઇ. સ. ૧૪૦૭ માં તે ગુજરાતનો પ્રથમ સુલતાન થયો.

## ઝરંડ ઉપર

મુઝફ્ફરે પ્રભાસ પાસે આવેલા ઝરંડના રાવ ઉપર ચડાઇ કરી. હિન્દુઓ મુઝફ્ફરના સૈન્યોનો સામનો કરવા ઉપસ્થિત થયા. પણ તેઓનો વિરોધ મુસ્લીમ સૈન્યે અલ્પકાળમાં સમાવી દીધો. મુઝફ્ફરે "તેઓની કતલ કરી અને બ્રાહ્મણોની પરીના જેવી ખૂબસુરત સ્રીઓ તથા બાળકો મુસલમાનોના હાથમાં કેદી થયાં. લૂંટથી હોડીઓ ભરાઈ તર થઈ ગઈ. રાવ શરણ થયો."[1]

આ ઝરંડ કયાં હતું, અને તેનો રાવ કોણ હતો, તેની વિગતો મળતી નથી. અમરેલી જીલ્લામાં ઝર ગામ છે પણ ઇતિહાસકાર સ્પષ્ટ લખે છે કે તે પ્રભાસ પાટણ પાસે હતું. પ્રભાસથી ચૌદ માઇલ દૂર ઝુંડ છે, પણ ત્યાં રાવ હતો નહિ,

---

૧ તારીખે ફરીસ્તા.

અને ગુજરાતના સુલ્તાનને તેની ઉપર ચડાઈ લાવવી પડે એવો કોઈ મોટો રાજા હોવાનો સંભવ નથી. કદાચ કોઇ નાનો જાગીરદાર હોય. વળી તે લૂંટનો માલ હોડીમાં ભર્યો હતો તેમ પણ કથે છે. આ વાર્તા સત્ય હોય તો ગિર પ્રદેશમાં અનેક ગામો અને નગરો ઉજ્જડ થતાં, ત્યાં જંગલ ઉગી ગયેલું છે તે પ્રદેશમાં કોઈ ઝરંડ હોય. એક પ્રતિમાં તો જરહંદ રાવ એવો શબ્દપ્રયોગ છે. રાજપૂતોમાં આવું કોઇ નામ હોવાનું જ્ઞાત નથી.

## પ્રભાસ ઉપર

"મુઝફ્ફરે ઝરંડના રાવને નમાવી તે દેશના હિન્દુઓનો તોર સમાવી, સોમનાથ દેવળ ઉપર કૂચ કરી, આ મશહુર દેવળને તોડી, શહેરમાં મુસલમાન ધર્મ અને રિવાજ સ્થાપન કર્યા."

ઇતિહાસકારોનાં વિધાનો વિચારતાં એમ જણાય છે કે સોમનાથના દેવાલય ઉપર ચડાઈ કરવાની એક 'ફૅશન' થઇ ગઈ હતી. મુઝફ્ફરની આ ચડાઈ વખતે સોમનાથમાં તોડવા જેવું શું હતું? અને મુસલમાન ધર્મ અને રિવાજ સ્થાપન કરવા માટે તેને શા માટે પ્રયત્ન કરવો પડયો? જે હિન્દુઓનું ધર્માંતર કરવામાં આવ્યું હતું તેઓ વ્યવહારમાં હિન્દુઓ હતા અને તેઓને પરાણે મુસ્લીમ રિવાજો પળાવવાનું શા માટે જરૂરી હતું? એ પણ એક વિધિની વિચિત્રતા છે કે સૂર્યવંશીય ક્ષત્રિયકુલોત્પન સહારનના વંશજોએ આર્યોના પુરાણા ભાસ્કરતીર્થ અને સોમતીર્થનો નાશ કર્યો.

## વાજા રાજા વિંજલ

ઈ. સ. ૧૩૮૧ લગભગ પ્રભાસનો વાજા રાજા ભમ્મ ગુજરી ગયો, અને તેની પાટે તેનો પુત્ર વિંજલ વાજો બેઠો. વિંજલના ભાગ્યમાં મુઝફ્ફરની ચડાઈઓનો સામનો કરવાનું

લખાયેલું. તેણે તેની દૃષ્ટિ સમક્ષ તેનું નાનું પણ આબાદ રાજ્ય પાદાક્રાંત થતું જોયું. સુંદર વાડીઓ અને રમણીય ઉદ્યાનો ઉજ્જડ થતાં જોયાં. તેનાં સગાઓ, સ્નેહીઓ, સહાયકો અને સરદારોને પરધર્મની દીક્ષા લેતા જોયા અને સવિશેષ તો ભગવાન સોમનાથની ભગવી ધજા ધૂળમાં રગદોળાતી જોઈ. આ ઝંઝાવાતના પરિણામે તે વ્યાધિગ્રસ્ત થયો અને તેમાંથી રક્તપિતનો રોગી થયો. જ્યારે તેને થયું કે તેને બચવાનો કોઈ માર્ગ નથી ત્યારે હિમાલયમાં હાડ ગાળવા પ્રભાસથી પ્રયાણ કર્યું.

માર્ગમાં, જૂનાગઢમાં દામોદર કુંડમાં તેણે તીર્થ સ્નાન કરી બ્રાહ્મણોને એક સુવર્ણનો હાથી દાનમાં આપ્યો. તેના વિદાય થયા પછી દક્ષિણાના ભાગ પાડવામાં બ્રાહ્મણો લડી પડયા અને પરિણામે તેનો ન્યાય કરાવવા રાજા માંડલિક બીજા પાસે ગયા.

માંડલિકે જ્યારે જાણ્યુ કે તેનો પરમમિત્ર વિંજલ તેને મળ્યા સિવાય જૂનાગઢમાં આવી ચાલ્યો ગયો, ત્યારે તે ઘોડેસ્વાર થઈ તેની પાછળ પડયો, અને વડાલ પાસે એક વોકળામાં તેને પકડી પાડ્યો. મહાનિષ્ટ રોગથી ગ્રસિત થએલા વિંજલે રાહને દૂર રહેવા કહ્યું છતાં રાહ તેને ભેટયો અને વિંજલનું રક્તપિત દૂર થયું.[1]

વિંજલ પાછો વળ્યો પણ થોડાક દિવસોમાં મૃત્યુ પામ્યો.

### વાજા રાજા બ્રહ્મદાસ વિજયરાજ

વિંજલના મૃત્યુ પછી તેનો પુત્ર વિજયરાજ ગાદીએ બેઠો તેનું નામ બ્રહ્મદાસ હતું કે બિરુદ તે સ્પષ્ટ થતું નથી, પણ તે

---

૧ આ વોકળો આજ પણ ગંગાજળીઓ વોકળો કહેવાય છે. આ લોકવાર્તાનો ઉલ્લેખ નાગબાઇએ માંડલિકને શાપ આપ્યો તેમાં છે કે;

ગંગાજળ ગદેશા પંડ તારું હતું પવિત્ર
વિંજાને રગત ગયાં મને તો વાળા માંડલિક.

બ્રહ્મદાસ વિજયરાજ કહેવાતો. તેણે ઈ. સ. ૧૪૦૫ લગભગ સોમનાથની પુનઃ પ્રતિષ્ઠા કરવા એક નિષ્ફળ પ્રયાસ કર્યો. તે વાત મુઝફ્ફરને જ્ઞાત થતાં તેણે એક મોટું અને સુસજ્જ સૈન્ય પ્રભાસ ઉપર મોકલ્યુ.

બ્રહ્મદાસની શક્તિ આ વિરાટ સૈન્ય સામે થવાની ન હતી, છતાં પોતાની દૃષ્ટિ સમક્ષ ધર્મનો ઉચ્છેદ થાય તે જોવા કરતાં ક્ષાત્રધર્મ અનુસાર રણક્ષેત્રમાં સોડ તાણવાના મનોરથ સેવી, તેણે દુર્ગના દ્વારો બંધ કરી, સુલ્તાનના સૈન્યની કૂચ થંભાવી દીધી.

વિ. સં. ૧૪૬૨ના શ્રાવણ સુદી આઠમના રોજ સુલ્તાનના સૈન્યોએ હલ્લો કર્યો અને દુર્ગના દ્વારો તૂટતાં ઘેરો ઘાલી પડેલાં સૈન્યો અલ્લાહો અકબરના નારા કરતાં કિલ્લામાં પ્રવેશ્યાં. દુર્ગરક્ષકોએ ભયંકર યુદ્ધ કર્યું પણ તેમાં વાજા રાજા બ્રહ્મદાસ તેના સાથીઓ સહ ધર્મયજ્ઞની વેદીમાં બલિદાન થઈ હોમાઈ ગયા. તે સાથે વાજા રાજાઓની સત્તાનો પણ અંત આવ્યો. વાજાઓ ગામડાઓમાં ચાલ્યા ગયા.[૨]

## શિલાલેખ

આ પ્રસંગને ચિરંજીવ કરતો વિ. સં. ૧૪૬૨ ના શ્રાવણ સુદ ૮ નો એક શિલાલેખ છે તેમાં જણાવ્યું છે કે

"ભીસમીલ્લાહ રેમાનરીમ સં. ૧૪૬૨ના શ્રાવણ સુદ ૮ ના રોજ બ્રહ્મદાસ વિજયરાજે ખાન શ્રી દફ્ફર સુત ખાન શ્રી રેવત મલેક બદરદીન સુત મલેક સારા, મલેક સેખ સુત મલેક સહર સમસ્ત ચતુરંગ સેના પરવેષ્ટી તે............ (ખવાઈ ગયું છે............ રાજેશ્રી બ્રહ્મદાસ ગામમાંથી ચડીને બહાર આવ્યા તેણે તુરક સામે લડાઇ કીધીને યુદ્ધમાં મુઆ તેના નામ

૨ આજ પણ પ્રભાસથી બાર માઇલ દૂર મોરાસા ગામમાં વાજા રાજપૂતો છે. ઉનાના મોઢા ગરાળ સિમાર વગેરે ગામોમાં વાજાઓ વસે છે.

પિતામહ બહુરા સીદી પ્રપિતામહ મહાય માતા દોલતબાઇ માતા મહના પુત્ર કાશીમ પ્રમાતામહના પુત્ર અલી માતુશ્રી કન્યા પુત્ર જહાંગીર કાકા સૈદ હાલી તથા સીદીભાઇ તથા આદમ શ્રી સોમનાથ પ્રત્ને ત્યાં મુઆ."

આ શિલાલેખ તે કાળની સ્થિતિ ઉપર ઘણો પ્રકાશ પાડે છે. વિ.સં. ૧૪૬૨ (ઈ. સ. ૧૪૦૬) થી શત વર્ષો પૂર્વે પ્રભાસમાં ઈસ્લામનો પ્રચાર થઇ ગયો હતો. બળાત્કારે ધર્માંતર કરાવવાની રાજનીતિ હતી તે અનુસાર સેંકડો હિન્દુઓને મરજી વિરુદ્ધ ઈસ્લામ સ્વીકારવો પડેલો અને બ્રાહ્મણો અને ઇતર હિન્દુઓએ તેમને પુનઃ પોતાની સાથે લેવા ના પાડી હતી. તેઓ તિરસ્કૃત અને અપમાનિત થયા હતા અને તેથી જ મુઝફ્ફરને ઈસ્લામના રિવાજ પળાવવા પ્રયત્ન કરવો પડેલો. આવા મુસ્લીમ થએલા હિન્દુઓએ 'સોમનાથ પ્રત્ને' એટલે સોમનાથને કારણે, તુર્કો એટલે મુસ્લીમો સામે લડીને પ્રાણ આપ્યા. આ યુદ્ધમાં બ્રહ્મદાસ સાથે દફરનો પુત્ર ખાન, રેવત મલેક, સારા મલેક, સહર, લડવા ગયેલા અને બહુરા સીદી, કાશીમ, જહાંગીર, સૈદ હાલી, સીદી તથા આદમ યુધ્ધમાં કામ આવેલા.

રાવત કે રેવતનું નામ પણ આ લેખમાં છે. ઇ. સ. ૧૪૯૬ ના એક શિલાલેખમાં[1] હમીર બીન રાવત નામનો એક અધિકારી હતો તેનો ઉલ્લેખ છે, તે હમીરનો આ રેવત કે રાવત પિતા હશે.

### દફરખાન

ઉપરોક્ત શિલાલેખમાં દફરનું નામ છે, તેથી બ્રહ્મદાસ દફરખાન સામે લડયો હતો અને દફર તે ઝફરખાન અને ઝફરખાન એટલે મુઝફ્ફર તેવા અર્થો કેટલાક વિદ્વાનોએ બેસાડેલા છે. પરંતુ ઉક્ત શિલાલેખનું મનનપૂર્વક વાંચન કરતાં

---

૧ ભાવનગર ઈન્સક્રીપ્શન. હી. સં. ૯૦૦ (ઇ. સ. ૧૪૯૬) ના લેખમાં હમીર બીન રાવત, મહમદ બેગડાના સુબેદાર ફીરોઝ મુબારકનો મદદનીશ હોવાનું જણાવ્યું છે.

જણાય છે કે દફરતો બ્રહ્મદામ સાથે રહી તુર્કો સામે લડવા ગયેલા યોદ્ધાઓ પૈકીનો એક હતો તેને ઝફર સાથે કાંઇ લેવા દેવા નથી આ ભૂલ થવાનુ એક કારણ એ છે કે મેવાડના કુભલગઢની પ્રશસ્તિમા મહારાણા ક્ષેત્રસિંહ વિષયમા લખ્યુ છે કે,

> मायन्मायन्महे भप्रखर कर हति भिन्न राजन्य यूथो
> यपा(खा)न पत्तनेशो दफर ईति समामाय कुठीव(ब भूव
> साय मल्ऴो रणादि शकफुल वनिता दत्त वैधव्य दीक्ष
> कारागारे यदीये नृपति शतयुते सस्तर नापि लेमे ॥

અર્થાત રાજાઓના સમૂહને પરાજિત કરનારો પત્તનનો સ્વામી દફરખાન પણ જેનાથી કુણ્ઠિત થયો હતો તે શક સ્ત્રીઓને વૈધવ્ય દેનારા રણમલને તેના (ક્ષેત્રસિંહના) કારાગારમા કે જ્યા સો રાજાઓ હતા ત્યા બિછાનુ પણ મળ્યુ નહિ

આ દફરને ઝફર માનવામા આવ્યો છે, અને મહારાણા ક્ષેત્રસિંહે પરાજિત કરેલા ઈડરના રાવ રણમલે ગુજરાતના સુબા ઝફર સાથે ઈ સ ૧૩૯૭મા લડાઇ કરી હતી તેમ પણ પ્રતિ પાદન કરવામા આવ્યુ છે

ઝફરખાન નામનો ઘણો ગુંચવાડો ઊભો થયો છે, કારણ ગુજરાતમા તે નામના ત્રણ સુબાઓ થયા છે

૧ મલીક દીનાર-ઝફરખાન— કુતુબુદ્દીન ખિલજીનો સસરો ઈ સ ૧૧૩૮

૨ સોનાર ગામનો ઝફરખાન—પૂર્વ બંગાલના સોનાર ગામના સુલ્તાન ફખરૂદ્દીનનો જમાઇ તેના શ્વસુરના પરાજય અને મૃત્યુ પછી ફીરોઝ તઘલગને આશ્રયે રહેલો તે. ઈ સ. ૧૩૬૩

| | |
|---|---|
| ૩ વાજી ઉલ મુલ્કનો પુત્ર ઝફરખાન— | જે મુઝફ્ફરનો ખિતાબ લઈ પાટણનો સુબો થયો. ઈ. સ. ૧૩૯૧. પાછળથી સુલ્તાન તરીકે જાહેર થયો. ઈ. સ. ૧૪૦૭. |

એ ઉપરથી જણાય છે કે ઈ. સ. ૧૩૬૭માં ઈડરના રાવ રણમલ સાથે યુદ્ધ કરનાર સોનાર ગામનો ઝફર હતો. કારણ કે ત્રીજો ઝફર ઈ. સ. ૧૩૯૧માં ગુજરાતમાં આવ્યો. અને બ્રહ્મદાસ ઉપર જે ઈ. સ. ૧૪૦૬માં ચડયો, તે ત્રીજો ઝફરખાન. પણ તે ગુજરાતનો સુબો થયો ત્યારે મુઝફ્ફરનો ખિતાબ તેને મળેલો તેથી ક્યાંય પણ તે ઝફર તરીકે ઓળખાયો નથી. એટલે પ્રભાસના રાજપૂત રાજ્યના અંતિમ રાજા બ્રહ્મદાસને યુદ્ધમાં મારી તે વંશનો અંત આણનાર મુઝફ્ફર હતો, ઢફર નહિ.

### અહમદશાહ પહેલો

ઈ. સ. ૧૪૧૧માં મુઝફ્ફરની ગાદીએ તેનો પૌત્ર અહમદ શાહ તેના વૃદ્ધ પિતામહની હત્યા કરીને બેઠો.[૧] તેણે ઈ. સ. ૧૪૧૪માં "મલીક તુહફાહને તાજુ ઉલ મુલ્કનો ખિતાબ આપી હિન્દુઓનાં મંદિરો તોડવા અને બલાત્કારે ધર્માંતર કરવા માટે નિયુક્ત કર્યો. હિન્દુઓ ઉપર જઝિયા અને ખરજ નામના કર નાખવામાં આવ્યા. ગીરાસિયાઓ અને મેવાસીઓને કચડી નાંખવામાં આવ્યા અને જેઓએ ઈસ્લામનો સ્વીકાર ન કર્યો તેમને મૃત્યુના મુખમાં હડસેલી દીધા."[૨]

તાજુ ઉલ મુલ્કે ગુજરાત સૌરાષ્ટ્રનાં અનેક દેવસ્થાનો ઉપર ઘણ અને હથોડા ઝિંકયા. સોમનાથમાં પણ જે કંઈ બચ્યું હતું તેના ઉપર કુહાડાઓના પ્રહાર થયા અને હિન્દુઓ

૧ મિરાતે સિકંદરી.
૨ તારીખે ફરી

તે નતમસ્તકે જોઈ રહ્યા. મુસ્લીમોએ હિન્દુ મંદિરોમાં મસ્જિદો બનાવી કારણ કે જેઓ અહીં મસ્જીદ બનાવે છે તેને સ્વર્ગમાં મકાન મળે છે,[1] એ આજ્ઞાની ઓથ લઈ મંદિરોના રૂપાંતર કરવામાં આવ્યાં.

## અહમદશાહની ચડાઈ

અહમદશાહે ઈ.સ. ૧૪૧૪માં જુનાગઢના રાહ મોકલને હરાવ્યો અને તેની લોખંડી એડી નીચે સૌરાષ્ટ્રને કચરી પ્રભાસ આવ્યો. હિન્દુઓ પાસેથી મોટી રકમો ઉઘરાવી તે ગુજરાત તરફ ચાલ્યો ગયો. પરંતુ ઈ. સ. ૧૪૧૫ માં તે પુનઃ પ્રભાસ ઉપર ચડી આવ્યો. જ્યાં પૂજા બંધ પડી હતી અને જેનું મંદિર ખંડિયેર થઈ ગયું હતું તે સોમનાથ ઉપર આ વીર ગાઝીએ ખંડન કરી ગૌરવ અનુભવ્યું. હિન્દુઓને ધર્માંતર કરાવી ઇસ્લામનો કાયદો સમસ્ત પ્રજાને લાગુ પાડી તેની તરસી તલવારને નિર્દોષ પ્રજાજનોનાં શોણિતથી તૃપ્ત કરવા તે ઉના દેલવાડા તરફ ગયો.[2]

## પુનઃ જીર્ણોદ્ધાર

ઇ. સ. ૧૪૪૩ માં અહમદશાહ ગુજરી ગયો. તેના વારસ મુહમ્મદશાહે ઇ. સ. ૧૪૫૧ સુધી અને અહમદશાહ બીજાએ ઇ. સ. ૧૪૫૮ સુધી ગુજરાતની ગાદી ભોગવી, તે પછી અહમદ બીજાનો પુત્ર દાઉદ ઈ. સ. ૧૪૫૮ માં થોડા માસ ગાદીએ રહ્યો. અને ઇ. સ. ૧૪૫૮ માં મહમૂદ બેગડો સુલતાન થયો. આ પંદર વર્ષના ગાળામાં પ્રભાસ અને સોમનાથ પ્રતિ

---

૧ કાલ અલીહે અસસલામ મન બની અલ્લાહ મસ્જીદા બની અલ્લાહ કે અઝ્‌જલ અલહના "અલ્લાહ માટે જે મસ્જીદ બાંધશે તેને સ્વર્ગમાં અલ્લાહ જગ્યા બાંધી આપશે." આ શબ્દો માંગરોળ-ઉના-પ્રભાસના શિલાલેખોમાં વપરાયા છે.

૨ તારીખે ફરીશ્તા.

ગુજરાતના સુલતાનોને જોવા સમય હતો નહિ, તેમ તેના અધિકારીઓ પરસ્પર વિખવાદમાંથી નવરા પડયા નહિ. તે સમય અનુકૂળ છે એમ માની ઇ. સ. ૧૪૫૧ માં ગાદીએ બેસી રાહ માંડલિક ત્રીજાએ જૂનાગઢ અને પ્રભાસનાં મુસ્લીમ થાણાંઓ ઊઠાડી મુકયાં. સોમનાથના મંદિરને સમરાવી તેમાં લિંગની પુનઃ પ્રતિષ્ઠા કરી, પોતે ત્યાં રોકાઇ ધામધૂમથી પ્રતિષ્ઠા ઉત્સવ ઉજવ્યો અને યજ્ઞો કર્યા. રાહે મુસ્લીમ કાઝીઓ તથા મૌલવીઓને નગર બહાર કાઢી મૂકયા.

## જૂનાગઢનું પતન

રાહ માંડલિકે આમ સોમનાથની પુનઃ સ્થાપના કરી, સોરઠ, પ્રભાસ પ્રદેશ અને સૌરાષ્ટ્રના અન્ય વિભાગો ઉપર છ વર્ષો પર્યંત નિરંકુશ રાજ્ય કર્યું. પરંતુ ઇ. સ. ૧૪૫૭ માં અમદાવાદની ગાદીએ મહમૂદ વેગડો બેઠો ત્યારથી હિન્દુઓના ધર્મ અને સંસ્કૃતિના સર્વ વિનાશનો પ્રારંભ થયો, અને તેણે પ્રગટાવેલી વૈરાગ્નિની જ્વાલાઓમાં માંડલિક અને તેનું રાજ્ય ભસ્મીભૂત થઈ ગયાં.

મહમદને હઝરત મહમદ પેગંબર સાહેબે સ્વપ્નામાં આવીને આજ્ઞા આપી કે "મૂર્તિપૂજકોના દેશ સૌરાષ્ટ્રને જીતી લ્યે.[1]" આ આજ્ઞાને અમલી બનાવવા તેણે ઇ. સ. ૧૪૬૭ માં જૂનાગઢ ઉપર ચડાઇ કરી. માંડલિક પરાજય સ્વીકારી શરણે આવ્યો પણ મહમદને તો આ એક માત્ર બાકી રહેલા હિન્દુ રાજયની હસ્તી મિટાવી દેવી હતી, તેથી વળતે વર્ષ ફરી ચડાઈ કરી, ત્યારે પણ રાહે મોટો દંડ આપ્યો અને પોતાનું રાજછત્ર તેને સ્વાધીન કર્યું. ઈ.સ. ૧૪૬૯ માં મહમદ જૂનાગઢ ઉપર ત્રીજી વાર ચડયો અને રાહ માંડલિકને સંપૂર્ણ પરાજય સમર્પી સોરઠને તેના ખાલસા પ્રદેશોમાં જોડી દીધો.[2]

---

૧ મિરાતે સિકંદરી.

૨ વિગતો માટે જુઓ "મારો સૌરાષ્ટ્રનો ઇતિહાસ."

## મહમદ બેગડો પ્રભાસમાં

માંડલિક ઉપરની ચડાઈઓ દરમ્યાન મહમદ શા માટે પ્રભાસ ગયો નહિ તેનું કારણ સમજાતું નથી. કદાચ તેને સમય નહિ હોય, અને કદાચ મહમૂદ ગીઝનીની અદાથી ગાઝીપદ પ્રાપ્ત કરવા વિચાર હશે પરંતુ તે દરમ્યાન ત્યાંના વહીવટ માટે તથા મૂર્તિખંડન અને ધર્માંતરની તેની રાજનીતિના કડક અમલ માટે તેણે ત્યાં વ્યવસ્થિત તંત્ર ગોઠવેલું

ઇ સ ૧૪૯૦ મા તેણે એક પ્રબલ સૈન્ય સજી પ્રભાસ ઉપર ચડાઈ કરી હિન્દુઓ કમજોર થઇ ગયા હતા તેઓની શક્તિનો સંહાર થઈ ગયો હતો, તેઓના ધર્મનો અને સંસ્કૃતિનો સ્પષ્ટ ઉચ્છેદ થઈ ગયો હતો, તેમનુ ધન લૂંટાઇ ગયુ હતુ, ચારિત્ર્ય શિથિલ થઈ ગયુ હતુ અને સુલ્તાનનો સામનો કરવાની જરા જેટલી પણ શક્તિ તેમનામા રહી ન હતી

તેમ સોમનાથમા ભાગવા જેવું પણ હવે શુ હતુ? જે મંદિર ઉપર બે બે સદીથી નિરંતર, ઘણ અને હથોડા ઝિંકાતા રહ્યા હતા ત્યા વિશેષ ખંડન કરવાપાત્ર કાઈ હતું જ નહિ માંડલિકે પધરાવેલુ લિંગ હતું કે નહિ તે પણ વિવાદાસ્પદ છે, છતા ગાઝીપદના ઉત્સુક સુલ્તાને અમદાવાદથી પ્રભાસના માર્ગમા આવતા દેવળો તોડયા અને અનેક હિન્દુઓને બળાત્કારે ધર્માંતર કરાવ્યુ વા કતલ કર્યા

## હમીરજી લાઠિયો

મહમદ સોમનાથનો સર્વતોમુખી નાશ કરવા આગળ વધી રહ્યો છે, તે વાત વાયુવેગે સૌરાષ્ટ્રમા ફેલાઈ ગઇ મહમૂદ ગીઝની એક અજાણ્યા પ્રદેશમા પહેલી વાર આવ્યો હતો, જ્યારે મહમદ તો પોતાના જ રાજ્યમા, પોતાની પ્રજાની કતલ કરવા નિર્ભય અને નિશ્ચિંત બનીને આગળ વધતો હતો મહમૂદ ગીઝનીના આગમન પૂર્વે હિન્દુઓએ ધર્મવિરોધી સૈન્ય કદી જોયું ન હતું અને તેઓમા હજી પ્રબળ જુસ્સો હતો

જ્યારે મહમદના સમયમાં તો આવાં આક્રમણો કોઠે પડી ગયાં હતાં અને જુસ્સો ભાંગી ગયો હતો, છતાં ક્ષાત્રવટનું બૂઝાતું કોડિયું હજી કયાંક કયાંક ટમટમી રહ્યું હતું અને તેની જ્યોત ધર્મનું રક્ષણ કરવા વીરોને માર્ગદર્શન આપતી હતી.

લાઠીના ભીમજી ગોહિલનો કનિષ્ટ કુંવર હમીરજી, ઘેર હતો. તેણે મહમદના આક્રમણની વાત સાંભળી ને તેની ભાભીને કરી અને આ વીરપત્નીએ તેના યુવાન દિયરને ક્ષાત્રધર્મની યાદ આપી. તે જ ક્ષણે તેના બસ્સો માણસોને લઈ હમીરજી સોમૈયાની સખાતે ચાલી નીકળ્યો.

માર્ગમાં શિહોર પાસે સરોડના ડુંગરમાં વસતા વેગડા ભીલ નામના સરદારને ઘેર તે રાત રોકાયો, અને જ્યારે વેગડાએ હમીરજીનો સંકલ્પ જાણ્યો ત્યારે તેણે પણ સોમનાથના રક્ષણ માટે હમીરજી સાથે જોડાવા પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી. હમીરજી કુંવારો હતો, તેથી પોતાની પુત્રી તેની સાથે પરણાવી અને બીજે જ દિવસે પ્રભાતે બન્ને જણા તેમના માણસો સાથે પ્રભાસને માર્ગે પડયા.

હમીરજી પ્રભાસના દુર્ગમાં ગયો, પણ વેગડો બહાર હતો, તેણે કહ્યું કે હું વગડાનો વસનારો છું, વળી મારું નામ જ વેગડો[1] એટલે મારાં શિંગડાં કિલ્લામાં ભરાઈ જાય તેથી હું બહાર રહીને લડીશ.

મહમદનું સૈન્ય પ્રભાસને દ્વારે આવી પહોંચ્યું. હિન્દુ પ્રજાજનો અને હમીરજી જેવા સરદારોએ કેસરિયાં કરી યુદ્ધ

---

૧ વેગડો એટલે વગડામાં વસનારો જાનવર જેવો. આજે પણ નધણિયાતાં અને રખડતા શિંગાળા ઢોરને વેગડ કહેવાય છે. મહમદ બેગડાએ જૂનાગઢ–પાવાગઢ જીત્યાં માટે બેગડો કહેવાણો તેવો ભ્રમ છે, તેનાં કૃત્યોને કારણે તેનું ઉપનામ વેગડો પડી ગયું. મુસ્લીમો ‘વ’ નો ‘બ’ બોલે છે તેથી બેગડો થઈ ગયું.

આપ્યું, પણ અગ્નિની જ્વાલાઓમાં જવતલ હોમાઈ જાય તેમ તેઓ હોમાઇ ગયા.

મહમદની તલવાર પ્રભાસ ઉપર નિર્દય બની ફરી વળી. તેણે તેના પુરોગામીને પગલે ચાલી સ્ત્રીઓ અને બાળકોને પકડી લીધાં, બેફામ લૂંટ કરી, પોતાની કીર્તિ, ધન અને ધર્મ ઘેલછાની ભૂખ સંતોષી.

વેગડા ભીલનો પાળિયો તથા ડેરી આજ પણ ભાટિયા ધર્મશાળા પાસે તેના સ્વાર્પણની સાક્ષી પૂરે છે. હમીરજીનો પાળિયો તથા ડેરી સોમનાથના પ્રાંગણમાં જ હનુમાનની બાજુમાં છે. આ વીરપુરુષો સૌરાષ્ટ્રના લોકસાહિત્યમાં અમર નામના મેળવી ગયા છે. વેગડાને બીરદાવતાં લોકકવિ કહે છે. કેઃ

> વેગડ વડ ઝૂંઝાર ગઢ બારીએ ગર્યો નહિ,
> શિંગ સમારણ હાર અંબર લગી અડાડીઆં.

મોટા વડવૃક્ષ જેવો વેગડો ગઢમાં આવ્યો નહિ. તેણે ખુલ્લા મેદાનમાં યુદ્ધ કર્યું. અને તેનાં મોટાં શિંગડાં આકાશને અડાડી દીધાં.

હમીરજી લાઠિયા માટે તો ઘણા દુહાઓ પ્રાપ્ત છે;

> વહેલો આવે વીર સખાતે સોમૈયા તણી
> હિલોળવા હમીર ભાલા અણીએ ભીમાઉત.
> પાટણ આવ્યાં પૂર ખળહળતાં ખાંડાં તણાં
> શેલે માંહિ શૂર ભેંસાસુર શો ભીમાઉત.
> વેજ્ય તારી વીર આવી ઉવાટી નહિ
> હાકમ તણી હમીર લેખડ હતી ભીમાઉત.
> અંત અલણ તેવાય અંગે અણુસારો થયો
> ક્રમ સાદુલ સામાય ભરતો આવે ભીમાઉત.[1]

---

૧ અંત સમયે અંગો ઉપર ઝાટકા પડવા માંડ્યા છતાં સિંહની સામા ડમરાં ફરતો ભીમપુત્ર ગયો.

શંકર તણે શરીર માથે મ્લેચ્છાયણ તણા
પડીઆ હાથ હમીર લોંયે તારા ભીમાઉત.[૧]

રડવડીએ રડીઆં પાટણ પારવતી તણાં
કાંકણ કમળ પછાં લોયેં તારા ભીમાઉત.[૨]

પડીંઆ હાથ હમીર શરમ પર સાઢુ તણી
સર આપ્યું સધીર આડું અરથિલા ધણી.[૩]

તું મરતે મરીઆ હર શિખર હિમાયતી
છ ચુડા ચડિયા જે ભજત્રી ભાગ્યા ભીમાઉત.[૪]

તુંજ હમીર, હમીર શંભુ તાને સારાહિયો
વાઢ પડંતે વીર જ કેન ભાંગ્યો ભીમાઉત.[૫]

વન કાંટાળા વીર જીવીને જોવાં થયાં
આંબો અળગ હમીર ભાંગ્યો મોરી ભીમાઉત.[૬]

હમીરજી સાથે ચાંપરાજ વાળા નામનો કોઈ વીર જુવાન પણ મરાયો હતો;

---

૧ હે હમીર તારા હાથ હેઠા પડયા પછી શંકરના શરીર ઉપર મ્લેચ્છોના હાથ પડયા.

૨ તારા મસ્તકરૂપી કમળ પડયુ પછી જ પાર્વતીનાં કંકણો તૂટયાં.

૩ શંકર પર્વતના જમાઈ અને તું પર્વતવાસીનો જમાઈ એટલે તું શંકરનો સાઢુ થયો. જ્યારે સાઢુની પ્રતિષ્ઠા ઉપર શત્રુઓના હાથ પડયા ત્યારે તેં આડે માથું દીધું.

૪ તારા મૃત્યુ સમયે ત્રણ મર્યાં. શંકર ચંદ્ર અને તું. તેથી ત્રણ સ્ત્રીઓની છ ચુડીઓ તૂટી.

૫ હમીર તું જ ખરો હમીર (અમીર) શંભુએ તારી પ્રશંસા કરી કે ઝાટકા પડયા છતાં તું ભાગ્યો નહિ (કે ભાંગ્યો નહિ).

૬ હવે તો તારા જેવા મોરીને ભાંગી ગયેલો આંબો જતા કાંટાળા વન જ જોવાતાં રહ્યાં.

અંતર અજંપો જુદ્ધે કીધો જેર
કે ફોરશે ચંપો ફેર અમરાઈએ એભલરાઉત.[1]

## મહમદ પશ્ચાદ્

ઈ. સ. ૧૪૯૦ના આક્રમણ પછી પ્રભાસની રહી સહી સંસ્કૃતિ અને શક્તિ ભૂંસાઈ ગયાં મહમદ બેગડાએ ફીરોઝ સુબારક નામના અધિકારીને તેની રાજનીતિનો કડક અમલ કરવા માટે નીમ્યો. તેનો મદદનીશ હમીર બીન રાવત હતો.[2] તે ધર્માંતર કરેલો સ્થાનિક રાજપૂત હોવાનું જણાય છે. તેનો પિતા રાવત, રાજા બ્રહ્મદાસ સાથે રહી મુઝફ્ફરના સૈન્ય સામે લડતાં મરાયો હતો, તે રાવત હોવાનું અનુમાન થઈ શકે છે.

સોમનાથની પૂજા તો બંધ થઈ, પણ ખાનગી ઘરોમાં પણ પૂજા કરવાનો પ્રતિબંધ થયો. યાત્રા બંધ કરાવી દેવામાં આવી અને અનેક પ્રકારના કરવેરાઓ લાદવામાં આવ્યા. હિન્દુઓના ન્યાય પણ સરાહે મુહમ્મદી પ્રમાણે થવા લાગ્યા. હિન્દુઓને ઉત્સવો ઉજવવાની, જ્યોતિષ જોવાની, છત્રી ઓઢવાની, ઘોડે બેસવાની, સારાં કપડાં પહેરવાની પણ મનાઈ થઈ ગઈ. આવા સંયોગોમાં પ્રજાની શું સ્થિતિ હશે તેની માત્ર કલ્પના જ કરવાની રહે છે.

## પોર્ટુગીઝોની ચડાઈ

મહમદની ચડાઈને સત્તાવન વર્ષો થઈ ગયાં અને પ્રજા-જનો તેમના ભૂતકાળનાં ગતગૌરવને યાદ કરી નિશ્વાસો નાખી

---

૧ આ દુહાનો અન્ય પાઠ પણ છે.
અંતર અજંપો જુદ્ધે જીત્યો તામ
કે ફોરશે ચંપો ફેર ફૂલવાડીએ એભલરાઉત
આ ચાંપાવાળો ઢાંકના એભલવાળાનો પુત્ર હતો કે કાકો હતો તે સ્પષ્ટ નથી.સંભવત તે ઢાંકના વાળા કુળનો હતો.

૨ હીજરી સન ૯૦૦ (ઈ. સ. ૧૯૪૬) નો શિલાલેખ ભાવનગર ઈન્સ્ક્રીપ્શન.

રહ્યાં હતાં, છતાં આ સમયમાં કોઈ ચડાઈ આવેલી નહિ.
.વિધિ તેમને શાંતિથી જીવવા દેવા ઇચ્છતી ન હતી.
૧૫૪૭માં એક ન ધારેલી અને ન કલ્પેલી દિશામાંથી
ની ભૂમિ ઉપર આક્રમણ થયું.

ગુજરાતના સુલ્તાનો સામે સંગ્રામ ખેલતા દીવના પોર્ટુ-
તેમના અસ્તિત્વનો મરણિયો જંગ ખેલી રહ્યા હતા. ગુજ-
સુલ્તાનની વીસ હજારની મુસ્લીમ સેનાએ તોપ, બંદુક,
અને તલ્વારોથી સજ્જ થઈ દીવ ઘેર્યું,[1] અને માત્ર
પોર્ટુગીઝોએ દીવના કિલ્લામાં ભરાઈ દીવનું રક્ષણ કર્યું.
ા સામે ટકવું મુશ્કેલ જણાતાં, દ્વારો ખોલી યુદ્ધ
; તેમાં મુસ્લીમો ટકી ન શકયા અને વીસ હજાર મુસ્લીમ
ઓ વેરવિખેર થઈ ગયા. સુલ્તાનનો સરદાર રૂમીખાન
. અને ઝૂંઝારખાન કેદ પકડાયો. વિજયગર્વિત પોર્ટુગીઝ
.તિ ડી કાસ્ટ્રોએ તેના ઉન્માદમાં નૌકાસૈન્યને ગુજરાત
દ્રનાં બંદરો લૂંટવા અને બાળવા માટે આજ્ઞા આપી.
નૌકાસૈન્યે ઘોઘા ખંભાત વગેરે લૂંટયાં, ગાયો મારી
.માં ગૌરક્ત છાંટયું, અને ન કલ્પી શકાય તેવાં ક્રૂર
કર્યાં.

ડી કાસ્ટ્રોએ સૌરાષ્ટ્રના બંદરો ઉપર પણ નૌકાસૈન્ય
યું. તેણે પ્રભાસના બંદરે ઉતરાણ કરી અનેક વખત ભાંગી
સોમનાથ અને અનેક વાર લૂંટાઈ ગયેલા પ્રભાસ ઉપર
લૂંટ અને મૃત્યુનું સામ્રાજ્ય ફેલાવ્યું. મંદિરો અને
દોને ભ્રષ્ટ કરવામાં આવ્યાં. હિન્દુઓ અને મુસ્લીમોનાં
ા લૂંટવામાં આવ્યાં. અનેક નરનારીઓનાં લોહીમાં તેમની
રો ભીંજવી પોર્ટુગીઝો માંગરોળ અને પોરબંદર તરફ
ગ વધ્યા.

---

૧ વિગતો માટે જુઓ મારો, "સૌરાષ્ટ્રનો ઇતિહાસ."

આ લૂટમા પોર્ટુગીઝો પ્રભાસમાથી ત્રિપુરાતક પ્રશસ્તિ ઊપાડી ગયા, જે શિલાલેખ પોર્ટુગાલના ગામ સિંટ્રામા[1] છે

## ગુજરાત સલ્તનતનો અત

મહમૂદ બેગડા પછી ગુજરાતના સુલ્તાનોની ગાદીએ સુલ્તાનના પદને શરમાવે એવા રાજકર્તાઓ થયા ઇ સ ૧૫૭૩મા મુઝફ્ફરે સ્થાપેલી સલ્તનતનો અત આવ્યો સુલ્તાન મુઝફ્ફર પાદશાહ અકબરનો કેદી થયો અને અમદાવાદ ઉપર મુગલ શહેનશાહનો અધિકાર થયો

ઈ સ ૧૫૭૮મા મુઝફ્ફર કેદમાથી છટકી ગુજરાતમા આવી પહોચ્યો તે સાથે અકબર સામે મીરઝાઓએ બડ કર્યું અને સમસ્ત દેશમા અરાજકતા વ્યાપી ગઈ દેશમા કોનો અધિકાર હતો અને કોનો નહિ તે કહેવુ મુશ્કેલ હતુ, અને આવતી કાલે સાર્વભૌમત્વનો સ્વામી કોણ થશે તે જાણવુ અઘરુ હતું

ગુજરાતની ગાદી પ્રાપ્ત કરવા અમીરો યોજનાઓ ઘડી રહ્યા હતા અને હિન્દુ રાજાઓની સહાય યાચી રહ્યા હતા

જૂનાગઢ તે સમયે દોલતખાન ઘોરીની હકૂમતમા હતુ તે ઘડીકમા અકબરને અને ઘડીકમા મુઝફ્ફરને વફાદાર હોવાની રમત રમતો હતો ઇ સ ૧૫૯૧મા દોલતખાને ઊઘાડી રીતે મુઝફ્ફરનો પક્ષ લીધો અને જૂનાગઢના સૈન્યો મુઝફ્ફરને સહાય કરવા સજ્જ થયા

ઈ સ ૧૪૦૭મા ગુજરાતમા સ્થાપેલી સલ્તનતની રાજનીતિ હિન્દુઓની સસ્કૃતિ સભ્યતા અને ધર્મના સર્વતોમુખી નાશની જ રહી હતી હિન્દુ રાજાઓનો તેમણે અત આણ્યો હતો વા તેમને નિર્બળ બનાવી દીધા હતા અને તેમના સ્વમાનને હણી નાખ્યુ હતુ તે જ રાજાઓની મહાયની યાચના

૧ વિ સ ૧૩૪૩ (ઇ સ ૧૨૮૭)નો શિલાલેખ જુઓ પરિ. ૧૦ મુ

કરતો આ ક્રૂર, નિર્દય, અન્યાયી અને અત્યાચારી સલ્તનતનો અંતિમ સુલ્તાન, રખડતો ભાગતો ફરતો ચોર ડાકુ જેવો થઈ ગયો. તેણે તેના સહધર્મી પાદશાહ અકબરનાં પાછળ પડેલાં સૈન્યોથી બચવા, જામ સત્રસાલનું શરણુ યાચ્યું.

ક્ષાત્રધર્મના પાલન માટે જામ સત્રસાલે તેને આશ્રય આપ્યો. અને અકબરનું શાહી સૈન્ય મીરઝાં અઝીઝ કોકલતાશની સરદારી નીચે ઈ. સ. ૧૫૯૧માં જામનગર ઉપર ચડી આવ્યું. ધ્રોળના ભૂચર મોરીના મેદાનમાં બન્ને સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. દોલતખાને અંતિમ સમયે દગો કર્યો અને જામ સત્રસાલનો પક્ષ તજીને મીરઝાં અઝીઝ કોકલતાશના સૈન્યને પક્ષે ગયો. આ યુદ્ધમાં જામના યુવરાજ અજોજી મરાયા. જામનગર પડયું અને મુઝફ્ફર નાસી છૂટયો. તે અલ્પકાળમાં જ પકડાઈ ગયો અને દિશાએ જવાને બહાને સંડાસમાં જઈ ગળે અસ્રો ફેરવી તેણે આત્મહત્યા કરી.

આ યુદ્ધમાં પ્રભાસના દેશાઈ રાઘવજી તથા તેના ભાઈ ગાંગજી પણ ગયેલા અને તેમાં પરાક્રમ બતાવેલું.[1]

## સોમનાથ

મહમદ બેગડાનું ઈ. સ. ૧૫૧૧માં મૃત્યુ થયુ ત્યારથી સલ્તનત નબળી પડી હતી અને આ સમયનો લાભ લઈ બ્રાહ્મણોએ સોમનાથની પુનઃ સ્થાપના કરી સોમનાથની પૂજા શરૂ કરી હતી.[2]

## સરસ્વતીપૂજા

ગુજરાતના સુલ્તાનોના સમયના ફારસી શિલાલેખો પ્રાપ્ત છે. તેમાં હી. સ. ૮૫૯ એટલે ઈ. સ. ૧૪૫૫ ના શિલાલેખમાં

---

૧ વિગતો માટે જુઓ મારું "પિતૃતર્પણ."

૨ આને માટે સ્પષ્ટ ઉલ્લેખ નથી પણ મીરઝાં કોકા પ્રભાસ આવ્યો ત્યારે પૂજા ચાલુ હતી તેવો ઉલ્લેખ છે, તે ઉપરથી.

સુલ્તાન કુતબુદ્દીને એવી આજ્ઞા કરી છે કે પ્રવાસે આવતા શખ્સો પાસેથી અમુક ચીજ[1] લઈ લેવામાં આવે છે તે ન લેવી. આ આજ્ઞા ન માને તો મુસ્લીમોને અલ્લાહ રસુલના અને કાફીરોને સરસ્વતીના કે સતવન્તી[2]ના સોગંદ આપ્યા છે.[3]

હી. સ. ૯૫૦ એટલે ઈ. સ. ૧૫૪૩ના શિલાલેખમાં સુલ્તાન અહમદશાહ પ્રવાસે આવતાં અધિકારીઓ રૈયતની ખાટલી લઈ જાય છે તે ન લઇ જવા આજ્ઞા છે. તેનો જો મુસ્લીમો ભંગ કરે તો અલ્લાહ રસુલના અને કાફીરો ભંગ કરે તો સરસ્વતી અથવા તે જે મૂર્તિને પૂજતા હોય તેના સોગંદ આપ્યા છે.[4]

આ ઉપરથી એમ જણાય છે કે હિન્દુઓને ખાનગી રીતે પણ મૂર્તિપૂજા કરવાનો પ્રતિબંધ કરવામાં આવ્યો ત્યારે તેઓએ સરસ્વતીની પુજા શરૂ કરી હોય અને તે સરસ્વતી એટલે નદી કે જેનો કોઈ નાશ ન કરી શકે.

## મીરઝાં અઝીઝ પ્રભાસમાં

પાદશાહ અકબરના સામ્રાજ્યનો ગુજરાત એક પ્રાન્ત બન્યો અને ભૂચર મોરીના મેદાનમાં નિશ્ચિત વિજય મેળવી

---

૧ આ ચીજ કઈ તે શિલાલેખમાં સ્પષ્ટ વંચાતું નથી. કથ્યા જેવું વંચાય છે. તેનો અર્થ ધાબળા થાય. કચ્છી ભાષામાં ધાબળા માટે આ શબ્દ પ્રચલિત છે.

૨ સતવન્તીનો અર્થ સ્પષ્ટ થતો નથી.

૩ આ લેખમાં સોમનાથને બદલે 'કસ્બે પટ્ટન સુમ્નાથ' લખ્યું છે.

૪ આ લેખમાં હી. સ. ૯૫૦ (ઈ. સ. ૧૫૪૩) ની સાલ છે તથા આજ્ઞા અહમદશાહની લખી છે. ઈ. સ. ૧૫૪૩માં ગુજરાતની ગાદીએ સુલ્તાન મહમુદ ત્રીજો હતો. અહમદશાહ બીજો ઈ. સ. ૧૪૫૮ માં ગુજરી ગયો એટલે આ શિલાલેખ બનાવટી અને પાછળથી લખાયો હોવાનું પ્રથમ દર્શનિક જણાય છે.

આ બન્ને શિલાલેખો જૂનાગઢ મ્યુઝિયમમાં છે.

તંત્ર સ્થિર કરી મીરઝાં અઝીઝ કોકતલાસ વા કોકા ઇ. સ. ૧૫૯૪ માં પ્રભાસ આવ્યો.

આ પ્રસંગે તેનો સત્કાર કરવા એક સમારંભ થયો. તેમાં શહેર કાઝી મહમૂદ તથા સ્થાનિક લશ્કરી અધિકારી સાલાર સાલમે મીરઝાંને અરજ કરી કે આ નગરના સર્વ નિવાસીઓ મૂર્તિપૂજક છે માટે તેમની કતલ કરવી અને સોમનાથનું મંદિર તોડાવી પાડવું. આ અરજી કવિતામાં હતી.

ખુશ આમદ ખુશ આમદ ખુદાવન્દે આલમ
કુનદ કુરનિશો કાઝી મહમૂદ વ સાલાર સાલમ
દર ઇન શહેર બૂત ખાનયે સોમનાત અસ્ત
હમે કાફિરન્દો હમે બૂત પરસ્ત
અરઝ મા કુનીમ ઇન કદે બે શિકન
તબર બર દૂશે ઝન્નારદારાં બેઝન.

"હે પૃથ્વીપતિ, ભલે પધાર્યા. આપને કાઝી મહમૂદ અને સાલાર સાલમ કુરનિશ કરે છે. આ નગરમાં સોમનાથનું મંદિર છે, તથા બધા નિવાસીઓ કાફીરો અને મૂર્તિપૂજકો છે. અમારી અરજ છે કે આ મંદિર તોડી પાડવું અને જનોઇ પહેરનારા ઓની ગરદનો કુહાડીથી જુદી કરવી."[1]

પાદશાહ અકબરની રાજ્યનીતિ સહિષ્ણુતાની હતી એટલે આ માંગણી મંજુર રહી નહિ.

હિન્દુઓએ મીરઝાં પાસેથી પૂજામાં રોકટોક નહિ થાય

---

૧ આ અરજી લાંબી છે, તે ફારસી ભાષામાં લખેલી છે. પ્રભાસના શહેર કાઝી સાહેબ મર્હુમ અબામીયાં બાવામીયાં પાસે હતી, તે મેં વાંચી હતી. તેણે અસલ આપવા મને કહેલું, પણ તેમ બને તે પહેલાં ભારતના ભાગલા પડયા. કાઝી સાહેબ કોડીનાર ગયા અને થોડા સમય પછી ગુજરી ગયા. તેમના વારસોને તેની માહિતી નથી. મને જે કડીઓ યાદ રહી તે ઉધ્ધૃત કરી છે. લેખક.

તે વાત સાંભળી, આનંદ પામી મહારૂદ્રનો યજ્ઞ કર્યો. તેની નોંધ લેતાં દેશાઈઓના ચોપડામાં લેખ છે કે,

"સવંત ૧૬૫૨ વહીશાક સુદ ૩ દને શ્રી સોમનાથજીના સાનિધે મહારૂદ્ર ધરમ શાંતિ ને ધરમ કલાણ સારુ બ્રમ મંડલે કીધો. ગંગાજળથી શ્રીને સ્નાન કરાવું ને નગર જમણ કીધું બ્રામણુને દક્ષિણા દીધી ગવદાન ભૂમિદાન ને સોનાદાન દીધું."

આ દાન કોણે દીધાં તેનો ઉલ્લેખ નથી. સંભવતઃ હિન્દુ પ્રજાએ ફાળો કરી આ કાર્ય કર્યું હશે. પ્રભાસમાં સદીઓ પછી યજ્ઞનો ધૂમ્ર વાતાવરણમાં પ્રસર્યો.

## રાયજાદો ખેંગાર

જૂનાગઢના ગંગાજળિયા રાહ વંશનો અંતિમ રાજવી રાહ માંડલિક મહમદ બેગડા સામે લડતાં પરાજિત થયો. તે પછી તેનો યુવરાજ ભૂપતસિંહ એક ગિરાસદાર થઈ ગયો. તેના વંશમાં ઈ. સ. ૧૫૮૯ માં ખેંગાર થયો. તેણે મુઝફ્ફરના અંતિમ દિવસોમાં એકસો એકવીસ વર્ષ પહેલાં તેના પૂર્વજે ગૂમાવેલી સોરઠની ગાદી પુનઃ પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તે સફળ થયો નહિ. મીરઝાં અઝીઝ કોકાએ તેને શિકસ્ત આપી અને ખેંગાર નાસી છૂટયો. પાછળ પડેલાં શાહી સૈન્યોથી બચવા તેણે સોમનાથમાં આવી સારંગધર દેશાઈની સહાયથી આશ્રય મેળવ્યો અને તેની વા અન્ય કોઈની દરમ્યાગીરીથી મીરઝાએ તેને માફી આપી.[1]

---

૧ જુઓ મારો "સૌરાષ્ટ્ર નો ઇતિહાસ"

"સરસે કે પીછે જો ધાવત સિયાર સ્યાલ
મુગલ સેના કે તીર નીર સે ભીંગાયો હૈ.
દેવ સોમનાથજી કે શરણ મેં થાન ઠર્યો
નાગર નર સારંગધર સહાય મેં સુહાયો હૈ.
કહાન કવિ ચંદ્રનાથ દેવકા કૃપા પ્રતાપ
ચંદ્રચુંડ્‌ રાહ બંશ નાશસે બચાયો હૈ.

## દેશાઇગીરી

પ્રભાસના રાઘવજી તથા ગાગજી વિશ્નુજી નામના બે નાગર ભાઈઓએ ભૂચર મોરીના ખૂનખાર જંગમા ભાગ લીધો હતો તથા પરાક્રમ બતાવેલું. પાદશાહે તેમને તેના બદલામા ગામો આપ્યા તથા મહેસુલી તંત્રમા ટોડરમલની જમાબંદી પદ્ધતિ દાખલ કરી ત્યારે દેશાહીગીરી આપી તે ગઘવજીના પુત્ર સારગધરે રાહ ખેંગારને બચાવી લીધો [૧]

## ઔરંગઝેબ

ઈ સ ૧૫૮૬ થી સોમનાથનુ પૂજન વ્યવસ્થિત રીતે ચાલુ હતું મોગલો તરફથી તેમા કાઇ હરકત થઇ નહિ ઈ સ ૧૬૪૬ મા શાહજહાનનો શાહઝાદો ઔરંગઝેબ ગુજરાતનો સુબો થઈને આવ્યો ધર્માધતા ને ધર્મઘેલછા ના પ્રતિક જેવા ઔરંગઝેબે અમદાવાદના ચિંતામણિ પારસનાથનુ નવું બંધાવેલું મંદિર કબ્જે લઈ તેમા મસ્જીદ બનાવી અને અકબરના સમયથી મળેલી છૂટછાટો બંધ કરી હિન્દુઓના ધાર્મિક હક્કો ઉપર પ્રતિબંધ આવ્યા અને દમનનો દોર છૂટો મૂકાયો તેણે સોમનાથની પૂજા પણ બંધ કરાવી

---

૧ રાઘવજી લેખકના પુર્વજ થાય વિગતો માટે જુઓ મારું "પિતૃતર્પણ"

ભૂચર મોરીમા બનાવેના પરાક્રમ માટે કાવ્ય છે કે,

"ભૂચર જૂદ્ધ ભીષણ ભયો ગયો ગુજર કો રાજ
ધન નાગર નાઘર ધણી રખી પુરસ કી લાજ
પાતશાહ સુખ ધન વદે ખ્વાહદ આમદ સુમનાત
કદર સનાશી મી કુનદ ખ્વાહદ બક્ષિદ દેહાત–

અર્થાત ભૂચરમાં ભીષણ યુદ્ધ થયુ જેમાં ગુજરાતનુ રાજ ગયું નાઘેરના ધણી નાગર તને ધન્ય છે તે પૂર્વજોની લાજ રાખી પાદશાહે (કોકાએ) મુખેથી ધન્યવાદ આપીને કહ્યુ કે સોમનાથ આવીશ ત્યારે તમને ગામડું આપી કદર કરીશ.

ઇ. સ. ૧૬૪૬ માં શાહજહાંએ તેને દિલ્હી બોલાવી લેતાં તેના આ ફરમાનનો પૂરેપૂરો અમલ થયો નહિ અને સ્થાનિક અધિકારીઓએ સ્વાર્થ ખાતર કે ગમે તે કારણુ પૂજા ચાલવા દીધી.

પોતાના પિતાને પદભ્રષ્ટ કરી ભાઇઓની હત્યા કરી ઔરંગઝેબ ઇ. સ. ૧૬૫૮ માં દિલ્હીનો પાદશાહ થયો. તેણે હિન્દુ ધર્મના ઉચ્છેદ માટે અનેક ફરમાનો કર્યાં. હિન્દુઓને પાંચમ, એકાદશી અમાવાસ્યા કે પુનમના દિવસે પાખી પાળી દુકાનો બંધ રાખવાના સુજનજૂના હિન્દુ રિવાજને ગેરકાયદેસર ઠરાવ્યો. દીવાળીમાં દીપમાળા પ્રગટાવવાની તથા રોશની કરવાની અને હોળીમાં હોળી પ્રગટાવવાની મનાઇ ફરમાવી. મૂર્તિઓ ઘડવાનું, વેચવાનું અને પ્રદર્શિત કરવાનું કાર્ય કાનુન બહારનું ઠરાવ્યુ. ઘોડા, હાથી, ઊંટ વગેરે જાનવરોના આકારના રમકડાં પણુ બનાવવાની મનાઈ કરી. નગરોનાં હિન્દુનામો બદલી મુસ્લીમ નામો કરવામાં આવ્યાં અને જઝિયા અને જીમ્મી નામના જૂલ્મી વેરાઓ હિન્દુઓ ઉપર લાદવામાં આવ્યા. વડનગરના હાટકેશ્વર મહાદેવના મંદિરને ધરાશાયી કરવામાં આવ્યુ અને વીસનગરનું નામ રસુલનગર રાખવામાં આવ્યુ. જ્યોતિષીઓને પંચાંગ બનાવી જ્યોતિષ જોવાની મનાઈ થઈ અને તે ધંધો ન કરવા જ્યોતિષીઓ પાસેથી લેખિત કબૂલાત લેવામાં આવી[1]

## સોમનાથનું અંતિમ ખંડન

ઈ.સ. ૧૬૬૫ ના નવેમ્બરની ૨૦ મી તારીખના ફરમાનથી ઔરંગઝેબે આજ્ઞા કરી કે "મારી તખ્તનશીની પૂર્વે ગુજરાતના અમદાવાદ શહેર તથા બીજા પરગણામાં મારા હૂકમથી અનેક મૂર્તિનાં મંદિરોનો નાશ કરવામાં આવ્યો હતો પરંતુ

૧ મિરાતે અહેમદી, જદુનાથ સરકાર વગેરેના આધારે.

તે મંદિરોની પાછી મરામત કરવામા આવી છે અને મૂર્તિ પૂજા પુન: ચાલુ થઈ છે એટલા માટે મારું ફરમાન છે કે મારા પ્રથમના ફરમાનનો અમલ કરો ”

આ ફરમાનમા સોમનાથનો વિશેષ ઉલ્લેખ નથી, પરંતુ તેમા સોમનાથનો અપવાદ પણ હતો નહિ પરંતુ તે સાથે સોમનાથની પૂજા બંધ થઈ હોવાનુ તેના પાછળના ફરમાન જોતા જણાતું નથી

ઔરંગઝેબે મૂર્તિઓ તોડવા અને મંદિરો બંધ કરવા ફરમાન કર્યું છે, તે વાત સ્થાનિક મુસ્લીમોએ જાણી, મહમદ અફઝલ નામના અધિકારીની સહાયથી તેનો અમલ કરવા પ્રયત્ન કર્યો એક દિવસ મહમદના સિપાહીઓ તથા સ્થાનિક મુસ્લીમોએ સાથે મળી આ દેવમંદિર ઉપર હલ્લો કરી, તે તોડવાનુ કાર્ય શરૂ કર્યું

આ સમાચાર હિન્દુ પ્રજામા વાયુ વેગે ફરી વળતા દેશાઈઓ, બ્રાહ્મણો, મહાજન વગેરે ત્યા ગયા અને મુસ્લીમોને આ કાર્ય ન કરવા કહ્યુ[1] ત્યારે મલેક જીયા નામના

[1] "સંવત ૧૭૨૨ વરખે વહીશાક સુદ પુણમ દને મોગલ પાત્શાના ફોજદાર સરદારખાં ના હુકમથી અપજલખાએ શ્રી સોમનાથજીનો ઘુમ્મટ તોડયો શ્રીજીની બેઅદ્દબી કરી મરજાદ લોપી પુજારીને ઢરડીને માર્યો બ્રામણની ઘાત કરી બ્રામણે દુભાણા ને માજન લાખુ દે ગણપત દે ભાયા દે. જગનાથ દે કનાણુ દે ગાગજી હમી પોતે ભેગા મળી ચાના મલેછુ ને ખામોયા કરવા કીધું. મલેક જીયાએ હમારા દેખે ગાવત્રી ઝાટકે દીધી ને મોઢેથી હિન્દુ ધરમને ભુંડી ગાળ કાઢી ગણપત ઝાલો રે જઈ ઇણે ઈબાજ તરવાર શુ જીયાને ઠાર કીધો ને ધમસાણુ મચુ મલેછ ભાગા હાસુજી ભાગતે પડો ને કોક ઈને ઝાટકે કીધો આખું ગામ નીકળુ કેસર છાટા ને હર હર મહાદેવ હરહર મહાદેવ બોલતા બાઝ્યા માડા પણ અપજલને સારીમત સુઝી તે ફોજનુ લઇ ચાનો ગયો આપડા જનુની લાશુને તરવેણી કાઠે દેન દીધાં” વિશેષ માટે જુઓ મારુ “પિતૃતર્પણ”

મુસ્લીમ અધિકારીએ તેઓનું અપમાન કર્યું. તેમના દેખતાં ગૌવધ કર્યો અને પૂજારીને તથા એક બ્રાહ્મણને મારી નાખ્યો. તેથી દેશાઇ ગણપત સારંગધરે ઉશ્કેરાઈ જઈ મલેક જીયાને ઠાર કર્યો અને હિન્દુઓ મુસ્લીમો ઉપર તૂટી પડયા. સોમનાથના મંદિરમાં જ ધીંગાણું જામ્યુ. હિન્દુઓ તરફથી હિંસક સામનો પ્રબળ થશે તેવી મુસ્લીમોને ખાત્રી થઈ તેથી અથવા તેમની પાસે સશસ્ર સૈનિકો થોડા હતા, તે કારણે કે આખું નગર તેના વિરુદ્ધ ઊઠી ગયુ તે કારણે, તેઓ નાસી ગયા હિન્દુઓએ તેમના મૃતદેહોના ત્રિવેણી તીરે અગ્નિસંસ્કાર કર્યા અને આ પ્રસંગનું પરિણામ સર્વનાશમાં જ આવશે તે વિચારે આવતા ભયને સત્કારવા તૈયાર થઈને બેઠા. પણ ગમે તે કારણે ફોજદાર સરદારખાને આવી શાંતિ સ્થાપી પણ ઘૂમ્મટ તો તોડયો અને મંદિર ખંડિત કર્યું.

ઔરંગઝેબના જીવનના સંધ્યાકાળે ઈ. સ. ૧૭૦૪માં એક બીજું ફરમાન તેણે જારી કર્યું કે "સોમનાથ મંદિરને મારા અમલના આરંભમાં જ નષ્ટ કરવામાં આવ્યું હતું અને ત્યાંની મૂર્તિપૂજાનો પણ અંત લાવવામાં આવ્યો હતો. હવે અત્યારે ત્યાં શું પરિસ્થિતિ છે તેની અમોને માહિતી નથી. પણ જો તે સ્થાનમાં મૂર્તિપૂજકોએ ફરીથી મૂર્તિપૂજા શરૂ કરી હોય તો ત્યાંના બુતકદેનો એવી રીતે નાશ કરો કે તે ઇમારતની જરા પણ નિશાની બાકી ન રહે અને ત્યાંથી મૂર્તિપૂજક હિન્દુઓને કાઢી મૂકો.[૧]

આ ફરમાનનો અમલ કરવાપણું હતું નહિ. સોમ નાથની ઇમારતની નિશાની પણ ન રહે તે પ્રમાણે નાબૂદ કરવાની ઔરંગઝેબની ઈચ્છા તેના મનમાંજ રહી અને ઈ. સ. ૧૭૦૭માં મુગલ સામ્રાજ્યનું નામોનિશાન નાબૂદ કરવાના

---

૧ મિરાતે અહેમદી



સોમનાથ મંદિર દક્ષિણભાગે આડી દીવાલ

તેણે કરેલા પ્રયોગોની પૂર્ણાહુતિ થાય તે પહેલાં પોતે જ મૃત્યુ પામ્યો, અને થોડાં જ વર્ષોમાં આ મહાન સામ્રાજ્યનો અંત આવ્યો.

ઔરંગઝેબની અંતિમ આજ્ઞા વાંચતા જણાય છે કે, ઈ. સ. ૧૭૦૭માં સોમનાથની પૂજા થતી કે નહિ તેની તેને માહિતી તો ન હતી, પણ તે મેળવવાની કોશિષ પણ તેણે કરી ન હતી. જેમ સ્વપ્ન આવતું હોય કે હૃદયમાં એકાએક ઊર્મિ આવતી હોય તેમ તેણે આંખો બંધ કરી આ ફરમાન કર્યું હોવાનું જણાય છે. એ વસ્તુ નોંધવી આવશ્યક છે કે તેણે આ મંદિરનો નાશ કરવાની આજ્ઞા આપી હતી, પણ કેટલાક વિદ્વાનો માને છે તેમ તેનું મસ્જીદમાં રૂપાંતર કરવા માટે નહિ.

## મુસ્લીમ સમયની સમીક્ષા

ઈ. સ. ૧૩૦૦માં અલાઉદ્દીને ગુજરાત જીત્યું અને ઈ. સ. ૧૮૨૦માં કંપની સરકારે રાજકોટમાં કોઠી નાંખી ત્યાં સુધીના ૫૨૦ વર્ષના ગાળામાં પ્રભાસ મુસ્લીમોના વર્ચસ્વ અને નિરંકુશ સત્તા નીચે રહ્યું.

આ યુગમાં દેવમંદિરોનો ધ્વંસ કરવામાં આવ્યો. જાહેરમાં તેમ જ ખાનગીમાં મૂર્તિપૂજા કરવાની મનાઈ થઈ. હિન્દુઓને તેમનો ધર્મ પાળવા માટેના હક્કોનો ઈન્કાર કરવામાં આવ્યો. હિન્દુઓને ઘોડે બેસવાની, છત્રી ઓઢવાની, સરઘસ કાઢવાની, દીવાળીમાં દીપમાળ કરવાની, કે હોળી પ્રગટાવવાની પણ મનાઈ થઈ. જ્યોતિષીઓને પંચાગો બનાવવાની કે જ્યોતિષ જોઈ દેવાની મનાઈ થઈ. હાથી ઘોડાના આકારના રમકડાં પણ ન બનાવવાના હૂકમો થયા.

ફરજિયાત ધર્માન્તર તો પ્રતિદિનનો વ્યવસાય હતો. સ્ત્રીઓ અને બાળકોને પકડી જઈ તેમના ઉપર અકથ્ય જૂલ્મો કરવામાં

આવ્યા. નગરોનાં નામો પણ ફેરવી નાખવામાં આવ્યાં અને હિન્દુઓને પણ સરાહે મુહમ્મદી પ્રમાણે ન્યાય આપવા આજ્ઞાઓ થઈ.

હિન્દુઓએ મુસ્લીમોનું આધિપત્ય સ્વીકાર્યું, ખરજ જીમ્મી અને જઝિયો આપ્યાં, છતાં તેઓના જાન માલ સલામત ન રહ્યા. વારંવાર રાજકર્તા પોતે જ ઊઠીને રૈયતને લૂંટી લેતા.

અકબરે સહિષ્ણુતાની નીતિ અપનાવી, રાજતંત્ર સ્થિર કર્યું. સ્થાનિક તત્ત્વોના અપવાદો બાદ કરતાં ઔરંગઝેબના સમય સુધી આ નીતિ અમલમાં રહી.

આવા સમયમાં બ્રાહ્મણોએ શાસ્ત્રોને કેમ જાળવ્યાં અને તેમના ધર્મ ઉપર અવિચળ શ્રદ્ધા કેમ રાખી શકયા, તેનો વિચાર કરતાં કોઈ સમાધાન મળતું નથી. અપાર યાતના અને દુઃખો ભોગવ્યાં છતાં તેમનાં મંદિરોને તેમની દ્રષ્ટિ સમક્ષ ભ્રષ્ટ થતાં અને મૂર્તિઓને ટૂકડા ટૂકડા થતી જોવા છતાં, તેમના સ્વજનોનાં શરીરોની કચુંબરો અને સ્ત્રીઓની બેઈજ્જતી નજર સામે નિરખ્યાં છતાં અને સ્વજનોને પરાણે પરધર્મમાં પરિવર્તિત થતા જોવા છતાં, હિન્દુજાતિ કેમ જીવી ગઈ તે એક સમશ્યા છે.

મુસ્લીમોએ તેમની તલવારના બળે ઇસ્લામનો પ્રચાર કર્યો. ઈરાન, કાબુલ, મધ્ય એશિયા આદિ દેશોમાં તેમને સર્વાંશે સફળતા મળી. પણ ભારતમાં સ્થિતિસ્થાપક આર્યધર્મ સામે તેમની તલવાર તેમણે ધારેલું પરિણામ લાવી શકી નહિ; વિખ્યાત ઉર્દૂ કવિ અલતાક હાલી કહે છે કે:

વહદાને હિજાજીકા બીબાક બેડા નિશાં જીસકા અકસાય
આલમમેં પહુંચા

ન જેહુમેં અટકા ન કુલઝમમેં ઝઝકા મુકાબિલ હુઆ ન કોઈ
ખતરા જીસકા

કિયે પેં સિપર જીસને સાતો સમન્દર વહ ડૂબા દહાનેમેં
ગંગામેં આકર.

પરંતુ હવે સમય ફરી ગયો છે. વિચારશીલ મુસ્લીમો આ જૂલ્મી સુલ્તાનો અને પાદશાહોની નીતિ બરાબર ન હતી તેમ સમજે છે અને હિન્દુઓ સાથે સહજીવન જીવવા માટે સહિષ્ણુતા જરૂરી છે તેમ માનતા થયા છે. હિન્દુઓ પણ આ ભયંકર યુગની વિષમય વાતો ભૂલી ગયા છે.

# પ્રકરણ દશમું

## મુગલાઈના અંત પછી

ઔરંગઝેબની જીવન સંધ્યાના સુનેરી પ્રકાશમાં મુગલ સામ્રાજ્યનો સૂર્ય અસ્તાચળે ઊતરી જતો જણાયો અને તેના અનુગામીઓએ, બાબરની સ્થાપેલી અને અકબરની ઉછેરેલી એક મહાન સત્તાને વિલાઈ જવા દીધી.

ઈ. સ. ૧૭૦૭ થી ઈ. સ. ૧૭૭૭ સુધીના સીત્તેર વર્ષમાં પ્રભાસના ઇતિહાસનું કેન્દ્ર દિલ્હી કે અમદાવાદથી બદલાઈને પટણીઓના પ્રયાસોમાં સ્થિત થાય છે.

પ્રભાસમાં જે રાજપૂતોએ ધર્મ પરિવર્તન કરેલું તેઓની પટણી નામથી ઓળખાતી એક જુદી જ જાતિ થઈ. તેમાં ચાવડા, સોલંકી, પરમાર, રાઠોડ, ચૌહાણ, વાઢેલ, વાજા, વાઘેલા આદિ જાતિઓના રાજપૂતો ઇસ્લામ ધર્મ સ્વીકારી એક થયા. તેમના પ્રત્યે તેમના પૂર્વના સહધર્મીઓ તિરસ્કારની દૃષ્ટિએ જોવા માંડયા અને મુગલાઈની સત્તા ક્ષીણ થતાં શાહી સૈન્યમાં વારંવાર થતી ભરતી બંધ થઈ. પરિણામે આ શૂરવીર કોમના યુવાનોને અનિયમિત સૈન્યોમાં સિપાહીગીરી કરી રોજી રળવાનું બંધ થયુ. તેમની નસોમાં તેમના વીર પૂર્વજોનું લોહી ઉછળતું હતું, તેથી તેઓ વારંવાર રાજ્યસત્તા હસ્તગત કરવા પ્રયત્નો કરતા હતા, અને તે અંતર્ગત તેઓ સ્થાનિક પ્રજાનું દમન અને પીડન પણ કરતા.

આમ તો ઈ. સ. ૧૭૦૭ પહેલાંથી જ તેઓએ ઉપદ્રવ શરૂ કરેલા અને ઈ. સ. ૧૭૦૪ અને ઈ. સ. ૧૭૦૭ની વચ્ચે પટણીઓએ વેરાવળ અને પ્રભાસની હકૂમત પ્રાપ્ત કરી લીધી. તેઓએ

વગર અધિકારે દાણુ વસુલ લેવા માંડયું અને અનેક પ્રકારના વિચિત્ર કરો અને વેરાઓ પ્રજા પાસેથી બળજબરીથી લેવા માંડયા. તે પણ પધ્ધતિસર નહિ, તેનો હિસાબ નહિ, દર મુકરર નહિ, કે લેનાર નિયત નહિ. એક જ માલની અનેક વાર દાણુ લેવાય અને એક વ્યક્તિને એક જ પ્રકારના કર અનેક વાર આપવા પડે. આ કરવેરામાં એક કર જમણવાર કર હતો. બ્રાહ્મણોની નાત જમે તો પટણીઓને લાડુઓમાં રાજભાગ દેવો જોઈએ, બ્રાહ્મણો રાજ ભાગ કાઢી આપે એટલે રાંધેલા ધાનને અડી જાય કે ઊપાડી જાય. તે ઉપરાંત મચ્છી મારવાના, જીવહિંસાના, મૂર્તિભંજનનાં, કાર્યો ઊઘાડે છોગે થાય. આટલાથી ન અટકતાં પ્રભાસ આવતા યાત્રાળુઓને પણ આ લોકો ત્રાસ આપવા માંડયા. સંક્ષિપ્તમાં પ્રભાસમાં કાયદો અને વ્યવસ્થા ભાંગી અને ભૂક્કો થઇ ગયાં.

પટણીઓના આગેવાનો ઘરડેરા[1] કહેવાતા. તેઓ કાં તો સમજ્યા નહિ અને કાં તો તેમના પટણીઓને સમજાવી શકયા નહિ. પરિણામે પ્રજા અકથ્ય અને અસહ્ય વેદના અનુભવી રહી. ઔરંગઝેબના સમયથી સોરઠ શાહી કુટુંબના શાહઝાદા કે શાહઝાદીને જાગીર તરીકે અપાતું, એટલે શાહી અમલદારો તેમાં દખલ કરતા નહિ. આ દિવસોમાં સોરઠ, શાહઝાદા આઝમને[2] જાગીરમાં મળેલું તેથી તેનો પુત્ર મહમદ કરીમ જૂનાગઢમાં રહેતો. આ રાજવંશી યુવાન આળસુ, વિલાસી અને બીનઅનુભવી હતો, તેથી કોઈ ભાંજગડમાં ઊતરતો નહિ.

---

૧ વિ. સં. ૧૩૨૦–ઈ. સ. ૧૨૬૪ના લેખમાં રાજપુતોના આગેવાનોને બૃહત પુરુષ લખ્યા છે, તેનું ભાષાંતર ઘરડેરા થાય.

૨ શાહઝાદો આઝમ વિ. સં. ૧૭૪૩-ઇ. સ. ૧૬૮૭માં પ્રભાસ આવેલો ત્યારે બીમાર પડી જતાં નાગર 'તબીબ' વૈદ રામકૃષ્ણ મૂલસ્થાને તેને સાજો કર્યો તે માટે તેણે માલીવાડી નામની જમીન તેને આપી જુઓ: 'મારું પિતૃતર્પણ.'

પ્રજાની પરેશાની જોઈ જતી ન હતી. કોઇ ફરિયાદ સાંભળનાર ન હતું. પ્રજા ક્યાં જાય અને કોને કહે ? અંતે માહાવજી દેશાઈએ મહમદ કરીમ ફોજદાર ઉપર જૂનાગઢ એક પત્ર લખી, આ પરિસ્થિતિનો અંત આણવા વિનંતી કરી. આ પત્ર લઈ જનારો કાસદ જૂનાગઢમા એક માસથી અધિક સમય રોકાયો, છતાં તેને કોઈએ કાંઈ ઉત્તર આપ્યો નહિ. થોડા દિવસો પછી ફરી લખતાં, ઉડાઉ જવાબ મળ્યો, તેથી દેશાઇએ દિલ્હી લખી મોકલ્યુ કે "આવી અંધાધુંધી વધારે સમય ચાલે નહિ, માટે તે બાદશાહના નામથી રૈયત અને રાજ્યના હિતમાં તમામ સત્તા પોતાના હાથમાં લે છે."

## દેશાઈઓ

બાદશાહ અકબરે સ્થાપેલી મહેસુલી પધ્ધતિમાં દેશાઇઓ રાજ્યના મહેસુલી પ્રતિનિધિઓ હતા. રાજ્યવતી મહેસુલ, કર, વેરા વગેરે રૈયત પાસેથી વસુલ લે અને જે તત્કાલિન સત્તા હોય તેને વસુલ કરેલી રકમ આપે. સુબાઓ ફરે, ફોજદારો ફરે, અધિકારીઓ ફરે, પણ દેશાઇઓ તેમનો વહીવટ વગર રોક-ટોક કર્યે જ જાય. આ કાર્યવાહીના કારણે તેઓ પ્રજાના સંપર્કમાં આવ્યા અને તેથી પ્રજાનાં સુખદુઃખ પણ તેમને સાંભળી તેનો નિકાલ કરવો પડતો. તે કાળે ઝગડાઓ બળથી પતાવવા પડતા અને તેથી દેશાઇઓને સૈન્ય પણ રાખવું પડતું. રાજ્યના હુકમોનું પાલન રૈયત પાસે કરાવે અને રૈયતનાં દુઃખો કે ફરિયાદોનું રાજ્યના અધિકારીઓ કે રાજકર્તાને મળી સમાધાન કરાવે, તે તેઓનું મુખ્ય કર્તવ્ય હતું. તેથી તેઓ દેશ અને શાહી વચમાં હોવાથી દેશાહી કહેવાયા.

## માહાવજી

મિરઝાં અઝીઝ કોકાએ રાઘવજી તથા ગાંગજી વિશ્નુજીને દેશાહીગીરી આપી, તેની ચોથી પેઢીએ માહાવજી દેશાઈ થયા. તે એક કુશળ સેનાનિ, નીડર યોદ્ધા અને કૂટ મુત્સદ્દી હતા.

તેમની યુવાન વયે તેણે તેના પિતા ગણપત દેશાઈના પરલોકવાસ પછી દેશાહીગીરીની જવાબદારી સંભાળી હતી.[1]

માહાવજીએ હાથમાં તલવાર લીધી, સૈન્યને સાબદું કર્યું, અને પટણીઓને તેમની ગેરકાયદેસરની પ્રવૃત્તિઓ બંધ કરવા અને જો નહિ કરે તો તલવારના બળે તે તેમને તેમ કરતા અટકાવશે, એવું આખરીનામું આપી દીધું. પટણી ઘરડેરાઓ સમાધાન ઈચ્છતા હતા, પણ જુવાનોને લડાઈ જોઈતી હતી. તેઓ પરગણામાં ફેલાઈ ગયા અને ગામડાં ધમરોળવા માંડયા. ઘરડેરાઓ તેમને કાબૂમાં લઇ શકવા માટે અશક્ત હતા.

માહાવજી દેશાઈ તેઓની પાછળ પડયા. લાટી અને સુત્રાપાડમાં તેઓનું બળ તોડવામાં આવ્યું. તેમાં નાનાં નાનાં યુદ્ધો પણ થયાં અને પરિણામે શહેરમાં તેમ જ પરગણામાં શાંતિ સ્થપાઇ. દિલ્હી ગયેલા પત્ર ઉપરથી શાહઝાદા આઝમે સરઅંદાઝખાન નામના અમીરને પ્રભાસ મોકલ્યો. સરઅંદાઝ મિત્ર તરીકે આવે છે કે શત્રુ તરીકે તેની ખબર દેશાઇઓને પડી નહિ, તેથી માહાવજીએ મરણિયો સામનો કરવા તૈયારી કરી. સરઅંદાઝખાને સમગ્ર વસ્તુસ્થિતિ જાણી દેશાઇઓને છાવણીમાં આમંત્રણ આપી બોલાવી, પટણીઓ વિરુદ્ધની ફરિયાદો સાંભળી. પટણીઓના ત્રાસની વાતો જાણી તેણે ઘરડેરાઓને હડબેડીમાં નાખ્યા અને ત્રણ "કીતનતીઓ"ને ગરદન મારવા આજ્ઞા આપી. માહાવજી દેશાઇએ તેમની સેવાના બદલામાં એમણે અપરાધીઓના જીવનની યાચના કરી બચાવી લીધા. સરઅંદાઝખાનના નિવેદન ઉપરથી પાદશાહે માહાવજી દેશાઈને હી. સ. ૧૧૦૮ના રૂક્કાથી પ્રભાસ પરગણામાં પસ્નાવડા ગામ આપ્યું.

### માહાવજીનું મૃત્યુ

માહાવજીનાં સામર્થ્ય, શક્તિ અને શૌર્ય આગળ પટણીઓનું પ્રાબલ્ય ન્યૂન જણાયું. વિશેષમાં શાહી સરકારનો તેને

---

૧ દેશાઇઓના ઇતિહાસ માટે જુઓ મારું "પિતૃતર્પણ."

ટેકો પણ પ્રાપ્ત થયો. અલ્પ કાલમાં જ પટણીઓની સત્તા નષ્ટ થઈ ગઈ. પ્રજામાં રાહતની લાગણી પ્રસરી. પરંતુ પટણીઓને તેમનો પરાજય બહુ વસમો લાગ્યો. તેઓએ તેનો બદલો લેવા માહાવજીના પિતા ગણપત દેશાઈએ સોમનાથ મંદિરમાં જેનો ઘાત કર્યો હતો તે મલેક જીયાના પુત્ર મલેક ખાનને તેના પિતાની હત્યાનો બદલો લેવા ઉશ્કેર્યો. મલેક ખાન એક મોટું સૈન્ય લઈ ઈ. સ. ૧૭૦૪માં પ્રભાસ ઉપર ચઢી આવ્યો.

પટણી ઘરડેરા આતાજી તથા જીયાજીએ પ્રગટ રીતે મહાવજીને સહાય કરવા વચન આપ્યું, પણ ગુપ્ત રીતે જીયાજી મલેકખાનને બાતમીઓ આપતો રહ્યો. મલેકખાનનું સૈન્ય સમીપ આવ્યું એટલે દેશાઈઓએ દુર્ગનાં દ્વારો બંધ કર્યાં. મલેક ખાને કિલ્લાની ફરતી પોતાની ફોજ ગોઠવી ગોળીબાર શરૂ કર્યો અને માહાવજી તથા તેના માણસો અંદરથી તેનો જવાબ આપતા રહ્યા. રાત પડી ગઈ, ઘોર અંધકાર વ્યાપી ગયો અને જીયાજીએ દુર્ગનાં દ્વાર ખોલી, મલેકખાનના સિપાહીઓને અંદર દાખલ કરી દીધા. મલેક ખાને, માહાવજીનું મકાન ઘેરી લીધું અને ગોળીઓના વરસાદ વરસાવવા લાગ્યો. ઊંઘમાં પડેલા માહાવજી તથા તેના ભાઈઓ આણંદજી અને સાહેર તલવારો લઇ સામા થયા, પણ ઓચિંતા ઝડપાયેલા અને ઘોર અંધકાર હતો, પોતાના માણસો દૂર હતા, તેથી ત્રણ ભાઈઓ મરાયા. તેમની સાથે તેમના કુલગુરુ વિનાયક અને શામળજી વાજા નામના પણ બે જણ મરાયા. મલેક ખાને માહાવજીના મકાનો લૂંટયા, ભ્રષ્ટ કર્યાં અને ગૃહદેવતાઓને પગ નીચે કચડી ફેંકી દીધા. મકાનની ભીંતો ગૌરક્તથી રંગી અને ત્રણ ભાઈઓના મૃતદેહોને અગ્નિદાહ દેવા માટે પણ મનાઈ ફરમાવી. દેશાઈઓએ સોનું પાથરી, અગ્નિદાહ દેવા જેટલી ભૂમિ ખાન પાસેથી ખરીદી અને હુતાત્માઓના અંતિમ સંસ્કાર કર્યા.[1]

---

૧ અત્યારે ત્રિવેણીતીરે નાગરનું સ્મશાન છે તે ભૂમિ.

જૂનાગઢના ફોજદાર શાહઝાદા મહમદ કરીમને આ સમાચાર આપવામાં આવ્યા અને માહાવજીના કાકા મદનજી, માહાવજીના[1] કુમાર વયના પુત્ર સૂરજમલને લઈ જૂનાગઢ ગયા. ત્યાંથી શાહી સૈન્ય લઈ પ્રભાસ ઉપર ચડી આવ્યા. મલેકખાને આ સૈન્યને આવતું જોઈ દુર્ગનાં દ્વારો બંધ કર્યાં અને હિન્દુ રૈયતને લૂંટી દેવસ્થાનો ભ્રષ્ટ કર્યાં.

## પ્રભાસનો ઘેરો

માહાવજીના રણક્ષેત્રમાં થયેલા મૃત્યુના સમાચાર સાંભળી માળિયાના પીઠાત હાટી ખરખરે આવતા હતા તે તેના માણસો સાથે સહાયક સૈન્યમાં જોડાયા. વેરાવળના દેશાઈઓએ એક ભાડુતી સૈન્ય ઊભું કરી તે સાથે શાહી સૈન્યમાં જોડાયા. સંયુક્ત સૈન્યોએ સવારે દુર્ગ ઉપર હુમલો કર્યો અને બપોરે તો પ્રભાસનો દુર્ગ પડયો. વિજયી સૈન્યોએ પ્રભાસમાં પ્રવેશ કર્યો અને દેશાઈ મદનજીએ સિંહદ્વારમાં જ થયેલાં ધીંગાણાંમાં મલેક ખાનને "એક ઝાટકે" માર્યો.

પ્રભાસનો વહીવટ મદનજીના વડીલપણા હેઠળ સૂરજ મલને સોંપવામાં આવ્યો. મહમદ કરીમે દિલ્હી દરબારમાં ભલામણ કરતાં તે ઉપરથી માહાવજીના બલિદાનના બદલામાં બાદશાહ ઔરંગઝેબે હી. સ. ૧૧૨૨ ના રુક્કાથી કણઝોતરનો ગીરાસ આપ્યો. મહમદ કરીમને આ ઈનામ ઓછું જણાતાં તેણે પુનઃ નિવેદન કરતાં હી. સ. ૧૧૨૪ ના રૂક્કાથી વાવડીનો ગીરાસ આપ્યો.

માહાવજી તથા તેના ભાઈઓનું પ્રજાનાં સુખ અને શાંતિ માટે બલિદાન દેવાયુ હતું, તે વ્યર્થ ગયુ નહિ. પટણીઓની

---

૧ માહાવજી પોતે પોતાનું નામ માહાવજી લખતા તેથી માહાવજી નામ સ્વીકાર્યું છે.

સત્તા પડી ભાંગી, અને દેશાઈઓની સામે થવાની તેમનામાં શક્તિ રહી નહિ.[1]

## મહારાજા અજિતસિંહ

જોધપુરના મહારાજા અજિતસિંહે તેની બહેન બાદશાહને આપી, તેણે ઔરંગઝેબ સામે ખેલેલાં યુદ્ધોના અપરાધમાંથી માફી મેળવી પોતે ગુજરાતના સુબાની જગ્યાએ નીમાઇને આવ્યા.[2] ઈ. સ. ૧૭૧૫ માં તેણે અમદાવાદમાં તેના નાયબ તરીકે વિજયરાજ ભંડારીને તથા જૂનાગઢના ફોજદાર પદે નીમાયેલા તેના કુંવર અભયસિંહે તેના નાયબ તરીકે ફત્તેસિંહ કાયસ્થને મૂકી, પિતા પુત્ર જોધપુર ગયા.

બાદશાહની હકુમત હોવા છતાં રાજપૂત સુબાઓ અને તેના હિન્દુ નાયબોના સમયમાં રાજનીતિ બદલાઈ. મુસ્લીમો, હિન્દુઓ પ્રત્યે સહિષ્ણુતા કેળવી સમાધાનથી રહેવા લાગ્યા, અને પરિણામે પ્રભાસમાં પણ હિન્દુઓનું જીવન પૂર્વકાલ કરતાં કંઈક સુધરતું જણાયું.

## સૂરજમલ

સૂરજમલ દેશાઈ તેના પિતા માહાવજીથી પણ વિશેષ શક્તિશાળી અને પ્રતિભાસંપન્ન હતા. તેણે જોધપુર જઈ મહારાજા અજીતસિંહને પ્રભાસની પરિસ્થિતિથી વાકેફ કર્યા

---

૧ દેસાઇ માહાવજીએ કરેલી લડાઇના રસિક વર્ણનો અને તે માટે તે કાલે લખાયેલાં કવિતો, પ્રભાસની તે સમયની પરિસ્થિતિની બારીક વિગતો માટે જુઓ મારું "પિતૃતર્પણ."

૨ અજિતસિંહને ઈ. સ. ૧૭૧૧ માં જૂનાગઢની ફોજદારી મળેલી પણ તેને તે જગા બહુ નાની જણાઇ, તેથી બાદશાહ બહાદુરશાહનું મૃત્યુ થતાં મુગલ સુબાને જોધપુરમાંથી કાઢી મૂકી સ્વતંત્રતા મેળવી પણ ઇ. સ. ૧૭૧૪ લગભગ પોતાની બહેન બાદશાહ ફરૂખ્ખશિયરને પરણાવી, માફી મેળવી અને ગુજરાતનું સુબા પદ મેળવ્યું.

અને તેને પ્રભાસ આવવા આમંત્રણ આપ્યું. અજિતસિંહે દેશાઈને સરપાવ અને એકાવન ઊંટો આપ્યા. સૂરજમલે તે પછી સોરઠના ફોજદારને સ્થાને નીમાઈ આવેલા દાઉદખાં પન્ની સાથે "દોસ્તી બાંધી" પોતાનું સ્થાન સ્થિર કર્યું.

## પટણીઓનું બંડ

સૂરજમલની દીર્ઘકાળની ગેરહાજરીના કારણે પટણીઓએ માથું ઊંચક્યું. ઉનાના શેખ અબ્દલા અને મલેક ગનીએ પરસ્પર મૈત્રી સાંધી દોરવણી આપી. પ્રભાસ પરગણાના નાઘેરના ગામો ઉપર આ સંયુક્ત જુથે પોતાની હકૂમત સ્થાપી દીધી. દેશાઈઓના લાગભાગ ખેડુતો પાસેથી ઉઘરાવી લીધા અને રાજભાગ પોતે જ વસુલ લીધા.

સૂરજમલે અમદાવાદથી આવતાં વેંત જ પટણીઓ ઉપર ચડાઇ કરી. પટણીઓએ ઉના તરફ છાવણી નાખી અને પ્રભાસ ઉપર ચડાઈ લાવવા કૂચ આરંભી. માર્ગમાં "જે જે ગામો આવ્યાં તે તે લૂંટયાં, પટેલ, બ્રાહ્મણ, બાવા, સાધુ જે જે મળ્યા તેને કતલ કર્યા" અને મોટી જમાવટ કરી બળવાન આક્રમણ કરવા આગળ વધ્યા.

સૂરજમલે પ્રભાસથી પૂર્વમાં સોળ માઈલ ઉપર આવેલા રાખેજ અને કણઝોતર નામના ગામડાંની વચમાં આ સૈન્યને આંતરી લીધું અને તેને સખ્ત પરાજય આપ્યો. તેના આગેવાનો જીયા તથા અમદને "જહાન્નમમાં મોકલ્યા."[1] સૂરજમલે પુનઃ પોતાની શક્તિનો પરિચય સમાજ વિરોધી તત્વોને આપી શાંતિ સ્થાપી. તેનાં પરાક્રમના બદલામાં શાહી સત્તાએ તેને

---

૧ આ યુદ્ધનું વર્ણન હી. સ. ૧૧૨૭ ના એક ફારસી પત્રમાં છે, તે પ્રમાણે પટણીઓના સૈન્યમાં એક હજાર સ્વારો, અને બે હજાર પાયદળ હતું. સૂરજમલના સૈન્યમાં સો સ્વાર, બસો બંદુકચી, અને બીજા (આંકડા નથી) ભાલેદાર તથા તલવાર બરદાર હતા. પર ઉંટો હતા. આ પત્ર વિશેષમાં કહે છે કે પરગણામાં હવે કોઇ ફીસાદી નથી. "પિતૃતર્પણ."

બીજ, સવની, અમરખાણુ, છાત્રોડા અને આછીદ્રા ગામોની જાગીર આપી.

## મહારાજા અજિતસિંહ પ્રભાસમાં

મહારાજા અજિતસિંહ વિ. સં. ૧૭૭૩ માં પ્રભાસ યાત્રાર્થે આવ્યા. "તેણે શ્રાદ્ધ સરાવ્યાં, બ્રાહ્મણોને દાન આપ્યાં અને દેશાઈઓને સરપાવ આપ્યા." અને ગામના ચૂલા બંધ કરાવી એક દિવસ નગર જમણુ કર્યું. દેશાઈઓએ પણુ "મહારાજાને નોતરી ગામ ધુંવાડાબંધ કીધું."[1]

## શશિભૂષણુ

આ પ્રસંગની જે નોંધ છે તેમાં સોમનાથનો ઉલ્લેખ નથી, એટલે સંભવ છે કે ઔરંગઝેબના અંતિમ ફરમાન પછી સોમનાથનું મંદિર પુનઃ મંડિત નહિ થયું હોય, અને પૂજા પણુ નહિ થતી હોય. સોમનાથ વગરનું શિવક્ષેત્ર રહે નહિ એટલે બ્રાહ્મણોએ તે સમયે શશિભૂષણુમાં સોમનાથની જ્યોતિ છે, તેમ પ્રતિપાદિત કરી ત્યાં જ્યોતિર્લિંગની જે પ્રકારે પૂજા અભિષેક થાય તે પ્રકારે કરવાનું ચાલુ કરેલું અને ઇ.સ. ૧૭૮૩ સુધી શશિભૂષણુ સોમનાથ તરીકે પૂજાતા રહ્યા. શશિભૂષણુનું મંદિર પ્રભાસ–વેરાવળની વચ્ચે સમુદ્રતીરે આવેલું છે અને સામાન્ય રીતે તે સ્થળે ભીડભંજન ગણેશનું મંદિર પણુ હોવાથી ભીડભંજન કે ભીડિયા તરીકે ઓળખાય છે.

## મરાઠી સત્તાનો ઉદય

દક્ષિણુ ભારતમાં હિન્દુપત પાતશાહીના પાયા પડયા. મરાઠી સત્તાએ મુગલાઈને મૂળમાંથી હચમચાવી દીધી અને હિન્દુઓ સાથે મૈત્રી કરવી અનિવાર્ય છે, એ વિચારે દિલ્હીના મંત્રીશ્વરો નવી નીતિ અપનાવવા વિચારણા કરવા માંડયા.

---

૧ "પિતૃતર્પણુ."

માંગરોળના નાગર અને દિલ્હીના વજીર રાજા છબિલારામ બહાદુરજી તથા નહરખાનના પ્રયાસથી હિન્દુઓને ઘોડે બેસવાની, છત્રી ઓઢવાની, મંદિરો કે ઘરોમાં મૂર્તિપૂજા કરવાની મનાઈ હતી તે દૂર કરવામાં આવી. જઝિયા અને જીમ્મી નામના કરો રદ કર્યા અને મંદિરોમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવાની રજા આપવામાં આવી.[1]

## મુગલ સામ્રાજ્યનો અસ્તકાળ

ઈ. સ. ૧૭૨૪માં મરાઠાઓએ અમદાવાદ લીધું. સરખેજનો રોજો લૂંટયો. મસ્જીદોની અદબ તોડી. ભદ્રની શાહી મસ્જીદમાં ઘોડાર બનાવી અને ભદ્રના કિલ્લામાં ભદ્રકાલિ માતાજીની સ્થાપના કરી. ઈ. સ. ૧૭૩૦માં પેશ્વાના ભાઈ ચિમનાજી આપ્પા એક પ્રચંડ સૈન્ય લઈ ગુજરાત ઉપર ચઢયા અને શાહી સેનાપતિ શેરબુલંદખાનને હરાવી મુગલ સત્તાનો સત્ય સ્વરૂપમાં અંત આણ્યો.

મુગલ સરદારો સ્વતંત્ર થવા માટે પ્રયત્નો કરવા માંડયા અને પક્ષો બાંધી લડવા લાગ્યા. ઈ. સ. ૧૭૩૯માં નાદીરશાહે દિલ્હી ઉપર ચડાઈ કરી ડગમગતી શહેનશાહત ઉપર જબ્બર ફટકો માર્યો, અને મુગલાઈની શાનોશૌકત સદાને માટે નષ્ટ થઈ ગઈ.

## પ્રભાસમાં ફરીથી બળવો

આમ ગુજરાત અને સોરઠમાં શાહી સત્તા ઊઠી ગઈ છે અને પરિણામે સૂરજમલને હવે કોઈ સહાય નહિ આપે તેવી ધારણાથી વેરાવળના પટણી ઘરડેરા આતાજી નુરભાઈ તથા મામદ મલુકે એક ભાડુતી સૈન્ય ઊભું કરી વેરાવળની માંડવી, સરકારી ખજાનો અને વેરાવળની બજાર લૂંટી પ્રભાસ ઉપર ચડાઈ કરી અને જોતજોતામાં દુર્ગ સ્વાધીન કર્યો.

---

૧ મિરાતે અહેમદી.

સૂરજમલ આ વખતે પ્રાચી હતા. તેને ખબર મળતાં તે દમોદમ કૂચ કરી વળતે જ દિવસે પ્રભાસ આવી પહોંચ્યા. પરંતુ તેના સાધન સરંજામ દુર્ગમાં હતાં અને તેના સહાયકો અને સૈનિકો પટણીઓના હાથમાં કેદ હતા. પટણીઓએ દુર્ગનાં દ્વારો બંધ કરેલાં, તેથી ઘેરો ઘાલ્યા સિવાય અન્ય માર્ગ હતો નહિ. સૂરજમલે હિમ્મત ન હારતાં પ્રભાસના બન્ને દુર્ગ-દ્વારો ઉપર હલ્લો લઈ જવાની વ્યવસ્થા વિચારી.

પટણીઓએ દુર્ગમાં રહેલી પ્રજા પાસેથી કાં તો મૃત્યુ સ્વીકારવા અને કાં તો ભારે દ્રવ્યદંડ ભરવાની શર્ત મૂકી અને જેઓ દંડ આપી શકયા તે બચ્યા, જેઓ ન આપી શકયા તેઓની કતલ કરવામાં આવી. અને તે પછી પણ નગરમાં લૂંટ ચાલુ રહી.

અંદર રહી ગયેલા દેશાઈ શંકરજી રઘુનાથ, ગાંગજી ગોપાલજી, રાજારામ ગોપાલજી તથા સંતોકરામ સંઘજીએ પ્રબળ પુરુષાર્થ કરી પ્રજાને હિમ્મત આપી, પટણીઓ સામે શહેરમાં મોરચો ગોઠવી, સિંહદ્વાર તરફ ધસી જવા મરણિયો પ્રયાસ કર્યો. દરમ્યાન વેરાવળના બાકી રહી ગયેલા પટણીઓનું ભાડુતી સૈન્ય આવી પહોંચ્યું. તેણે સૂરજમલના ઘેરો ઘાલી પડેલા માણસોને ઘેરી લીધા.

બે સૈન્યો વચ્ચે ઘેરાયેલા સૂરજમલ બન્ને સાથે લડવા રહ્યા અને નગરમાં પણ દેશાઈઓ અને અન્ય પ્રજાજનો પટણીઓ સામે લડતા હતા. સાંજે વેરાવળના દેશાઈઓ એક ભાડુતી સૈનિકોની ટુકડી લઈ સૂરજમલની મદદે આવી પહોંચ્યા. તેણે વેરાવળના પટણીઓને ઘેર્યા. પટણીઓ તેમની સાથે લડતા હતા ત્યાં સૂરજમલે દુર્ગ ઉપર સીડીઓ માંડી તેના બહાદુર જવાનોને અંદર પ્રવેશવા આજ્ઞા આપી. નગરમાં દેશાઈઓના માણસો અને પટણીઓ વચ્ચે ખૂનખાર જંગ

જામેલો. તેમાં દેશાઈઓના બેડાના જમાદાર જમાલખાં ચાહિયા મુગલ રૂસ્તમબેગ, પીઠાત હરસુર, જશવંત પુરબિયા વગેરે કામ આવી ગયા.

સૂરજમલના ખાસ સિપાહીઓ આરબ મેસન બીન અમર અને હમીરજી વાજા દુર્ગમાં દાખલ થઇ ગયા અને ભણુશાળી વાવ પાસે થયેલી ઝપાઝપીમાં કામ આવી ગયા. સંધ્યાકાળે સૂરજમલ અંદર દાખલ થઇ ગયા અને ત્યાં રાત પણ પડી ગઈ. વેરાવળનાં પટણીઓના તથા દેશાઈઓનાં સૈન્યોનું શું થયું તે વિગતો પ્રાપ્ત નથી, પણ શેરીએ શેરીએ લડાઇ ચાલુ રહી. પ્રભાતે બન્ને પક્ષોએ જાણ્યું કે વિજયશ્રી સૂરજમલને વરી હતી. સૂરજમલે બચી ગયેલા પટણીઓને સખ્ત શિક્ષા કરી. સૂરજમલ આ યુદ્ધમાં સખ્ત ઘાયલ થયા અને દશ દિવસ પર્યંત શય્યાવશ રહી વીરગતિને પામ્યા.

## ન્યામતખાન લોદી

ઇ. સ. ૧૭૪૭માં જૂનાગઢમાં બાબીવંશની ગાદીના સ્થાપક શેરખાન ઉર્ફે બહાદરખાન, જૂનાગઢ આવ્યા ત્યારે તેની સાથે ન્યામતખાન લોદી નામનો અનુસંગી આવેલો. આ ન્યામતખાનને ઉપલેટા, કુતિયાણા, વેરાવળ તથા પ્રભાસપાટણમાં જાગીર મળેલી. વેરાવળ, પટણીઓએ લૂંટફાટ કરી ઉજ્જડ કરેલું તેથી ન્યામતખાને ત્યાં વસતી લાવીને વસાવી આબાદ કર્યું, તથા કિલ્લો સમરાવ્યો. પણ પ્રભાસ પાટણમાં પટણીઓએ ન્યામતખાનને પેસવા દીધો નહિ, તેથી તેણે વેરાવળ પાટણ વચ્ચે ઝાડઝાંખરાં હતાં તે કપાવી પ્રભાસપાટણ ઉપર હૂમલો કરવા તૈયારી કરી. તેણે સુત્રાપાડામાં પણ થાણું નાખ્યું. પટણીઓએ જ્યારે ન્યામતખાનનો વ્યૂહ જાણ્યો ત્યારે સુત્રાપાડા ઉપર હુમલો કર્યો પણ ન્યામતખાને તેમને સખ્ત શિકસ્ત આપી તેમનો પીછો પકડયો. પટણીઓ નાસીને પ્રભાસમાં ભરાયા.

ન્યામતખાન દમોદમ કૂચ કરી પ્રભાસ પહોંચ્યો. તેણે

પશ્ચિમ અને ઉત્તર તરફથી ગઢ ઘેર્યો. પટણીઓએ બચવા માટે ઘણો પ્રયાસ કર્યો પણ અંતે ન્યામતખાન વિજયી થયો. ન્યામતખાને ઘણા પટણીઓની કતલ કરી અને જેઓ પકડાયા તેમને સમુદ્રમાં નાખી દીધા. પરંતુ પટણીઓ આ પરાજય સ્વીકારી લે તેમ હતા નહિ. તેમણે સૈયદમિયાં નામના કોઈ સરદારની આગેવાની નીચે ત્રણ હજારનું સૈન્ય તૈયાર કરી ન્યામત ખાન સામે યુદ્ધ ખેલ્યુ. તેમાં ન્યામતખાનનો દીવાન ઈશ્વરદાસ જખ્મી થયો, પણ ન્યામતખાન વિજયી થયો. પટણીઓએ આ પરાજય પછી ન્યામતખાનની સત્તા સ્વીકારી.

### માનાજી આંગરે

ન્યામતખાને આ રીતે સ્થિર થઈ નિરાંતનો દમ ખેંચ્યો, ત્યાં મરાઠા સરદાર માનાજી આંગરે તેનો કાફલો લઈ વેરાવળ બંદરે ચડી આવ્યો અને તેના મરાઠા સૈનિકોએ વેરાવળમાં દાખલ થઈ ન્યામતખાન પાસે મોટો દંડ માગ્યો. ન્યામતખાને તેમને નગરમાંથી નીકળી જવા કહેવરાવ્યુ પણ માનાજીએ તેની આજ્ઞા માની નહિ. બન્ને પક્ષો વચ્ચે ભયંકર યુદ્ધ થયું. માનાજીએ ત્રણ દિવસ અને ત્રણ રાત વેરાવળ ઉપર સતત તોપમારો ચલાવ્યો. ન્યામતખાનને તેની સામે ટકવું મુશ્કેલ જણાયું તેથી શ્વેતધજા રોપી સુલેહ યાચી. ન્યામતખાને માનાજીને નજરાણું કરી એક ઘોડો ભેટ ધર્યો. યુદ્ધનો ખર્ચ લઇ માનાજી પાછો ગયો.

### પોર્ટુગીઝ ચડાઈ

ન્યામતખાનના ભાગ્યમાં આરામ હતો જ નહિ. થોડા જ દિવસોમાં દીવના પોર્ટુગીઝોએ વેરાવળ ઉપર સમુદ્ર માર્ગે હૂમલો કર્યો પણ ન્યામતખાને તેમને દંડ આપી સમજાવી પાછા કાઢયા.

### ન્યામતખાનની વિદાય

ન્યામતખાન, પટણીઓ, મરાઠા અને પોર્ટુગીઝોની સામે લડીને થાકી ગયો હતો. તેની આર્થિક સ્થિતિ પણ કફોડી થઈ

ગઈ હતી. તેણે પ્રભાસનો કિલ્લો સમરાવ્યો તથા લોદી કોઠો નામે ઓળખાતો બુરજ બાંધ્યો. વિશેષમાં સૈન્યોને રહેવા માટે મકાનો બાંધ્યાં. આ બધા ખર્ચને પહોંચી વળવા તેણે પરગણું લૂંટવા માટે પટણીઓની સહાય માગી અને તેઓ ન્યામતખાન સાથે મળી ગામડાં લૂંટવા લાગ્યા. પ્રભાસ પાસે આવેલા ગોરખ મઢીના ગામો ન લૂંટવા ગોરખ મઢીના મહંતે તેમને વિનવ્યા પણ ન્યામતખાન અને પટણીઓએ તેનું કહ્યું માન્યું નહિ, તેથી મહંત મેદનીનાથે જીવતાં સમાધી લીધી.

જ્યારે આ સમાચાર પ્રભાસ પહોંચ્યા ત્યારે અત્યાર સુધી મૌન રહેલા દેશાઈ છબિલદાસ સૂરજમલ, દેશાઈ સંતોકરામ તથા દેશાઈ સુંદરજીએ ન્યામતખાનને પ્રગટ રીતે કહેવરાવ્યું કે ન્યામતખાન જો આપેલી મુદતમાં પ્રભાસ છોડી નહિ જાય તો તેઓ તેને બળજબરીથી કાઢશે. ન્યામતખાને પટણીઓનો સહકાર યાચ્યો પણ પટણીઓ પણ ન્યામતખાનથી તંગ આવી ગયેલા. તેઓએ તેને સહાય કરી નહિ, ઉલટાના દેશાઈઓની આગેવાની નીચે ન્યામતખાનના મકાનને ઘેરો ઘાલ્યો. ન્યામતખાન, દેશાઈઓ અને પટણીઓનું ઐકય અને સંગઠન જોઈ સમય માગી કુતિયાણા ચાલ્યો ગયો, જ્યાં મીસ્કીનશાહના રોજામાં તેની કબર દેખાડવામાં આવે છે.

## બાબી સુલ્તાના

બાબી વંશની જૂનાગઢમાં સ્થાપના થઇ ગઈ અને વર્ષોથી લડાઈઓના પરિણામે બેહાલ થયેલી પ્રજાએ શાંતિ મળશે એ વિશ્વાસે રાહતની લાગણી અનુભવી. પરંતુ આ પ્રદેશથી શાંતિદેવી રિસાઈને ચાલ્યાં ગયાં હતાં. ન્યામતખાનને પ્રભાસની બહાર કાઢી દેશાઈઓએ તંત્ર સ્થિર કર્યું હતું અને નવાબની હકૂમતને સ્વીકારી હતી. પટણીઓ પણ ભાંગીને ભૂક્કો થઈ ગયા હતા અને તેઓ દેશાઈઓ સાથે સંપ સમાધાનથી રહેતા હતા. ત્યાં ઈ. સ. ૧૭૫૮માં જૂનાગઢની ગાદીએ બાબી મહાબતખાન

આવ્યા આ અવિચારી રાજકર્તાએ તેના વિશ્વાસુ અને વફાદાર કારભારી જગન્નાથ ઝાલાનુ ખૂન કરી તેના ઘરને લૂટાવ્યુ આખા દેશમા હાહાકાર વ્યાપી ગયો જગન્નાથને વફાદાર રહેલા આરબોએ શિર ઊંચકયુ અને સોરઠમા અરાજકતા ફેલાઇ ગઈ તે તકનો લાભ લઈ નવાબના ફઇ બીબી સુલ્તાનાએ વેરાવળ અને પ્રભાસનો કબ્જો કરી સુદરજી દેશાઈને કારભારીપદે નીમી રાજ્ય કરવા માડયુ

## શેખમીયાં

થોડા જ કાળમા સુદરજીને સુ'તાના સાથે મનદુખ થયુ અને તેણે માગરોળના કાઝી શેખમિયા અને મલેક શહાબુદ્દીનને આમ ત્રણ આપી વેરાવળનો કબ્જો સોપાવી આપ્યો સુલ્તાના ભાગી ગઈ માગરોળના કાઝીઓએ પ્રભાસમા પણ થાણુ નાખ્યુ

## રાણા સરતાનજી

તે સમયે પોગ્બદરની ગાદી ઉપર રાણા સરતાનજી નામનો મહત્વાકાક્ષી રાજા હતો તેણે વેરાવળ ઉપર ચડાઈ કરી શેખમિયા તેની સામે ટકી શકયા નહિ અને તેથી સુલેહ કરી વેરાવળ પ્રભાસ ઉપર તેનો પણ અધિકાર માન્ય રાખ્યો પ્રભાસની પરિસ્થિતિ નધણિયાતા ખેતર જેવી થઈ નવાબ, શેખ તથા રાણાની ત્રિગુણી હકૂમત નીચે આ ભાગી ગએલુ ગામ વિશેષ ભાગ્યુ ત્રણ રાજકર્તાઓના અધિકારીઓ ત્રેવડા વેરા લેવા માડયા અને ગમે તે માણસ ગમે તેના નામે હકૂમત ભોગવવા માડયો કાયદો કે નિયમો તો હતા જ નહિ 'મારે તેની તલવાર' એ સિધ્ધાતે જેના હાથમા તલવાર હોય અને જેની પાસે માણસો હોયતે શાસન કરે એવી વિચિત્ર પરિસ્થિતિ સર્જાઈ

## દીવાન અમરજી

આ પ્રસગે સોરઠના તખ્તા ઉપર અમરજી નામના એક

યુવાને પ્રવેશ કર્યો. તેણે નાની વયમાં પરાક્રમ બતાવી જૂનાગઢના સૈન્યોના અધિપતિનું પદ પ્રાપ્ત કર્યું. ઈ. સ. ૧૭૬૪માં વેરાવળ ઉપર તેણે ચડાઈ કરી. વેરાવળના કિલ્લાનાં દ્વારો બંધ કરી કાઝી શેખમિયાં અને મલેક શહાબુદ્દીને અમરજીનો પ્રયાસ નિષ્ફળ બનાવી દેવા પ્રબળ પ્રયત્ન કર્યા, પણ અમરજી કૃત નિશ્ચયી હતા અને વેરાવળ ગમે તે ભોગે પણ સર કરવા અને કાઝીને કાઢવા માટે મરણિયા પ્રયાસ કરવા તત્પર બન્યા હતા. તેણે વેરાવળને ઘેરો ઘાલી તોપમારો શરૂ કર્યો અને જળમાર્ગે નૌકાઓમાં તોપો ચડાવી સમુદ્રમાંથી પણ ગોળાઓ વરસાવવા માંડયા. કાઝી અને તેના સહાયકો કિલ્લો છોડી નાસી ગયા અને પ્રભાસ પહોંચી જઈ દેશાઈ છબિલદાસ સૂરજમલનું શરણુ યાચ્યુ.

વેરાવળ સર કરી નવાબના નામનું નગારૂં વગાડી અમરજી પ્રભાસ આવ્યા અને કાઝીને પકડવા માટે તેના માણસોને આજ્ઞા આપી. પરંતુ દેશાઈ છબિલદાસે વચમાં પડી કાઝી શેખમિયાંના રક્ષણની માગણી કરી, તેને બચાવી લેવામાં તે સફળ થયા. દીવાન અમરજીએ આ પ્રસંગે છબિલદાસના પુત્ર જયભાઈ ઉર્ફે જીભાઈને, તેની પ્રતિભા, સ્વરૂપ અને વીરતા જોઈ, પોતાની બહેન નાની બહેન આપ્યાં.

પ્રભાસમાંથી કાઝીની અને રાણાની હકુમત ઊઠી ગઈ. સ્થિર રાજ્યતંત્ર સ્થપાયુ. પટણીઓ શરણે આવ્યા. દેશાઈઓને પોતાના સંબંધી બનાવી, દીવાન અમરજીએ તેમનો પણ વિરોધ સમાવી દીધો. પરંતુ આ સ્થિતિ દીર્ઘકાળ ચાલી નહિ. ઈ. સ. ૧૭૭૩માં નવાબે દીવાન અમરજીને કેદ કર્યા. પરિણામે પોતાના રાજ્ય વિસ્તારનાં સ્વપ્નાં સેવતા કાઝી શેખમિયાંએ ગુમાવેલી સત્તા પુનઃ પ્રાપ્ત કરવા પ્રયાસો આદર્યા. અને પ્રભાસમાં ફરીથી એકવાર અંધાધૂંધી વ્યાપી ગઈ.

શેખમિયાંએ તેનો કાર્યભાર દુર્લભજી માંડણજી દેશાઈ

અને કાનજી ગાંગજી દેશાઈને સોંપ્યો. તેઓ તેમનું તંત્ર સ્થિર કરે ત્યાં સુધીમાં થઈ ગયેલા ખર્ચને પહોંચી વળવા શેખમિયાંએ પ્રજા ઉપર ભારે કરવેરા નાખ્યા. કર ભરવામાં અદ્યપિ પર્યંત મુક્ત રહેલા સોમપુરા બ્રાહ્મણો પણ બચ્યા નહિ. બ્રાહ્મણોની વિનંતિઓ, આજીજીઓ અને યાચનાઓ નિષ્ફળ ગયાં ત્યારે તેઓએ ત્રાંગા કર્યા, અને એક કુંવારકાને મારી તેનું લોહી છાંટયુ.

દેશાઇઓ આ સહન કરી શકયા નહિ. દુર્લભજી તથા કાનજીએ શેખમિયાંની સેવાનો ત્યાગ કર્યો અને અન્ય દેશાઈઓએ અને પ્રજાએ મોટો વિરોધ કરતાં શેખમિયાં પ્રભાસ છોડી માંગરોલ ચાલ્યો ગયો.

દેશાઈ છબિલદાસ તથા તેના ભાઇ કૃપાશંકરને કાઝી સાથે બનતું જ નહિ. કાઝીએ તેમને હરકત કરવા માંડી હતી અને તેના જતાં નવાબના અધિકારીઓએ દીવાનજીના સંબંધી હોવાના કારણે તેમનું પરિબલ નષ્ટ કરવાના હેતુથી તેમના અધિકારોમાં વિક્ષેપ કરવા માંડયો. દેશાઈઓની રજૂઆત ઉપરથી હી. સ. ૧૧૮૭ એટલે ઈ. સ. ૧૭૭૩માં નવાબે તેમના હકકો માન્ય રાખ્યા.[1]

આ ઉપરથી એ પણ પ્રતીત થાય છે કે કાઝીઓની દખલ હોવા છતાં હકૂમત જૂનાગઢના નવાબની હતી.

## સોમનાથની પુનઃ સ્થાપના

ઇસુની અઢારમી સદીના ઉતરાર્ધમાં ભારત ઉપરથી બાદશાહોનું વર્ચસ્વ નષ્ટ થઇ ગયું. મુસ્લીમોમાં પણ સહિષ્ણુતાની ભાવના મહદ્ અંશે વિકસી. જૂનાં વેરઝેર અને ધાર્મિક મતભેદ ભૂલાઈ ગયા અને ભારતમાં પેશ્વાઓ અને તેને આશ્રયે

૧ દેશાઈ છબિલદાસ તથા કૃપાશંકરે મેળવેલો હી. સ. ૧૧૮૭ નો પરવાનો. વિગતો માટે જુઓ મારું "પિતૃતર્પણ."

સ્થપાયેલાં મરાઠી રાજ્યોએ હિન્દુધર્મનાં નષ્ટભ્રષ્ટ અને ખંડિત થયેલાં દેવાલયોને પૂર્વવત સ્થિતિમાં મૂકવાનું કાર્ય હાથ ધર્યું.

ઇંદોરના મહારાજા મલ્હારરાવ હોલકરનાં વિધવા, મહારાણી અહલ્યાબાઈએ સોમનાથનાં નવા મંદિરનું નિર્માણ કરી ત્યાં જ્યોતિર્લિંગની સ્થાપના કરવાના હેતુથી ઇંદોરના ઓલી-માહેશ્વર સ્વસ્થાનના કારભારી કૃષ્ણાજી બાજીને વિ. સં. ૧૮૩૮ (ઇ. સ. ૧૭૮૨) માં પ્રભાસ મોકલ્યા. તેણે સોમનાથ મંદિરનાં નવનિર્માણની મહારાણીની ઇચ્છા બ્રાહ્મણો સમક્ષ પ્રદર્શિત કરી.

**અહલ્યાબાઇ**

ભારતભરમાં ખૂણે ખૂણે જેની દાન ગંગાના જળે શુષ્ક થઇ ગયેલી ધર્મવેલીને નવપલ્લવિત કરી છે અને ભારતનાં પ્રત્યેક તીર્થમાં જેણે પોતાનાં પૂનિત સ્મરણો મૂક્યાં છે, તે મહારાણી અહલ્યાબાઈનો જન્મ ઇ. સ. ૧૭૩૫ માં થયેલો. તેમના પતિ મલ્હારરાવ ઈ. સ. ૧૭૫૪ માં દીગ પાસે ખાંભીરના ઘેરામાં કામ આવેલા. તેના કુંવર માલીરાવ પણ બાલ્યવયમાંજ ગુજરી ગયેલા. અહલ્યાબાઈએ પુત્ર અને પતિ ગુમાવ્યા છતાં ચાલીસ વર્ષો પર્યંત નીતિ, ન્યાય અને પવિત્રતાથી ઇંદોરનું રાજ્ય ચલાવ્યું. તેણે જગન્નાથ, ત્ર્યંબકેશ્વર, ઈલોરા, નિમાડ, મહાકાલેશ્વર, દ્વારકા, ગયા, કેદારનાથ, રામેશ્વર વગેરે યાત્રાધામોમાં મંદિરો, ધર્મશાળાઓ અને અન્ય સ્થાનો બંધાવી, પ્રાતઃ સ્મરણીયનું બિરૂદ પ્રાપ્ત કર્યું. મહારાણી અહલ્યાબાઈ ઈ. સ. ૧૭૯૫ માં ગુજરી ગયાં.

**નૂતન મંદિર**

બ્રાહ્મણોએ, મહારાણી અહલ્યાબાઈની ઈચ્છા પરિપૂર્ણ થાય, તે માટે સર્વ પ્રકારે તેમનો સહકાર આપવા વચન આપ્યું. પરંતુ આ મંદિર મૂળસ્થાને બાંધવું કે અન્યત્ર તે માટે વિદ્વાન બ્રાહ્મણોમાં વિવાદો શરૂ થયા. તેના અંતિમ

નિર્ણય માટે એક બ્રહ્મસભા ભરવામાં આવી. કૃષ્ણાજી બાજીએ બ્રાહ્મણોને આવા પ્રશ્ને વિવાદ કરી કાર્યમાં વિલંબ ન કરવા માટે વિનંતી કરી. ઘણા દિવસોની ચર્ચાને અંતે એવો નિર્ણય લેવામાં આવ્યો કે જે સ્થળે અનેક વાર લિંગનું ખંડન થયુ છે અને જે સ્થાન અનેક વાર અપવિત્ર થયુ છે તે સ્થાનમાં નૂતન મંદિરનું નિર્માણ કરવાનું ઈષ્ટ નથી. વળી કુમારપાળના બાંધેલાં મંદિરનું ખંડિયેર તોડી નાખવામાં આવશે તો કળાનો, સ્થાપત્યનો અને શિલ્પનો એક અતિ કિંમતી નમુનો નાશ પામશે. જો નવું મંદિર ત્યાં જ કરવું હોય તો તે પાયેથી નષ્ટ કર્યા સિવાય થઈ શકશે નહિ. તે પછી એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે જો ત્યાં ન બાંધવું હોય તો ક્યાં બાંધવું? આ પ્રશ્નનું નિરાકરણ પણ આવશ્યક હતું. નવેસરથી જ મંદિર બાંધવામાં આવે તો જ્યોતિર્લિંગની સ્થાપના પ્રતિષ્ઠાપન્ન વગેરે કાર્યમાં વિલંબ થાય. મહારાષ્ટ્રીઓનું પરિબલ હોવા છતાં સમય અનિશ્ચિત હતો. કાલે શું બનશે તે કાંઈ કહી શકાય નહિ અને તેથી આવું પવિત્ર દેવકાર્ય જેમ બને તેમ જલદીથી પતાવી લેવાનું હોય, તેમાં વિલંબ થાય તે પણ યોગ્ય ન ગણાય. તેથી બ્રાહ્મણોએ નિર્ણય કર્યો કે સોમનાથની બરાબર સાનિધ્યે વસતા સાંકલ્યેશ્વર સોમનાથનું જ સ્વરૂપ છે માટે ત્યાં સોમનાથના નવા મંદિરનું નિર્માણ કરવું અને સાંકલ્યેશ્વરની જ્યોતિર્લિંગ તરીકે પ્રતિષ્ઠા કરવી.

સાંકલ્યેશ્વર, ભૂગર્ભમાં હતા તેથી તેના બાણને ઉપર લઈ આવી પ્રતિષ્ઠા કરવી કે કેમ તે માટે ત્રીજો પ્રશ્ન ઉપસ્થિત થયો. તેમાં મહાદેવ સમક્ષ ચિઠ્ઠીઓ નાખી ઊપાડવી અને તેમનું લિંગ જ્યાં છે ત્યાં જ રહેવા દેવું કે ખસેડવું તે માટે આજ્ઞા માગવી, એમ નક્કી થયું. ચિઠ્ઠી નાખતાં લિંગ ખસેડવું નહિ તેવી ચિઠ્ઠી નિકળતાં સાંકલ્યેશ્વરનું બાણ ભૂગર્ભમાં જ રાખી ઉપર નૂતન મંદિર બાંધવું, તેવો નિર્ણય લેવામાં આવ્યો.

આ કાર્યનો આરંભ વિ. સં. ૧૮૩૯ના વૈશાખ સુદ ત્રીજ ગુરુવારના રોજ 'પ્રથમ પહોર ચડતે' થયો. તેની પૂર્ણાહુતિ વિ. સં. ૧૮૪૪ના જેઠ માસની પૂર્ણિમાના દિવસે થઈ.[1]

મંદિરનું બાંધકામ કૃષ્ણાજી બાજી દ્વારા થતું. અને તેના ખર્ચનો અવેજ દેશાઈ જીભાઈ પાસે રાખવામાં આવતો કૃષ્ણાજી બાજી રહેતા પણ તેમને ત્યાં જ.

સોમનાથના "અસલી પૂજારી" પારાશર બ્રાહ્મણ હરિભાઈ મીઠાભાઈને પૂજારી તરીકે નિયુક્ત કરવામાં આવ્યા,[2] અને શ્રીને થાળ ધરવા પખાલ કરવા અને પૂજા કરવા માટે તેમને પગાર તેમ જ અન્ય વાર્ષિક રકમોની "નિમનોક" કરી દેવામાં આવી. શ્રીને ચરણે ભેટ ધરાય તે પણ લેવાનો અધિકાર તેમને આપવામાં આવ્યો. પૂજારીને રહેવા માટે મકાનો બાંધી આપ્યાં તથા થાળનો પાક બનાવવા માટે પાકશાળા પણ બનાવી.

આ શિવાલય સાદું છતાં સુંદર અને નાનું છતાં મહાન છે. કમળની પાંખોથી વિંટળાયેલું શિખર પથ્થરમાં કોરેલાં પુષ્પ જેવું લાગે છે. અહલ્યાબાઈએ તેની સ્મૃતિ રાખવા અહલ્યેશ્વર મહાદેવની સ્થાપના કરી તથા ભૂગર્ભમાં તેની નીચે સોમનાથજીની પ્રતિષ્ઠા કરી.

આમ લગભગ એક શતક પછી પ્રભાસમાં પુનઃ "જય સોમનાથ"નો જયઘોષ થયો અને ભારતભરના શ્રદ્ધાળુ યાત્રિકોનો નિયમિત પ્રવાહ શરૂ થયો. સોમનાથના મૂળસ્થાને હવે નૂતન મંદિર થયું હોવા છતાં અહલ્યાબાઈએ બાંધેલા સોમનાથ મંદિરનું માહાત્મ્ય અને અગત્ય લેશ માત્ર ન્યૂન થયાં નથી.

---

૧ આવું મહાન દેવકાર્ય કર્યું હોવા છતાં અહલ્યાબાઈ પોતે અહીં આવ્યાં હોવાનું જણાતું નથી, તેમ જ પોતાનો શિલાલેખ પણ મૂક્યો નથી.

૨ સોમનાથ ટ્રસ્ટે આ મંદિરનો કબ્જો લઈ પૂજારીની જગ્યા કાઢી નાખી ત્યાં સુધી તેના પૂજારી હરિભાઈના વંશજો હતા. છેલ્લા પૂજારી મનુભાઈ સાકરલાલ હતા.

### દીવાન રૂઘનાથજી

સોમનાથના મંદિરનું બાંધકામ સંપૂર્ણ થાય તે પહેલાં ઇ. સ. ૧૭૮૪માં નવાબ હામેદખાને દીવાન અમરજીનું દગાથી ખૂન કરી, તેના કુટુંબને કેદમાં નાખ્યુ. આ તકનો લાભ લઈ માંગરોળના કાઝી શેખમિયાંએ પુનઃ પ્રભાસમાં પોતાની દખલ શરૂ કરી અને ખેડુતો પાસેથી રાજભાગ લેવા માંડયો.

દેશાઈ જીભાઈ સહકુટુંબ જૂનાગઢ રાજ્યની બહાર ચાલ્યા ગયા અને કુટુંબને મોરબી મોકલી પોતે શિહોર ગયા. ત્યાં ગાયકવાડ અને સિંધિયાના સૈન્યો અમરજી દીવાનના ખૂનનો બદલો લેવા જૂનાગઢ ઉપર ચડે તે માટે મોરારીરાવ ગાયકવાડને સફળતાપૂર્વક સમજાવી શકયા. પરિણામે[1] જૂનાગઢને દ્વારે ગાયકવાડનું બળવાન સૈન્ય ઉપસ્થિત થયુ. પરંતુ નવાબે સમય વિચારી દીવાન કુટુંબને મુક્ત કરી અમરજીના જ્યેષ્ટ પુત્ર રુઘનાથજીને દીવાન નીમ્યા અને તેની તથા તેના ભાઈ રણછોડજીની દરમ્યાનગીરીથી ગાયકવાડનાં સૈન્યો પાછાં ગયાં.[2]

આ પ્રસંગથી દેશાઈ જીભાઇને બહુ ખરાબ લાગ્યું અને તે પ્રભાસ ચાલ્યા આવ્યા. એમ પણ જણાય છે કે તે પછી જીભાઇ તથા દીવાન ભાઈઓ વચ્ચે વિચારભેદની મોટી દીવાલ ઊભી થઈ ગઇ. જીભાઈ તેમના કુઆ થતા હતા છતાં બન્ને વચ્ચે મોટું અંતર પડી ગયું.[3]

જીભાઈ દેશાઇએ નવાબની સત્તાને વિકસાવતા દીવાન ભાઈઓ સામે થવાની પોતાની શક્તિ જોઇ નહિ, તેથી કાંઈ પણ પ્રવૃતિ ન કરતા શાંત રહ્યા. પરંતુ તે પરિસ્થિતિમાં દીર્ઘ કાળ જીવાય તેમ ન હતું. તેણે પ્રભાસ ગાયકવાડને સોંપી દેવા ઇ. સ. ૧૭૮૮માં પ્રયત્ન કર્યો. દરમ્યાન વેરાવળના દેશાઇઓએ પોરબંદરના રાણા સરતાનજીને આમંત્રણ આપી વેરાવળનો કિલ્લો તેને સોંપી દીધો.[4]

---

૧ "પિતૃતર્પણ."

૨ સૌરાષ્ટ્રનો ઇતિહાસ ૩-૪ "પિતૃતર્પણ."

## વેરાવળનો ઘેરો

રાણા મરતાનજીએ વેરાવળ સ્વાધીન કર્યાના સમાચાર જૂનાગઢ પહોચતા જ દીવાન રઘુનાથજી વેરાવળ ઉપર ચડયા અને વેરાવળને ઘેરો ઘાલ્યો થોડા દિવસોની લડાઈ પછી રાણા મરતાનજી પોરબદર ચાલ્યા ગયા વેરાવળ રઘુનાથજીના હાથમા પડયુ પ્રભાસમા કાઝી બદરદીન "પોતાનુ અર્ધુ ફાડિયુ" કરી જમાવટ કરી બેઠો હતો ગમે તે કારણે ચાર વર્ષ સુધી નવાબે તેના અમલમા હસ્તક્ષેપ કર્યો નહિ અને દેશાઇઓએ પણ તે માટે કાઈ પ્રવૃતિ કરી નહિ

ઈ સ ૧૭૯૨મા નવાબ હામેદખાન પોતે પ્રભાસ ઉપર ચડયા પ્રભાસને ઘેરો ઘાલ્યો નવાબના સૈન્યોનો સામનો માગ રોળની શીબધી કરી શકી નહિ કાઝી બદરદીન ભાગી છૂટયો અને પ્રભાસ નવાબના હાથમા પડયુ[1]

## દીવાન રણછોડજી

નવાબના મોજશોખનો ખર્ચ ઘણો વધી ગયો હતો તેથી સૈનિકોના પગાર ચૂકવવા તેની પાસે ધન ન હતુ દીવાન રણછોડજીએ જરૂરી રકમો નવાબને ધીરી, સૈનિકોના પગાર ચૂકવી દીધા અને બદલામા પ્રભાસ પાસેનુ સુત્રાપાડા પરગણુ લખાવી ત્યા પોતાનો મહેસુલી અધિકાર સ્થાપ્યો

## જમાદાર હામેદ

ઇ સ ૧૭૮૯–૯૦મા પીસ્તાલો દુકાળ પડયો પ્રજા ભૂખે મરતી હતી ત્યારે ગાયકવાડના જમાદાર હામેદે પેશકશીના નામે પ્રભાસ પરગણામા સૈન્ય ફેરવી દુષ્કાળપીડિત પ્રજા પાસેથી મોટી મોટી રકમો લેવા માડી જમાદાર હામેદે ઇ સ ૧૭૯૧–૯૨મા પ્રભાસમા આવી તીર્થસ્થાનની મર્યાદા ન સાચવી, સમસ્ત રૈયત પાસેથી મોટી રકમ ઉઘરાવી

---

૧ તારીખે સોરઠ

દીવાન રણછોડજીને આ સમાચાર મળતાં તે તેની ઉપર ચડયા. ચોરવાડ મુકામે બન્ને વચ્ચે ખૂનખાર યુદ્ધ થયું, તેમાં જમાદાર હામેદ માર્યો ગયો, અને પ્રજા તેના ત્રાસમાંથી મુક્ત થઈ.[1]

## દીવાન રણછોડજીનું બંડ

દીવાન ભાઈઓએ તેમના પિતાની હત્યા કરનારા નવાબ હામેદખાનની સત્તા સોરઠમાં વધારી દીધી. તેની નિમકહલાલી અને સ્વામીભક્તિના સિદ્ધાંતોના પાલનમાં તેમણે કોઇ બીજી બાબતો ગણતરીમાં લીધી નહિ. તેમ છતાં નવાબે ઈ. સ. ૧૭૯૩ માં રઘુનાથજીને કેદ કર્યા. તેના ભાઈ રણછોડજી તે સમયે પરગણામાં હતા, તેને આ સમાચાર મળતાં તેણે કોડીનારનો કબજો કરી, પ્રભાસના ગામડાંના જાગીરદારો તથા ખેડુતો પાસેથી જબરજસ્તીથી મોટી મોટી રકમો વસુલ લીધી.

દેશાઈઓ આ પરગણાની મહેસુલ વસુલ લેતા હતા. તેથી તેમની પાસે રૈયતે ફરિયાદ કરી. જીભાઈ દેશાઈને યુદ્ધવીર અમરજી કે જેની નીતિ અને ન્યાય અજોડ હતાં, તેના કવિ લેખક, વેદાંતી અને યુદ્ધવિશારદ પુત્ર આવું કૃત્ય કરે તે યોગ્ય જણાયું નહિ. બન્ને વચ્ચે મોટા મતભેદ હતા, છતાં તે કોડીનાર ગયા અને રણછોડજીને આમ લૂંટફાટ ન કરતાં પ્રભાસ આવી ત્યાંનો કબજો લેવા તથા નાઘેર પ્રદેશનું રાજ્ય સ્થાપવા સમજાવી પ્રભાસ લાવ્યા.

પ્રભાસમાં કાઝીઓ બળવાન થઈ ગયા હતા. ઈ.સ. ૧૭૯૨ માં નવાબે પ્રભાસ જીત્યા પછી તેનાં સૈન્યો પાછાં ગયાં કે તરત જ કાઝીઓ પ્રભાસમાં દાખલ થઇ ગયા હતા. આ પ્રકારે કરેલો કબજો ગેરકાયદેસર છે માટે તે છોડી દેવા રણછોડજીના નામે જીભાઈ દેશાઈએ તેમને સંદેશો મોકલ્યો, પણ કાઝીઓએ

---

૧ તારીખે સોરઠ.

તે ગણકાર્યો નહિ, તેથી વિ. સં. ૧૮૪૯ના માગસર માસની પૂર્ણિમાની રાત્રે તેઓના દરબારગઢને[1] ઘેરી લીધો. રણછોડજી પોતાથી વિશેષ બળવાન છે તે જાણી કાઝી મહમૂદમિયાં અને કાઝી અબ્દલ ખાલિક પ્રભાસ છોડી જવા કબૂલ થયા. ગમે તે કારણે પાછળથી તેઓએ આનાકાની કરવા માંડી તેથી તેમની તથા દેશાઈ જીભાઈના પુત્ર ઉમિયાશંકર અને દેશાઈ વાઘજી કાનજી વચ્ચે બોલચાલ થઈ. કાઝી મહમૂદમિયાંએ દેશાઈ ભાઈઓ ઉપર હૂમલો કર્યો. તેમાં જીભાઈ દેશાઈ દોડીને મદદે આવ્યા અને વચમાં જ માર્યા ગયા. મહમૂદમિયાં ભાગ્યો તેની પાછળ પડી ઉમિયાશંકરે તેને મારી નાખ્યો અને પ્રભાસ રણછોડજીને સોંપ્યું.[2]

## બ્રાહ્મણો ઉપર કર

રઘુનાથજીના કારાગૃહવાસ દરમ્યાન નવાબે રાજનો કાર્યભાર કલ્યાણ શેઠ તથા મધુરાય ખુશાલરાયને સોંપ્યો. તેઓએ એક સૈન્ય પ્રભાસ મોકલી કિલ્લાનો કબજો લીધો અને રણછોડજીને સહાય કરનારાઓને શોધી શોધી દંડવા માંડયા. દેશાઈઓને તેણે છોડયા નહિ, પણ તીર્થવૃત્તિ કરતા સોમપુરા બ્રાહ્મણો ઉપર શેખમિયાંએ નાખેલા અને પછી રદ કરેલા વેરાની ચડત ની દશ લાખ કોરી જેટલી રકમ કેમ ભરવી અને કયાંથી ભરવી તે પ્રશ્ન ઉપસ્થિત થયો. કલ્યાણ શેઠના માણસો બ્રાહ્મણો ઉપર સિતમ ગુજારવા માંડયા તેથી ઉમિયાશંકર દેશાઈ તથા વાઘજી દેશાઈએ કલ્યાણ શેઠને આ દમનકારી પગલું ભરતાં પહેલાં વિચારવા વિનંતી કરી પણ કલ્યાણ શેઠ એકનો બે ન થયો. ઉલટાનો આ વેરો બ્રાહ્મણો ન ભરે તો દેશાઈઓ તથા અન્ય નાગરો પાસેથી પણ વસુલ લેવા આજ્ઞા આપી. બ્રાહ્મણો ઉપર વરસતી દમનની ઝડીઓ દેશાઈઓ જોઈ

---

૧ વર્તમાન મિડલ સ્કુલ.

૨ "પિતૃતર્પણ."

શકયા નહિ અને સશસ્ત્ર વિરોધ કરે તો અર્થનો અનર્થ થાય તે વિચારે તેઓ જૂનાગઢ ગયા અને નવાબને મળી સોમપુરા બ્રાહ્મણો ઉપર દાખલ કરેલો કર માફ કરાવ્યો. નવાબે તે માટે એક રૂકકો કરી આપ્યો કેઃ

"ઝન્નારદારને કુલ કૌમે સોમપુરા મુતવતન વસાકીન પટ્ટન દેવ મુદ્દામગર (ખીદાનન્દ) કે ખાતર જમા દાશ્તન હમે ખુદ હાલ હમે બજીહુ જમા દાશ્તેહ દર પટ્ટન સકુનત વરન્દ અઝ વકતે શેખમિયાં બેરવદાર તમામાન ગીરફ્તે ફી શુદ અઝ રાહે રયાયત વ નવાઝેશ મન અલવજુદ બરાયે....અમલ સરકાર અહેદી બા ખુલાસા ફરાહમ....ન ખ્વાહદ શુદ દર તમાદેહ કૌલે સરકાર ... રબીઉલ આખર ૧૮ હીજરી સન ૧૨૦૮. અર્થાત પાટણ દેવના જનોઇ પહેરનારા સોમપુરા બ્રાહ્મણોની જ્ઞાતિ સમસ્ત જોગ, શેખમિયાંના સમયથી જે વેરો તમારા ઉપર નાખ્યો હતો તે તેની ચડત સાથે મહેરબાની અને દયાથી માફ કર્યો છે. જે ફરીથી વસુલ લેવાશે નહિ, તેવો સરકારનો કોલ છે. તારીખ ૧૮ રબીઉલ આખર હીજરી સન ૧૨૦૮.

કલ્યાણ શેઠને નવાબનું ફરમાન પણ મળ્યુ અને વેરાની વસુલાત બંધ પડી. બ્રાહ્મણો આ પ્રસંગના અંદ્રાવળા જોડી હોળી પ્રસંગે હમણાં સુધી ગાતા કે;

થયો કાફર કલ્યાણ રે થયો
ભૂંડું મોઢું ને ભાગી ગયો

કહેને કેટલા દિવસ રહેશે રાવણ કેરું રાજ
બ્રાહ્મણને દંડયા ઇ દૈત્યે, નહિ શરમ કે લાજ. વગેરે

### દેશાઇઓ ઉપર તવાઇ

દેશાઇઓની નવાબને સમજાવી કર માફ કરાવવવાની પ્રવૃત્તિમાં મળેલી સફળતાથી કલ્યાણ શેઠનો રોષ દેશાઈઓ ઉપર ઊતર્યો. વિશેષમાં તેમણે કર આપવા સ્પષ્ટ ઇન્કાર કર્યો

અને કલ્યાણ શેઠના અધિકારીઓને પ્રભાસ છોડી જવા આજ્ઞા કરી, તેથી કલ્યાણ શેઠ ઉશ્કેરાયો. તેણે અનેક પ્રકારે દેશાઈઓ સામે અવરોધ ઊભા કર્યા. પરંતુ દેશાઇઓએ ફરીથી નવાબને મળી વિરોધ જણાવ્યો અને જો તેમના હક્કો અમાન્ય કરવામાં આવશે તો પ્રભાસ તેના હાથમાં નહિ રહે તેમ પણ જણાવ્યું. નવાબે હી. સ. ૧૧૦૮નો પરવાનો લખી આપી દેશાઇઓના સમગ્ર અધિકારો માન્ય રાખ્યા.

## પ્રભાસમાં નવાબ હામેદખાન

પ્રભાસનાં હવા ઋતુ, રાજ્યકીય અગત્ય અને દેશાઈઓના પરિચયમાં આવ્યા પછીના તેમના પ્રતિ થયેલા અનુરાગને કારણે, નવાબે પ્રભાસને તેના રાજનું દ્વિતીય કક્ષાનું પાટનગર બનાવ્યું. ઈ. સ. ૧૮૦૨માં તેણે પોતાનો નિવાસ દીર્ઘકાળ પર્યંત ત્યાં રાખ્યો. પરિણામે સ્થાનિક તત્વોની રાજ્યતંત્રમાં દખલગીરી ઓછી થઈ ગઈ. કલ્યાણ શેઠે બળવો કર્યો અને રણછોડજીએ તેને કુતિયાણાના ઘેરામાં પકડી પ્રભાસ મુકામે નવાબને રજૂ કરતાં તેણે રણછોડજીને તેના માટે યોગ્ય કરવા આજ્ઞા આપી. કલ્યાણ શેઠ રણછોડજીની કેદમાં જ ગુજરી ગયો.[1]

## ગાયકવાડને આમંત્રણ

નવાબ હામેદખાનનો પ્રભાસમાં મુકામ રહેવાથી રાજ્યતંત્રમાં સ્થિરતા આવી. પરંતુ હિન્દુ ધર્મસ્થાનો ઉપર આક્રમણો થવા લાગ્યાં. પટણીઓએ ધર્મને નામે ફરી માથું ઊંચકયુ અને રોજ રોજ નાની મોટી ફરિયાદો આવવા માંડી. ઉમિયાશંકર દેશાઈ તથા વાઘજી દેશાઈ નવાબની કચેરીમાં રોજ બેસતા. તેમણે આ વિષય પરત્વે નવાબનું ધ્યાન દોરી તે માટે પ્રબંધ કરવા વિનંતી કરી અને નવાબે મુસ્લીમોને હિન્દુઓનાં ધર્મપાલનમાં અવરોધ ન કરવા કે તેમના ધર્મસ્થાનોને નુકશાન

---

૧ તારીખે સોરઠ.

ન કરવા આજ્ઞા પણ આપી, પણ તે આજ્ઞાઓનું પાલન કરવા કરતાં ભંગ કરવામાં પટણીઓએ વિશેષ લક્ષ્ય આપ્યું. નવાબ જૂનાગઢ ચાલ્યા ગયા અને દેશાઈઓએ તેને લખેલા પત્રોના ઉત્તરો આવ્યા જ નહિ. પ્રજાની વધતી જતી ફરિયાદોનો નિકાલ કરવાનું ઉત્તરદાયિત્વ દેશાઈઓને શિરે આવી પડયુ.

ઘણાં વર્ષો સુધી તેઓએ ધાર્મિકક્ષેત્રે ત્રાસ અને જૂલ્મ સહન કર્યાં હતાં અને હવે વિશેષ સહન કરવાની પ્રજાની અને તેના આગેવાનોની શક્તિ રહી ન હતી. બ્રાહ્મણો અને સાધુઓને અનેક પ્રકારે હેરાનગતિ ભોગવવી પડતી અને તે દૂર કરવાનો એક માત્ર ઈલાજ પ્રબળ હિન્દુ રાજ્યને પ્રભાસનો કબજો સોંપવા સિવાય કોઈ હતો નહિ, તેથી દેશાઈઓએ ગાયકવાડના સેનાપતિ બાબાજીરાવ સાથે પ્રભાસનો કબ્જો લઈ લેવા પત્ર વ્યવહાર શરૂ કર્યો.

નવાબને આ વાતની જાણ થતાં, તેણે દેશાઈઓ ઉપર દબાણ શરૂ કર્યું, પણ વાત આગળ વધી ગઈ હતી. ઘણાં પોકળ વચનો અને વ્યવસ્થાના પ્રબંધો નિરર્થક નીવડયા હતા. દેશાઈઓ અને અન્ય આગેવાનોને તેમાં વિશ્વાસ ન હતો. તેમણે નવાબના થાણાંને ઊઠાડી મૂકયું અને ગાયકવાડના સેનાપતિને સહેજ પણ વિલંબ કર્યા વગર સૈન્ય સાથે પ્રભાસ આવવા સંદેશો પાઠવ્યો.

ગાયકવાડના સેનાપતિનો કાંઈ જવાબ આવ્યો નહિ. પ્રભાસની પ્રજા ચિંતાતુર બની મૂંઝવણ અનુભવી રહી. નવાબનાં સૈન્યો પ્રભાસનો કબ્જો લેવા જૂનાગઢથી નીકળ્યાં છે, તે સમાચાર મળતાં દેશાઈઓએ દૂર્ગનાં દ્વારો બંધ કરી દીધાં અને એક પણ દિવસનો વિલંબ ન કરતાં સૈન્ય સાથે આવવા સુબાને પત્ર લખી રણછોડ દેશાઈને મોકલ્યા.

ઘેરો લંબાતો ગયો. પરગણાનાં ગામડાઓમાંથી નવાબનાં માણસોએ ખળાં ભરાવી લીધાં અને શિયાળુ પાક ઊભો હતો તેનો નાશ

કર્યો. નવાબ સામે ગાયકવાડની સહાય વગર લાંબો વખત નહિ ટકી શકાય તેમ દેશાઈઓને પ્રતીતી થઇ. તેઓ રણછોડ દેશાઈના આવવાની રાહ જોઈ બેસી રહ્યા. જ્યારે ગાયકવાડના કોઈ અધિકારીનો પત્ર લઈ રણછોડ દેશાઈ આવ્યા ત્યારે પ્રજાજનોમાં નિરાશા વ્યાપી. તેમાં લખેલું કે "આપુલ્યા બીનશરતી કિલ્લા ચા કબ્જા સુપુરૂદ........ પાહીજે. નંતર હક્ક હકકુ જાગીર ત્યાં ચા પ્રશ્ન........ શ્રીમંત સરકારચા ઇરાદા આતા સોરઠ મધે મુલુક ઘેણ્યાચા નાહે–વાઈટ નકો વાટુ જે આજ્ઞા ઝાલી........ લિહિતો ...."[૧] અર્થાત આપે કિલ્લાનો કબ્જો બીનશર્ત (સોંપવો) જોઈએ. તે પછી આપના હક્ક અધિકારો જાગીરનો પ્રશ્ન (વિચારાય) શ્રીમંત સરકારનો ઇરાદો હાલમાં સોરઠમાં પ્રદેશો પ્રાપ્ત કરવાનો નથી. માઠું લગાડશો નહિ. જે આજ્ઞા થઇ તે લખું છું."

દેશાઈઓની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થઈ ગઈ. હવે શું કરવું એ વિચાર કરવા પ્રજાજનોની એક સભા થઈ. ગાયકવાડના સેનાપતિ એમ સમજેલા કે દેશાઈઓ પોતા માટે આ કાર્ય કરે છે. અને તેમના ગીરાસો જાળવવા ગાયકવાડને આમંત્રણ આપે છે. દેશાઈઓના ગીરાસો તો લૂંટાઇ રહ્યા હતા અને તેઓ માત્ર સાર્વજનિક હિત માટે આ સાહસ ખેડી રહ્યા હતા. જૂનાગઢ રાજ્ય અને રાજ્યકર્તા સાથેના જૂના સંબંધો તોડી તેઓ માત્ર સોમનાથના શિવક્ષેત્ર માટે ગાયકવાડને બોલાવી રહ્યા હતા. આ પત્ર આવતાં તેઓ નિરાશ થઈ ગયા. મુસ્લીમો નવાબ સામે વિરોધ ચાલુ રાખવા તૈયાર ન હતા. દ્વારો ખોલી નાંખી નવાબને શરણ થવા માટે તેઓનું દબાણ આવી રહ્યું હતું. તેઓ વિરોધ કરે અને દુર્ગમાં જ યુદ્ધ થાય તેવી પરિસ્થિતિ સર્જાઈ, અને દગો થાય તો નવાબની તલવારમાંથી કોઈ બચે નહિ, તે વિચારે નવાબને શરણ થવું તેવો નિર્ણય આ સભામાં પ્રજાએ લીધો.

---

૧ ......શબ્દો ખવાઈ ફાટી ગયા છે.

ત્યા બાબાજીરાવે જૂનાગઢ ઉપર ચડાઈ કરી તેણે વ થળી ઘેર્યું અને જૂના ઢના ગામડા લૂટવા માડયો દીવાન રણુ છોડજી જેતપુર હતા ત્યાથી એક મોટુ સૈન્ય લઈ બાબાજીની પાછળ પડયા આગળ બાબાજી અને પાછળ રણછોડજી એમ શત્રુસૈન્યો એક એક મુકામને અ તરે કૂચ કરતા ગયા દર મ્યાન બાબાજી પ્રભાસ પહોચી ગયો તેણે આવતા વે ત જ કિલ્લા ઉપર તોપમારો શરૂ કર્યો ગાયકવાડ જેવા સબળ શત્રુ સામે ટકવાનુ મુશ્કેલ તો નહિ પણ અમ ભવ હતુ શ્વેત ધ્વજ ફર કાવી શરણાગતિ સ્વીકારવા માટે સર્વે પ્રવૃત થયા ત્યા રણુ છોડજી દીવાન આવી પહોચ્યા તેણે બાબાજીના સૈન્યની પાછ ળના ભાગે હલ્લા શરૂ કર્યા આ પરિસ્થિતિ સર્જાતા પ્રભાસની શીબ દીએ બાબાજીના સૈન્ય ઉપર ગોળીઓ વરસાવવા માડી બાબાજીરાવ જેવો કુશળ સેનાપતિ બે શત્રુઓની વચ્ચે ઘેરાયો અને તેથી તેણે સમાધાનની શર્તો મોકલી આ શર્તોની ચર્ચા કરવા દુર્ગમાથી ઉમિયાશ કર દેશાઈ અને વાઘજી દેશાઈ ગયા યુદ્ધ મુલતવી રહ્યુ અને અ તે સમાધાન થયુ તે પ્રમાણે એવી શર્તો સર્વ પક્ષોએ માન્ય રાખી કે બાબાજીરાવે જૂનાગઢના ગામો લૂટવા નહિ, નવાબે ખ ડણીની મુકરર કરેલી રકમથી ત્રણ ગણી ખ ડણી આપવી, દેશાઈઓના અધિકારો બન્ને રાજ્યો સ્વીકારે અને ધર્મસ્થાનોમા દખલ કરવી નહિ [1]

પ્રભાસના કિલ્લા ઉપરનો છેલ્લો ઘેરો આ સમાધાનના પરિણામે ઊઠી ગયો અને બાબાજીરાવે શિવરાત્રિનો દિવસ નજીક હતો તેથી ત્યા રોકાઈ સોમનાથની મહાપૂજા કરી [1] પારણાના દિવસે દરબાર ભરી બાબાજીરાવ તથા રણછોડજી બેઠા દેશાઈઓનો સત્કાર કર્યો અને નવાબે દેશાઈઓના હક્કો અને અધિકારો સ્વીકારી, ઇ સ ૧૮૦૪નો રૂક્કો કરી આપ્યો

૧ "પિતૃતર્પણ '

## નગરનિકાલ બેગમ

ઇ. સ. ૧૮૦૪માં રાજમહેલને આગ ચાંપવાનો પ્રયાસ કરવાનો આક્ષેપ મૂકી નવાબે તેનાં બેગમ રાજકુંવર તથા ગાદીવારસ બહાદરખાનને જૂનાગઢથી હદપાર કરી પ્રભાસમાં રહેવા હૂકમ કર્યો. તેઓ ત્યાં ઇ. સ. ૧૮૧૦માં નવાબ ગુજરી ગયા ત્યાં સુધી રહ્યાં.

## નગારખાનાં

મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલાં સોમનાથના દેવાલય ફરતી ધર્મશાળા, સંન્યાસી આશ્રમ વગેરે મકાનો ગમે તે કારણે બંધાયા નહિ, તેથી સોમનાથનું મંદિર ઊઘાડું દેખાતું હતું. યાત્રાર્થે આવતા પ્રવાસીઓને રહેવા કોઇ સગવડ પણ હતી નહિ, તેથી ઉમિયાશંકર દેશાઈએ ગાયકવાડને એક પત્રમાં હોલકર સરકાર ઉપર તે કામ તાકીદે શરૂ કરાવે તેમ વિનંતિ કરવા લખ્યું. તેના ઉત્તરે ગાયકવાડના દીવાન વિઠુલરાવ દેવાજીએ વિ. સં. ૧૮૬૬ ના કારતક તારીખ ૧૪ ના પત્રથી લખ્યું કે; "રાજેશ્રી દેશાહી ઉમિયાશંકર વલદ જયભાઈ સેવેસી અમરેલી મુકામથી દીવાન વિઠુલરાવ દેવાજીના નમસ્કાર નંતર વિનંતિ કે, શ્રી સોમનાથજીની ધર્મશાળા નક્કરખાણા તબીલા ઇત્યાદિનું કામ તાકીદે શીરૂ કરાવો. ઇદુર લખવા જરૂર નહિ. આપની ઇચ્છા પેશ કરતાં શ્રીમંત સરકારે કામ કરવા આજ્ઞા ફરમાવીને પરિપૂરણ કરવાની જીમ્મેદારી પણ આપની ગણું. અત્રકુશળ ભગવાન શંકરની મરજી તો મહાશિવરાત્રીની પૂજા તત્ર કરવા વિચાર."

ગાયકવાડ સરકાર તરફથી આ કાર્ય તરત જ શરૂ થયું અને તેની સર્વ જવાબદારી દેશાઈ ઉમિયાશંકરે સ્વીકારી. થોડા સમયમાં સોમનાથ મંદિરની પૂર્વની ધર્મશાળા નગારખાનાં તબેલા વગેરે બંધાઈ ગયા. તે માટે વડોદરાથી આવેલી રકમમાંથી બચત થતાં તેમાંથી શશિભૂષણ, અઘોરેશ્વર તથા

ભીમનાથનો જીર્ણોધ્ધિાર કરાવ્યો અને આવું શુભકાર્ય કરવાનો પોતાને સુયોગ સાંપડયો તે કારણે પોતાના ખર્ચે હાટકેશ્વર અને જમદગ્નેશ્વરનાં મંદિરોનો જીર્ણોધ્ધિાર કર્યો.

## પેશ્વા તરફથી મંદિરોનો જીર્ણોધ્ધિાર

દેશાઈ ઉમિયાશંકર, વિ. સં. ૧૮૫૦ ના વર્ષમાં શ્રીમંત પેશ્વા સરકારનાં દર્શને પુના ગયા. તેમણે શ્રીમંત સરકારને પ્રભાસનાં ખંડિત દેવાલયો સમરાવવા વિનંતિ કરી. તેઓ નોંધે છે કે "શ્રીમંત પેશ્વા બહાદુરનાં દર્શન થયાં. બ્રહ્મતેજ અને રાજતેજ ભેગાં ભળ્યાં એમાં પૂછવું શું? બહુ અજ્જત કરી માન અકરામ દીધાં. જીરણગઢની હકીકત પૂછી. રાજેશરી ભાઉ ફડનવીશ ભેગા હતા. પાટણના દેવસ્થાન ભાંગ્યા તૂટયાં પડાં છે ઈની વાતુ કરી, શ્રીમંત સરકારે ભાઉ સાહેબને જથા વત કરવા હૂકમ કીધો.[१]"

પરિણામે રૂપિયા છ હજાર બસોના ખર્ચે રૂદ્રેશ્વર, સૂર્ય અને શશિભૂષણના મંદિરોનો જીર્ણોધ્ધાર દેશાઇ ઉમિયાશંકર દ્વારા કરવામાં આવ્યો. તે સાથે બીજાં પણ અનેક મંદિરોનો ઉધ્ધાર કરવામાં આવ્યો.[२]

દેશાઈ ઉમિયાશંકર સં. ૧૮૬૨માં બીજી વાર પુના ગયા ત્યારે શ્રીમંત સરકારે પ્રભાસ તીર્થનાં દેવસ્થાનોનો ઉધ્ધાર કર્યો તે માટે તેમનો ઉપકાર માન્યો. તેઓ આ પ્રસંગ માટે એટલું જ નોંધે છે કે "આ ફેરે પણ શ્રીમંત પેશ્વા સરકાર બહાદુરે અજ્જત કરી માન અકરામ દીધાં. વડીલોનાં પુન ને સોમનાથ ભગવાનની કૃપા.[३]"

---

१ વિશેષ વિગતો માટે જુઓ મારૂં "પિતૃતર્પણ."

२ દેશાઈઓના ચોપડાઓમાં ભાઉ ફડનવીસનું ખાતુ છે તેમાં આ રકમ માત્ર ત્રણ મંદિરો પૂરતી જ છે, બીજું ખાતું રાજેશ્રી બાપુજી દાદાજીનું છે. તે ખાતું અપૂર્ણ છે. પાનું ફાટી ગયું છે.

३ "પિતૃતર્પણ."

## શ્રી દૈત્યસૂદન મહાવિશ્નુ

વિ સં. ૧૮૫૦ મા ચક્રતીર્થ વા ચક્રરિયામાંથી દૈત્યમૂદનની અખંડ અને અનુપમ પ્રતિમા સ્વપ્ન દ્વારા થયેલા સંકેતથી ઉમિયાશંકર દેશાઈ તથા ભટ્ટ વિશ્વંભર મહાદેવે ભૂમિમાથી પ્રાપ્ત કરી કિંવદતિ છે કે મૂર્તિ ભોઈઓથી ન ઊપડી અને પ્રયાસ પડતો મૂકવામા આવ્યો તે જ રાત્રે ઉભયને પુન સ્વપ્ને આદેશ મળ્યો, તે અનુમાર વેદવિદ વિપ્રોએ ઊપાડી દેશાઈની ડેલીમાં ઢાળાણુ માર્ગેથી લાવી પધરાવી તે પછી ત્રવાડી શેરીમા પધરાવી. વિ સં. ૧૮૭૭ મા હાટકેશ્વર મહાદેવની પડખે દેશાઈઓના મકાનો હતા તે શ્રીને સમર્પણ કરી ઉમિયાશંકર દેશાઈએ મંદિર બંધાવી ત્યા શ્રીની પ્રતિષ્ઠા કરી તેની પૂજાસેવા ભટ વિશ્વંભરને સોપી ગાયકવાડ સરકારે દુદાણા નામનુ ગામ આપ્યુ તથા ઉમિયાશંકરે બહુ મૂલ્ય આભુષણો આપ્યા આ કાર્યમાં પ્રજા અને ખાસ કરીને દેશાઈ વાઘજી કાનજીએ મોટો ફાળો આપ્યો

ભટ વિશ્વંભરના વારસો શ્રીનાં પ્રાગટયનુ વર્ષ વિ સં ૧૭૦૧ નું કહે છે પણ તે યુગ ઔરંગઝેબનો મૂર્તિભંજનનો હતો દેશાઇઓના ચોપડાઓ વિ સં. ૧૮૫૦ નો સમય સ્પષ્ટ રીતે આપે છે[૧]

## દેશાઈ વાઘજી કાનજી

પ્રભાસના આ પ્રતાપી સપૂતે પ્રભાસની પ્રજા માટે અને ધર્મસ્થાનોના રક્ષણ માટે ઘણો જ ભોગ આપેલો દેશાઇ ઉમિયાશંકર જીભાઇ તથા દેશાઇ વાઘજી કાનજીની જોડીએ મધ્યકાલીન યુગના આથમતા સમયમા શસ્ત્ર અને શાસ્ત્રોના સુમેળથી, કલમ અને કટારના કૌશલ્યથી, જૂનાગઢ અને ગાયક વાડ જેવા બળવાન રાજ્યો પાસે પ્રજા અને ધર્મ માટે અનેક જોખમો વેઠી સાહસો ખેડી ધાર્યા હુકમો મેળવેલા

---

૧ "પિતૃતર્પણ."

નવાબ હામેદખાનના ગાદીવારસ બહાદરખાન હદપાર થતાં ઈ.સ. ૧૮૦૪થી ઈ.સ. ૧૮૧૦ સુધી પ્રભાસમાં રહ્યા ત્યારે આ દેશાઈ ભાઈઓએ તેમને બહુ જ સારી રીતે સાચવેલા. વાઘજી દેશાઇ તો તેમની આર્થિક અને સામાજિક મૂંઝવણોનો વારંવાર ઉકેલ કરી આપતા. તેથી જ્યારે બહાદરખાન ગાદીએ બેઠા ત્યારે વાઘજી દેશાઇને સાથે લઈ ગયા. તેને દીવાનપદ સ્વીકારવા આગ્રહ કર્યો, પરંતુ સ્વતંત્ર માનસના વાઘજી દેશાઇએ તે કાર્ય દીવાન રઘનાથજીને સોંપવા નવાબને સલાહ આપી અને નવાબની વિનંતીથી તેણે તથા આરબ જમાદાર ઉમર બીન સુખાસને કુતિયાણા જઇ રૂઘનાથજીને સમજાવી જૂનાગઢ તેડી લાવ્યા અને તે દીવાનપદે આરૂઢ થતાં વાઘજી દેશાઇ પાછા પ્રભાસ આવ્યા.[1]

## કુદરતી આફતો

ઇ. સ. ૧૮૧૩માં અગણ્યોતેરો દુકાળ પડ્યો. હજારો માણસો મરી ગયાં. તે આફત જાણે અધૂરી હોય તેમ ઈ. સ. ૧૮૧૪માં અજ્ઞાત એવા કોઇ ભયંકર રોગનો ઉપદ્રવ થયો "વસતી લગભગ અરધી થઇ ગઇ."

ઇ. સ. ૧૮૧૯માં ભયંકર ભૂકંપ થયો. જીર્ણ અને ખંડિત સોમનાથ મંદિરના નૈઋત્ય ખૂણાનો એક ભાગ તૂટી પડ્યો.

## મધ્યયુગનો અંત

ઇ. સ. ૧૭૦૬ માં ઔરંગઝેબના મૃત્યુ પછી મુગલાઇનો સૂર્ય અસ્તાચળ ઉપર ઊતરતો ગયો અને તે સાથે મહારાષ્ટ્રમાં "હિન્દુપત પાતશાહી"નો ઉદય થયો. પરિણામે દેવસ્થાનો ઉપર અનાચાર કરનારાં તત્વો નિર્બળ થઈ ગયાં અને તે સાથે ગુજરાતમાં પેશ્વા અને ગાયકવાડનાં પ્રબળ સૈન્યો ઘૂમી વળ્યાં અને તેમના સરદારોએ ધર્મસ્થાનોનો ઉદ્ધાર કર્યો.

---

૧ તારીખે સોરઠ.

મુસલમાનોએ પણ સહિષ્ણુતા કેળવી. હિન્દુઓ સાથેનું સહજીવન અને સહઅસ્તિત્વ અનિવાર્ય છે અને તે માટે શાંતિની આવશ્યકતા છે તેમ તેઓ સમજી ગયા. આમ મુસ્લીમો અને હિન્દુઓ આગલાં વેરઝેર ભૂલી જઇ મિત્રો થઇ ગયા. આ પ્રકરણમાં જોવામાં આવ્યું તેમ હિન્દુ સેના નાયકો ને મુસ્લીમ સિપાહીઓએ વફાદાર રહી મુસ્લીમો સામે યુદ્ધો ખેલ્યાં અને મુસ્લીમ નાયકો નીચે હિન્દુ સૈનિકો હિન્દુઓ સામે લડયા. મુસ્લીમ સરદારો એક બીજા સામે લડયા અને હિન્દુઓએ એક યા બીજા પક્ષે સહાય કરી. મુસ્લીમ નવાબોએ દીવાનો તરીકે હિન્દુઓને રાખ્યા, એટલે ઇ. સ. ૧૮૨૦–૧૮૨૨માં રાજકોટમાં અંગ્રેજોની કોઠી પડી ત્યારે સૌરાષ્ટ્રમાં અને ખાસ કરીને પ્રભાસમાં અઢારમી સદીનું કોમવાદી માનસ નાશ પામ્યુ હતું. અને બન્ને કોમો સમાધાન પૂર્વક સહજીવન જીવી રહી હતી.

ઇસ્ટ ઈન્ડિયા કંપનીએ ઈ. સ. ૧૮૨૨માં એજન્સીનું મથક રાજકોટ કર્યું અને જૂનાગઢ રાજ્યે તેનું સાર્વભૌમત્વ સ્વીકારતાં તલવારથી પ્રશ્નો પતાવવાની પદ્ધતિ બંધ થઈ અને યુધ્ધોનો યુગ આથમી ગયો.

## પ્રકરણ અગિયારમું

## ઈ. સ. ૧૮૨૦ થી ઈ સ. ૧૯૫૦

ઈ સ ૧૦૨૬મા મહમૂદ ગીઝનવીએ સોમનાથના પવિત્ર દેવાલયનો ધ્વંસ કર્યો, તે પછી પોણા ત્રણસો વર્ષ શાંતિમા પસાર કરી પ્રજાએ ઈ સ ૧૩૦૦મા અલાઉદ્દીન ખિલજીના પ્રબળ સૈન્યોદ્વારા સોમનાથનો વિનાશ જોયો અને તે પછી સતત ચાર સદીઓ સુધી એ જ કાર્યક્રમ વારવાર નિહાળ્યો

ઈ સ ૧૭૦૭મા મુગલાઇ સામ્રાજ્યને પોતાની અવિચારી નીતિને કારણે નબળું પાડી ઔરંગઝેબ મૃત્યુ પામ્યો અને તેના અનુગામીઓ, બાબરે સ્થાપેલુ આ ભવ્ય સામ્રાજ્ય સાચવી શક્યા નહિ, તેથી નાના નાના પ્રસંગોપાત અપવાદો બાદ કરતા ઈ સ ૧૭૦૭ પછી સોમનાથ ઉપર કોઇ આક્રમણ થયુ નહિ

મહારાષ્ટ્રમા પેશ્વાઇનો સૂર્ય ઉગ્યો અને તેના કિરણો ગુજરાત સૌરાષ્ટ્ર સુધી ફેલાયા તે વૃક્ષની એક ડાળ વડોદરામા પલ્લવી અને ત્યા ગાયકવાડની ગાદી સ્થપાઈ આ બન્ને સત્તાઓએ સૌરાષ્ટ્ર ઉપર અનેક વાર તેમના સૈન્યો દોરી રાજાઓ, જાગીરદારો અને જમીનદારો પાસેથી મોટી મોટી રકમો વસુલ કરી, પરતુ તેમના તરફથી સોમનાથના કે અન્ય દેવોના મદિરોને કે મસ્જીદોને ભય હતો નહિ ઉલટાના બન્ને સરકારોની નીતિને અનુસરતા અધિકારીઓએ સ્થળે સ્થળે ખડિત મદિરો સમરાવ્યા અને બધ પડેલા દેવસ્થાનોમા પુન મૂર્તિઓ સ્થાપી ધર્મને રક્ષણ આપ્યું, અને તે સાથે મસ્જીદો, મકબરાઓ અને દરગાહોની સુરક્ષા તથા નિભાવ માટે પણ પ્રબધ કર્યો

## કલમબંદી

તેમ છતાં પ્રભાસની કેટલીક સમાજ વિરોધી વ્યક્તિઓએ કોમવાદના ઠરી ગયેલા અનલને પ્રજ્વલિત રાખવાના મલિન હેતુસર તેમની નિંદ્ય પ્રવૃતિ જારી રાખી અને ઈ. સ. ૧૮૧૨ માં હિન્દુઓને આઘાત પહોંચે અને તેમની ધાર્મિક લાગણી દુભાય એવાં કેટલાંક કૃત્યો પ્રભાસમાં થયાં. જૂનાગઢની રાજ્ય સત્તા તેના માટે કાંઈ પણ પ્રબંધ કરી શકી નહિ. તેથી હિન્દુઓએ મહારાજા ગાયકવાડને અરજી કરી તેમની સહાય માગી. ગાયકવાડની સરકારે આ પ્રશ્ન યુદ્ધથી ન પતાવતાં, ઈસ્ટ ઈન્ડિયા કંપનીના અધિકારી કેપ્ટન મેકમરડોને જૂનાગઢ રાજ્ય ઉપર દબાણ લાવી, હિન્દુ પ્રજાને રક્ષણ આપવા આગ્રહ કર્યો. પરિણામે ઇસ્ટ ઈન્ડિયા કંપનીએ આ પ્રશ્ન હાથમાં લીધો અને ઈ. સ. ૧૮૧૩માં નવાબ બહાદરખાને પ્રભાસનાં તીર્થોની અમર્યાદ ન થાય તે માટે વચન આપતાં તેની કલમબંદી નીચેની શર્તોએ થઈ.

૧ પ્રભાસમાં હિન્દુધર્મની કશી અમર્યાદ નહિ થાય.

૨ જે હિન્દુઓ યાત્રાર્થે આવે તેમના ઉપર કોઈ કર લેવાશે નહિ.

૩ દેવસ્થાન તથા તીર્થની મર્યાદની ચોકી માટે ગાયકવાડ સરકારનો એક મહેતો પ્રભાસમાં રહે.

૪ તેના ખર્ચની કોરી બે હજાર પ્રતિવર્ષ ઘોરાજીની હુંડીથી આપવી.

૫ સરકારી મહેતા સાથે જમાદાર ઉમર બીન મહમદ મુખાસનનો[1] માણસ પ્રભાસમાં રહે.

૬ જમાદાર ઉમર બીન મહમદ મુખાસન બાંહેધરીનું જૂદું લખત કરી આપે.

---

૧ ઉમર બીન મહમદ મુખાસન જૂનાગઢનો બળવાન અમીર હતો તેણે પાછળથી બંડ કરેલું. જુઓ મારો 'સૌરાષ્ટ્રનો ઈતિહાસ.'

ઈ. સ. ૧૮૧૪માં નવાબ બહાદરખાને, આનંદરાવ ગાયકવાડને વિ. સં. ૧૮૭૦નાં પોષ વદી ૪નો પત્ર લખી પોતે ઉપરોક્ત શર્તોનું પુરેપુરૂં પાલન કરશે તેની ખાત્રી આપી. જેના પરિણામે પુઃન શાંતિ સ્થપાઈ.

## ગાયકવાડનું કારખાનું

સોમનાથમાં ગાયકવાડ સરકારે નીમેલા પૂજારી, સોમનાથની પૂજા કરતા. તે ઉપરાંત કલમબંદી અન્વયે એક મહેતાને પણ નીમતાં પ્રભાસમાં "ગાયકવાડનું કારખાનું" સ્થિત થયુ. આ કર્મચારીઓની ફરજ તીર્થનાં રક્ષણ અને વ્યવસ્થા જાળવવાની હતી.

ઇ. સ. ૧૮૨૨ માં ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ રાજકોટમાં એજન્સીની સ્થાપના કરી. પેશ્વાની સત્તા નષ્ટ થઈ અને ગાયકવાડની નિરંકુશ સત્તા ઉપર અંકુશ મુકાયો. બીજાં દેશી રાજ્યોની જેમ જૂનાગઢના નવાબે પણ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની સાર્વભૌમ સત્તા સ્વીકારી. મુગલાઈ પધ્ધતિથી ચાલતું રાજતંત્ર બંધ પડયું અને દિને દિને પાશ્ચાત્ય પધ્ધતિનું રાજ્યતંત્ર આકાર લઈ રહ્યું.

જૂનાગઢના તે પછીના નવાબોએ હિન્દુધર્મમાં દખલ કરી નહીં તેમ તેના પાલનમાં, મધ્યકાલમાં કરવામાં આવતાં તેમ અંતરાય ઊભા કર્યાં નહિ. સરાહે મહમદીને બદલે ઇન્ડિયન પિનલ કોડ–હિન્દુ લો વગેરે કાયદાઓ અમલમાં મૂકયા અને હિન્દુઓને તેમના ધર્મની આજ્ઞા પ્રમાણે ન્યાય મળવા માંડયો. મુસ્લીમોને તેઓ રાજકર્તાના ધર્મબંધુઓ છે તે માટે કોઈ ખાસ હકકો રહ્યા નહિ. રાજ્યની દૃષ્ટિમાં બન્ને કોમોના નાગરિક અધિકારો સમાન થઈ ગયા. નવાબોએ હિન્દુ દીવાનો અને સલાહકારો નીમ્યા અને તેમના પ્રયાસથી કોમવાદના ભયંકર રાક્ષસને ભસ્મિભુત કરવામાં આવ્યો.

તેમ છતાં વ્યક્તિગત નાના નાના પ્રસંગો ઉપસ્થિત થતા

ગયા અને જ્યારે જ્યારે હિન્દુઓએ રાજ્યને ફરિયાદ કરી ત્યારે ત્યારે તેમને દાદ મળતી ગઇ અને સમાજ વિરોધી તત્વોને નિર્મૂળ કરવા હુકમો કરવામાં આવ્યા.

વિ. સં. ૧૮૮૯ (ઈ. સ. ૧૮૩૩) માં સ્થાનિક કસાઇઓ તથા મચ્છીમારો હિન્દુઓની લાગણી દુઃખાય એવી રીતે જીવ હિંસા કરવા માંડયા, તેથી હિન્દુ પ્રજાએ નવાબને ફરિયાદ કરી અને નવાબ બહાદરખાને વિ. સં. ૧૮૮૯ ના વૈશાખ સુદી ૪ ની તિથિનું એક ફરમાન બહાર પાડયું તે પ્રમાણે (૧) હિન્દુનાં મકાનો (દેવસ્થાનો) મુસલમાનોએ પોતાનાં (ધર્મસ્થાનો) બરાબર ગણવાં. (૨) મચ્છીમારોએ તીર્થના જળમાં મચ્છી મારવી નહિ (૩) "આ હિન્દુનું પૂજાનું ઠેકાણું" છે[1] ત્યાં ગાયને કસાઈ લોકો તરફથી બિલકુલ ખરાબી થશે નહિ. (૪) તહેવારના દિવસે મુસલમાનો જીવહિંસા કરશે પણ હિંદુઓ જાણશે નહિ. (૫) મહાજન, બ્રાહ્મણો પોતાનું ખટકર્મ કરી સાહેબ પાસે દુઆ માંગશે."

આમ રાજ્યે વારંવાર હિન્દુઓની ધાર્મિક લાગણી દુઃખાય એવાં કૃત્યો બંધ કરાવ્યાં. વિ. સં. ૧૮૯૯ (ઈ. સ. ૧૮૪૩) ના આશાડ તારીખ ૨૪ ના રૂક્કાથી વેરાવળમાં થયેલા ગૌવધ માટે ભવિષ્યમાં તેવું નહિ બને તેની ખાત્રી આપી અને તે જ વર્ષના આસો માસની તારીખ ૧૦ ના હુકમથી તેવાં કૃત્યો ન કરવા આજ્ઞા આપી. એટલું તો નહિ પણ મુસ્લીમ આગેવાનો, જમાદાર એમદ હાંસુજી, ગની રહીમ, જીવા આતાજી તથા નુર પંજાએ તે જ તારીખનો એક પત્ર, મહાજનને લખી, આ કૃત્ય માટે માફી માંગી અને દિલગીરી દર્શાવી.

વિ. સં. ૧૯૦૬ (ઈ. સ. ૧૮૫૦) માં મહાજનની ફરિયાદ ઉપરથી નવાબે વિ. સં. ૧૯૦૬ ના અશાડ સુદી ૧૧ ના અને

---

૧ પ્રભાસ પાટણ

તે પછીના તે જ વર્ષના બીજા હુકમથી પાડા બકરાની કતલ માટે પણ પ્રબંધ કર્યો.

રાજ્યે આટલી સમાનદષ્ટિ અને ન્યાયવૃત્તિ રાખી હોવા છતાં વિ. સં. ૧૯૦૮ (ઈ. સ. ૧૮૫૨) માં પ્રભાસમાં ગૌવધ થયો અને હિન્દુઓએ ફરીથી નવાબને અરજી કરી. નવાબે વિ. સં. ૧૯૦૮ ના ચૈત્ર વદી ૩ ના પત્રથી હિન્દુપ્રજાને જણાવ્યું કે; 'ગાય હલાલ કીધી, હવેથી એવું કામ થાશે નહિ તમારા ધરમમાં કોઈ ખલેલ કરશે નહિ, કોલ સરકારશ્રીનો છે."

## નવાબના કુટુંબમાં ખટપટ

નવાબ હામદખાનજીના સમયમાં તેણે તેના ઓરમાન ભાઈ મહાબતખાનજી તથા તેનાં મા નાજુબીબીને કેદ કરેલાં. કર્નલ લેંગના પ્રયાસથી તેઓ મુક્ત થતાં રાધનપુર ચાલ્યાં ગયાં. નવાબે નાજુબીબીને સહાય કરનાર તેની મિત્ર ચાઈતાબુ તથા તેના પતિ લાલભાઈ રાણેખાનને પ્રભાસમાં કેદ રાખ્યાં. તેઓ અત્યારે જૂનો ઊતારો કહેવાય છે તે મકાનમાં રહેતાં; મહાબતખાનજી ઈ. સ. ૧૮૫૨ માં ગાદીએ આવતાં તેઓ પાછાં જૂનાગઢ ગયાં.

## ઘાંચીઓ

માંગરોળમાં વસતા મુસ્લીમ ઘાંચીઓને શેખ સાથે મન દુઃખ થતાં તેઓ મોટા સમુદાયમાં ઈ. સ. ૧૮૫૨ માં હિજરત કરી પ્રભાસમાં આવી વસ્યા.

## કલમબંદીનો ભંગ

ઈ. સ. ૧૮૧૩ ની કલમબંદી અનુસાર જૂનાગઢ રાજ્યે તીર્થોની મર્યાદા જાળવવા વચન આપેલું અને ગાયકવાડે તેના સંરક્ષણ માટે "કારખાનું" રાખેલું પણ સમય વ્યતિત થતાં આ શર્તો ભૂલાઈ ગઈ અને ગાયકવાડના કારખાનાના અધિકારીઓની કાર્યક્ષમતાના અભાવના કારણે કે બીજા કોઈ સંજોગો

વશાત્ સ્થાનિક તત્ત્વોએ ફરીથી હિન્દુઓનાં તીર્થસ્થાનોને "હરકત" કરવાનું શરૂ કર્યું. ઇ. સ. ૧૮૫૦ માં મુસ્લીમોએ શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો તે ઘાટ ઉપર મસ્જીદ બાંધવા પ્રયત્ન કર્યો. પ્રજાએ ગાયકવાડ સરકારને અરજ કરી અને તેણે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સરકાર પાસે વિરોધ નોંધાવ્યો. ગવર્નરે જૂનાગઢ રાજ્યનો જવાબ માગ્યો અને તેથી નવાબે હળીબખાં સરવાણી નામના અધિકારીને પ્રભાસ મોકલી તપાસ કરવા આજ્ઞા આપી. તેણે એવું નિવેદન કર્યું કે "ફરિયાદ એ છે કે દેહોત્સર્ગના સ્થાને અસલના જમાનાથી પીપળો હતો અને પાસે એક દીવાલ હતી. દીવાલ પાડી નાખવામાં આવી છે અને તેના પથ્થરો મસ્જીદના કાંગરા ચણવામાં વાપરી નાખ્યા છે. ત્યાં અનેક પ્રકારે જીવહિંસા થાય છે અને તે જગ્યા પાસેથી પસાર થવા માટે પણ હિન્દુઓને મનાઈ કરવામાં આવી છે. વસ્તુતઃ હકીકત એ છે કે દેહોત્સર્ગના પીપળા પાસે એક જૂની મસ્જીદ છે પણ તે વેરાન અને ખંડેર સ્થિતિમાં છે. તાજેતરમાં મુસલમાનોએ કાંગરાઓ મૂકાવી ત્યાં ફકીર રાખવા પ્રયત્ન કર્યો છે. આ વાત જાણવામાં આવતાં હિન્દુઓએ ખાસી સ્વારી શીલ બંદરે હતી ત્યાં આવી ફરિયાદ કરી. તપાસમાં માલુમ પડયું કે મસ્જીદ ખંડેર થઈ ગઈ છે અને જો મુસલમાનો તેનો ઉપયોગ કરે તો હિન્દુઓનું તીર્થ નજીક છે તેમાંથી પાણી લેવાની હિન્દુઓને હરકત થાય, તેથી મુસલમાનોને આ મસ્જીદ આબાદ કરવાની અને તેનો ઉપયોગ કરવાની સખ્ત મનાઈ કરવામાં આવી છે અને તે કામ મુલત્વી રાખવામાં આવ્યું છે."

નવાબે આ નિવેદન ઉપરથી કંપની સરકારને લખ્યું કે દેહોત્સર્ગના ઘાટ ઉપર વેરાન પડેલી મસ્જીદને આબાદ કરવા દેવામાં નહિ આવે. નવાબના વચન છતાં સ્થાનિક માણસોએ તેમની પ્રવૃતિ ચાલુ રાખી અને તે પવિત્ર સ્થળે રોજ જીવ-

હિંસા થવા માંડી. હિન્દુઓએ પુનઃ નવાબને અને ગાયકવાડ સરકારને અરજીઓ કરી અને પરિણામે ઇ. સ. ૧૮૫૧માં કાઠિયાવાડના પોલીટીકલ એજન્ટે આ વિષયમાં સત્યાસત્યનો નિર્ણય કરી નિકાલ આપવા એક કમીટી નીમી, જેમાં વડોદરા રાજ્યના પ્રતિનિધિ રાવસાહેબ ઠાકરશી પુંજા, જૂનાગઢ રાજ્યના પ્રતિનિધિ હબીબખા સરવાણી, પ્રભાસની હિન્દુપ્રજાના પ્રતિનિધિઓ જીભાઈ તથા ભવાનીશંકર અને મુસ્લીમોના એક પ્રતિનિધિ[1] નીમાયા. તેઓની તપાસને અંતે કમીટીએ પોલીટીકલ એજન્ટને એક નિવેદન રજૂ કર્યું, જેના આધારે કાઠિયાવાડના પોલીટીકલ એજન્ટે, પોરબંદર મુકામેથી તા. ૧૦–૬–૧૮૫૧ની એક યાદી લખી કે: "આ સ્થળે પ્રાણીઓને કતલ કરવામાં આવે છે. દેહોત્સર્ગની દીવાલ પાડી ત્યાં મસ્જીદ બનાવવામાં આવી છે. આ દીવાલ જૂના વખતની હતી અને તેનો આકાર મસ્જીદ જેવો હતો. મુસલમાનોએ ત્યાં મસ્જીદ આબાદ કરી ફકીર રાખવા પ્રયત્ન કરતાં નવાબે તે કામ બંધ કરાવ્યું છે."

## કોમી ઉપદ્રવ

જૂનાગઢના મુસ્લીમ નવાબે અને મુસ્લીમ અધિકારીઓએ નિષ્પક્ષપાત ન્યાય કર્યો. હિન્દુઓનાં તીર્થોની મર્યાદા જાળવી. મુસ્લીમોનો મોટો ભાગ શાંતિમય જીવન જીવવા અન્ય વ્યવસાયમાં પડયો, પણ જે તત્ત્વોને ઉપદ્રવ જ કરવો હતો તેમણે તેમની પ્રવૃતિ ચાલુ રાખી.

ઇ. સ. ૧૮૫૨માં નવાબ મહાબતખાન બીજા ગાદીએ આવ્યા. તે સગીર હતા અને તેના માની અસર નીચે રાજ્યતંત્ર હતું. આ માતાપુત્ર તેમના જૂનાં સહાયક ગ્રાઇતાબુના ઉપકાર નીચે હતાં. ગાઇતાબુ તથા તેના પતિ લાલભાઈ રાણેખાનને મહુ'મ નવાબે પ્રભાસમાં કેદ રાખેલાં તે જૂનાગઢ આવતાં, તેમનું નવાબ ઉપર પુરેપુરૂં વર્ચસ્વ જામી ગયું.

---

૧ આ નામ પ્રાપ્ત નથી.

પ્રભાસના તોફાની માણસોને તેમના પ્રભાસનિવાસ દરમ્યાન લાલભાઈ સાથે થયેલા પરિચયને કારણે તેઓની લાગવગનો લાભ મળશે, એમ ધારી ઇ. સ. ૧૮૫૮માં નવાબની સગીર વય સમાપ્ત થતાં તેને પૂર્ણ અધિકાર મળ્યો કે તરત જ તેમની સુષુપ્ત વૃત્તિઓ જાગૃત કરી, શશિભૂષણ મહાદેવના મંદિરમાં દાખલ થઈ તે ભ્રષ્ટ કર્યું અને મંદિરમાં ગૌવધ કર્યો. વેરાવળ તથા પ્રભાસના માર્ગો ઉપર જાહેર સરઘસો કાઢી, હિન્દુઓની મિલ્કતોને નુકશાન કર્યું. હિન્દુઓએ હડતાલ પાડી અને જૂનાગઢ, વડોદરા અને રાજકોટ અરજીઓ કરી રક્ષણ માગ્યું.

ગાયકવાડ સરકારે આ માટે કંપની સરકારને શીઘ્ર પ્રબંધ કરવા લખ્યું. હિન્દુસ્તાનમાં સ્થળે સ્થળે કંપનીની હકૂમતને પડકાર થઇ રહ્યો હતો. દિલ્હી, આગ્રા, ઝાંસી, કાનપુર, મેરઠ વગેરે સ્થળોમાં ઇ. સ. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય યુદ્ધની ઠંડી થયેલી જ્વાલાઓ નીચે ભારેલો અગ્નિ હજી ધગતો હતો ત્યાં ગાયકવાડ જેવા મિત્ર રાજાના પત્ર ઉપર ત્વરિત લક્ષ્ય આપવું જોઇએ, તેમ ધારી કંપની સરકારે કર્નલ વેનર નામના પોલીટીકલ એજન્ટને તરત જ પ્રભાસ જવા આજ્ઞા આપી. કર્નલ વેનર એક નાનાં સૈન્ય સાથે દમોદમ પ્રભાસ આવ્યો અને શશિભૂષણ મહાદેવના મંદિર પાસે જ સમુદ્રતીરે કેમ્પ નાખી, હિન્દુઓની ફરિયાદ સાંભળી અને મુસલમાનોને પણ તેમનો બચાવ કરવા તક આપી. કર્નલ વેનરે રાજ્યની ઈચ્છાથી બન્ને પક્ષો વચ્ચે સમાધાન કરાવ્યું. મુસલમાનોએ માફી માગી અને શશિભૂષણમાં શુદ્ધિયજ્ઞ કરવાનો ખર્ચ દંડ તરીકે આપ્યો.

### મહારાજા ખંડેરાવ ગાયકવાડ

પ્રભાસનાં તીર્થોની થતી અમર્યાદ માટે જાતે તપાસ કરવા મહારાજા ખંડેરાવ ગાયકવાડ, ઇ. સ. ૧૮૬૨માં પ્રભાસ આવ્યા. જૂનાગઢના નવાબે તેમના વજીર બહાઉદ્દીનભાઇને તેમની સાથે રહી પ્રશ્નો સમજાવવા આજ્ઞા કરી. તેણે મહારાજાને ખાત્રી

આપી કે જૂનાગઢ રાજ્ય ભવિષ્યમા આવા કોમી તોફાનો થવા નહિ દે અને નિંદ્ય અને નીચ કાર્યોને સખ્ત હાથે દાબી દેશે

પ્રભાસમા પુન શાતિ સ્થપાઇ બન્ને કોમો આગલા પ્રસગો વિસરી જઈ 'મિત્રો' થઇ ગઈ કોમવાદીઓનુ જોર તૂટી ગયુ અને આવા છમકલા કરવાથી કોઈ ફાયદો થવાનો નથી તે સત્ય, તેવી મનોવૃતિ ધરાવતા માણસો જાણી ગયા

## પ્રભાસની જેલનું તોફાન

પ્રભાસમા અત્યારે ભરડાપુર નામે ઓળખાતા સ્થળે પુરાતન સમયનુ તુરગ નામે ઓળખાતુ એક કારાગૃહ હતુ તેમા ભયકર ગુનાઓ માટે સજા પામેલા અપરાધીઓને શિક્ષા ભોગવવા માટે રાખવામા આવતા

ઇ સ ૧૮૭૬ના વૈશાખ માસની પૂર્ણિમાના દિવસે આ કારાગૃહના કેદીઓએ બડ કર્યું પહેરેગીરોને મારી નાખ્યા, અને જેઓ છૂટી શક્યા નહિ તેમની ઓરડીઓના સળીઆ ભાગી નાખ્યા પહેરેગીરોની બદુકો તથા દારૂગોળો કબ્જે કર્યા અને એકબીજાની બેડીઓ તોડી સર્વેને છૂટા કર્યા સહુ કેદીઓ ભેગા મળીને કારાવાસની દીવાલો ઉપર ચઢી ગયા અને ગોળીબાર કરવા લાગ્યા શહેરમા દુકાનો બધ થઇ લોકો ભયગ્રસ્ત થઇ ઘરોમા ભરાઈ ગયા તુરગના અધિકારીને ખબર મળતા તેણે નિવૃત પોલીસ અધિકારી અને સ્થાનિક અગ્રણી ખાન બહાદુર સૈયદ અલી બીન એદ્રુસની સહાય માગી તેણે શશિભૂષણ પાસે કેમ્પ કરી પડેલા કોઈ અગ્રેજ અમલદારની મદદ મેળવી તેઓએ જેલને ઘેરી અને બદુકોમાથી ગોળીઓ છોડવા માડી કેદીઓ સુરક્ષિત સ્થળે હતા બારીઓ અને જાળીઆમાથી નિશાન લઇ ગોળીઓ વરસાવતા હતા ઘેરો ઘાલનાર મેદાનમા હતા બપોરથી શરૂ થયેલુ આ ધીગાણુ સધ્યાકાળ સુધી ચાલ્યુ કેદીઓ પૈકીના ચાર આગેવાનો મરાઇ ગયા અને છ પકડાઇ ગયા

આ છએ કમભાગ્ય કેદીઓને ખાન બહાદુરે પોતાની કેદમાં રાખી તેના માટે શું નિકાલ કરવો તે જૂનાગઢ પૂછાવ્યું. જૂનાગઢથી રાજ્યાજ્ઞા આવી કે ખાન બહાદુરને યોગ્ય લાગે તેમ નિકાલ કરે.

ખાન બહાદુર સૈયદ અલવી બીન એદ્રુસ એકાદ સદી પહેલાં અરબસ્તાનથી પ્રભાસમાં આવી વસેલા એદ્રુસ કુટુંબના હતા. તેઓ કાઠિયાવાડના ડેપ્યુટી સુપ્રીટેન્ડેન્ટ ઓફ પોલીસ હતા અને વાઘેરોના બહારવટાં વખતે તેમની સામે ધીંગાણાં કરેલા. તેઓ નિવૃત થઈ પ્રભાસમાં રહેતા. ઈ. સ. ૧૮૬૦ લગભગ તેમને બ્રિટિશ સરકારે ખાન બહાદુર બનાવેલા અને તેમને જૂનાગઢ રાજ્ય હરકત ન કરે તેવી બાંહેધરી આપેલી. તે સમયના તેઓ એક ભદ્ર પુરુષ હતા. તેમણે આ છએ અપરાધીઓને પીળી મસ્જીદ[1] પાસે હાથ પગ બાંધી પોતાને હાથે તેઓની ગરદન ઉપર તલવારના ઝાટકા મારી દેહાંત દંડની શિક્ષાનો અમલ કર્યો.

## સાંસ્કૃતિક પ્રવૃત્તિ

ઈ. સ. ૧૮૮૦ ના વર્ષમાં પ્રભાસમાં હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ, પ્રતાપરાય વસંતરાય સૌરાષ્ટ્રકર, દામોદરદાસ હીરજી જગડ અને અન્ય મિત્રોએ, પ્રભાસ આર્યોત્કર્ષક સભા નામની એક સંસ્થા સ્થાપી.

"વીતતી' તી દીર્ઘ રાત્રી ને થતો પરોઢ દેશમાં[2]" એ પરિસ્થિતિ હતી. ગત સદીઓનું અજ્ઞાનતિમિર, જ્ઞાનસૂર્યના ઉદય થવા સાથે વિલાઈ જતું હતું. મુંબઈમાં કવિ નર્મદાશંકરે સુધારાની ઘોષણા કરી હતી. વિદ્યા અને સંસ્કાર સિંચનની પ્રવૃત્તિ મુંબઇ ગુજરાતમાં વિકસી હતી. જૂનાગઢમાં મણિશંકર

---

૧ આ મસ્જીદ પૂર્વે કોઈ મંદિર હતું અત્યારે તે રેતીમાં દટાઈ ગઈ છે.
૨ કવિશ્રી નાનાલાલ.

કીકાણી અને રૂદ્રજી સુદરજી રાણા, જેવા સમર્થ સુધારક પુરુષોએ સમાજના જૂના બ ધનો તોડી અ ધ શ્રદ્ધા અને વહેમના વાદળો વિખેરી નાખ્યા હતા સ્વામી દયાન દ સરસ્વતીએ તેમના ભાષણો લેખો અને ઉપદેશદ્વારા અત્યાર સુધી અ ધારની જવનિકા પાછળ છૂપાવેલા સત્યધર્મના રહસ્યને પ્રગટ કર્યું હતુ

આ બધા સુધારકોના મ તવ્યો સામે ઘણા માણસોએ વિરોધ કર્યો છતા તેનાથી આ મિત્રમ ડળને કઈ અસર થઈ નહિ તેણે તો મધ્યકાલીન યુગના પરાધીન સમાજને વિશેષ વિવેકભ્રષ્ટ થતો રોકવા આર્યોત્કર્ષ સભા સ્થાપી પ્રમાણિક પ્રયત્નો શરૂ કર્યા

આ સમયમા હોળીના દિવસોમા અસહ્ય અને નિંદ્ય તોફાનો થતા લોકોના ઘરમા દાખલ થઇ ચોરી કરવામા આવતી અને ચોરાયેલો માલ હોળીમા હોમવામા યુવાનો ગૌરવ લેતા ગધેડા ઉપર બેસીને મોટા મોટા માણસો નગરના માર્ગોમા અપશબ્દો બોલતા કે અશ્લિલ ગીતો ગાતા ફરતા હોળીના ત્રણ દિવસો કોઈ સ્ત્રી કે સજ્જન પુરૂષ ઘરમાથી બહાર નીકળી શકતા નહિ બલ્કે ઘરમા બેસીને પણ આ શબ્દો સાભળી શકતા નહિ

જન્માષ્ટમીના દિવસે ઉઘાડેછોગ જુગાર રમાતો જુગાર રમવો એ પણ એક ધાર્મિક ફરજ મનાતી અને એ અપવિત્ર કાર્ય કરનારાઓમા કોઈ અપવાદ હતો નહિ નિરક્ષરતાનુ પ્રમાણ વધી ગયુ હતુ અને વ્યસનો પ્રજાની પાયમાલી કરી રહ્યા હતા

આ દૂષણોને દૂર કરી પ્રભાસની પ્રજાને તેના ગતગૌરવ નુ ભાન કરાવવા આર્યોત્કર્ષ સભાએ જુદા જુદા કાર્યક્રમો યોજ્યા હોળીના દિવસોમા વસ તોત્સવ ઉજવ્યો જ્યા અપશબ્દો ના ઘોષ થતા અને જ્યા અશ્લિલ ગીતો અને ગમતો રમાતી ત્યા શાસ્ત્રીય સ ગીત અને વાદ્ય સ ગીતના નાદ ગૂ જતા થયા

જન્માષ્ટમીના તહેવારમાં શ્રીકૃષ્ણજન્મનું નાટક ભજવાતું થયું અને શ્રીકૃષ્ણના જીવન અને તેના પ્રસંગો ઉપર કવિતાઓ, ભાષણો, વાર્તાલાપો અને અન્ય સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાયા.

આ કાર્યક્રમની સફળતાથી પ્રેરાઈ પ્રતાપરાય વસંતરાયે ગુજરાતી નાટકો લખ્યાં. હરપ્રસાદ ઉદયશંકર દેશાઈએ હિન્દી નાટકો લખ્યાં. પ્રભાસ આર્યોત્કર્ષ નાટક મંડળીએ સદુપદેશ, સત્યધર્મ અને સંસ્કાર પ્રેરનારાં આ નાટકો અવેતન કલાકારો, ભટ શંકરજી ભાણજી, રેવાશંકર ભાણજી, નથુરામ જાની ઇંદ્રજી જેઠારામ, રેવાશંકર આચાર્ય, અંબાશંકર આચાર્ય, નથુરામ પાઠક વગેરેના[1] સહકારથી ભજવી જનતાને મુગ્ધ કરી અને નગરનું વાતાવરણ શુદ્ધ કર્યું.

પાઠક નથુરામ પરમાનંદે પ્રભાસના શિલાલેખોની નકલો કરી, તેનાં ભાષાંતર કરી, ઈતિહાસ સંશોધનના વિષયમાં હરપ્રસાદ ઉદયશંકર દેશાઈએ શરૂ કરેલી પ્રવૃત્તિમાં સક્રિય સાથ આપ્યો.

સોમનાથના ખંડિત દેવાલયમાં લોકો દિશાએ જતા અને તેને રોજ એકાદ ટોચો પણ મારી આવવો, એ પોતાનો ધર્મ છે એમ માની, કેટલાક લોકો તેને નુકશાન પહોંચાડતા. આ મંદિરનો પુનરોદ્ધાર કરવા માટે ન તો શક્તિ હતી, ન તો સમય એટલે હરપ્રસાદ ઉદયશંકર દેશાઈએ તેના મિત્રો પ્રતાપરાય વસંતરાય તથા ચિશ્તી સમનમિયાં હકીમના સહકારથી એક જીમખાના ક્લબની સ્થાપના કરી અને એક ટેનિસ કોર્ટ પણ બનાવ્યું. મંદિરમાં ખુરશીઓ અને ટીપાઇઓ ગોઠવી શેતરંજ અને એવી રમતો રમવાની યોજના કરી. ક્રિકેટ અને ટેનીસ પણ રમાતાં થયાં અને સોમનાથનું મંદિર જીર્ણ તો હતું જ પણ

---

૧ સર્વે કલાકારોનાં નામ પ્રાપ્ત નથી. આ વિષયમાં વિગતો માટે જુઓ "પિતૃતર્પણ."

અપવિત્ર થતુ હતુ તે વિશેષ થયુ નહિ ઇ સ ૧૮૮૨ ના જુલાઇ માસમા એક સાજે ટેનિસના ખેલાડીઓ અને પ્રેક્ષકો વરસાદ આવતા મ દિરમા ગયા અને ગેતર જની બાજી મ ડાણી ત્યા વરસાદ નરમ પડયો, એટલે સમનમીયા હકીમે સહુને બાજુમા જ આવેલા પોતાના મકાનમા ચા પીવા આવવા આમ ત્રણ આપ્યુ સહુ ઊઠીને થોડે દૂર ન ગયા ત્યા સભામ ડપનો ઘૂમ્મટ તૂટી પડયો જો પાચેક મિનીટ મોડુ થયુ હોત તો પ્રભાસના અગ્રગણ્ય વીમેક યુવાનો મૃત્યુના મુખમા હોમાઇ જાત

આ મ ડળીએ ભીમેશ્વરમા એક અખાડો શરૂ કર્યો, અને તરવાની હરીફાઇઓ યોજી, શારીરિક તાલીમ પ્રતિ પ્રજાના જીવનમા રસ જાગૃત કર્યો

આ સમયમા પ્રભાસમા દાદુ લઘો અને ગુલાબરાય મૂળચ દ વૈદ નામના સમર્થ સ ગીતકારો હતા હરપ્રસાદ ઉદય શ કર દેશાઈ પણ સ ગીતકલાના સ્વામી હતા આ સર્વે સ ગીત શોખીનોએ શાસ્ત્રીય સ ગીતના જ્ઞાનનો પ્રચાર કર્યો અને પરિણામે પ્રભાસમા ઘેર ઘેર શાસ્ત્રીય સ‘ગીત ગૂ જવા લાગ્યુ [1]

પ્રભાસના બ્રાહ્મણોમા પણ જ્યેષ્ઠાગમ આચાર્ય, ઇશ્વરજી ભટ, વાસુદેવ આચાર્ય વગેરે વિદ્વાનોના નિઃસ્વાર્થ પ્રયાસોથી ઊગતી પેઢીમા સ‘સ્કૃતના અભ્યાસ અને શાસ્ત્રોના પઠનની રુચિ ઉત્પન્ન થઈ, અને નૂતન યુગનો આર‘ભ થયો

ઇશ્વરજી ભટે તો જર્મન વિદ્વાન અને સ સ્કૃતના પ્રતિષ્ઠિત પ ડિત ડૉ બુલ્હરની શ કાઓનુ નિવારણ કરેલુ

પ ડિત મહાદેવ જાગેશ્વરે, સ્વામી દયાન દ સરસ્વતી પાસે બેસી તેના જગત પ્રસિદ્ધ ગ્ર થ સત્યાર્થપ્રકાશનુ અનુલેખન લીધેલુ‘

---

૧ વિગતો માટે જુઓ ‘ પિતૃતર્પણ ’

મીયા અલ્વી બીન એદ્રુમની ડેલીએ મોટો ડાયરો ભરાતો તેમા નગરના ભદ્રપુરુષો હાજરી આપતા ત્યા હિન્દુ મુસલ માનનો ભેદ હતો નહિ ચિશ્તી સૈયદો પણ યુનાની હિકમતમા નિષ્ણાત ગણાતા ચિશ્તી સમનમીયા જામસાહેબના કુટુબહકીમ હતા આ કુટુબમા પણ વિદ્યા કળા સસ્કાર અને સજ્જનતા હતી પ્રભાસનુ વાતાવરણ એ પ્રમાણે ઇ સ ૧૮૮૮ સુધી ઘણુ જ મૈત્રીભર્યુ અને સ્વચ્છ હતુ પરતુ કોઇ પણ પ્રદેશ નગર કે ગામ સમાજ વિરોધી તત્વોથી વચિત હોતા નથી, તેમ અહીં પણ કેટલાક માણસોને અશાતિ પ્રિય હતી અને તેથી તેમણે સમાજના શાત અને નિર્મલ સલીલમા કોમવાદનો પથ્થર નાખી ભયકર વમળો ઉત્પન્ન કર્યા

## પુન કોમી ઝગડો

પ્રભાસમા ઉનાળામા દરેક જ્ઞાતિ શીતળાની ઉજાણીએ જાય છે તે પ્રમાણે, વિ સ ૧૯૪૪ (ઈ સ ૧૮૮૮) ના વૈશાખ માસમા લોકો ઉજાણીએ ગયેલા, ત્યારે મોટા દરવાજા પાસે કોઈ તોફાની માણસે બકરા અને પાડા મારી તેનુ માસ માર્ગ વચ્ચે વેર્યુ તે ઉપરથી મહાજને ફરિયાદ કરતા, પોલીસે તપાસ કરી પણ કોઈ પકડાયુ નહિ તેથી ક્રોધે ભરાઈને અથવા ઉત્તે જિત થઈને અમુક શખ્સોએ તે જ વર્ષના અષાડની પૂર્ણિમાને રોજ એક ગાયને સરઘસમા ફેરવી તેની જાહેરમા કતલ કરી અને તે સાથે ધર્મઝનૂન અને કોમવાદના રાક્ષસે ફરીથી તેનુ વિકરાળ જડબુ ઉઘાડયુ

ત્રિવેણીના પવિત્ર જળમા સરકારની મનાઈ હોવા છતા મચ્છી મારવા માટે મચ્છીમારોએ તીર્થકાઠે જ ઝુપડા બાધી, યાત્રિકોની લાગણી દુખાય તેવા કૃત્યો આચર્યા અને દેહોત્સર્ગના પવિત્ર પીપળાને કાપી નાખ્યો એટલુ તો નહિ પણ અવધૂતે શ્વર મહાદેવની ગુફાનો પણ એક વ્યક્તિએ કબ્જો કરી લીધો આર્યોત્કર્ષક સભાના સભ્યો નોકરી અર્થે બહારગામ ચાલ્યા

ગયા હતા. તેમણે કોમી ઝગડાઓ બંધ કરાવી વિદ્યા કળા અને સંસ્કાર પ્રતિ બંને કોમોને આકર્ષી શાંતિનું વાતાવરણ સ્થાપવા કરેલી વર્ષોની મહેનત આમ વ્યર્થ ગઈ.

હિન્દુઓએ નવાબને કાને તેમની ફરિયાદો પહોંચાડી અને જૂનાગઢના દીવાન શ્રી હરિદાસ બિહારીદાસ દેશાઇએ પ્રભાસ મુકામ કરી બન્ને પક્ષોને સાંભળી તા. ૯મી સપ્ટેમ્બર ૧૮૮૯ના રોજ તકરારી સ્થાનો નજરે જોઈ, તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૮૮૯ ના રોજ એક ઠરાવ કરી હિન્દુઓની કેટલીએક માગણીઓ મંજૂર કરી અને કેટલીએક નામંજૂર કરી.

આ ઠરાવનાં પરિણામે કડવાશ દૂર થવાને બદલે વધી ગઇ, અને છ માસનો સમય વ્યતિત ન થયો ત્યાં તો પ્રભાસ નગરમાં આવેલ રામપુષ્કર કુંડમાં, રામનવમીના પવિત્ર દિવસે સ્નાન કરતા વાસુદેવ આચાર્ય અને બીજા બ્રાહ્મણો ઉપર મુસ્લીમોએ ખૂલ્લી તલવારોથી હૂમલો કરી તેમને જખ્મી કર્યા. અને તે સાથે કુંડ પાસેની વાવમાંથી હિન્દુઓ પાણી ભરતા તેમના દેખતાં ગૌવધ કરી તેનું લોહી તે વાવમાં નાખ્યું. વિષ્ણુકુંડમાં પણ હિન્દુઓને સ્નાન કરવામાં અંતરાય ઊભા કર્યા અને નવરાત્રિમાં હિન્દુઓ ગરબી લેતા હતા ત્યાં કેટલાક મુસ્લીમો તલવારો અને કુહાડીઓ લઈ તેના ઉપર તૂટી પડયા. જૈનોના પર્યુષણના વરઘોડા ઉપર પણ તે જ પ્રમાણે હૂમલો કરી ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાવી દીધું.

એ સાથે પોતાના હક્કો સ્થાપિત કરવા વિના કારણે નેજાઓ સાથે એક મોટું સરઘસ કાઢી મુસ્લીમો મોટા મોટા અવાજો કરતા હિન્દુ લત્તાઓમાં ફર્યા અને ચોબારી, ભીડિયા, ભાંગેલ કોઠા વગેરે સ્થળે નવી કબરો બનાવી દીધી.

પ્રભાસમાં હિન્દુઓને જીવન જીવવું અસહ્ય થઇ પડયું, અને નવાબની સરકારે તેમના ધર્મમાં દખલ નહિ થાય તેવાં વચન આપ્યાં હોવા છતાં અને રાજ્યના દીવાન હિન્દુ હોવા

છતાં પ્રતિદિન બનતા આવા બનાવોથી પ્રજા ત્રાસી ગઈ. આગેવાનો હિજરત કરી ગયા અને મુંબઈના વર્તમાનપત્રો અને અગ્રગણ્ય નાગરિકોએ આ પ્રશ્ન પરત્વે બ્રિટિશ સરકારનું ધ્યાન ખેંચી તેની દરમ્યાનગીરીની માગણી કરી.

## હંટર કમીશન

સાર્વભૌમ સત્તાએ આ વિષયમાં તપાસ કરી પ્રભાસના કોમી ઝગડાનો કાયમી નિકાલ લાવવા માટે તથા તકરારનાં કારણો કાયમ માટે દૂર કરવાના માર્ગો સૂચવવા કર્નલ જે. એમ. હંટર નામના અંગ્રેજ અધિકારીના અધ્યક્ષપદે એક કમિશન નીમ્યું. આ કમિશનમાં હિન્દી સિવિલ સર્વિસના મિ. (પાછળથી સર) મિરઝાં અબ્બાસ અલીબેગ તથા મી. રણછોડલાલ કપુરચંદ દેશાઈને સભ્યો નીમ્યા.

કમિશન પાસે પોત પોતાનો કેસ રજૂ કરવા બન્ને કોમોને તેમના પ્રતિનિધિઓ નીમવા કમિશને આજ્ઞા કરી અને તે અનુસાર ભટ નથુ નારાયણ, આચાર્ય રણછોડ વિશ્નુ, આચાર્ય અંબાશંકર મૂળશંકર, વૈદ માણેકલાલ ત્ર્યંબકલાલ, જાની શિવશંકર જેશંકર, શાહ વસનજી સવચંદ તથા શાહ સૌભાગચંદ વાલજીને હિન્દુઓએ તેમના મુખત્યારો નીમ્યા, અને તે પ્રમાણે મુસ્લીમોએ સૈયદ વલનમીયાં કાસમમીયાં, કાજી આજમમીયાં અબામીયાં, મેમણ હબીબ તાર તથા મેમણ મામદ વલીને તેમના મુખત્યારો તરીકે નીમ્યા.

કમિશને આ ગૃહસ્થોની હાજરીમાં તકરારી સ્થળોની મુલાકાત લઈ તેમના વાંધાઓ સાંભળ્યા. આ કામમાં કાયદેસરની રજૂઆત થાય તે માટે કમિશને, હિન્દુઓને મી. ગૌરીશંકર ત્રિકમજી અને મી. ત્ર્યંબકરાય ત્રિકમરાય મજમુદારને વકીલો તરીકે રોકવા પરવાનગી આપી. મુસ્લીમોએ કોઇ વકીલને રોકવા માગણી કરી નહિ.

કોમી કલહનો ત્વરિત અંત આવે તે માટે મી. ત્ર્યંબકરાય

મજમુદારે એક સમાધાનની 'ફોર્મ્યૂલા' તૈયાર કરી રજૂ કરી મુસલમાનોએ તે સ્વીકારી નહિ તેથી કમિશને સાક્ષીઓ તપાસી[1] તા ૨જી મે ૧૮૯૩ના રોજ તેમના અભિપ્રાય સાથે એક નિવેદન જૂનાગઢ રાજ્યને રજૂ કર્યું

જૂનાગઢ રાજ્યે કમિશનની ભલામણો સ્વીકારી જુદી જુદી બાબતો માટેના નવ હૂકમો તારીખ ૯મી ડીસેમ્બર ૧૮૯૩ના રોજ કાઢી નીચે પ્રમાણે આજ્ઞા કરી

ન ૫૪૯ તીર્થના પવિત્ર જળમા માછલા મારવા નહિ

ન ૫૫૦ રૂદ્રકુંડમા હિન્દુઓને સ્નાન કરવાનો હક્ક હોવાથી તેમા અવરોધ કરવો નહિ

ન ૫૫૧ દેહોત્સર્ગ ઉપરની કહેવાતી મસ્જીદ ફરી વસાવવી નહિ અને કહેવાતી તાનાશાની કબર ઉપર મુસલમાનો પૂર્વ તથા દક્ષિણ બાજુ ચાર ફીટ ફરતી જગ્યામા ફાતેહા પડે અને ઉત્તર તરફ આબલીના ઝાડ સુધીની હદમા તે ક્રિયા કરતી વખતે ઊભા રહે

ન ૫૫૨ ખારી વાવમાથી પાણી લેવાનો હક્ક કોઇને નહિ

ન ૫૫૩ રામપુષ્કર કુંડ અપવિત્ર થઈ જવાથી તેમા હિન્દુઓએ સ્નાન કરવા જવાનુ અયોગ્ય છે

ન ૫૫૪ કતલખાનાનુ સ્થળ હવે પછી મુકરર કરવામા આવશે

ન ૫૫૫ રામવાડી પાસેના છીલ્લો અને દેહોત્સર્ગ ઉપરની કબર, બન્ને કદી આબાદ કરવા નહિ

ન ૫૫૬ કબ્રસ્તાનની હદ આસીસ્ટન્ટ દીવાન અરદેશર જમશેદજીએ મુકરર કરવી

---

૧ આ સાક્ષીઓમા મુ પત્વે ભ૦ ઇશ્વરજી નારાયણ બાવા બુધગર ભોજગર તથા માજી વહીવટદાર વૈદ્ય છબીનારામ મોતીરામ હતા સ્થળોની બતાવણી ભ૦ કમા પ્રાણશંકર તથા આચાર્ય અબાશંકર મૂળશંકરે કરેલી

## દેહોત્સર્ગનું તોફાન

કમીશનની ભલામણો પ્રમાણે થોડા ફેરફાર સાથે રાજ્યે બહાર પાડેલા હુકમો પછી કોમી કડવાશ ન રહે તે સ્પષ્ટ હતું. મુસ્લીમ આગેવાનોએ તેનો અમલ કરવા વચન પણ આપ્યું છતાં અસંતોષી અને અશાંતિમાં આનંદ માનતાં કેટલાંક તત્ત્વોએ દેહોત્સર્ગના પવિત્ર પીપળા પાસે વહેતાં હિરણ્યાનાં જળમાં ઈ. સ. ૧૮૯૪માં તાઝીઆ દફન કરવા માટે હઠાગ્રહ કર્યો. આ ઉપરથી સ્થાનિક મેજીસ્ટ્રેટે સુલેહનો ભંગ ન થાય તે માટે ક્રિમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૪૪મી લાગુ કરી. તેમ છતાં તા. ૨૫મી જુલાઈ ૧૮૯૪ના રોજ તાઝીઆનું સરઘસ ત્યાં લઈ જઈ ઘાટ ઉપર વસતા છ સાધુઓ અને ઉપસ્થિત બ્રાહ્મણો વલ્લભજી રતનજી, જેશંકર ઋષિ, વગેરેને મારી નાખ્યા. ફરજ ઉપરના પોલીસ દફેદાર નાગરદાસ, સરકારી ડોકટર મનોરદાસ, તેના કમ્પાઉન્ડર, દવાખાનાના પટાવાળા તથા વેકસીનેટરનાં પણ ખૂન કર્યાં.[1] મંદિરો સળગાવી દીધાં અને ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાવી દીધું.

પોલીસનું બળ આ તોફાનને દાબી દેવા માટે પૂરતું ન હતું. તોફાને ચડેલા ઝનુની ટોળાનો ઈરાદો તાઝિયા દફન કરી શહેરમાં તોફાન કરવાનો હતો તેથી પ્રભાસના આસીસ્ટન્ટ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે સુત્રાપાડા પોલીસ અધિકારી અને પ્રભાસના વતની હરપ્રસાદ ઉદયશંકર દેશાઈને તેને મદદ કરવા માટે આવી જવા તાકીદનું તેડું મોકલ્યું અને તે આવી પહોંચે ત્યાં તો આ ખુનો થઈ ગયાં હતાં અને ટોળું બેકાબુ બની મારફાડ કરતું હતું.

---

૧ એમ કહેવાય છે કે ડોકટર, કમ્પાઉન્ડર, વેકસીનેટર તથા પટાવાળાને કોઈએ ખોટા સંદેશા મોકલી ત્યાં બોલાવ્યા હતા અને તેઓ ગયા, ત્યાં પૂર્વયોજીત કાવત્રું હોય તેમ તેઓને મારી નાંખ્યા.

દેશાઈ કુટુબ પ્રત્યે પ્રભાસના મુસ્લીમો અને હિન્દુઓને માન અને વિશ્વાસ હતો હરપ્રસાદનો સ્થાનિક મુસ્લીમો ઉપર કાબૂ હતો અને પોતે સશક્ત, સશસ્ત્ર અને શક્તિશાળી હતા તેથી કઈક તેમની શક્તિને કારણે અને કઇક તેમના પ્રત્યેના પ્રેમ અને માનના કારણે તરત જ તે મામલાને કાબૂમા લાવી શકયા એકલે હાથે તેમણે મોટા તોફાને ચઢેલા ઝનુની ટોળાને શાત પાડી વિખેરી નાખ્યુ અને થોડી જ કલાકોમા ૯૨ તોફાનીઓને પકડી શહેરમા શાતિ સ્થાપી દીધી

આ હત્યાકાડના હૃદયદ્રાવક સમાચાર ભારતભરમા વર્તમાનપત્રો દ્વારા ફરી વળ્યા મુબાઇના અગ્રગણ્ય નાગરિકો મર મનમોહનદાસ રામજી, શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસ, શેઠ વસનજી નદજી, શેઠ લીલાધર નદજી વગેરેએ આ પ્રશ્ન ઊપાડી લીધો અને વર્તમાનપત્રો અને જરૂરી સભાઓ દ્વારા હિન્દસરકાર પાસે ન્યાય માગવાના ઠરાવો થયા અને રક્ષણ માટે શીઘ્ર પગલા ભરવા દબાણ કર્યું મુબઇમા અને અન્ય શહેરોમા પણ કોમી હુલ્લડો ફાટી નીકળ્યા અને જૂનાગઢના રાજ્યતત્રમા પણ ખળભળાટ થયો

**ખાસ અદાલત**

જૂનાગઢ રાજ્યની નીતિ તટસ્થ અને કોમવાદથી પર હતી મુસ્લીમ આગેવાનો કોમી તોફાનો માટે જવાબદાર હતા નહિ, છતા બીનજવાબદાર વ્યક્તિઓના દુષ્કૃત્યોથી રાજ્યની પ્રતિષ્ઠાને હાનિ પહોચી હતી, રાજ્યે આ કારણે હુલ્લડ કેસ ચલાવવા માટે ખાસ અદાલતની નિમણુક કરી

પ્રાથમિક તપાસ માટે મિ બી ઈ મોદી નામના એક ડેપ્યુટી કલેક્ટરની સેવાઓ જૂનાગઢ રાજ્યને મુબાઈ સરકારે ઉછીની આપી તેણે ૮૭ આરોપીઓને સેશન્સ કમીટ કરતા

રાજ્યે પ્રખ્યાત નેતા અને ધારાશાસ્ત્રી સર ફીરોઝશાહ મહેતાના અધ્યક્ષપદે મી. આર. એસ. ટીપનીસ તથા સૈયદ નુરદીન નામના સભ્યોનાં એક ન્યાયપંચ (ટ્રીબ્યુનલ)ની નિમણુંક કરી.

ન્યાયપંચ કાર્ય શરૂ કરે તે પહેલાં પ્રોસીકયુશનને એક મોટી મુશ્કેલી ઉપસ્થિત થઈ. મુસ્લીમોના ભયના કારણે મુખ્ય સાક્ષીઓ પ્રભાસ છોડી ચાલ્યા ગયા હતા. તેઓ કોર્ટની હકૂમત બહાર હતા અને પોતાથી આવવા ખુશી ન હતા. તેઓએ લખી મોકલેલું કે તેમના જાન જોખમમાં છે અને તે સલામત રાખવાની રાજ્યની શક્તિમાં તેમને વિશ્વાસ નથી.

આ સાક્ષીઓમાં મુખ્ય સાક્ષી નૃસિંહ મંદિરના મહંત સર્વેશ્વરદાસજી હતા. તેઓ ઈ. સ. ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામમાં લડેલા એક વીર સૈનિક હતા. સાધુ થઈ ગયા પછી તે પ્રભાસમાં રહેતા. મુસ્લીમોએ દેહોત્સર્ગના મંદિર ઉપર આક્રમણ કર્યું ત્યારે એક તલવાર પકડી તેણે દ્વારમાં ઉપસ્થિત થઇ મંદિરનું અને અંદર આવી ગયેલા બ્રાહ્મણોનું રક્ષણ કર્યું હતું. તેના પાસેથી એક પણ તોફાની અંદર જઈ શકવાની હિમ્મત કરી શકેલો નહિ. સાક્ષીઓને જૂનાગઢ લઈ આવવા માટે રાજ્યે હરપ્રસાદ ઉદયશંકર દેશાઈને મુંબઈ મોકલ્યા અને તેઓ આ સાક્ષીઓને સમજાવી હૈયાધારણ અને હિમ્મત આપી પ્રભાસ તેડી આવ્યા.

મુસ્લીમ આરોપીઓના બચાવ માટે રાજ્યે મી. આર બ્રેનસન નામના બેરીસ્ટરને રોકયા અને પ્રોસીકયુશન માટે મી. માણેકશાહ જહાંગીર તાલ્યારખાન તથા મિ. ગોકુલદાસ કહાનદાસ પારેખને રોકવામાં આવ્યા.

સર ફીરોઝશાહ મહેતાના ન્યાયપંચે અઢાર આરોપીઓને

જુદી જુદી સજાઓ કરી અને બીજાને છોડી મૂક્યા[1]

આ કેસમા રાજ્યને રૂપિયા ૨૦૭૪૧૯–૭–૭ નો ખર્ચ થયો

દેહોત્સર્ગના ઘાટ ઉપર થયેલા ખૂનોમા ચોજકોને ન્યાયા લયે શિક્ષા કરી પણ બન્ને કોમો વચ્ચે વધી ગયેલી કડવાશ દૂર થઈ નહિ. નાગરિક જીવન કલુષિત થઇ ગયુ મુસલમાનોનો નિર્વાહ હિન્દુ પ્રજા સાથેના વ્યાપાર રોજગાર ઉપર અવ લબિત હતો અને હિન્દુઓને પણ મુસલમાનોનો બહિષ્કાર કરવાનુ પોસાય તેમ ન હતુ, તેથી અશાત અને અનિશ્ચિત પરિસ્થિતિનો અત આણવા હિન્દુ અગ્રેસર આચાર્ય રણછોડ વિશ્નુ (રણછોડ દરબાર) તથા મુસલમાનોના અગ્રેસર સૈયદ જનામીયા અકબરમીયાના સ યુક્ત પ્રયાસોના પરિણામે તા ૬ એપ્રીલ ૧૮૯૬ ના રોજ એક સમાધાન થયુ તેમા બન્ને કોમો એ પોતપોતાના કેટલાક હક્કો છોડી દીધા

આ સમાધાન અન્વયે દેહોત્સર્ગના ઘાટ ઉપર આવેલી કહેવાતી મસ્જીદ અને કહેવાતા તાનાશા પીરના ઓટા પામે

---

૧ આરોપીઓને નીચે પ્રમાણે સજાઓ થઈ

| પાચ વર્ષ | ત્રણ વર્ષ |
|---|---|
| ૧ ગની મનુફ ખાજી | ૧૦ વનનમીયાં કાસમમીયા |
| ૨ ઈસ્માલ જુમા | ૧૧ હબીમ તાર |
| ૩ અબાસ ઈબ્રાહીમ | ૧૨ જમાલ ઈબ્રાહીમ |
| ૪ ગની હબીબ ખાટકી | ૧૩ અબ્રાહીમ ગની |
| ૫ ઇસ્માઇલ યાકુબ | ૧૪ મીરાજી ફતુ |
| ૬ ઈસ્માન નુરમામદ | ૧૫ નુર જમાલ |
| ૭ અલીખા ઇસ્માનખા | ૧૬ અલી શેખ |
| ચાર વર્ષ | બે વર્ષ |
| ૮ જમાલ ખાજી | ૧૭ ખાજી આજમમીયા |
| ૯ અમદ ઇસા લુલા | એક વર્ષ |
| | ૧૮ સાલેમામદ હાસમ |

પણ મુસલમાનો ન જાય તાઝિયા માત્ર બજારમાં ફરી બારાં પાસે દફન થાય, હિન્દુ દેવસ્થાનો પાસે આવેલાં મુસ્લીમ ધર્મ સ્થાનો આબાદ નહિ કરવામાં આવે, એ પ્રમાણે મુસલમાનોએ લેખિત બાંહેધરી આપી અને મસ્જીદો પાસે વાજીંત્રો ન વગાડવાં તેવી ખાત્રી હિન્દુઓએ આપી.

આ સમાધાનને શકય બનાવવા જેલ ભોગવતા મુસલમાન કેદીઓને પેરોલ ઉપર છોડવામાં આવ્યા. લેખિત સમાધાન લઇ બંને અગ્રેસરો જૂનાગઢ નવાબ સાહેબની રૂબરૂ ગયા અને સમાધાન રજૂ કર્યું. તે ઉપરથી રાજ્યે દીવાન દફતર જા. નં ૧૫૪૦ તા. ૨૯ મી એપ્રીલ ૧૮૯૬ થી તે મંજૂર કર્યું અને જેલમાં સજા ભોગવી રહેલા મુસલમાન કેદીઓની હિન્દુ અગ્રેસરોની વિનંતિ ઉપરથી બાકીની સજા માફ કરી છોડી મૂકયા.

## પ્રભાસની સભા

બન્ને કોમો વચ્ચે થયેલા સુખદ સમાધાનને રાજ્યની સ્વીકૃતિ આપવા અને પરસ્પર પ્રેમ અને વિશ્વાસ વધે તે હેતુથી જૂનાગઢ રાજ્યના વજીર શેખ બહાઉદ્દીનભાઈ, નાયબ દીવાન શ્રી પુરુષોતમરામ સુંદરજી ઝાલા, સ્પેશિયલ દીવાન મી. બેજનજી મહેરવાનજી, ગોંડલના દીવાન મી. એમ. એ. તરખડ અને અન્ય આમંત્રિત ગૃહસ્થોની સાથે પ્રભાસ આવ્યા. ભાટિયા ધર્મશાળામાં તા. ૩૦ મી એપ્રીલ ૧૮૯૬ ના રોજ એક ભવ્ય સંમેલન થયું. તે પ્રસંગે મુસ્લીમ કોમના અગ્રેસરોએ ભવિષ્યમાં દેહોત્સર્ગના તોફાન જેવો પ્રસંગ નહિ બને તેની ખાત્રી આપી અને અધિકારીઓએ બન્ને કોમોને ભાઇબંધ થઈ સહ જીવન જીવવાની તથા એકબીજાના ધર્મમાં હરકત નહિ કરવાની સલાહ આપી.

## લક્ષ્મીનારાયણ મંદિર

દેહોત્સર્ગના ઘાટ ઉપર આવેલા લક્ષ્મીનારાયણના મંદિરને

આ તોફાન દરમ્યાન આગ લગાડવામાં આવેલી તથા ભ્રષ્ટ કરવામાં આવેલું તેથી મુંબઈના નાગરિકોએ એકત્ર કરેલા ફંડમાંથી નૂતન મંદિર બાંધવાનો નિર્ણય લેવામાં આવ્યો. રાજ્યે દીવાન દફતર હૂકમ નં. ૨૮૧૫ તા. ૧૪-૮-૧૮૯૭ થી તે કામ માટે મંજૂરી આપી. કોમી એખલાસ વધે તે દૃષ્ટિએ મંદિર નિર્માણ સમિતિએ વિનંતિ કરતાં તેનો પાયો વજીર શેખ બહાઉદ્દીનભાઈના હાથે નાંખવામાં આવ્યો. તા. ૮ મી જાન્યુઆરી ૧૯૦૨ ની સભામાં નવનિર્માણનું કાર્ય પ્રભાસના પ્રતિષ્ઠિત નાગરિક શેઠ માધવજી નરસીને સોંપવામાં આવ્યુ.

મંદિરનું બાંધકામ સંપૂર્ણ થતાં મુંબઈના શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસે લક્ષ્મી અને નારાયણની મૂર્તિઓ મંદિરમાં અર્પણ કરી અને પ્રભાસના હિન્દુઓના અગ્રણી આચાર્ય રણછોડ વિશ્નુની સહીથી તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૦૭ થી ભારતભરમાં રાજા મહારાજાઓ, સાધુઓ, સંન્યાસીઓ, શ્રીમંતો વગેરેને કંકોત્રીઓ લખવામાં આવી. તેની પ્રતિષ્ઠાનું મુહૂર્ત તા. ૪થી માર્ચ ૧૯૦૭નું હતું તે દિવસે દેશ પરદેશથી અનેક નામાંકિત સજ્જનો આવી તેમાં ભાગ લઈ રહ્યા હતા. ત્યાં એકાએક પ્રભાસના મુન્સફ મી. અનંતરાય નાનાલાલે પોલીસના નિવેદન ઉપરથી આ કાર્ય આગળ વધશે તો સુલેહનો ભંગ થશે એ કારણે મનાઈ હૂકમ આપી પ્રતિષ્ઠાપત્ર વિધિ બંધ કરાવી, મંદિરને તાળું દઈ ઉપર સીલ કરી દીધાં.

અગ્રગણ્ય હિન્દુ સંસ્થાઓ અને વ્યક્તિઓએ આ મનાઈ હૂકમ પાછો ખેંચી લેવા માટે રાજ્યને ઈ. સ. ૧૯૦૭ થી ઈ. સ. ૧૯૩૨ સુધી અવિરતપણે અરજ અહેવાલ કર્યા પણ કાંઈ પરિણામ આવ્યુ નહિ. આ પ્રવૃત્તિમાં પ્રભાસ હિન્દુ રક્ષક સભાના અધ્યક્ષ શ્રી મૂળશંકર ત્રિકમજી ગોરે બ્રિટિશ સરકાર, ગાયકવાડ સરકાર, તથા જૂનાગઢ રાજ્યને અનેક અરજીઓ કરી પણ એક પણ અરજી ઉપર દાદ મળી નહિ.

મંદિર ઉજ્જડ પડયું. તેના ઉપર તાળું દેવાયું અને તેની ચાવી મંદિર ઉપર મૂકેલી પોલીસ ગાર્ડ પાસે રાખવામાં આવી. માત્ર સંધ્યાકાળે નૃસિંહઘાટ મંદિરના પૂજારીને મંદિરમાં જઈ દીવી પ્રગટાવવા રજા મળેલી અને તેણે પણ દીવી કરી તરત જ બહાર નીકળી જવું પડતું. અન્યને મંદિરની અંદર કે પાસે પણ જવા દેવામાં આવતા નહિ.

## લોર્ડ કર્ઝન

ઈ. સ. ૧૯૦૦ ના નવેમ્બર માસની ત્રીજી તારીખે હિન્દુસ્થાન વાઈસરોય લોર્ડ કર્ઝન વેરાવળ બંદરે ઊતરી, લેડી કરઝન અને અન્ય મહેમાનો સાથે પ્રભાસ આવ્યા. તેના મીલીટરી એસ્કોર્ટ તરીકે હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ તથા કર્નલ આજમમીયાં કસુમીયાં હતા.

લોર્ડ કર્ઝને સોમનાથનું ખંડિત દેવાલય નિહાળ્યું અને તેની બારિક વિગતો પૂછતાં ઉપસ્થિત માર્ગદર્શક સંતોષકારક ઉત્તરો ન આપી શકયા. લોર્ડ કર્ઝને કોઈ પણ જાણતું હોય તો વિગતો સાંભળવા ઈચ્છા પ્રદર્શન કરતાં હરપ્રસાદ ઉદયશંકર દેશાઈએ તે માહિતી આપી. લોર્ડ કર્ઝને નવાબને આ ઈમારતને સંરક્ષણ આપવા આજ્ઞા આપી. તે દરમ્યાન એક જર્મન પ્રોફેસરે પણ હિન્દસરકારદ્વારા આ મંદિરને રક્ષણ આપવા નવાબ ઉપર દબાણ કરેલું. આ પ્રોફેસરનું નામ પ્રાપ્ત નથી.

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ

ઈ. સ. ૧૯૦૧ માં વડોદરાના શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડ પ્રભાસ આવ્યા. તેમણે પ્રભાસના સોમનાથ મંદિરમાં રહેલું વડોદરાનું "કારખાનું" વિશેષ કાર્યક્ષમ બનાવવા આજ્ઞા આપી.

## તાનાજીની સમાધી

બન્ને કોમોના સમાધાન પછી એવો નિર્ણય લેવાયેલો કે હિન્દુ કે મુસલમાન ન હોય તેવા આસીસ્ટન્ટ પોલીસ

સુપ્રીન્ટેન્ડન્ટની પ્રભાસમાં નિમણુંક કરવી. તે ઉપરથી ગોવાના મી. વાઝ નામના એક અધિકારીની ત્યાં નિમણુક થઈ, પણ તેઓ તરત જ પાછા ચાલ્યા ગયા, અને તે પછી પ્રજાની માગણી ઉપરથી રાજ્યે હરપ્રસાદ ઉદયશંકર દેશાઈની આ સ્થાને નિમણુંક કરી. તેમણે તા. ૧૨ મી મે ૧૯૦૨ ના રોજ ચાર્જ લઈ બન્ને કોમો વચ્ચે ઉત્પન્ન થયેલું વૈમનસ્ય સંપૂર્ણપણે દૂર કર્યું અને કાયદો અને વ્યવસ્થા જળવાય તે માટે સફળ પ્રબંધ કર્યો.

તેમણે તાનાશાની કહેવાતી કબરના[1] ઓટા ફરતી મુસલમાનોના ખર્ચે અને એમનાદ્વારા કોઠો કરી લેવરાવ્યો અને આ તકરારી પ્રશ્નનો કાયમ માટે નિકાલ કરી કજીઆનું મૂળ હંમેશા માટે ઉખેડી નાંખ્યુ.

આ પછી પ્રભાસમાં કોમી શાંતિ રહી. ઈ. સ. ૧૯૧૧માં નવાબ રસુલખાનજી ગુજરી જતાં તેના ગાદીવારસ નવાબ મહાબતખાન સગીર હોવાથી, બ્રિટિશ એડમીનીસ્ટ્રેશન થયું અને ઈ. સ. ૧૯૧૯ સુધીમાં તેનો અમલ રહ્યો, તે દરમ્યાન બન્ને કોમો વચ્ચે સુલેહ સંપ અને શાંતિ જળવાઈ રહ્યાં.

ઈ. સ. ૧૯૧૯ માં નવાબ મહાબતખાનજી ગાદીએ આવ્યા અને તેણે બીન કોમી રાજ્યનીતિ અપનાવી. હિન્દુ દીવાનો રાખ્યા અને અધિકારીઓમાં પણ હિન્દુઓનું પ્રમાણ સવિશેષ કર્યું. તેમ છતાં ઈ. સ. ૧૯૨૩ માં સોમનાથ પાસેના હનુમાનજીની મૂર્તિને ખંડિત કરવામાં આવી. તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૨૮ના રોજ સમુદ્રતીરે વાઘેશ્વરીના મંદિરમાં માતાજીની મૂર્તિને ખંડિત કરવામાં આવી. તા. ૧૧ મી જુન ૧૯૩૧ ના રોજ રાંગના હનુમાનજીની મૂર્તિ ખંડિત થઈ, તા. ૨૦ મી ડીસેમ્બર ૧૯૩૨ ના રોજ દેહોત્સર્ગનો પીપળો કપાયો અને નાના દરવાજે એક કાષ્ટ સ્થંભ ઊભો કરવામાં

૧ આ ઓટો મરાઠા સરદાર તાનાજીની સમાધીનો હોવાનું હિન્દુઓ કહેતા.

આવ્યો. આ ઉપરાંત મચ્છી મારવાનાં, ગાયો કતલ કરવાનાં અને કબરો વધારવાનાં કૃત્યો રોજબરોજનાં થયાં. પરંતુ આ બધાં કૃત્યો કોમનાં નહિ પણ અમુક માણસોએ કરેલા વ્યક્તિગત પ્રયાસો હતા. દરેક વખતે રાજ્યે તેના માટે યોગ્ય પ્રબંધ કર્યો અને મુસ્લીમ આગેવાનોએ તેવાં કૃત્યો વખોડી કાઢયાં.

## હિન્દુ ધર્મ રક્ષક સભા

પ્રભાસમાં વારંવાર બનતા આવા પ્રસંગો સમયે સંગઠિત અવાજ ઊઠાવવા અને તીર્થોની રક્ષા કરવા માટે તા. ૯ મી ઓગસ્ટ ૧૯૨૮ ના રોજ શાસ્ત્રી અંબાશંકર જેશંકરના પ્રમુખસ્થાને સોમનાથ મંદિરમાં હિન્દુઓની એક મોટી સભા થઈ અને તેમાં ધમરક્ષાના કાર્ય માટે ગોર મૂળશંકર ત્રિકમજીના અધ્યક્ષપદે એક સમિતિની નિમણુંક કરવામાં આવી.

ગોર મૂળશંકર ત્રિકમજીએ તે પછી હંટર કમિશનની ભલામણો તથા થયેલા સમાધાનોની શરતોનાં પાલન માટે અને જ્યાં જ્યાં તેનું ઉલ્લંઘન થયું હતું કે થતું હતું તે સામે શાંતિ મય માર્ગે અરજ અહેવાલ શરૂ કર્યા. તેણે જુદી જુદી બાબતો માટે આવી ચાલીસથી વધારે અરજીઓ કરી, હિન્દુ જનતાની ફરિયાદો રાજ્યતંત્ર વાહકોનાં ધ્યાન ઉપર મૂકી ન્યાય આપવા માગણી કરી.

જૂનાગઢ દીવાનપદે તે સમયે શેખ મહમદભાઇ હતા અને વાતાવરણ જોઇએ તેવું અનુકુળ ન હતું, છતાં ગોર મૂળશંકરની આ પ્રવૃતિઓને કારણે ગેરકાયદેસર થતી પ્રવૃતિઓ ઉપર નોંધપાત્ર અંકુશ આવ્યો.

મુસ્લીમોના નેતા કાજી અબામીયાં, વિચારશીલ, શાંતિ-ચાહક અને દીર્ઘદ્રષ્ટા પુરૂષ હતા. તેઓ દરેક પ્રશ્ન અહિંસક રીતે ઉકેલવા માટે ઉત્સુક હતા. તેઓ મુસ્લીમોને કાયદો હાથમાં ન લેવા અને પોતાના હક્કો માટે કાયદેસર લડત લડવા સલાહ

આપતા અને તે સાથે હિન્દુઓ સાથે સામાજિક જિવનમાં વિશેષ ભાઈચારો કેળવી પ્રેમભર્યું જીવન જીવવા ઉપદેશ આપતા. બન્ને કોમના આગેવાનો કચેરીઓમાં સામસામા ઊભા રહેતા પણ તેમના ખાનગી જીવનમાં અનન્ય મિત્રો હતા. પરિણામે પ્રભાસમાં બન્ને કોમો વચ્ચેના સંબંધો પ્રેમભર્યા બન્યા અને જીવનમાં શાંતિ અને સલામતી આવ્યાં.

### વેરાવળ

ઈ. સ. ૧૯૩૦માં વેરાવળમાં નુરમામદ ઈબ્રાહીમ નામના એક આઠ વર્ષના કિશોરનો મૃતદેહ મળી આવ્યો. હિન્દુઓએ તે કિશોરનું દેવીને બલિદાન દીધું છે એમ સાબીત માની પોલીસે ચાર હિન્દુઓને પકડયા. સેશન્સ અદાલતે તે પૈકી બાવા શામદાસ રામદાસને ફાંસીની સજા કરી અને સોની વસનજી ત્રિકમજી, વિપ્ર હરજી કુરજી તથા ભાટ વસનજી લાલાને જન્મ ટીપની સજા ફરમાવી.

હિન્દુ જનતાએ આ વિષયમાં આંદોલન ઊપાડયુ અને જૂનાગઢ રાજ્યે મી. ઇ. એચ. પી. જોલી નામના અંગ્રેજ ન્યાયાધિશની હાઈકોર્ટ જજ તરીકે નિમણુંક કરી. તેણે આ બધા આરોપીઓને નિર્દોષ ઠરાવી છોડી મૂકયા. ઈ. સ. ૧૯૩૦માં દીવાન મહમદભાઈને બ્રિટિશ સરકારે સી. આઇ. ઈ. નો ચંદ્રક એનાયત કર્યો અને પ્રભાસની સમસ્ત પ્રજાએ તા. ૧૮મી જુન ૧૯૩૦ના દિવસે તેને માનપત્ર અને અભિનંદન આપવા એક ભવ્ય સમારંભ યોજ્યો.[1] તે પ્રસંગ પછી બરાબર એક માસે વેરાવળમાં કેટલાક મુસ્લીમોએ છ હિન્દુ આગેવાનોનાં ખૂનો કર્યાં.

શાંત અને સરળ વાતાવરણ ફરીથી બદલાયુ. હિન્દુ નેતાઓની જિંદગી ભયમાં છે તેમ લાગતાં તેઓ નાસી છૂટયા. પ્રભાસ અને વેરાવળમાં મુસ્લીમોનો બહિષ્કાર થયો અને

---

૧ આ માનપત્ર લેખકે લખેલું અને વાંચેલું.

મહામહેનતે સ્થાપેલા સુખદાયી સંબંધો ક્રમભાગ્યે પાછા ભાંગી પડયા.

આ પછી થોડા જ દિવસોમાં દીવાન મહમદભાઇને દીવાનગીરી છોડવી પડી અને તેના સ્થાને હિન્દુસ્તાનની સરકારે મી. (પાછળથી સર) પેટ્રીક કેડલની દીવાનપદે નિમણુંક કરી. મી. જોલીની હાઇકોર્ટ તરીકે આ કેસ માટે પણ નિમણુંક થઈ અને તેણે આરોપીઓને ફાંસીની શિક્ષા કરી. જેનો અમલ દીવાન મી. કેડલે કડક હાથે કરી કોમવાદના દાનવને દફનાવી દીધો. તેણે હિન્દુ અને મુસલમાનના કોમના અગ્રેસરોને આવી ભયંકર પ્રવૃતિને હતી ત્યાં જ સ્થંભાવી દેવા સખ્ત ફરમાન કર્યું અને પરિણામે આવાં સમાજ વિરોધી તત્ત્વો વિશેષ કાંઈ કરી શકયાં નહિ.

## લક્ષ્મીનારાયણ મંદિર

સર પેટ્રીક કેડલે હિન્દુઓને અન્યાય થતો હતો એવા ઘણા પ્રશ્નોનો નિકાલ કર્યો અને તે સાથે લક્ષ્મીનારાયણનું મંદિર અમુક શર્તોથી હિન્દુઓને સોંપી દેવા દી. દ. જા. નં. ૧૦૫૦૮ તા. ૨૫ મી ઓકટોબર ૧૯૩૩નો હૂકમ કાઢયો. હિન્દુઓએ આ શર્તો સ્વીકારી છતાં તે હૂકમનો અમલ થયો જ નહિ.

## પ્રભાસ ઇતિહાસ સંશોધન સભા

ઈ. સ. ૧૯૩૨ માં પ્રભાસમાં ઇતિહાસ, પુરાતત્ત્વ અને મુદ્રાશાસ્ત્રના આધારે પ્રભાસના ગૌરવશાળી ભૂતકાળને સજીવન કરવા માટે લેખક અને શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકરે પ્રભાસ ઇતિહાસ સંશોધન સભાની સ્થાપના કરી અને તેના પ્રયત્નોથી જૂનાગઢ રાજ્યના દીવાન સર પેટ્રીક કેડલે પુરાતન ઇમારતને સંરક્ષણ આપતો કાયદો પસાર કર્યો. તેમણે તેમના પત્ર નં. ૨૯૨૨ તા. ૨૩મી જાન્યુઆરી ૧૯૩૪ થી સંસ્થાના કાર્યકર્તા શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર તથા આ લેખકને રૂબરૂ બોલાવી સોમનાથના જીર્ણ મંદિરના રક્ષણ માટે યોગ્ય વચન

આપ્યુ તથા સભાની માગણી મુજબ ત્યા ફરતી દીવાલ બાંધી એક ચોકીદારને રાખ્યો

## પાઠશાળા–અખાડો–પુસ્તકાલય

ઈ સ ૧૯૩૨ મા શ્રી મુગટરાય આણંદરાવ વૈદ તથા તેમના મિત્રોએ પ્રભાસમા અનતજી નાગર નિવાસમા એક અખાડો સ્થાપ્યો અને તે સાથે સર્વેશ્રી કાનજીભાઈ ભટ, રામ શકર કુવરજી પાઠક, ગમશંકર કરુણાશકર દવે, દોલતરાય હરિકૃષ્ણ આચાર્ય વગેરે વિદ્વાન વિપ્રવર્યોએ પડિત મહાશકર ઇશ્વરજીના માર્ગદર્શન નીચે તે જ સ્થળે સરસ્વતી વેદવિદ્યા લયની સ્થાપના કરી અને લેખકને પડિતજીએ તેમનાં પુસ્તકો બક્ષિસ આપેલા તેનુ પડિત પુસ્તકાલય પણ ત્યા જ સ્થાપ્યુ

આ સસ્થાઓનો લગભગ એસી વિદ્યાર્થીઓ લાભ લેતા અને વિદ્યા સસ્કાર અને શિસ્તનો સદેશ મેળવી તેનો અન્યત્ર પ્રચાર કરતા

## શકર વિજય સગીત નાટક સમાજ

શ્રી લાભશકર ભૂધરજી મહેતા તથા તેમના મિત્રમડલે સગીત અને કલાના વિકાસ માટે અવેતન કલાકારોના સહકારથી શકર વિજય સગીત નાટક સમાજની સ્થાપના કરી ઘેરઘેર સગીતનો નાદ ગૂજતો કર્યો

ઇ સ ૧૯૩૨ મા તો વેરાવળના હત્યાકાડની વાતો ભૂલાઇ ગઇ બને કોમો વચ્ચે પરસ્પર સુમેળ થઈ ગયો અને ઈ સ ૧૯૪૭ સુધી એક પણ અનિચ્છનીય બનાવ બન્યો નહિ

## ભારતના ભાગલા

ઈ સ ૧૯૪૫ પછી દેશભરમા કોમી હુલ્લડો થયા કોમવાદના સૂઈ ગયેલા અજગરે કરવટ બદલ્યુ, છતા પ્રભાસમા સપૂર્ણ શાતિ રહી જૂનાગઢ રાજ્યની સહિષ્ણુતાની નીતિ પણ બદલાતી હોવાના ચિહ્નો દેખાવા લાગ્યા

તા. ૧૪ મી ઓગસ્ટ ૧૯૪૭ ના રોજ જૂનાગઢના દીવાન સર શાહનવાઝ ભુટ્ટોએ જૂનાગઢનું પાકીસ્તાન સાથે જોડાણ જાહેર કર્યું ત્યારે પ્રજાએ આંચકો અનુભવ્યો. વિચારશીલ મુસલમાનો પણ મૂંઝવણ અનુભવી રહ્યા અને હિન્દુઓએ પોતાના પ્યારા વતનને વંદન કરી હિજરત કરી.

સર શાહનવાઝે હિજરત કરી જતા હિન્દુઓને માત્ર પહેરે કપડે જવા દેવા અને બીજી દરેક પ્રકારની મિલ્કત લઈ લેવા આજ્ઞા કરી, ત્રાસ ભય અને જૂલ્મનું સામ્રાજ્ય ફેલાવી દીધું. સોરઠનું લીલુંછમ નંદનવન ઉજ્જડ થતું લાગ્યું, અને દેવોની પવિત્ર ભૂમિ સ્મશાનવત ભાસવા લાગી. ધોળે દિવસે માર્ગોની નિર્જન થઈ ગયા અને સુમસામ શેરીઓ ખાવા ધાતી હોય તેવી જણાવા લાગી.

બીજી તરફથી સદ્‌ગત્ શામળદાસ ગાંધીએ મુંબઈમાં આરઝી હકૂમતની સ્થાપના કરી અને જૂનાગઢ ઉપર ચડાઈ કરી. પ્રભાસનાં સુપુત્રી પુષ્પાબહેન મહેતા આરઝી હકૂમતમાં પ્રધાન થયાં.

આરઝી હકૂમતનાં સૈન્યો જેમ જેમ પાસે આવતાં ગયાં તેમ તેમ નવાબની હકૂમત ડગમગવા લાગી. નવાબ ઓકટોબર માસમાં જ ગુપ્ત રીતે પોતાની પ્રજાને પરદેશી દીવાનની દયા ઉપર છોડી કરાંચી નાસી ગયા.

જૂનાગઢ રાજ્યનું પાકીસ્તાન સાથે જોડાણ જાહેર થવા છતાં પ્રભાસના મુસ્લીમોએ આ સમયમાં ન તો હિન્દુઓને ત્રાસ આપ્યો, કે ન તો તેમની મિલકત લૂંટી લેવા પ્રયત્ન કર્યા.

જૂનાગઢના દીવાન સર શાહનવાઝ ભુટ્ટોએ તે પછી ભારત સરકારને પોતે શરણુ થાય છે તેવું કહેણુ મોકલ્યું અને નવાબ ભાગી ગયા છે તેથી પ્રજાએ જૂનાગઢનું ભારત સાથે જોડાણ જાહેર કરતો ઠરાવ કર્યો. પરિણામે તા. ૯મી નવેમ્બર ૧૯૪૭

ના શુભ દિવસે હિન્દી સંઘના સૈન્યો જૂનાગઢમાં પ્રવેશ્યાં અને ઐતિહાસિક ઉપરકોટ ઉપર વિશ્વવિજયી ત્રિરંગો લહેરાયો.

## સરદાર વલ્લભભાઈ પટેલ

વિ. સં. ૨૦૦૩ના અંતિમ દિને એટલે તા. ૧૨ મી નવેમ્બર ૧૯૪૭ના રોજ ભારતના સંરક્ષણ પ્રધાન અને ગુજરાતના પનોતા પુત્ર સરદાર વલ્લભભાઇ પટેલ તેમના સહકાર્યકર કાકા સાહેબ ગાડગીલ સાથે જૂનાગઢ આવ્યા અને વળતે દિવસે એટલે વિ. સં. ૨૦૦૪ના પ્રથમ દિને પ્રભાસની પૂનિત ભૂમિમાં પધાર્યા.

સરદારે સોમનાથનાં ખંડિત દેવાલય સમીપે સમુદ્રતટે જઈ સમુદ્રનું જલ હાથમાં લીધું અને સાથે આવેલા નામદાર મહારાજા જામસાહેબ દિગ્વિજયસિંહજીએ ત્યાં ઉપસ્થિત સમુદાયને જાહેર કર્યું કે "ભારતની સરકાર સોમનાથ મંદિરનું નવનિર્માણ કરવા અને જ્યોતિર્લિંગની સ્થાપના કરવા ઠરાવ કરે છે."

આ ઘોષણા જનસમુદાયે સહર્ષે વધાવી લીધી અને ત્યાં હાજર રહેલાં સ્ત્રી પુરુષોની આંખોમાં જળ ઉભરાયાં. ભગવાન સોમનાથનાં મંદિરનાં પુનર્નિર્માણનાં સ્વપ્નો સાચાં પડયાં અને તે પ્રસંગ તેમના જીવનમાં બન્યો, એ સ્મરણે તેઓ પોતાના જીવનને ધન્ય માનવા લાગ્યાં.

એ પછી નવા સોમનાથના મંદિરના પ્રાંગણમાં થયેલી સભામાં સરદારે ધીર, ગંભીર અને મક્કમ સ્વરે જાહેર કર્યું કે "આજના નવા વર્ષના શુભ દિવસે અમે એવો નિર્ણય લીધો છે કે ભગવાન સોમનાથના દેવાલયને ફરી બાંધવું; સૌરાષ્ટ્રની પ્રજાએ તે માટે બનતું કરવું જોઈએ, કારણ કે આ પવિત્ર કાર્યમાં પ્રત્યેક વ્યક્તિએ પોતાનો યથાશક્તિ ફાળો આપવો જોઇએ."

નામદાર મહારાજા જામસાહેબે ભગવાન સોમનાથના મંદિરના નવનિર્માણ માટે ત્યાં જ રૂપિયા એક લાખની અને આરઝી હકૂમતના સરનશીન શામળદાસ ગાંધીએ રૂપિયા એકાવન હજારના દાનની જાહેરાત કરી.

તે પછી વેરાવળમાં મીલીટરી થાણું મૂકવામાં આવ્યું અને ભારત સરકારના સ્પષ્ટ અને કડક હૂકમો હોવા છતાં સમાજવિરોધી તત્ત્વોએ પ્રસંગનો લાભ લઇ કાયદો હાથમાં લીધો અને પ્રભાસની જાહેર શાંતિને ભયમાં મૂકી દીધી. લૂંટ આગ અને તોફાનની ગેરકાયદેસર પ્રવૃત્તિઓ જોર કરી ગઈ.

હિન્દી સંઘે જૂનાગઢનો કબ્જો લીધો ત્યારે પાકીસ્તાનમાં જોડાયેલા જૂનાગઢ રાજ્યનું તંત્ર પડી ભાંગ્યું હતું. પ્રભાસના થાણામાં માત્ર એક લાન્સ નાયક અને ચાર કોન્સ્ટેબલો હતા. બીજા માણસો નાસી ગયેલા. વહીવટી ખાતામાં અવલ કારકુન પ્રમોદરાય મહાશંકર વૈદ્ય અને બે ત્રણ બીજા કારકુનો સિવાય કોઈ હતું નહિ. આખું નગર અરાજકતાની આંધીમાં વ્યાપ્ત હતું અને જેને જે ફાવે તે કૃત્ય કરે, અને તેને કોઈ રોકનાર ન હતું.

આ સંયોગોમાં જૂનાગઢમાં પોલીસ કમીશ્નર ખાન બહાદુર દારાશા લાહેરે કડક હાથે કામ લેવા માટે એડમીની-સ્ટ્રેટર શ્રી. એસ. ડબલ્યુ. શિવેશ્વરકર આઈ. સી. એસ. નો હૂકમ માગ્યો. એડમીનીસ્ટ્રેટરે તે ઉપરથી લેખકની પ્રભાસમાં કાયદો અને વ્યવસ્થા સ્થાપવા માટે એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરીકે નિમણુંક કરી.

તા. ૯-૧૨-૧૯૪૭ની એ યાદગાર રાત્રે તેણે મીલીટરી અને પોલીસની મદદ ન સ્વીકારતાં રાત્રે ૧૧ વાગે પ્રભાસમાં પ્રવેશ કર્યો. તેના પ્યારા વતનની ઉજ્જડ બજાર અને નિર્જન તથા અંધારઘોર માર્ગોનું દૃશ્ય કાળજું કંપાવનારું હતું. આખી પરિસ્થિતીને કઈ રીતે પહોંચી વળવું તે એક જટિલ પ્રશ્ન હતો.

ના શુભ દિવસે હિન્દી સંઘના સૈન્યો જૂનાગઢમાં પ્રવેશ્યાં અને ઐતિહાસિક ઉપરકોટ ઉપર વિશ્વવિજયી ત્રિરંગો લહેરાયો.

## સરદાર વલ્લભભાઈ પટેલ

વિ. સં. ૨૦૦૩ના અંતિમ દિને એટલે તા. ૧૨ મી નવેમ્બર ૧૯૪૭ ના રોજ ભારતના સંરક્ષણ પ્રધાન અને ગુજરાતના પનોતા પુત્ર સરદાર વલ્લભભાઇ પટેલ તેમના સહકાર્યકર કાકા સાહેબ ગાડગીલ સાથે જૂનાગઢ આવ્યા અને વળતે દિવસે એટલે વિ. સં. ૨૦૦૪ ના પ્રથમ દિને પ્રભાસની પૂનિત ભૂમિમાં પધાર્યા.

સરદારે સોમનાથનાં ખંડિત દેવાલય સમીપે સમુદ્રતટે જઇ સમુદ્રનું જલ હાથમાં લીધું અને સાથે આવેલા નામદાર મહારાજા જામસાહેબ દિગ્વિજયસિંહજીએ ત્યાં ઉપસ્થિત સમુદાયને જાહેર કર્યું કે "ભારતની સરકાર સોમનાથ મંદિરનું નવનિર્માણ કરવા અને જ્યોતિર્લિંગની સ્થાપના કરવા ઠરાવ કરે છે."

આ ઘોષણા જનસમુદાયે સહર્ષ વધાવી લીધી અને ત્યાં હાજર રહેલાં સ્ત્રી પુરુષોની આંખોમાં જળ ઉભરાયાં. ભગવાન સોમનાથનાં મંદિરનાં પુનર્નિર્માણનાં સ્વપ્નો સાચાં પડયાં અને તે પ્રસંગ તેમના જીવનમાં બન્યો, એ સ્મરણે તેઓ પોતાના જીવનને ધન્ય માનવા લાગ્યાં.

એ પછી નવા સોમનાથના મંદિરના પ્રાંગણમાં થયેલી સભામાં સરદારે ધીર, ગંભીર અને મક્કમ સ્વરે જાહેર કર્યું કે "આજના નવા વર્ષના શુભ દિવસે અમે એવો નિર્ણય લીધો છે કે ભગવાન સોમનાથના દેવાલયને ફરી બાંધવું; સૌરાષ્ટ્રની પ્રજાએ તે માટે બનતું કરવું જોઈએ, કારણ કે આ પવિત્ર કાર્યમાં પ્રત્યેક વ્યક્તિએ પોતાનો યથાશક્તિ ફાળો આપવો જોઇએ."

નામદાર મહારાજા જામસાહેબે ભગવાન સોમનાથના મંદિરના નવનિર્માણ માટે ત્યાં જ રૂપિયા એક લાખની અને આરઝી હકૂમતના સરનશીન શામળદાસ ગાંધીએ રૂપિયા એકાવન હજારના દાનની જાહેરાત કરી

તે પછી વેરાવળમાં મીલીટરી થાણું મૂકવામાં આવ્યું અને ભારત સરકારના સ્પષ્ટ અને કડક હૂકમો હોવા છતાં સમાજવિરોધી તત્ત્વોએ પ્રસંગનો લાભ લઈ કાયદો હાથમાં લીધો અને પ્રભાસની જાહેર શાંતિને ભયમાં મૂકી દીધી લૂંટ આગ અને તોફાનની ગેરકાયદેસર પ્રવૃત્તિઓ જોર કરી ગઈ

હિન્દી સંઘે જૂનાગઢનો કબ્જો લીધો ત્યારે પાકીસ્તાનમાં જોડાયેલા જૂનાગઢ રાજ્યનું તંત્ર પડી ભાગ્યું હતું પ્રભાસના થાણામાં માત્ર એક લાન્સ નાયક અને ચાર કોન્સ્ટેબલો હતા બીજા માણસો નાસી ગયેલા વહીવટી ખાતામાં અવલ કારકુન પ્રમોદરાય મહાશંકર વૈદ્ય અને બે ત્રણ બીજા કારકુનો સિવાય કોઈ હતું નહિ આખું નગર અરાજકતાની આંધીમાં વ્યાપ્ત હતું અને જેને જે ફાવે તે કૃત્ય કરે, અને તેને કોઈ રોકનાર ન હતું

આ સંયોગોમાં જૂનાગઢમાં પોલીસ કમીશ્નર ખાન બહાદુર દારાશા લાહેરે કડક હાથે કામ લેવા માટે એડમીની સ્ટ્રેટર શ્રી એમ ડબલ્યુ શિવેશ્વરકર આઈ સી એસ નો હૂકમ માગ્યો એડમીનીસ્ટ્રેટરે તે ઉપરથી લેખકની પ્રભાસમાં કાયદો અને વ્યવસ્થા સ્થાપવા માટે એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરીકે નિમણુંક કરી

તા ૯–૧૨–૧૯૪૭ની એ યાદગાર રાત્રે તેણે મીલીટરી અને પોલીસની મદદ ન સ્વીકારતા રાત્રે ૧૧ વાગે પ્રભાસમાં પ્રવેશ કર્યો તેના પ્યારા વતનની ઉજ્જડ બજાર અને નિર્જન તથા અંધારઘોર માર્ગોનું દૃશ્ય કાળજું કંપાવનારું હતું આખી પરિસ્થિતીને કઈ રીતે પહોંચી વળવું તે એક જટિલ પ્રશ્ન હતો

તેમ છતા પ્રભાસના હિન્દુઓ અને મુસલમાનોના લેખક તરફના વિશ્વાસ, પ્રેમ અને સદ્‌ભાવનાના પરિણામે તે દિવસ આ પ્રકારની ગેરકાયદેસરની પ્રવૃતિનો અતિમ દિવસ થઈ ગયો અને તે દિવસ પછી એક પણ હિંસક પ્રસગ બન્યો નહિ કાયદો અને વ્યવસ્થાની સપૂર્ણ સ્થાપના થઈ ગઈ[1]

## પુષ્પાબહેન મહેતા

પ્રભાસના હરપ્રસાદ ઉદયશકર દેસાઈના સુપુત્રી પુષ્પાબહેન મહેતા[2] જૂનાગઢ રાજ્યની કાઉન્સીલમા સભ્ય થયા, તેણે પ્રભાસના પ્રશ્નો કુનેહથી ઉકેલી કોમી કલહના રહ્યા સહ્યા અવશેષો નિર્મૂળ કર્યા

## જય સોમનાથ

ગુજરાતના વીર પુત્ર અને ભારતના સર્વમાન્ય નેતા સરદાર વલ્લભભાઈ પટેલની પ્રતિજ્ઞાએ ઈ સ ૧૯૪૯મા મૂર્ત સ્વરૂપ લીધુ મહારાજ્ત જામસાહેબના અધ્યક્ષપદે સોમનાથ ટ્રસ્ટની સ્થાપના થઈ અને મદિરના નવનિર્માણની યોજનાનો પ્રારભ થયો

---

૧ પાકીસ્તાનમાં ભળેલા જૂનાગઢની હકુમત નષ્ટ થઈ અને ભારત સરકારે તેનો કબ્જો લીધો તે પછી પ્રભાસમા લેખકની એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર તરીકે નિમણુક થઈ તે પ્રસગની ઘણી જ રસપ્રદ અને અગત્યની વિગતવાર માહિતી ઉપલબ્ધ છે, છતા તે લેખકના જીવનની છે તેથી અત્રે આપવી અનુચિત છે અને તે સાથે તે પ્રસગની ભૂલી જવા જેવી વાતોનુ પુન સ્મરણ કરવાનુ પણ આવશ્યક કે ઉચિત નથી

૨ પુષ્પાબહેન લેખકના બહેન અને આ પ્રકરણમા જેમના નામનો ઉલ્લેખ છે તે હરપ્રસાદ ઉદયશકર દેસાઈના પુત્રી છે વિકાસગૃહ નામની સસ્થા સ્થાપી સ્ત્રીઓના પ્રશ્ને તેમણે સમાજની મોટી સેવા કરી છે તેઓ સક્રિય કોંગ્રેસ કાર્યકર્તા છે અને ઈ સ ૧૯૪૮ થી ઈ સ ૧૯૬૨ સુધી ધારાસભ્ય હતા ઓલ ઈન્ડિયા કોંગ્રેસ કમીટીના પણ સભ્ય હતા તેઓ પદ્મશ્રી છે પ્રભાસના અપ્પાજી મદિરની પણ તેમણે સ્થાપના કરી છે

રાજા કુમારપાળના બાંધેલા અને અનેક વખત ખંડિત થયા છતાં કાલ સામે અટ્ટહાસ્ય કરી ઊભેલા ભગવાન મહાકાલ સોમનાથના મંદિરને પાડી તે સ્થળે નૂતન મંદિર બાંધવા ટ્રસ્ટે નિર્ણય લેતાં, પ્રભાસના પ્રજાજનો, પ્રભાસ ઈતિહાસ સંશોધન સભા, સૌરાષ્ટ્ર ઈતિહાસ પરિષદ વગેરે સંસ્થાઓએ અને વ્યક્તિઓએ સખ્ત વાંધાઓ લીધા. સોમનાથ ટ્રસ્ટે આ વાંધાઓ અમાન્ય કરી પુરાતત્ત્વના એક અપ્રતિમ નમૂના જેવા આ મંદિરને પાયેથી પાડી નાખવા નિર્ણય લીધો.

વિ. સં. ૨૦૦૩ના વૈશાખ સુદી ૭ બુધવાર તા. ૧૯મી એપ્રીલ ૧૯૫૦ના રોજ સૌરાષ્ટ્રના પ્રધાન શ્રી ઉછરંગરાય ઢેબરે ખનનવિધિ કરી, તા. ૮મી મે ૧૯૫૦ના રોજ નામદાર મહારાજા જામ સાહેબ દિગ્વિજયસિંહજીના વરદ હસ્તે તેની શિલારોપણ વિધિ થઈ અને વિ. સં. ૨૦૦૭ના વૈશાખ સુદી ૫ શુક્રવાર તા. ૧૧મી મે ૧૯૫૧ના શુભ દિવસે ભારતના અગ્રીમ નેતા અને રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુના પવિત્ર હસ્તે સવારે ૯ અને ૪૭ મીનીટે સોમનાથના જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઈ.

ઈ. સ. ૧૯૬૨માં આ પવિત્ર દેવાલય બંધાઈ ગયું અને તેના ગગનચુંબી ધવલ શિખર ઉપર ઉછળતા ઉદધિના જલને સ્પર્શીને આવતા શીતલ વાયુમાં ભગવાન શંકરના સર્વત્યાગ તપ અને શક્તિનું સ્મરણ કરાવતો, શુદ્ધ સનાતન વૈદિક ધર્મને ભુંસી નાખવાના સતત અને પ્રબળ પુરુષાર્થની નિષ્ફળતાની યાદી આપતો, આર્યોના અભય અમર અને અચળ ધર્મના વિજયનો સંદેશ આપતો કાષાય ધ્વજ લહેરાઈ રહ્યો છે.

**જય પ્રભાસ!** **જય સોમનાથ!**

# પરિશિષ્ટ પહેલું

## સોમનાથનું જ્યોતિર્લિંગ

આ પુસ્તકના પ્રકરણ ચોથામાં જોયુ તેમ દ્વાદશ જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઈ અને તેમાં સોમનાથની ગણુના પ્રથમ જ્યોતિર્લિંગ તરીકે થઈ.

**પ્રભાસખંડ**

સમુદ્રમાંથી ચંદ્રમાને જે લિંગ પ્રાપ્ત થયુ તેનું વર્ણન કરતાં પ્રભાસખંડ કહે છે કે;

सूर्य विंब सम प्राप्य सर्प मेखल मडितम् ।
कुकुडाट समान तद् भूमि मध्ये व्यवस्थितम् ॥

આ લિંગ ચારે તરફથી સર્પોથી વિંટળાયેલું અને સૂર્યના બિંબસરખું અતિ પ્રકાશિત હતું. તેનો આકાર કુકડાંના ઇંડા જેવો હતો અને તે ભૂમિની મધ્યમાં સ્થિત હતું.

ચંદ્રમાએ આ લિંગ કાઢી લીધું અને જે સ્થળે ઋષિના શાપથી અન્ય લિંગ પડેલું હતું ત્યાં, આ સ્પર્શલિંગનું સ્થાપન કર્યું.[1] સોમનાથની પ્રતિષ્ઠા કરવા પ્રસંગે યોજાએલા યજ્ઞ પ્રસંગે બ્રહ્માએ સ્પર્શલિંગનું દર્શન કર્યું અને વિધિવત્ મધ અને દર્ભના મૂળથી આચ્છાદન કરી તેના ઉપર બ્રહ્મશિલા મૂકી તેની ઉપર મહાલિંગની પ્રતિષ્ઠા કરી.[2]

સ્પર્શલિંગ તો બ્રહ્મશિલાની નીચે રહ્યું અને તે ઉપર જે સ્થાપના થઈ તે મહાલિંગની, તેમ ઉપરોક્ત વર્ણનથી જણાય છે; પણ આ લિંગ કેવડું હતું, કયા પ્રકારના પાષાણનું હતું તેનો કાંઈ

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૨૦મો.

૨ પ્રભાસખંડ અધ્યાય ૨૧મો.



સોમનાથ મંદિર : ગર્ભગૃહ



સોમનાથ મંદિર ગર્ભગૃહ આદિ જ્યોતિર્લિંગનું સ્થાન

ઉલ્લેખ પુરાણકારે કર્યો નથી, તેથી આ લિંગ કેવડું હતું તે માટે નિર્વિવાદ રીતે કંઈ કહી શકાય તેમ નથી.

આ પુસ્તકમાં ચર્ચા કરવામાં આવી છે તેમ, સોમનાથની સ્થાપના ઈ. સ. પૂર્વે ૬૦૦ લગભગ થઈ હોય, તો મંદિર પણ ત્યારે જ બંધાયું હોય. મંદિર ૧૬૦૦ વર્ષમાં જીર્ણ થયું હશે, તેનો જીર્ણોધ્ધાર પણ થયો હશે, પણ લિંગ તો તેનું તે જ હશે અને તેથી મહમૂદે જે લિંગ ઉપર પ્રહાર કર્યા તે આદિલિંગ હતું તેમાં શંકાને કોઇ સ્થાન નથી અને પ્રભાસ-ખંડમાં જે મહાલિંગનું વર્ણન છે તે આ જ લિંગ હતું તેમ માનવામાં કોઇ બાધ નથી.

## મુસ્લીમ લેખકો

સોમનાથના મંદિરમાં જેની પૂજા થતી તે લિંગ હતું તે પ્રશ્ને સામાન્ય રીતે ચર્ચા આવશ્યક નથી, પરંતુ જ્યારે કેટલાક મુસ્લીમ લેખકોએ સોમનાથનું લિંગ હતું તે વાત સ્વીકારી છે ત્યારે કેટલાક લેખકોએ તો મૂર્તિ હતી તેમ કહી, તેના માટે વિચિત્ર વાતો કથી છે, તેથી તે ચર્ચા કરવાનું ઉચિત જણાય છે. આ મુસ્લીમ લેખકો પૈકીનાં મૂળ લેખકોના ગ્રંથોમાંથી સારભાગ ઉદ્ધૃત કરવામાં આવે છે અને આ લેખકોના આધારે જે પશ્ચાદ્ લેખકોએ નવા સ્વરૂપે કલ્પનામિશ્રિત વૃત્તાંતો લખ્યાં છે,[૧] તેમનાં વર્ણનો અહીં આલેખવામાં આવતાં નથી.

## અલ્બીરૂની[૨] (ઈ. સ. ૧૦૨૭)

મહમૂદની ચડાઇમાં સાથે આવેલા આ વિદ્વાન, વિચાર શીલ અને 'ચોક્કસ' ઉપનામ પ્રાપ્ત કરેલા લેખક લખે છે કે 'મહમૂદે આજ્ઞા કરી કે મૂર્તિના ઉપરના ભાગના ચૂરા કરી નાંખો અને બાકીના ભાગને તેના સોનેરી પરિધાનો સહિત

૧ પરિશિષ્ટ ૩ જું.

૨ સદર

ગઝના મારા રાજમહેલમાં મોકલી આપો........" આ મૂર્તિના કેટલાક ટુકડાઓ ચક્રસ્વામી[1] નામની બીજી કાંસાની મૂર્તિ સાથે ઘોડદોડના કુંડાળામાં ફેંકી દેવામાં આવ્યા........" આ મંદિરમાં લિંગ હતું."

## ઈબ્ન અસીર[2] (ઇ. સ. ૧૧૮૦)

મુસ્લીમ લેખકોમાં જેનું કથન સર્વમાન્ય ગણાયુ છે અને જેના આધારો અન્ય લેખકોએ લીધા છે, તે ઈબ્ન અસીર, લિંગનું વર્ણન આપતાં કહે છે કે, "મૂર્તિની ઊંચાઈ પાંચ હાથ અને ગોળાઈ ત્રણ હાથ હતી. તે બે હાથ ભૂગર્ભમાં હતી અને ઘડી કાઢી હોય તેવું કાંઈ દેખાતું ન હતું.[3] મંદિરમાં અંધકાર હતો, પણ રત્નજડિત દીપકોથી તે પ્રકાશિત હતું."

## શેખ ફરીદુદ્દીન અત્તાર[4] (ઇ. સ. ૧૨૫૦)

મંતિ કુયત્તર નામના ગ્રંથના લેખક શેખ ફરીદુદ્દીન અત્તાર લખે છે કે, "મહમૂદે સેવકોને મૂર્તિની આસપાસ અગ્નિ પ્રજવલિત કરવા આજ્ઞા આપી. જ્યારે તેમ થયું અને તાપ ભીષણ થયો ત્યારે તેની અસરથી સોમનાથની મૂર્તિ ધડાકા સાથે ફાટી અને તેના પેટાળમાંથી વીસ મણ જેટલાં વજનનાં બહુમૂલ્ય રત્નો નીકળી પડયાં, જે જોઈને મહમૂદે કહ્યું કે "આ લાત અગ્નિને જ લાયક છે. તેમાંથી જે બહુ મૂલ્ય ધનરાશિ પ્રાપ્ત થયો છે તે મને અલ્લાહે આપેલી બક્ષિસ છે."

---

૧ થાણેશ્વરની ચડાઈમાંથી મહમૂદે પ્રાપ્ત કરેલી મૂર્તિ. પ્રકરણ ૬ઠ્ઠું.

૨ પરિશિષ્ટ ૩ જું.

૩ સ્વયંભૂ હોવાનો અહીં નિર્દેશ છે.

૪ પરિશિષ્ટ ૩ જું.

## જીકરિયા જીકની[1] (ઇ. સ. ૧૨૬૬)

સફરનામાનો લેખક જીકરિયા જીકની ભારતમાં પ્રવાસે આવ્યો હતો. તે તેના પ્રવાસ વર્ણનના ગ્રંથમાં લખે છે કે, સોમનાથની મૂર્તિ મનુષ્યના માપની હતી. તેના હાથની મૂઠીઓ વાળેલી હતી અને હાથ ગોઠણ ઉપર રાખેલા હતા. મૂર્તિનો રંગ રતાશ પડતો શ્યામ હતો. તેની આંખોમાં હીરાઓ જડેલા હતા, જે સદા ચમકયા કરતા. આ મૂર્તિની નીચે કે ઉપર કાંઈ આધાર હતો નહિ છતાં મૂર્તિ લટકતી રહેતી. મહમૂદે આ નિરાધાર લટકતી મૂર્તિ જોઇ આશ્ચર્ય અનુભવ્યુ અને તેને અવશ્ય કંઈ આધાર હશે જ તેવી શંકા કરી, આડખે પડખે તપાસ કરી. તે પછી એક સેવકે એવી કલ્પના કરી કે આ પ્રતિમા લોખંડની હશે અને તેની ઉપર છતમાં લોહચૂંબકનો પથ્થર જડેલો હશે. બીજા કેટલાએક સેવકોને આ કલ્પના સત્ય અને યોગ્ય જણાતાં ખાતરી કરવા ઉપરની છતમાથી બે પથ્થરો કાઢી નાખવામાં આવે તો મૂર્તિની સમતુલા ઓછી થાય કે કેમ તેમ ધારી મહમૂદે તે પથ્થરો કાઢી નાખવા આજ્ઞા આપી. બે ચાર પથ્થરો કાઢી નાખતાં મૂર્તિ હલવા માંડી અને વધારે પથ્થરો નીકળ્યા ત્યાં તે ધીમે ધીમે ઊતરી જમીન ઉપર સ્થિર થઈ ગઈ."

## શેખ સાદી શિરાઝી[2] (ઈ. સ. ૧૨૫૫)

ગુલીસ્તાન અને બુસ્તાન નામના પ્રસિદ્ધ ગ્રંથોના લેખક શેખ સાદીએ તેના બુસ્તાન નામક ગ્રંથમાં એક કાવ્ય લખી વર્ણવ્યું છે કે, "સોમનાથમાં મેં હાથીદાંતની મૂર્તિ જોઈ. તે મૂર્તિ આરબો તેમની મૂર્તિઓને હાથીદાંતથી મઢતા હતા તેવી હતી. એ મૂર્તિના સ્વરૂપને કારીગરોએ એવું અપ્રતિમ બનાવ્યુ બનાવ્યું હતું કે એ અચલમૂર્તિનાં દર્શને ચારે

---

૧ પરિશિષ્ટ ૩ જું.

૨ પરિશિષ્ટ ૩ જું.

દિશામાથી યાત્રાળુઓ આવતા .... મૂર્તિ તેનો એક હાથ ઊંચો ઊપાડતી[1] વગેરે"

## થાટવી[2] (ઈ. સ. ૧૫૮૫)

તારીખે અલ્ફી નામના ગ્રંથમા તેના લેખકો મુલ્લા થાટવી અને અશરફખાન લખે છે કે, "મૂર્તિ નક્કર પત્થરમાથી ઘડી કાઢવામા આવી હતી તેની ઊંચાઈ પાચ ગજ હતી તે પૈકી બે ગજ ભૂમિમા દટાયેલ હતી મહમૂદની દ્રષ્ટિ પડતા જ તેણે તરત જ ક્રોધમા આવી જઇ તેની શુદ્ધ ફરશી ઊંચી કરીને એવા જોરથી તેના ઉપર મારી કે તેના ટૂકડા થઈ ગયા, જે ગઝના લઈ જવા આજ્ઞા કરી વગેરે—"

## ફરીશ્તા[3] (ઈ. સ. ૧૬૦૬)

દક્ષિણ ભારતમા ઇસુની સત્તરમી સદીના આરંભમા ગોલ કોંડામા વસતા આ લેખકે તારિખે ફરીશ્તા નામથી જાણીતા થયેલા ગ્રથમા લખ્યુ છે કે, "મંદિરની મધ્યમા સોમનાથની દશ હાથ ઊંચી પથ્થરની મૂર્તિ હતી તેના બે હાથ જેટલો ભાગ બહાર હતો મહમૂદે પ્રતિમા પાસે જઇને તેના નાક ઉપર ગુર્જનો પ્રહાર કર્યો અને તેના નાકને ભાગી નાખ્યુ તે પછી સેવકોને અને નોકરોને મૂર્તિના ટૂકડાઓ કરી નાખવા આજ્ઞા આપી"

## પ્રો. મૂહમ્મદ હબીબ (ઈ. સ. ૧૯૩૦)

અલીગઢ યુનિવરસીટીના પ્રો. મૂહમ્મદ હબીબ તેના "સુલ્તાન મહમૂદ ઓફ ગઝની" નામના પુસ્તકમા લખે છે કે, "સુલ્તાને તેના ગુર્જથી મૂર્તિ ઉપર પ્રહાર કર્યો અને તેની ધર્મ શ્રદ્ધાના પારિતોષિક તરીકે રત્નો મળ્યા તે વાર્તા અસંભવ છે. આ વાતને કોઈ સમકાલિન (ઇતિહાસકારો) નુ સમર્થન મળતું નથી એટલુ તો નહિ, પણ આ પથ્થરનુ અણઘડ સ્થુળલિંગ હતું તેના પેટાળમાથી રત્નો નીકળી શકે નહિ મૂર્તિ ભાગવામા

૧-૨-૩ પરિશિષ્ટ૩ જુ.

આવી તે ક્રમભાગ્યે સાચું છે, પણ બ્રાહ્મણોએ (ધન સ્વીકારવા) માગણી કરી અને મહમૂદે તે નકારી તે પાછળના દિવસોમાં લખાયેલી દંતકથા છે."

## પ્રો. મહમૂદ નાઝિમ (ઇ. સ. ૧૯૩૦)

અલીગઢ યુનિવરસીટીના પ્રો. મહમૂદ નાઝિમ તેના "લાઈફ એન્ડ ટાઈમ્સ ઓફ સુલ્તાન મહમૂદ" નામક ગ્રંથમાં આ વિષયની ચર્ચા કરતાં લખે છે કે "મૂર્તિ પોલી હતી તે વિધાન સર્વથા અસત્ય છે. આવી જાતના લિંગના નિર્માણના નિયમો અને વિધિઓની વિગતોનો ઉલ્લેખ અલ્બીરૂનીએ કરેલો છે તેમાં લિંગ પોલું હતું તેવો ક્યાંય ઉલ્લેખ કર્યો નથી. તેના ઉદરમાંથી અમૂલ્ય ધનભંડાર નીકળવાની ઘટના પણ સુલ્તાને ખલીફ ઉપર લખેલા પત્રોમાં કે આધારભૂત ગ્રંથોમાં મળતી નથી. જો એ વાત સાચી હોત તો ફર્રૂખી જેવો કવિ તેના કસીદામાં આ ઉત્તમ પ્રસંગનું વર્ણન કરવાનું ચૂકત નહિ."

"આ મૂર્તિ, મૂર્તિ નહિ પણ લિંગ હતું. તે સાત હાથ ઊંચું હતું તે પૈકી બે હાથ ભૂમિમાં હતું. તેનો ઘેરાવો ત્રણ હાથ હતો. તેના ઉપર કીમતી વસ્ત્રો આચ્છાદિત કરવામાં આવતાં. તેના ઉપર જરીના ભરતમાં આકૃતિઓ હતી તેના ઉપર છતમાંથી એક મુગટ લટકતો રહેતો હતો."

પ્રો. મહમૂદ નાઝિમ સાહેબે આ વર્ણન અલ્બીરૂનીએ કરેલાં વર્ણનને આધારે કરેલું જણાય છે. તેઓ લિંગ ઉપર મુગટ લટકતો હતો તેમ કહે છે જે મહાદેવના ઉપર જળવર્ષા કરવા માટે ટાંગવામાં આવતું જલપાત્ર (ગલતી) હતું જે સ્પષ્ટતા કરવાનું ભાગ્યે જ જરૂરી છે.

મહમૂદના સમકાલિન ઇતિહાસકારો તથા તે પછી બે ત્રણ સદીઓમાં થયેલા ઇતિહાસકારોએ લિંગ માટે કાંઈ જ ઉલ્લેખ કર્યો નથી, જે નીચેની ચર્ચા ઉપરથી જણાશે.

## ફર્રૂખી[1] (ઈ. સ. ૧૦૨૬)

ફર્રૂખી સોમનાથ પરની ચડાઈ વખતે મહમૂદની સાથે હતો. તેણે મહમૂદનાં પરાક્રમની પ્રશસ્તિનો એક કસીદો લખ્યો છે. આ કસીદામાં ઘણી બારીક વિગતો આપી છે, પરંતુ સોમનાથના લિંગનું વર્ણન નથી, તેમ લિંગ ઉપર મહમૂદે પ્રહાર કર્યા ત્યારે તે ત્યાં અથવા તેની આસપાસમાં ઉપસ્થિત હતો છતાં લિંગ પોલું હતું, તેમાંથી રત્નો નીકળ્યાં હતાં, તેવી કોઇ નોંધ તેણે લીધી નથી.

આ લેખકે દૌલતનામા નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ આ વાર્તા કથી નથી.

## ઉત્બી[1] (ઈ. સ. ૧૦૨૬)

આ લેખક, મહમૂદ ગીઝનીનો રહસ્ય મંત્રી હતો. તેણે કીતાબુલ યામીની નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ લિંગની પોકળતા કે તેની આકૃતિ માનવ જેવી હતી તેવું કાંઈ લખ્યું નથી.

## ઝાકીર[1] (ઈ. સ. ૧૦૨૬)

મહમૂદનાં પરાક્રમોનાં વૃત્તાંતો મહમૂદની કચેરીમાંથી સાર્વભૌમ સત્તા ભોગવતા ખલીફ ઉપર પત્રોદ્વારા જતા. આ પત્રોનો ઝાકીરે સંગ્રહ કર્યો છે અને તેને અખવારૂદ દુવાલી અલ સુન કવાતિયા નામથી ઓળખવામાં આવે છે. આ પત્રોમાં મહમૂદની સવારીઓના વિગતવાર વર્ણનોમાં સોમનાથની ઉપર કરેલી સવારીની વિગતો પણ છે, પણ કોઇ સ્થળે મૂર્તિ કે લિંગની પોકળતા કે માનવ આકૃતિની વાતનો નિર્દેશ નથી. જો આવું કંઈક બન્યું હોત તો તે જરૂર ખલીફ આગળ જાહેર કર્યા વગર રહેત જ નહિ.

---

૧ પરિશિષ્ટ ૩ જું.

## રશીદુદ્દીન તથા હમીદુલ્લાહ[1] (ઈ. સ. ૧૩૧૦)

જમીયુત–ત–તવારીખ નામના તેમના ગ્રંથમાં રશીદુદ્દીન તથા હમીદુલ્લાહે મહમૂદની સોમનાથ ઉપરની સવારીનું વર્ણન આપ્યું, છે પણ લિંગ સંબંધી કાંઈ જ વાત લખી નથી.

આંગ્લ લેખકોએ તેમનાં પુસ્તકોમાં જે વર્ણનો લખ્યાં કે વિધાનો કર્યાં તે મુસ્લીમ ઇતિહાસકારોના આધારે લખ્યાં કે કર્યાં છતાં તેઓએ તે વર્ણનોના સત્યાસત્ય અને સંભવાસંભવ નો પણ વિચાર કર્યો છે.

## જનરલ એડવર્ડ બાલ્ફર[2] (ઇ. સ. ૧૮૮૫)

"ધી સાઈક્લોપીડીયા ઓફ ઇન્ડિયા" નામના તેના ગ્રંથમાં જનરલ એડવર્ડ બાલ્ફર લખે છે કે "આ વાર્તા પ્રથમના વૃતાંતોના આધારે પાછળના લેખકોએ સર્જેલી કલ્પના છે."

## ગ્રેબીઅલ ફેસ્ટીંગ[3] (ઈ. સ. ૧૯૧૨)

"વ્હેન કીંગ્સ રોડ ટુ દિલ્હી" નામના પુસ્તકમાં મી. ગ્રેબીઅલ ફેસ્ટીંગ લખે છે કે, "સોમનાથ મંદિરમાં ભૂમિની બહાર કે અંદર કોઇ મૂર્તિ જ અસ્તિત્વ ધરાવતી ન હતી અને જે પ્રતિમા હતી તે ઘનલિંગ હોવાથી તેનાં ઉદરમાં રત્નો હોવાનો સંભવ હતો જ નહિ અર્થાત જે પ્રકારનું લિંગ અત્યારે પણ સમગ્ર ભારતમાં જોવામાં આવે છે તેવું ઘનલિંગ હતું અને તે નક્કર હોવાથી તેમાં ધનકોષ રહી શકે નહિ."

---

૧ પરિશિષ્ટ ૩ જું

૨ બાલ્ફર્સ સાઈક્લોપિડિયા ઓફ ઇન્ડિયા, ત્રીજી આવૃતિ. ૧૮૫૫ પુસ્તક ૩ જું. પાનું. ૭૦૫.

૩ વ્હેન કીંગ્સ રોડ ટુ દિલ્હી. ગ્રેબીઅલ ફેસ્ટીંગ ૧૯૧૨. પ્રકરણ ૧લું પાનું ૧૯.

## ફર્રૂખી[1] (ઈ. સ. ૧૦૨૬)

ફર્રૂખી સોમનાથ પરની ચડાઈ વખતે મહમૂદની સાથે હતો. તેણે મહમૂદનાં પરાક્રમની પ્રશસ્તિનો એક કસીદો લખ્યો છે. આ કસીદામાં ઘણી બારીક વિગતો આપી છે, પરંતુ સોમનાથના લિંગનું વર્ણન નથી, તેમ લિંગ ઉપર મહમૂદે પ્રહાર કર્યા ત્યારે તે ત્યાં અથવા તેની આસપાસમાં ઉપસ્થિત હતો છતાં લિંગ પોલું હતું, તેમાંથી રત્નો નીકળ્યાં હતાં, તેવી કોઇ નોંધ તેણે લીધી નથી.

આ લેખકે દૌલતનામા નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ આ વાર્તા કથી નથી.

## ઉત્બી[1] (ઈ. સ. ૧૦૨૬)

આ લેખક, મહમૂદ ગીઝનીનો રહસ્ય મંત્રી હતો. તેણે કીતાબુલ યામીની નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ લિંગની પોકળતા કે તેની આકૃતિ માનવ જેવી હતી તેવું કાંઈ લખ્યું નથી.

## ઝાફીર[1] (ઈ. સ. ૧૦૨૬)

મહમૂદનાં પરાક્રમોનાં વૃત્તાંતો મહમૂદની કચેરીમાંથી સાર્વભૌમ સત્તા ભોગવતા ખલીફ ઉપર પત્રોદ્વારા જતા. આ પત્રોનો ઝાફીરે સંગ્રહ કર્યો છે અને તેને અખબારૂદ દુવાલી અલ મુન કવાતિયા નામથી ઓળખવામાં આવે છે. આ પત્રોમાં મહમૂદની સવારીઓના વિગતવાર વર્ણનોમાં સોમનાથની ઉપર કરેલી સવારીની વિગતો પણ છે, પણ કોઇ સ્થળે મૂર્તિ કે લિંગની પોકળતા કે માનવ આકૃતિની વાતનો નિર્દેશ નથી. જો આવું કંઈક બન્યું હોત તો તે જરૂર ખલીફ આગળ જાહેર કર્યા વગર રહેત જ નહિ.

---

૧ પરિશિષ્ટ ૩ જું.

## રશીદુદ્દીન તથા હમીદુલ્લાહ[1] (ઈ. સ. ૧૩૧૦)

જમીયુત–ત–તવારીખ નામના તેમના ગ્રંથમાં રશીદુદ્દીન તથા હમીદુલ્લાહે મહમૂદની સોમનાથ ઉપરની સવારીનું વર્ણન આપ્યું, છે પણ લિંગ સંબંધી કાંઈ જ વાત લખી નથી.

આંગ્લ લેખકોએ તેમનાં પુસ્તકોમાં જે વર્ણનો લખ્યાં કે વિધાનો કર્યાં તે મુસ્લીમ ઇતિહાસકારોના આધારે લખ્યાં કે કર્યાં છતાં તેઓએ તે વર્ણનોના સત્યાસત્ય અને સંભવાસંભવ નો પણ વિચાર કર્યો છે.

## જનરલ એડવર્ડ બાલ્ફર[2] (ઇ. સ. ૧૮૮૫)

"ધી સાઈકલોપીડીયા ઓફ ઇન્ડિયા" નામના તેના ગ્રંથમાં જનરલ એડવર્ડ બાલ્ફર લખે છે કે "આ વાર્તા પ્રથમના વૃતાંતોના આધારે પાછળના લેખકોએ સર્જેલી કલ્પના છે."

## ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ[3] (ઈ. સ. ૧૯૧૨)

"વ્હેન કીંગ્સ રોડ ટુ દિલ્હી" નામના પુસ્તકમાં મી. ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ લખે છે કે, "સોમનાથ મંદિરમાં ભૂમિની બહાર કે અંદર કોઇ મૂર્તિ જ અસ્તિત્વ ધરાવતી ન હતી અને જે પ્રતિમા હતી તે ઘનલિંગ હોવાથી તેનાં ઉદરમાં રત્નો હોવાનો સંભવ હતો જ નહિ અર્થાત જે પ્રકારનું લિંગ અત્યારે પણ સમગ્ર ભારતમાં જોવામાં આવે છે તેવું ઘનલિંગ હતું અને તે નક્કર હોવાથી તેમાં ધનકોષ રહી શકે નહિ."

---

૧ પરિશિષ્ટ ૩ જું

૨ બાલ્ફર્સ સાઈક્લોપિડિયા ઓફ ઇન્ડિયા, ત્રીજી આવૃતિ. ૧૮૫૫ પુસ્તક ૩ જું. પાનું. ૭૦૫.

૩ વ્હેન કીંગ્સ રોડ ટુ દિલ્હી. ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ ૧૯૧૨. પ્રકરણ ૧લું પાનું ૧૯.

## ફર્રૂખી[1] (ઈ. સ. ૧૦૨૬)

ફર્રૂખી સોમનાથ પરની ચડાઈ વખતે મહમૂદની સાથે હતો. તેણે મહમૂદનાં પરાક્રમની પ્રશસ્તિનો એક કસીદો લખ્યો છે. આ કસીદામાં ઘણી બારીક વિગતો આપી છે, પરંતુ સોમનાથના લિંગનું વર્ણન નથી, તેમ લિંગ ઉપર મહમૂદે પ્રહાર કર્યા ત્યારે તે ત્યાં અથવા તેની આસપાસમાં ઉપસ્થિત હતો છતાં લિંગ પોલું હતું, તેમાંથી રત્નો નીકળ્યાં હતાં, તેવી કોઈ નોંધ તેણે લીધી નથી.

આ લેખકે દૌલતનામા નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ આ વાર્તા કથી નથી.

## ઉત્બી[1] (ઈ. સ. ૧૦૨૬)

આ લેખક, મહમૂદ ગીઝનીનો રહસ્ય મંત્રી હતો. તેણે કીતાબુલ યામીની નામનો એક ગ્રંથ લખ્યો છે, તેમાં પણ લિંગની પોકળતા કે તેની આકૃતિ માનવ જેવી હતી તેવું કાંઈ લખ્યું નથી.

## આફીર[1] (ઈ. સ. ૧૦૨૬)

મહમૂદનાં પરાક્રમોનાં વૃત્તાંતો મહમૂદની કચેરીમાંથી સાર્વભૌમ સત્તા ભોગવતા ખલીફ઼ ઉપર પત્રોદ્વારા જતા. આ પત્રોનો આફીરે સંગ્રહ કર્યો છે અને તેને અખબારૂદ દુવાલી અલ મુન કવાતિયા નામથી ઓળખવામાં આવે છે. આ પત્રોમાં મહમૂદની સવારીઓના વિગતવાર વર્ણનોમાં સોમનાથની ઉપર કરેલી સવારીની વિગતો પણ છે, પણ કોઈ સ્થળે મૂર્તિ કે લિંગની પોકળતા કે માનવ આકૃતિની વાતનો નિર્દેશ નથી. જો આવું કંઈક બન્યું હોત તો તે જરૂર ખલીફ઼ આગળ જાહેર કર્યા વગર રહેત જ નહિ.

---

૧ પરિશિષ્ટ ૩ જું.

## રશીદુદ્દીન તથા હમીદુલ્લાહ[1] (ઈ. સ. ૧૩૧૦)

જમીયુત–ત–તવારીખ નામના તેમના ગ્રંથમાં રશીદુદ્દીન તથા હમીદુલ્લાહે મહમૂદની સોમનાથ ઉપરની સવારીનું વર્ણન આપ્યું, છે પણ લિંગ સંબંધી કાંઈ જ વાત લખી નથી.

આંગ્લ લેખકોએ તેમનાં પુસ્તકોમાં જે વર્ણનો લખ્યાં કે વિધાનો કર્યાં તે મુસ્લીમ ઇતિહાસકારોના આધારે લખ્યાં કે કર્યાં છતાં તેઓએ તે વર્ણનોના સત્યાસત્ય અને સંભવાસંભવ નો પણ વિચાર કર્યો છે.

## જનરલ એડવર્ડ બાલ્ફર[2] (ઇ. સ. ૧૮૮૫)

"ધી સાઈકલોપીડીયા ઓફ ઇન્ડિયા" નામના તેના ગ્રંથમાં જનરલ એડવર્ડ બાલ્ફર લખે છે કે "આ વાર્તા પ્રથમના વૃતાંતોના આધારે પાછળના લેખકોએ સર્જેલી કલ્પના છે."

## ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ[3] (ઈ. સ. ૧૯૧૨)

"બ્હેન ફીંગ્સ રોડ ટુ દિલ્હી" નામના પુસ્તકમાં મી. ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ લખે છે કે, "સોમનાથ મંદિરમાં ભુમિની બહાર કે અંદર કોઇ મૂર્તિ જ અસ્તિત્વ ધરાવતી ન હતી અને જે પ્રતિમા હતી તે ઘનલિંગ હોવાથી તેનાં ઉદરમાં રત્નો હોવાનો સંભવ હતો જ નહિ અર્થાત જે પ્રકારનું લિંગ અત્યારે પણ સમગ્ર ભારતમાં જોવામાં આવે છે તેવું ઘનલિંગ હતું અને તે નક્કર હોવાથી તેમાં ધનકોષ રહી શકે નહિ."

---

૧ પરિશિષ્ટ ૩ જું

૨ બાલ્ફર્સ સાઈક્લોપિડિયા ઓફ ઇન્ડિયા, ત્રીજી આવૃતિ. ૧૮૫૫ પુસ્તક ૩ જું. પાનું. ૭૦૫.

૩ બ્હેન ફીંગ્સ રોડ ટુ દિલ્હી. ગ્રેબીઅલ ફ્રેસ્ટીંગ ૧૯૧૨. પ્રકરણ ૧લું પાનું ૧૯.

### અન્ય આંગ્લ લેખકો

સોમનાથ ઉપર મહમૂદે કરેલી ચડાઈના વર્ણનો જેમ્સ બ્રીગ્સ, ડબલ્યુ. ડબલ્યુ. હંટર, ઇલિયટ, એલ્ફીન્સ્ટન, કર્નલ માલસન, જે. બરજેસ, કર્નલ ટૉડ, સર વિન્સેન્ટ સ્મીથ, સ્ટેનલી લેનપુલ, સર ડબલ્યુ હેગ, જે. બર્ડ ફારબસ ઈત્યાદિ વિદ્વાનોએ કરેલા છે, પરંતુ સોમનાથની માનવ આકૃતિની મૂર્તિ હતી કે લિંગ પોલું હતું, અથવા તેમાંથી રત્નો નીકળ્યાં હતાં વગેરે વાર્તા તેઓ સ્વીકારતા નથી. એટલુ તો નહિ પણ તેમણે તે વાર્તાને કલ્પનાયુક્ત અને હાસ્યાસ્પદ ગણાવી છે. આ લિંગ નક્કર ઘનલિંગ હતું તેમ પ્રતિપાદિત કર્યું છે.[1]

### ભારતીય લેખકો

ઈ. સ. ૧૦૨૬ થી ઈ. સ. ૧૩૦૦ સુધીમાં થયેલા હિન્દુ અને જૈન લેખકોએ કે શિલાલેખો લખાવનારાઓએ ગમે તે કારણે મહમૂદના આ કાર્યનો ક્યાંય પણ ઉલ્લેખ કર્યો નથી, અને તે સાથે આદિલિંગનું માપ કે અન્ય વિગતો આપી નથી. પરંતુ આધુનિક લેખકોએ તે પ્રશ્ન પરત્વે સંશોધન કરી મનનીય લેખો લખ્યા છે.

### ઠક્કુર નારાયણ વિસનજી[2] (ઈ. સ. ૧૯૩૯)

ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ અને વિદ્વાન લેખક સાક્ષર વર્ય ઠક્કુર નારાયણ વિસનજીએ "જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ" નામનો એક વિદ્વતાપૂર્ણ લેખ લખી તેમાં જુદા જુદા મુસ્લીમ અને ઈતર લેખકોના વિધાનો ઉપરથી સોમનાથની કહેવાતી મૂર્તિ એ મૂર્તિ નહિ પણ લિંગ હતું અને તે પોલું ન હતું, તેમ સચોટપણે સાબીત કરી આપ્યુ છે.

---

૧ વિસ્તાર ભયે પ્રત્યેક લેખકનાં લખાણોનાં અવતરણો આપવાનું બની શક્યું નથી.

૨ પ્રકાશક: ગુજરાતી પ્રેસ, મુંબઈ ૧૯૩૯.

## શ્રી ચિંતામણ વિનાયક વૈદ

આ સર્વમાન્ય વિદ્વાન ઇતિહાસકારે " મધ્યયુગીન ભારત અથવા હિન્દુ રાજ્યાંચા ઉદ્દભવ, ઉત્કર્ષ આણી ઉચ્છેદ " નામક તેના મનનીય ગ્રંથમાં પણ આ વાતની પોકળતા પ્રકાશમાં લાવી, સોમનાથની મૂર્તિ ન હતી અને લિંગ પોલું ન હતું તેમ સપ્રમાણ સિદ્ધ કર્યું છે.

## શ્રી ગોવિંદ સખારામ દેસાઇ

' મુસલમાની રિયાસત ' નામના અભ્યાસપૂર્ણ પુસ્તકમાં તેના લેખક શ્રી ગોવિંદ સખારામ દેસાઈએ સોમનાથની મૂર્તિ હતી અથવા લિંગ પોલું હતું તે વાર્તાને અસંભવનીય ગણાવી છે.

## સારાંશ

સોમનાથનું આદિલિંગ મુસ્લીમ લેખકોએ દશ હાથનું કે સાત હાથનું હતું એમ કહ્યું છે. ઇબ્ન અસીર તેનું માપ આપતાં લખે છે કે " મૂર્તિ (લિંગ) ની ઊંચાઈ પાંચ હાથ અને ગોળાઈ ત્રણ હાથ હતી, તે ભૂગર્ભમાં બે હાથ હતી " આ વર્ણનને માન્ય રાખીએ તો સોમનાથનું લિંગ ૧૦૩-૧૦ ઈંચ અર્થાત ૮ ફીટ ૭ ઈંચ બહાર હતું તેનો ઘેરાવો ૬૧-૮૯ ઈંચ અર્થાત ૫ ફીટ ૧ ઈંચ હતો. ભારતમાં અસંખ્ય શિવાલયોમાં લિંગો છે તેમાં આવાં લિંગો અપવાદ રૂપે જોવા મળે છે, કારણ કે સાધારણ રીતે યોનિમાર્ગ સહિત ભૂમિથી લિંગ સાડા ત્રણ ફીટ જેટલું બહાર રહે છે તેના બદલે સાડા આઠ ફીટ લિંગ બહાર હોય તો માનવા માટે અચકાવું પડે છે અને તેથી તે પ્રશ્ન અણઉકલ્યો રહે છે. ભવિષ્યમાં કોઇ પ્રમાણ પ્રાપ્ત થાય ત્યાં સુધી કોઈ નિર્ણય ઉપર આવવાનું બની શકે તેમ નથી.

### લાત–મનાત

મુસ્લીમ લેખકોએ લાત અને મંનાતના વારંવાર ઉલ્લેખ

કરી તે મૂર્તિઓ પૈકી મના ત તેજ સોમનાથ છે એમ કહ્યું છે.

ઇસ્લામના પ્રાદુર્ભાવ પહેલાં આરબો મૂર્તિપૂજકો હતા. ઇ. સ. ૫૭૦ સુધી મક્કા શહેરમાં કાબાના મકાનમાં તેઓ અલ–લા, અલ–લાત અને અલ–મનાત નામની મૂર્તિઓની પૂજા કરતા. જ્યારે હઝરત મહમદ પેગંબર સાહેબે મૂર્તિઓની પૂજા બંધ કરાવી અને વેહદત (એકેશ્વરવાદ)નો પ્રચાર કર્યો ત્યારે તે પૈકીની મનાતની મૂર્તિને આરબો ઊપાડી ગયેલા અને કોઈ સ્થળે છૂપાવી દઈ તેની પૂજા ચાલુ રાખેલી. તેવી વાર્તા ઈસ્લામ જગતમાં પ્રચલિત હતી.

સોમનાથનો ઉચ્ચાર આરબો અને અન્ય મુસ્લીમો 'સુમનાત'[1] કરતા. વળી મનાતમાં માત્ર 'સુ' ઉમેરવાથી સુમનાત થાય તેથી સોમનાથની મૂર્તિ મનાતની હતી તેવું ઘટાવી દેવા ખોન્દામીર, ગાર્દીજી, શેખ ફરીદુદ્દીન અત્તાર, અને તેમની કૃતિઓ ઉપરથી જે લેખકોએ આધાર લીધા તેમણે પ્રયત્ન કર્યો છે. તેઓ કહે છે કે "મૂર્તિપૂજક આરબો મનાતને હિન્દમાં ઊપાડી ગયા અને ત્યાં તેની ઉપર મંદિર બાંધવામાં આવ્યું. તે મૂર્તિ સમુદ્રમાર્ગે આવેલી માટે બ્રાહ્મણોએ એવો પ્રચાર કર્યો કે તે મનાત સમુદ્રમાંથી પોતાની મેળે બહાર આવી છે અને તેથી તેને સ્વયં મનાત એટલે સોમનાત કે સોમનાથ એવું નામ આપ્યુ છે."

આ મનાત મનુષ્યાકૃતિની હતી તેથી આ લેખકોએ ઉપરોક્ત વિધાનને સત્ય ઠરાવવા સોમનાથના લિંગને મનુષ્યાકારની મૂર્તિનું સ્વરૂપ આપી દીધું. પરંતુ ઉપરમાં જોયુ તેમ અન્ય વિદ્વાન મુસ્લીમ અને આંગ્લ લેખકોએ આ વાર્તાને નિરાધાર અને કલ્પનાયુક્ત માની પુષ્કળ પ્રમાણોથી સ્પષ્ટરીતે સિધ્ધ કર્યું છે કે સોમનાથનું લિંગ સ્થૂળ ઘનલિંગ હતું તે

૧ ફારસીમાં 'સો' અને 'સુ' એક જ રીતે લખાય છે.

પોલું ન હતું તેના ગર્ભમાં ધનરાશિ હતો નહિ, તેમ હોવા સંભવ હતો નહિ, તેની આકૃતિ મનુષ્ય જેવી હતી નહિ, તે હાથ પગ હલાવતી નહિ, તેને હાથીદાંતથી મઢી ન હતી, તેને નાક હતું નહિ, અને તેથી તેવાં વર્ણનો આપી તેમનાં લખાણોમાં રસ ઉત્પન્ન કરવા માગતા પાછળના સમયમાં થઈ ગએલા મુસ્લીમ લેખકોની એ કલ્પનાતીત વાર્તા લેશ માત્ર પણ સ્વીકારી શકાય તેમ નથી.

લાત, મનાતની પૂજા બંધ થઈ તે પહેલાં સહસ્ર વર્ષથી અધિક સમય પહેલાં સોમનાથની પ્રતિષ્ઠા થઈ ગઈ હતી, અને મનાતને ભારતમાં લાવી સોમનાથ તરીકે પૂજવા કોઈ કારણ હતું નહિ. તે પ્રશ્ન પરત્વે કાંઈ પણ ચર્ચા આવશ્યક નથી.

આટલાં સ્પષ્ટ અને સચોટ પ્રમાણો અને પુરાવા હોવા છતાં કમભાગ્યે કેટલાક ગુજરાતી અને અન્ય ભારતીય ભાષાઓના લેખકોએ આ ભ્રમમૂલક, કલ્પિત અને નિરાધાર વાર્તાને આધારે અનેક વાર્તાઓ અને વૃતાંતો લખી નાખ્યાં છે. આ જોડી કાઢેલી કથાઓને ઇતિહાસ માની તે કથાઓના લેખકો કયાંના હતા, કયા યુગમાં થયા હતા અને તેણે કયાંથી માહિતી મેળવી હતી તે જાણ્યા સિવાય, તેને પ્રમાણભૂત માની તેના કલ્પિત વિધાનોને સાચી મનાવવા પ્રયત્ન કર્યા છે, તે શોચનીય છે.

## પરિશિષ્ટ બીજું

## સોમનાથનું મંદિર

**પ્રથમ મંદિર**

જ્યોતિર્લિંગની સ્થાપના થયા પછી તેના ઉપર સ્થાનની અગત્ય અને આદિ જ્યોતિર્લિંગની મહત્તાને અનુરૂપ ભવ્ય મંદિર જરૂર બંધાયું હશે, પણ તે કોણે બાંધ્યું અને કયારે બાંધ્યું તેની કોઈ માહિતી ઉપલબ્ધ નથી.

પ્રભાસખંડના લેખકે પુરાણોની શૈલી પ્રમાણે સોમે જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા કરી એ વાત ઘણી વિગતો સાથે કથી છે અને સોમને આકાશનો ચંદ્રમા કલ્પ્યો છે પણ તેણે મૂળ મંદિર બંધાયાનું વર્ષ કે અન્ય વિગતો આપી નથી.

વિ. સં. ૧૨૨૫ (ઈ. સ. ૧૧૬૯) ના ભદ્રકાલીના શિલાલેખમાં મંદિરનો અસ્પષ્ટ છતાં થોડો પણ ઈતિહાસ આપવામાં આવ્યો છે. આ શિલાલેખ લખતી વખતે તેના લેખક પાસે પણ પૂરતી માહિતી હશે કે કેમ તે એક પ્રશ્ન છે, છતાં ભાવ બૃહસ્પતિ જેવા વિદ્વાને તેવું વિધાન કરતાં પહેલાં અવશ્ય તે વિષય ઉપર વિચાર કર્યો હશે જ, તેથી તેના કથનને સર્વાંશે અસ્વીકાર્ય પણ ગણી શકાય નહિ.

પુરાણોની શૈલી જેમ અમુક પ્રકારની છે તેમ મધ્યકાલીન શિલાલેખોની પણ વિશિષ્ટ પ્રકારની શૈલી છે. તે પ્રમાણે નાની વાતોને મોટી બતાવવામાં આવે છે અને તેમાં ઇતિહાસની નક્કર હકીકતો કરતાં અલંકારો અને શબ્દાડંબર વિશેષ પ્રમાણમાં હોય છે. સામાન્ય રીતે શિલાલેખો, કાવ્યમાં કે કાવ્યમય હોય છે.

પ્રસ્તુત શિલાલેખ પ્રમાણે સોમનાથનું આદિમંદિર સોમ

રાજાએ બંધાવ્યું, પણ તેમાં આ સેમ આકાશનો ચંદ્રમા હતો તેમ કહ્યું નથી. તેણે પુરાણની ચંદ્રના તપની વાર્તા માન્ય રાખી નથી. "सौवर्णं सोमराजो" શબ્દોને ઉપયોગ કરી તે દ્વારા મંદિરનો બાંધનારો[1] સોમરાજા હતો એમ કહ્યું, પણ આ સોમરાજા કયાંનો રાજા હતો, ક્યારે થયો અને કયા વંશનો હતો તે કાંઈ કહ્યું નહિ.

સોમરાજે જે મંદિર બંધાવ્યું તે સુવર્ણનું મંદિર હતું તેમ પણ ઉક્ત શિલાલેખ કહે છે, તે કાવ્યમય કલ્પના અને અતિશયોક્તિ છે. સુવર્ણનું મંદિર ન હોઈ શકે, સુવર્ણમંડિત એટલે સુંદર અને સુવર્ણકળશોવાળું મંદિર હોવાનું સંભવી શકે અને મંદિરોના પ્રકારમાં હેમકૂટપ્રાસાદનો એક પ્રકાર છે તે પ્રકારનું મંદિર હોય તો તે પણ સંભવી શકે.

સોમરાજ યદુકુળનો સોમવંશીય રાજા હશે. મહાભારત કાળ પછી યદુકુળમાં સોમ નામે એક રાજા થયો છે. યાદવો ચંદ્રવંશીય હતા એટલે સોમે પ્રભાસમાં પોતાના નામે સોમ-નાથની સ્થાપના કરી હોય તો તે સંભવી શકે છે. પ્રભાસખંડ પણ કહે છે કે; "સોમવંશમાં જે થાય તે સોમનાથને માને અને પૂજે."[2]

યાદવોની સોમક નામની એક પેટા જાતિ હતી. સોમક વંશના કોઇ રાજાએ પણ મૂળ મંદિર બંધાવ્યું હોય. સોમ યાદવોનું પ્રિય નામ હતું અને તેઓ ભારત બહાર ગયા પછી ઈજીપ્ત, ઈરાન, ગીઝની, વગેરે દેશોમાં રાજ્યાધિકારો ભોગવી પ્રખ્યાત થયેલા યદુકુળમાં સોમ નામના ઘણા રાજાઓ થયા છે. સમા જાતિ આ સોમ વા સોમકમાંથી ઊતરી આવી છે.[3]

---

૧ ભદ્રકાળી શિલાલેખ. કડી ૧૮.

૨ પ્રભાસખંડ અધ્યાય. ૨૧ મો.

૩ જુઓ પ્રકરણ. ૩ જું.

આ આદિમંદિર ઈ. સ. પૂર્વે ૬૦૦ લગભગ બંધાવ્યું હોવાનું બીજા પુરાવા જોતાં માની શકાય, અને સોમ રાજાનો કાળ પણ તેની આસપાસનો મૂકી શકાય. પ્રથમ મંદિર ઇસુની પહેલી સદીમાં બંધાયુ હોવાનું એક વિદ્વાને મંદિરના પાયામાંથી મળેલાં ઠીકરાંને જોઈને અનુમાન કર્યું[1] છે. પણ તેવું વિધાન કરવા માટે તે એક પુરાવો પૂરતો નથી. આવા સ્થાનનું વારંવાર સમારકામ થતું રહેતું હશે અને ઇસુની પહેલી સદીનું ઠીકરૂં મળ્યું હોય અને તે ઠીકરૂં તે જ કાળનું છે તે વસ્તુ નિર્વિવાદ રીતે સ્વીકારવામાં આવે તો પણ એમ કેમ માની ન શકાય કે ઈસુની પહેલી સદીમાં તે મંદિરના કોઈ ભાગમાં સમારકામ કરતાં કે સુધારો વધારો કરતાં આ ઠીકરૂં ત્યાં આવ્યું ન હોય!

### બીજું મંદિર

શિલાલેખ કહે છે કે રાવણ સમાન બળવાન કૃષ્ણે તે પછી સોમનાથનું રૂપાનું મંદિર બનાવ્યું.[2] ભગવાન શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ સોમનાથની સ્થાપના પૂર્વે થઈ ગયો હતો, વળી આ કૃષ્ણ તે શ્રીકૃષ્ણ હોય તો તેને રાવણની ઉપમા આપવામાં આવે નહિ એટલે તે કૃષ્ણ કોણ તેનો વિચાર કરવો ઘટે.

ઇસુની છઠ્ઠી સદીમાં શિવપૂજા ભારતમાં તેમ જ ભારતની સીમાઓ પારના પ્રદેશોમાં પ્રસરી ચૂકી હતી. ભારતમાં પાશુપત સંપ્રદાય પ્રચલિત થઈ ગયો હતો અને સર્વે રાજાઓ બહુધા શૈવ ધર્મને અનુસરતા હતા. ઈ. સ. ૫૨૦ માં વાકાતક રાજા હરિસેનના મૃત્યુ પછી વાકાતકોની સત્તા નષ્ટ થઈ અને લાટના કલ્ચુરી વંશનો સૂર્ય પ્રકાશવા માંડયો. આ વંશમાં ઈસુની છઠ્ઠી સદીના અંતમાં કૃષ્ણદેવ નામનો રાજા થયો. કૃષ્ણદેવ

૧ સોમનાથ ધી શ્રાઈન ઇટરનલ શ્રી. ક. મા. મુન્શી.
૨. रजतमयमयो रावणोदार वीर्य कृष्ण.

પાશુપત સંપ્રદાયનો અનુયાયી હતો અને તેનો દૂતક તો પોતાને જ પાશુપત કહેવરાવતો.[1] કૃષ્ણદેવનો રાજ્ય વિસ્તાર વર્તમાન નાશિકથી માલવા સુધીનો હતો અને વર્તમાન ગુજરાતનો ઘણો પ્રદેશ તેની આણમાં હતો.

વલ્લભીઓ મુખ્યત્વે સૂર્યપૂજકો હતા. તેઓ પૈકી કોઈ કોઈ વૈષ્ણવ ધર્મ પાળતા અને કોઈ કોઈ બૌદ્ધ પણ હતા. આ સમયે વલ્લભી સમ્રાટ ધ્રુવસેન શૈવધર્મ પાળતો અને પોતાને પરમમાહેશ્વર કહેવરાવતો, છતાં તે રાજકુલ સર્વાંશે શૈવમતાવલંબી ન હતું. પ્રભાસનાં સૂર્યમંદિરો વલ્લભી સમ્રાટોએ કદાચ બાંધ્યા હોય પણ સોમનાથ પ્રત્યે તેમણે કોઈ લક્ષ્ય આપ્યાનું જણાતું નથી. કલ્ચુરી સમ્રાટ કૃષ્ણદેવ પાશુપત સંપ્રદાયનો સંપૂર્ણપણે અનુયાયી હતો અને તેણે તેની સત્તા પરાકાષ્ઠાએ પહોંચી તે કાળમાં તેના મિત્ર વલ્લભી મહારાજાની સમ્મતિથી કે તે કાળની પધ્ધતિ પ્રમાણે આવા કાર્યમાં સમ્મતિની લેશ માત્ર દરકાર રાખ્યા વગર, પાશુપત સંપ્રદાયના મહાન યાત્રાધામમાં જીર્ણ થઈ ગયેલા આદિ મંદિરને સમરાવ્યું હોય અથવા શ્વેત પાષાણોથી રૂપાનું હોય તેવું ધવલરંગી નૂતન મંદિર બાંધ્યુ હોય અથવા 'હિમવાન' પ્રકારનું મંદિર બાંધ્યુ હોય.

કલ્ચુરી વંશના અંતિમ મહારાજા બુદ્ધદેવને ચૌલુકય રાજ મંગલરાજે ઈ. સ. ૬૧૦માં પરાજિત કર્યો અને આ મહાન રાજ્યવંશનો માત્ર એકસો વર્ષમાં જ અંત આવ્યો. તેથી શિલાલેખમાં તેની બીજી વિગતો આપવાનું યોગ્ય જણાયુ નથી તે સ્વાભાવિક છે.

## ત્રીજું મંદિર

આ શિલાલેખના ભૂલ ભરેલા વાંચન ઉપરથી કેટલાક

---

૧ સુના વકલા પત્ર એ. ઇં. ૧૦ શાર્તિલા દાનપત્ર શંકર ગણ દાન પત્ર— સરસ્વતી પત્ર—એ. ઈ. ૯.

વિદ્વાનોએ ત્રીજું મંદિર કાષ્ટનું હતું તેમ માની લીધું છે. શિલાલેખમા કાષ્ટનો ક્યાંય ઉલ્લેખ નથી. ઇબ્ન અસીર કહે છે કે મંદિરમાં સીસાથી ઢંકાયેલા કાષ્ટના છપ્પન સ્થંભો હતા અને તેથી તે કાષ્ટનું છે તેમ શિલાલેખના દ્વિઅર્થી શબ્દોથી આ ભૂલ થવા પામી હોવાનું જણાય છે.

શ્રી કનૈયાલાલ મુન્શીનું[1] મંતવ્ય એવું છે કે ઈ. સ. ૫૫૧ માં ઈરાનના જરથોસ્તી સમ્રાટ નૌશિરવાનનો શાહઝાદો નૌશેઝાદ તેના પિતા સામે કરેલા નિષ્ફળ બંડના પરિણામે ભાગી વલ્લભીને આશ્રયે આવ્યો, ત્યારે તેને પકડવા આવેલાં ઈરાની સૈન્યોએ આ મંદિર તોડયુ હશે, અને તેથી વિજયસેન મૈત્રકે ત્રીજું મંદિર બંધાવ્યુ હશે.[2]

આદીલ (ન્યાયી)ના ઉપનામથી પ્રસિદ્ધ થએલો ઇરાનનો સમ્રાટ નૌશિરવાન મુસ્લીમ ન હતો. તેણે કોઈ મંદિરો તોડયાં ન હતાં, ઊલટાનું મૂલ્તાનનું સૂર્યમંદિર તેનો આશ્રય મેળવી શકયું હતું. અને કદાચ તેના સૈન્યોએ આ કાર્ય કર્યું જ હોત તો તેના ઇતિહાસકારો તેની નોંધ લીધા સિવાય રહેત જ નહિ. વળી સોમનાથના મંદિરમાં બ્રાહ્મી લિપિનો એક લેખ હતો માટે આ સમયમાં મંદિર તોડવામાં કે બાંધવામાં આવેલું તેમ કહેવું પણ વાસ્તવિક નથી.

આ જ વિદ્વાન લેખક એક બીજો પ્રશ્ન ઉપસ્થિત કરતાં લખે છે, કે ઈ. સ. ૭૭૦ લગભગ વલ્લભી સામ્રાજ્યનું પતન આરબ સેનાપતિ અમર બીન જમાલના હાથે થયુ, ત્યારે આરબોએ આ મંદિર તોડયું હશે તેથી અથવા જીર્ણ થવાથી ત્રીજું મંદિર બંધાયું હશે.

મુસ્લીમ ઇતિહાસકારોએ તેમના ગાઝીઓએ ઈસ્લામના

---

૧ સોમનાથ ધી શ્રાઇન ઇટરનલ.

૨ વિગતો માટે જુઓ મારો સૌરાષ્ટ્રનો ઇતિહાસ.

આરંભકાળમા કરેલા વિજયોની બહુ બારીક વિગતો સંગ્રહિત કરી છે, તેમા અમર બીન જમાલે સોમનાથ તોડયાનો કોઈ ઉલ્લેખ નથી જો અમર બીન જમાલે આ કાર્ય કર્યું હોત તો તેઓ તેનુ વર્ણન કરવાનુ ચૂકત નહિ

પ્રભાવક ચરિત્રમા ઉલ્લેખ છે કે કનોજના સમ્રાટ નાગભટ બીજાએ વિ સ ૮૭૧ (ઈ સ ૮૧૫) પછીના વર્ષોમા રૈવતક, પિંડારક, શંખોદ્ધાર, દ્વારકા અને પ્રભાસની યાત્રા કરી તે ઉપરથી તે જ વિદ્વાન લેખક કહે છે કે ત્રીજું મંદિર તે સમયે બંધાયુ હોય

આ વિષયમા ચર્ચાને સ્થાન નથી કોઈપણ સબળ પ્રમાણ કે પુરાવાના અભાવે માત્ર એક પરદેશી સેનાપતિએ અન્ય સ્થળ ઉપર ચડાઈ કરી, અથવા એક સમ્રાટે અમુક સમયે તે સ્થળની યાત્રા કરી, તેથી અનુક્રમે તેણે મંદિર તોડયુ કે બાંધ્યુ તેમ માની લેવુ વધારે પડતુ છે આ વિધાનો નિરાધાર છે અને તે અસ્વીકાર્ય છે

અલબીરૂની કહે છે કે સોમનાથનુ મંદિર સો વર્ષ પૂર્વે જ બંધાયુ હતું અલબીરૂનીએ પ્રભાસમા સાંભળેલી વાત માની લઇ લખી હશે સોમનાથ જેવા વિશ્વવિખ્યાત દેવાલયનુ સમારકામ કે ફેરફારનુ કામ નિરંતર ચાલ્યા જ કરતુ હશે અને તેથી તેને નવુ બંધાયુ હતુ એમ કહી શકાય નહિ, અને બીજુ મંદિર ઈ સ ૯૭૬ મા બંધાયુ તે માની શકાય નહિ મંદિર ફરતી જે દીવાલ હતી તે મહમૂદની ચડાઇથી સો વર્ષ પૂર્વે બાંધી હશે પ્રભાસખંડે વારંવાર મ્લેચ્છના સ્પર્શના ભયનો ઉલ્લેખ કર્યો છે[1] અને તેથી આરબ ચડાઈ પછી અથવા તે પહેલા ગ્રીકો શકો અને ઇરાનીઓના શાસનકાળમા સત્તાધીશોએ મંદિરપ્રવેશનો આગ્રહ સેવ્યો હશે અને પરિણામે

---

૧ પ્રભાસખંડ અધ્યાય ૩૨ મો 'કલિયુગમા મ્લેચ્છના સ્પર્શના ભયે આ લિંગ વિશે કેદાર, સમુદ્રની સાનિધ્યે લય થઇ ગયા છે"

વિવાદ ઊભો થયો હશે તેથી દીવાલ બાધવામા આવી હોય તો તે બનવા યોગ્ય છે

ઈ સ ૫૮૦ લગભગ બધાયેલા મ દિરને ઇ સ ૧૦૨૬ મા મહમૂદ ગીઝનવીએ નુકશાન પહોચાડયુ ત્યારે તે જીર્ણ થઇ ગયુ હશે અને ભાવ બૃહસ્પતિ કહે છે તેમ कालाज्जीण मेष એટલે કાલથી જીર્ણ થઇ ગયુ હશે તેણે મહમૂદનો કાઈ જ ઉલ્લેખ કર્યો નથી, પણ એ માની શકાય કે મ દિર જીર્ણ થઈ ગયુ હતુ અને વિશેષમા મહમૂદે ભીષણ અગ્નિ પ્રજ્વલિત કરી તેને નુકશાન કરેલુ તેથી ભીમે, બાળેલા કે ખ ડિત પથ્થરો દૂર કરી નવા પથ્થરો નાખ્યા[1] અને તેથી જ તે પછી ૧૮૩ વર્ષે શિલાલેખમા ઉલ્લેખ કરવામા આવ્યો કે, " श्री भीमदेवो रुचिरतरमहाग्रावमी रत्नकूट त कालाजीर्णमेष क्षितिपतितिलको मेरु संज्ञ चकार प्रासाद सप्रभाव सकल ' એટલે ભીમદેવે આ મ દિર ભૂખરા પથ્થરોનુ બાધી તેમા રત્નો જડયા

## ચોથુ મ દિર

ભીમદેવે સમરાવેલા વા નૂતન બાધેલા મ દિરને સિદ્ધરાજ ના સમયમા (ઈ સ ૧૧૪૩મા) પુન સમરાવવા જરૂર પડી અને તે કાઇ કર તે પહેલા તે ગુજરી જતા "દેવપટ્ટણના સોમેશ્વરનુ દેવળ સમુદ્રના મોજાના જોરથી તૂટી ગયુ છે"[2] તેનો જીર્ણોધ્ધાર કરવા કુમારપાળને જૈનાચાર્ય હેમચદ્રાચાર્યે સલાહ આપી પ્રભાસના બ્રાહ્મણો પણ કુમારપાળ પાસે ગયા અને મ દિરના જીર્ણોધ્ધાર માટે પ્રાર્થના કરી અને રાજાની આજ્ઞાથી "જે મ દિર રાજાના દ્રવ્યલોભી અને કુમતિ સચિવોની ઉપેક્ષાના કારણે જીર્ણ થઈ ગયુ હતુ,[3] તે ભાવ

---

૧ પ્રકરણ ૮ મુ જુઓ

૨ કુમારપાળ પ્રબધ

૩ ભદ્રકાલી શિલાલેખ વિ સ ૧૨૨૫

બૃહસ્પતિએ મેરુરાજપ્રાસાદ[1] પ્રકારનું નવું જ બાંધ્યું.”

કુમારપાળનું બંધાવેલું મંદિર તે અંતિમ હતું. ચૌલુકય સમયમાં બંધાવેલાં મહાન મંદિરોથી પણ તે મહાન હતું. ઈ. સ. ૧૩૦૦ થી ઇ. સ. ૧૭૦૭ સુધી તેના ઉપર પધ્ધતિસર અનેક આક્રમણો થયાં અને ઈ. સ. ૧૭૦૭ થી ઈ. સ. ૧૯૪૭ સુધી ખાનગી વ્યક્તિગત અને અવ્યવસ્થિત રીતે તેનું ખંડન ચાલુ રહ્યું. કુદરતે પણ તેને તેના પ્રકોપમાંથી મુક્ત રાખ્યું નહિ, છતાં એ મહાન રાજાએ બાંધેલા મહાનદેવના મંદિરમાં ભવ્યતા હતી, પથ્થરોમાં કોતરેલું આર્યોના ગૌરવનું ગીત હતું, ઇતિહાસનું દર્પણ હતું અને પુરાતત્વવિદોનો એક અખૂટ કોષ હતો; કમભાગ્યે સોમનાથ ટ્રસ્ટે મૂળ બ્રહ્મશિલા હતી ત્યાં જ નૂતન મંદિર નિર્માણ કરવાનો નિર્ણય લઈ, શિલ્પની આ અનુપમ અને અપ્રતિમ કૃતિને ધરાશાયી કરતાં શિલ્પ સ્થાપત્ય અને પુરાતત્વનો એક શ્રેષ્ટ રાશિ જગતમાંથી અદૃષ્ય થયો.[2]

આ મંદિરના સભામંડપની પૂર્વ–પશ્ચિમ લંબાઈ ૧૨૦ ફીટ અને ઉત્તર–દક્ષિણ પહોળાઈ ૭૫ ફીટ હતી તેનો ઘેરાવો ૩૩૦ ફીટ હતો.

---

૧ મંદિરો ૨૬ પ્રકારના છે,

૧ કેસરી ૨ સર્વતોભદ્ર ૩ નંદન ૪ નંદશાલિકા ૫ નંદીશ ૬ મંદર ૭ શ્રી વૃક્ષ ૮ અમૃતોદ્ભવ ૯ હિમવાન ૧૦ હેમકૂટ ૧૧ કૈલાસ ૧૨ પૃથ્વીજય ૧૩ ઈંદ્રનીલ ૧૪ મહાનીલ ૧૫ ભૂધર ૧૬ રત્નકૂટક ૧૭ વૈડુર્ય ૧૮ પદ્મરાગ ૧૯ વજ્રક ૨૦ મુકુટોજ્વલ ૨૧ ઐરાવત ૨૨ રાજહંસ ૨૩ ગરૂડ ૨૪ વૃષભ ૨૫ મેરુરાજપ્રાસાદ.

પ્રથમના ચૌદ અને પછીના દસ એમ બે વિવિધ પ્રકારના સમૂહ છે. પચીસમો મેરુરાજપ્રાસાદ સર્વશ્રેષ્ટ છે.

૨ આ પ્રસંગે સૌરાષ્ટ્ર ઇતિહાસ પરિષદ, પ્રભાસ ઇતિહાસ સંશોધન સભા, અન્ય વિદ્વાનો અને નાગરિકોએ વાંધાઓ ઉપસ્થિત કરેલા, પણ સોમનાથ ટ્રસ્ટનો આ નિર્ણય અફર રહ્યો.

મંદિર ફરતો પ્રદક્ષિણામાર્ગ હતો ગૃહમંડપને ત્રણ દ્વારો હતાં. પ્રદક્ષિણામાર્ગમાં ત્રણ ઝરૂખાવાળા ગવાક્ષો હતા અને તેમાંથી પ્રકાશ પડતો. આ ગૃહમંડપ અષ્ટકોણ હતો અને પ્રત્યેક કોણમાં આઠ સ્તંભો હતા. તેના ઉંબર પાસે કાળા પાષાણની ચંદ્રશિલા હતી.

તેની મહાપીઠમાં સ્થિરશિલા હતી અને મંદિરની દીવાલોમાં કીર્તિમુખ, ગજથર, અશ્વથર અને નરથર કંડારેલા હતા. તેના ઉપર શિવતાંડવની વિવિધ મુદ્રાઓ, ઋષિમુનિઓ, દેવતાઓ, ગાંધર્વો, યક્ષો, કિન્નરોની સુંદર સપ્રમાણ અને આકર્ષક આકૃતિઓ કંડારેલી અને ભિન્ન ભિન્ન સ્થળે પુષ્પવેલીઓ, વલ્લરીઓ અને ભૂમિતિની આકૃતિઓ પણ ઉપસાવેલી.

ઘુમ્મટમાં વર્તુલાકાર શિલાઓની ગોઠવણી હતી. સિંહદ્વાર પાસે છતમાં નાગદમનની અતિસુંદર આકૃતિ હતી અને બહારની દીવાલમાં દધિચિ ઋષિની અનુપમ અને અજોડ મૂર્તિ હતી.

આ મંદિરના પાષાણે પાષાણ ઉપર ડૉ. જેમ્સ બર્જેસ, કર્નલ ટોડ, ડૉ. કઝીન્સ, લેફ. પોસ્ટન[1] આદિ અનેક પૌર્વાત્ય વિદ્વાનોએ નોંધ લખી તેની પ્રશંસાના ગીતો ગાયાં છે. આ પુસ્તકમાં તેવી નોંધ આવશ્યક ગણાય, પણ જ્યારે તે મંદિરનું આજે અસ્તિત્વ જ નથી ત્યારે તે નોંધ કરવાનું ઉચિત જણાતું નથી.

સોમનાથ ટ્રસ્ટે આ મંદિરને ધરાશાયી કર્યું ત્યારે આ સુંદર શૃંગાર મૂર્તિઓના ટુકડા થઈ ગયા. અને જે પ્રતિમાઓ અને પથ્થરો બચી ગયા તે એકત્ર કરી પ્રભાસના સંગ્રહસ્થાનમાં સુરક્ષિત રાખવા માટે પ્રબંધ કરવામાં આવ્યો.[2]

---

૧ લેફ. પોસ્ટન લખે છે કે ઇ. સ. ૧૭૩૮ મા વેરાવળ બંદર ઉપર અંકુશ રાખવા માટે આ જીર્ણ દેવાલય ઉપર સરકારે તોપો ગોઠવેલી.

૨ આ પ્રતિમાઓના સુરક્ષણ અને વર્ગીકરણનો યશ શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકરને ફાળે જાય છે.

પ્રભાસમાં છૂટી છવાઈ પડેલી આવી પ્રતિમાઓની નોંધ પ્રભાસ ઇતિહાસ સંશોધન સભાએ કરેલી અને ઈ. સ. ૧૯૪૭માં લેખકે તે સર્વે એકત્ર કરી જૂનાગઢ સંગ્રહસ્થાનમાં[૧] મોકલી આપી છે જે ત્યાં સુરક્ષિત છે.

## સોમનાથમંદિરનું સ્થાન

સોમનાથનાં આદિ જ્યોતિર્લિંગની પ્રતિષ્ઠા થઇ અને તેના ઉપર આદિ મંદિર બંધાયુ તે સ્થળ કયુ, તે માટે મુસ્લીમ લેખકોના કથનોને કારણે ઘણા વર્ષોથી વિદ્વાનો વચ્ચે ચર્ચા ચાલ્યા કરે છે.

અલ્બીરૂની કહે છે કે, "સોમનાથનું મંદિર સરસ્વતીના મુખથી ત્રણ માઇલ દૂર છે." એ વિધાન દષ્ટિ સમક્ષ રાખી પ્રો. મહમૂદ નાઝિમે[૨] પ્રભાસ આવી નોંધ્યુ છે કે; "મેં મારી સોમનાથ પાટણની મુલાકાત વખતે સરસ્વતીના મુખથી ત્રણ માઇલ ઉપર આવેલા ભીડિયા મહાદેવના મંદિરથી બસો વાર ઉપર તપાસ કરતાં ભરતીના સમયે અંશતઃ ધોવાતા રહેતા અને અંશતઃ રેતીમાં દટાયેલા ધોળી સિમેન્ટથી ચોંટાડેલા પથ્થરના મોટા ખંડોને જોયા. હું માનું છું કે મહ્મૂદે જીતેલું અને બાળેલું મંદિર આ સ્થળે હશે. આ સ્થાન અને ભીડિયા મંદિરની અધવચમાં મૂળસ્થાનની કદાચ સ્મૃતિ જાળવી રાખવા પુરાતન સમયથી એક લિંગ સ્થાપવામાં આવ્યુ હશે." વિદ્વાન પ્રોફેસર સાહેબે એક હજાર વર્ષ પૂર્વે થયેલા આક્રમણ સમયે શોણિતની વહેતી સરિતાઓ, અને મરતાં માણસોની ભયાનક ચીસો, લડતા યોધ્ધાઓના સિંહનાદો અને ખખડતાં શસ્ત્રોના ભીષણ ઘોષની વચમાં ઊભા રહેલા અલ્બીરૂનીનાં કથનને, સ્વીકારી આ અનુમાન બાંધી લીધું છે. અલ્બીરૂની પાસે અંતર માપવાનાં

---

૧ ત્યારે પ્રભાસ સંગ્રહસ્થાનનું અસ્તિત્વ ન હતું.

૨ લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ સુલ્તાન મહમૂદ ગીઝનવી.

સાધનો કે સમય ક્યા હતા? તેણે તો માત્ર દૃષ્ટિથી જ અ તરનુ અનુમાન કરી લીધુ હશે

અલબીરૂની કહે છે કે "સોમનાથનુ મ દિર સરસ્વતીના મુખથી ત્રણ માઈલ દૂર છે" પણ નદીનુ મુખ ઈ સ ૧૯૩૦મા તેનુ તે રહ્યુ હોવાનો સ ભવ નથી સરસ્વતી અને હિરણ્યા નદીઓ અહીં સાગરને મળે છે અને પ્રભાસના નાગરિકો જાણે છે કે દર વર્ષે નદીઓના મુખ આઘા પાછા થતા રહે છે લેખકની જન્મભૂમિ પ્રભાસ છે તેણે આ પ્રશ્ને છેલ્લા ત્રીસ વર્ષથી નિરીક્ષણ કરી અનુભવ્યુ છે કે, ઈ સ ૧૯૩૦ અને ઈ સ ૧૯૬૦ના ત્રીસ વર્ષના ગાળામા નદીનો પ્રવાહ ઘણો આઘો પાછો ગયો છે જો ત્રીસ વર્ષમા આવડો ફેરફાર થયો હોય તો આ વાત તો હજાર વર્ષો પૂર્વેની છે, તેથી સરસ્વતીનુ મુખ ઈ સ ૧૦૨૬મા ચોક્કસ કયે સ્થળે હતુ તે અત્યારે વિશ્વાસ પૂર્વક કરી શકાય નહિ

પ્રભાસખ ડ, પ્રભાસની ભૂગોળ આપતા કહે છે કે સોમ નાથનુ દેવાલય વડવામુખથી ત્રણસો ધનુષ્ય છે વડવામુખ એટલે સરસ્વતીનુ મુખ પ્રભાસખ ડ વિક્રમની છઠ્ઠી કે સાતમી સદીમા લખાયો હોવાનુ માનીએ તો પણ અલબીરૂનીથી ત્રણસો વર્ષ પૂર્વે લખાયો છે એટલે તે સમયે પણ મુખના સ્થાનમા થોડો ઘણો ફેર પડયો હશે પણ જેટલો ફેર આજે છે તેથી ઓછો હશે પ્રભાસખ ડની ભૂગોળ ઘણી સ્પષ્ટ અને ચોક્કસ છે અને તેણે આપેલા અ તર આજ પણ બરાબર મળી રહે છે

તે સમયમા મોટા અ તર માપવાનુ માપ ધનુષ્ય હતુ એક ધનુષ્ય ચાર હાથનુ થતુ અને એક હાથ ૨૦ ૬૨ ઇંચનો ગણવામા આવ્યો છે તે હિસાબે સરસ્વતીના મુખથી સોમનાથનુ મ દિર ૨૪,૭૪૪ ઇચ એટલે ત્રણ ફર્લાંગ સત્તાવીસ વાર અને બે ફીટ થાય

બીજો એ પ્રશ્ન વિચારવાનો રહે છે કે સરસ્વતીનુ મુખ કયા આવ્યુ તે નક્કી કરવાનુ પણ મુશ્કેલ છે સરસ્વતી નદી સીધી સમુદ્રમા જતી નથી, તેથી તે કુવારી છે અને તે કારણે જ પૂર્વના આર્યોએ તેને સરસ્વતીનુ નામ આપ્યુ છે સરસ્વતીમા પૂર આવે છે ત્યારે પાણીનો પ્રવાહ દક્ષિણ પ્રતિ વળી સાગરમા ન જતા પશ્ચિમ તરફ રેતીમા પથરાય છે અને તે પાણી ત્યાથી પાછુ વળી હિરણ્યાના પ્રવાહમા મળી સમુદ્રગામી થાય છે અત્યારે બ્રહ્મકુડ પાસે સરસ્વતીનુ સ્થાન છે ત્યા સરસ્વતીનો યજ્ઞ પ્રતિવર્ષ થાય છે અને ત્યા જ સરસ્વતીનુ મદિર હતુ અને ત્યા જ સરસ્વતીનુ મુખ હતુ તેમ પ્રભાસખડમા આપેલી ભૂગોળથી સ્પષ્ટપણે સિદ્ધ થાય છે

ત્રીજો પ્રશ્ન એ છે કે સોમનાથનુ મદિર સરસ્વતીના મુખથી ત્રણ માઈલ દૂર હતુ, તો તે નિજમદિર કે જ્યા સોમનાથનુ લિંગ હતુ ત્યાથી કે તેના પ્રાગણની દીવાલથી?

આ ત્રણે પ્રશ્નો સમગ્ર રીતે વિચારતા અને પ્રભાસખડનુ પ્રમાણ જોતા સોમનાથનુ મદિર સરસ્વતીના મુખ–વડવામુખથી ત્રણ ફર્લાગ સત્તાવીશ વાર અને બે ફીટ હતુ અ'બીરૂનીએ જે માપ આપ્યુ છે તે ફરસગનુ છે એક ફરસગ કેટલા માઈલનો હતો તે માટે વિદ્વાનોના મતો એક બીજાથી જુદા પડે છે હુબીબુસ્યાર કહે છે કે, ગગા સોમનાથથી ૨૦૦ ફરસગ દૂર છે તેના ઉપરથી ઇલિયટ લખે છે કે સોમનાથથી ગગા એક હજાર માઈલ દૂર છે એટલે તેણે એક ફરસગ પાચ માઈલનો ગણ્યો અ'બીરૂની ઢાક પાટણ અને ગાધવી સોમનાથથી ૪૦ ફરસગ દૂર હોવાનુ કહે છે અને તેના આધારે એક વિદ્વાન ફરસગ ચાર માઈલનો હતો તેમ જણાવે છે સૈયદ સુલેમાન નદવી નામના વિદ્વાન લેખક ફરસગ સાડા ત્રણ માઈલનો થતો એમ જણાવે છે પ્રભાસખડ સોમનાથનુ મદિર વડવા મુખથી ત્રણસો ધનુષ્ય એટલે ત્રણ ફર્લાગ જેટલુ હતુ તેમ

# પરિશિષ્ટ ત્રીજું

## લેખકોનો પરિચય અને વિધાનો

### મુસ્લીમ લેખકો

સોમનાથનો મહમૂદ ગીઝનવીએ ધ્વંસ કર્યો તેની પ્રમાણભૂત વિગતો કોઇ ભારતીય લેખકોએ આપી હોવાનુ જ્ઞાત નથી.[1] મહમૂદના સમકાલિન લેખકો, અલબીરૂની અને ફર્રૂખ્ખી એ આપેલાં વૃતાંતો વાચ્યા વગર અથવા મહમૂદને ગાઝીપદ આપી તેનાં પરાક્રમોનાં રસમય વર્ણનો કરવા ઇસુની બારમી સદીથી ઓગણીસમી સદી સુધી થઈ ગયેલા મુસ્લીમ લેખકોએ તેણે કરેલી ચડાઈઓનાં અતિશયોક્તિ ભરેલાં અને અસત્ય ભરપૂર વર્ણનો કરેલાં છે. તે લેખક કયા દેશનો હતો, કયા વર્ષમાં હયાત હતો, તેણે જે માહિતી આપી છે તે પ્રાપ્ત કરવા માટે તેની પાસે શું સાધનો હતાં, તેણે કરેલાં વિધાનો કેટલા પ્રમાણમાં આધારભૂત છે, તેની લેશ માત્ર પણ ખાત્રી કર્યા વગર કેટલા યે યુરોપીય અને ભારતીય લેખકોએ તે વર્ણનો સત્ય માની તેના આધારે લેખો, વાર્તાઓ કે કવિતાઓ લખી નાખ્યાં છે.

તાર, ટેલીફોન, રેડિયો કે વર્તમાનપત્રો જેવાં આધુનિક વૈજ્ઞાનિક સાધનોનું જ્યારે અસ્તિત્વ ન હતું, રેલ્વે, સ્ટીમર, મોટર કે એરોપ્લેન જેવાં ઝડપી વાહનો ન હતાં, જ્યારે નિરક્ષરતાનું પ્રમાણ સવિશેષ હતું ત્યારે એશિયામાં વ્યાપ્ત થયેલા અંધકારયુગમાં આ લેખકોએ સપ્રમાણ અને સંપૂર્ણ વિગતો જાણ્યા સિવાય પૂર્વગ્રહથી ગ્રસિત થઇ તેમના અન્ન-

---

૧. આ પરિશિષ્ટને અંતે જૈન લેખકોનાં વિધાનો છે જે માત્ર સંક્ષિપ્ત ઉલ્લેખ છે.

દાતાઓને રાજી રાખવા અસત્ય ભરપુર અને કલ્પિત વાર્તાઓ લખી નાખી છે, તેને જો ઇતિહાસનો ભાગ ગણવામાં આવે તો તે નર્યું સાહસ છે.

આવા લેખકોના બે મુખ્ય વિભાગો છે. પ્રથમ વિભાગમાં મૌલિક લેખકોનો સમાવેશ થાય છે, જ્યારે બીજા વિભાગમાં આવા લેખકોના આધારે પોતાની કલ્પનાનો આશ્રય લઈ લખનારાઓનો સમાવેશ થાય છે. આ બધા લેખકોના લખેલાં પુસ્તકો અત્રે ઉધ્ધૃત થઈ શકે નહિ, પરંતુ મૂળ લેખકોનાં પુસ્તકોમાંથી જુદા જુદા પ્રસંગોનો સમાવેશ થાય એ રીતે આવશ્યક ભાગ, ઇતિહાસજ્ઞ અને ઉત્સુક વાંચકો તે વાંચી પોતે જ સત્યાસત્યનો નિર્ણય કરી લ્યે તે માટે તેમના પરિચય સાથે આપવા યત્ન કરવામાં આવ્યો છે. મૂળ લેખકોને આધારે પાછળથી જેમણે પુસ્તકો લખ્યાં તેમનો, અપવાદ બાદ કરતાં પરિચય આપવામાં આવ્યો નથી.

### કિતાબુલ યામીની—ઉત્બી

આ ગ્રંથનો લેખક અબુ નાસર મહમદ ઈબ્ન મુહમદ અલ-જબ્બર-અલ ઉત્બી, સમાની રાજાઓના સમયમાં ઊંચા હોદ્દાઓ ભોગવતા ઉત્બા કુટુંબમાં જન્મ્યો હતો.

ઉત્બી, મહમૂદ ગીઝનવીના દરબારમાં રહેતો, પણ તે હિન્દમાં આવ્યો હોવાનું જણાતું નથી. તેનું ભૂગોળનું જ્ઞાન પણ નહિવત્ છે. તેણે આ પુસ્તકમાં હી. સ. ૪૧૦ (ઈ. સ. ૧૦૨૦) સુધીનો ઇતિહાસ આલેખ્યો છે, પરંતુ હી. સ. ૪૨૦ (ઈ. સ. ૧૦૩૦) ના એક પ્રસંગનો ઉલ્લેખ કર્યો છે એટલે તે ઈ. સ. ૧૦૩૦ પછી ગુજરી ગયો હશે.

તેના મૃત્યુ પછી તેના પુસ્તકને તારીખે-અમાની અથવા તારીખે યામીની એવું નામ આપવામાં આવ્યુ અને ઈ. સ. ૧૭૩૭ માં આહમદ બીન અલી બીન ઉમર અલી તાસ બુલુસી

# પરિશિષ્ટ ત્રીજું

## લેખકોનો પરિચય અને વિધાનો

### મુસ્લીમ લેખકો

સોમનાથનો મહમૂદ ગીઝનવીએ ધ્વંસ કર્યો તેની પ્રમાણભૂત વિગતો કોઇ ભારતીય લેખકોએ આપી હોવાનુ જ્ઞાત નથી.[1] મહમૂદના સમકાલિન લેખકો, અલબીરૂની અને ફર્રૂખ્ખી એ આપેલાં વૃતાતો વાંચ્યા વગર અથવા મહમૂદને ગાઝીપદ આપી તેનાં પરાક્રમોનાં રસમય વર્ણનો કરવા ઈસુની બારમી સદીથી ઓગણીસમી સદી સુધી થઈ ગયેલા મુસ્લીમ લેખકોએ તેણે કરેલી ચડાઈઓનાં અતિશયોક્તિ ભરેલાં અને અસત્ય ભરપૂર વર્ણનો કરેલાં છે. તે લેખક કયા દેશનો હતો, કયા વર્ષમાં હયાત હતો, તેણે જે માહિતી આપી છે તે પ્રાપ્ત કરવા માટે તેની પાસે શું સાધનો હતાં, તેણે કરેલાં વિધાનો કેટલા પ્રમાણમાં આધારભૂત છે, તેની લેશ માત્ર પણ ખાત્રી કર્યા વગર કેટલા યે યુરોપીય અને ભારતીય લેખકોએ તે વર્ણનો સત્ય માની તેના આધારે લેખો, વાર્તાઓ કે કવિતાઓ લખી નાખ્યાં છે.

તાર, ટેલીફોન, રેડિયો કે વર્તમાનપત્રો જેવાં આધુનિક વૈજ્ઞાનિક સાધનોનું જ્યારે અસ્તિત્વ ન હતું, રેલ્વે, સ્ટીમર, મોટર કે એરોપ્લેન જેવાં ઝડપી વાહનો ન હતાં, જ્યારે નિરક્ષરતાનું પ્રમાણ સવિશેષ હતું ત્યારે એશિયામાં વ્યાપ્ત થયેલા અંધકારયુગમાં આ લેખકોએ સપ્રમાણ અને સંપૂર્ણ વિગતો જાણ્યા સિવાય પૂર્વગ્રહથી ગ્રસિત થઇ તેમના અન્ન-

---

૧. આ પરિશિષ્ટને અંતે જૈન લેખકોનાં વિધાનો છે જે માત્ર સંક્ષિપ્ત ઉલ્લેખ છે.

દાતાઓને રાજી રાખવા અસત્ય ભરપુર અને કલ્પિત વાર્તાઓ લખી નાખી છે, તેને જો ઇતિહાસનો ભાગ ગણવામાં આવે તો તે નર્યું સાહસ છે.

આવા લેખકોના બે મુખ્ય વિભાગો છે. પ્રથમ વિભાગમાં મૌલિક લેખકોનો સમાવેશ થાય છે, જ્યારે બીજા વિભાગમાં આવા લેખકોના આધારે પોતાની કલ્પનાનો આશ્રય લઈ લખનારાઓનો સમાવેશ થાય છે. આ બધા લેખકોના લખેલાં પુસ્તકો અત્રે ઉધ્ધૃત થઈ શકે નહિ, પરંતુ મૂળ લેખકોનાં પુસ્તકોમાંથી જુદા જુદા પ્રસંગોનો સમાવેશ થાય એ રીતે આવશ્યક ભાગ, ઇતિહાસજ્ઞ અને ઉત્સુક વાંચકો તે વાંચી પોતે જ સત્યાસત્યનો નિર્ણય કરી લ્યે તે માટે તેમના પરિચય સાથે આપવા યત્ન કરવામાં આવ્યો છે. મૂળ લેખકોને આધારે પાછળથી જેમણે પુસ્તકો લખ્યાં તેમનો, અપવાદ બાદ કરતાં પરિચય આપવામાં આવ્યો નથી.

## કિતાબુલ યામીની—ઉત્બી

આ ગ્રંથનો લેખક અબુ નાસર મહમદ ઈબ્ન મૂહમદ અલ–જબ્બર–અલ ઉત્બી, સમાની રાજાઓના સમયમાં ઊંચા હોદ્દાઓ ભોગવતા ઉત્બા કુટુંબમાં જન્મ્યો હતો.

ઉત્બી, મહમૂદ ગીઝનવીના દરબારમાં રહેતો, પણ તે હિન્દમાં આવ્યો હોવાનું જણાતું નથી. તેનું ભૂગોળનું જ્ઞાન પણ નહિવત્ છે. તેણે આ પુસ્તકમાં હી. સ. ૪૧૦ (ઈ. સ. ૧૦૨૦) સુધીનો ઇતિહાસ આલેખ્યો છે, પરંતુ હી. સ. ૪૨૦ (ઈ. સ. ૧૦૩૦) ના એક પ્રસંગનો ઉલ્લેખ કર્યો છે એટલે તે ઈ. સ. ૧૦૩૦ પછી ગુજરી ગયો હશે.

તેના મૃત્યુ પછી તેના પુસ્તકને તારીખે–અમાની અથવા તારીખે યામીની એવું નામ આપવામાં આવ્યું અને ઈ. સ. ૧૭૩૭ માં અાહમદ બીન અલી બીન ઉમર અલી તાસ ખુલુસી

અલ માનીની એ ફત્તેહ–ઉલ–વાબી નામની સટિક આવૃતિ લખી. આ પુસ્તકમાં મહમૂદના જીવન માટે ઘણી વિગતો છે પણ સોમનાથ સંબંધી કાંઈ હકીકત નથી.

## તારીખુસ્સ સબક્તગીન–બઈહાકી

આ પુસ્તકનો લેખક ખ્વાજા અબુલ ફઝલ બીન અલ હસન અલ બઈહાકી હી. સ. ૩૮૬ (ઈ.સ. ૯૯૬) માં મધ્ય એશિયામાં થઈ ગયો. હી. સ. ૪૭૦ (ઇ. સ. ૧૦૭૭) માં તે મૃત્યુ પામ્યો.

આ પુસ્તક તારીખે બઈહાકી તરીકે ઓળખાય છે. તેનું દળ મોટું હોવાના કારણે તેને મુજલ્લાદાત બઈહાકી પણ કહેવાય છે. કોઈ સ્થળે તેને તારીખે નાસીરી નામ પણ આપવામાં આવ્યુ છે. બઈહાકીના આ ગ્રંથમાં ત્રણ વિભાગો છે. પહેલો વિભાગ તારીખે નાસીરી અથવા તારીખુસ્સ સબક્તગીન નામનો છે, તેમાં સબક્તગીનની હકીકત છે. બીજો વિભાગ તાજુલ ફત્તેહ કહેવાય છે, જેમાં મહમૂદનો ઈતિહાસ છે. ત્રીજો વિભાગ તારીખે મસુદી નામનો છે જેમાં મહમૂદના અનુગામી મસુદનો ઇતિહાસ છે.

આ પુસ્તકમાં જે વિધાનો કરવામાં આવ્યાં છે તે આધારભૂત નથી. ઈલિયટ[1] તો તેને ગપ્પાંઓનો સંગ્રહ કહે છે.

ઘણા વિદ્વાન સંશોધકોનું માનવું છે કે બઈહાકીએ મકામાતે મહમૂદી નામનો પણ ગ્રંથ લખેલો અને યામીની પણ તેણે લખી હતી, કારણ કે તેના ગ્રંથમાં આ નામનાં પ્રકરણો છે.

તેમાં સોમનાથ સંબંધી આવેલી હકીકતનો ઉલ્લેખ આ પુસ્તકમાં યોગ્ય સ્થળે કરવામાં આવ્યો છે.

## દીવાને ઉન્સુરી–ઉન્સુરી

મહમૂદના રાજ્યકવિ હસન બીન અહમદ ઉન્સુરીએ તેનો

૧ હીસ્ટરી ઓફ ઇન્ડિયા ભાગ ૨ જો.

જીવન કાળ ગીઝનીમાં મહમૂદના દરબારમાં વીતાવ્યો. તેણે તેનાં કાવ્યોમાં મહમૂદના પરાક્રમોની પ્રશંસા કરી છે. આ કાવ્યોથી પ્રસન્ન થઇ મહમૂદે બહુમૂલ્ય રત્નોથી તેનું મુખ ભરી દીધેલું. ઉન્સુરી એ મહમૂદને, ફીરદુસીને દગો કરવા પ્રેરણા કરેલી. તેનો કાવ્ય સંગ્રહ દીવાને ઉન્સુરી નામે જાણીતો છે.

## દીવાને ફર્રૂખી–ફર્રૂખી

ફર્રૂખી મધ્ય એશિયામાં જનમ્યો હતો. મહમૂદના દરબારનો તે કવિ હતો અને સોમનાથ ઉપર મહમૂદે કરેલી ચડાઈમાં તે સાથે આવેલો. તેણે મહમૂદની પ્રશંસા કરતો એક કસીદો લખ્યો છે જેનાથી ખુશ થઈ મહમૂદે તેને એક હાથી ઊપાડી શકે એટલું સોનું આપ્યું હતું.[1] ફર્રૂખી લખે છે કે; "માર્ગમાં સુલ્તાને ઘણા કિલ્લાઓ અને શહેરો કબજે કરી તેને જમીનદોસ્ત કર્યા. આવું પ્રથમ સ્થળ લુદ્રવા[2] હતું. તેના બુરજો અને કિલ્લો લોખંડના અને પથ્થરના પર્વતો જેવા હતા. તે તૂટી પડયા. આ દુર્ગો અને બુરજો મજબૂત હતા તથા અંદરનું સૈન્ય ગર્જતા સિંહો જેવા શુરવીરોનું હતું, પણ ગાઝીઓ હાથાજોડી કરી એક બીજાની ઓથે ધીરે ધીરે પણ ચપળતાથી આગળ વધ્યા. તે પછીનું સ્થળ ચિકોદર[3] હતું. ત્યાં સિંહોને પરાજિત કરનારા સુલ્તાનને જવાહીરોની પેટીઓ મળી. આ પર્વતદુર્ગ એટલો ઊંચો હતો કે તારાઓ જાણે નીચે હોય એમ લાગતું હતું. તે પછીનું સ્થળ નહરવાલ[4] હતું. જેના સ્વામિત્વના કારણે ભીમ ભારતના અન્ય રાજાઓ ઉપર અભિમાન લેતો હતો. તેના સૈન્યમાં બસો હાથીઓ, એક લાખ ઘોડાઓ, અને નેવું હજાર પાયદળ હતું. રાજા

---

૧ તારીખે ફખરૂદ્દીન મુબારક શાહ.
૨ જેસલમીરની ઉતરે બાર માઇલ ઉપર આવેલું વર્તમાન લોદરવા.
૩ આબુ પાસેનું ચિકલોદરા ૪ અન્હિલવાડ પાટણ.

ભીમ આ દુર્ગમા વૈભવથી વસતો અને જીવન માણતો તે પછીનુ સ્થળ મુઢેર[1] હતુ ત્યા એક તળાવ હતુ, જે જોતા જ વિચારોથી ચક્ષુઓ અજાઈ જતા હતા જેમ જેમ હુ વિચારુ છુ તેમ તેમ તેની પૂરતી પ્રશસા કરવા હુ અસમર્થ છુ, તેમ મને જણાય છે આ તળાવનો વિસ્તાર મોટો હતો તેમા એક હજાર નાના નાના મદિરો હતા તે પછીનુ સ્થળ દેલવાડા હતુ જેનો ધવલ ચૈત્ય જેવો દુર્ગ માર્ગના પ્રવાસીઓને દ્રષ્ટિગોચર થતો તેમા મૂર્તિપૂજકો મોટી સખ્યામા એકત્ર થયા હતા સુલ્તાને લોકોને કતલ કર્યા, તેઓના મદિરો તોડી પાડયા અને વારણી અને થાનેશ્વરના મદિરોની જેમ બાળી નાખ્યા

## તહકીક માલી અલ હિન્દ—અલ્બીરૂની

સામાન્ય રીતે તારીખુલ હિન્દ નામથી જાણીતા થયેલા આ ગ્રથનો લેખક અબુ રિહાન (રૈહાન) મહમદ બીન અહમદ અલ્બીરૂની અલ ખ્વારીઝમનો જન્મ ઈસુની દસમી સદીના અત ભાગમા મધ્ય એશિયામા ખ્વારીઝમ ખાતે થયો હતો અલ્બીરૂનીનુ બીજુ નામ અનવરીખાન પણ હતું, તેમ ગુલશને ઈબ્રાહીમી (તારીખે ફરીશ્તા)ના ભાષાતરકાર બ્રીગ્ગે જણાવ્યુ છે

તેનો જન્મ કયા થયો હતો તે માટે વિદ્વાનોમા મતભેદ પ્રવર્તે છે અલ્બીરૂનીના જીવનચરિત્રના લેખક શાહઝુરી તેના પુસ્તક તવારીખે હુકમામા જણાવે છે કે અલ્બીરૂની સિંધના બીરૂન શહેરમા જનમ્યો હતો આ મતવ્ય હાજી ખલીફા ઈબ્ન અબુ ઉસ્સાઈ બિલ્હા, અબુ અલફીદા વગેરેએ સ્વીકાર્યું છે કેપ્ટન મેકમર્ડો, મો રેનો વગેરે યુરોપીય લેખકો સિંધના વર્તમાન નિરૂનને બીરૂન હોવાનુ માને છે તે

---

૧ મોઢેરા

સામે કીતાબુલ અનસાબનો લેખક સામાની હી. સ. ૫૬૨ (ઇ. સ. ૧૧૬૬)માં લખેલા તેના પુસ્તકમાં જણાવે છે, કે ખ્વારીઝમમાં જન્મેલા પ્રત્યેક ખ્વારીઝમી બીરૂની કહેવાતા. અલ્બીરૂનીનું ભારતની સંસ્કૃતિનું જ્ઞાન, ભારતીય સાહિત્ય અને વિજ્ઞાન પ્રત્યેની સુરુચિ જોતાં તે સિંધમાં જન્મ્યો હતો તેમ જણાય છે. અલ્બીરૂની ખીવના હાકેમની કચેરીમાં હતો. મહમૂદે ખીવ જીત્યું ત્યારે ત્યાંથી પકડાયેલા રાજકેદીઓને મહમૂદે ગરદન મારવા આજ્ઞા કરેલી, પણ વઝીરે આ વિદ્વાન અને ચિંતક પુરુષને બાચવી લેવા આજીજી કરતાં તેને પ્રાણદાન દેવામાં આવ્યું. બીજા એક મંતવ્ય પ્રમાણે તે ખ્વારીઝમના હાકેમના વકીલ તરીકે ગીઝની આવેલો જ્યાં તેની વિદ્વતા જોઈ મહમૂદે પોતા પાસે રાખી લીધો.

અલ્બીરૂની મહમૂદ ગીઝનવીનો સમકાલીન હતો અને એ સમયના વિદ્વાનોમાં સર્વશ્રેષ્ટ હતો. તે ઈતિહાસ, તર્ક, ગણિતશાસ્ત્ર અને જ્યોતિષનો પ્રખર વિદ્વાન હતો અને તેના સચોટ અને સત્ય વિધાનોને કારણે લોકોએ તેને "મુહાકીક" એટલે "ચોક્કસ" નું બિરૂદ આપેલું. અબુલ ફઝલ બઈહાકી તેના પછી પચાસ વર્ષે થયો. તે લખે છે કે અલ્બીરૂની વેદાંત, ગણિત અને ભૂમિતિના શાસ્ત્રોમાં તેના સમકાલિન વિદ્વાનોમાં શ્રેષ્ટ હતો.

તેણે ટોલેમીના ગ્રંથોનો અનુવાદ કર્યો હતો અને પંચાંગ, ખગોળશાસ્ત્ર, વૈદક આદિ વૈજ્ઞાનિક વિષયો ઉપર પુસ્તકો લખેલાં. તે લખે છે કે "મેં અસ્તિત્વ ધરાવતા પદાર્થોના ગુણ અને મૂળની ચર્ચા કરતા હિન્દુઓના એક ગ્રંથ સાંખ્ય અને બીજાનું નામ પતંજલી કે જેમાં શરીરની યાતનામાંથી આત્માની મુક્તિ થાય તેની ચર્ચા છે અને જેમાં હિન્દુ ધર્મના મુખ્ય સિદ્ધાંતો છે તે બે ગ્રંથોનું અરબ્બીમાં ભાષાંતર કર્યું છે." અલ્બીરૂનીએ, હરિવંશ, પુરાણો તથા પાંચ સિધ્ધાંતોનો પણ ઉલ્લેખ કર્યો છે એટલું તો નહિ, પણ તેના ગ્રંથમાં અનેક

ઉપયોગી માહિતી એકત્ર કરી છે, જેમાં વરાહમિહિર સંહિતા લિંગસ્થાપનવિધિનો પણ સમાવેશ થાય છે.

અલ્બીરૂનીએ પુરાણોની નોંધ આપી છે, તેમાં સોમપુરાણ ઉલ્લેખ કર્યો છે અને તેના આધારે સ્કન્દ પુરાણના પ્રભાસખંડ આપેલી ચંદ્રને થયેલા શાપ અને મુક્તિની કથા પણ આલેખી છે

અલ્બીરૂનીએ તહકીક માલી અલ હિન્દ નામનો ગ્ર ઈ. સ. ૧૦૩૧ આસપાસ હિન્દમાં લખ્યો એમ મો. રેનો માને આ ગ્રંથમા માત્ર હિન્દુઓનો ઇતિહાસ જ નહિ પરંતુ તે શાસ્ત્રો, રીતરિવાજો, ધર્મના સિધ્ધાંતો આદિની બહુ જ વિચ પૂર્વક અને નિષ્પક્ષપાત છણાવટ કરી છે.

મહમૂદની સાથે રહેતો આ વિદ્વાન, જ્યારે મહ ભારતમાં યુધ્ધો ખેલતો, નગરો બાળતો, અને નિર્દોષ પ્રજાજનો મુક્તહાથે કતલ કરતો ત્યારે, તે બ્રાહ્મણો અને વિદ્વાન પુરુ પાસે બેસી સંસ્કૃત સાહિત્ય, તર્ક, વેદાંત, જ્યોતિષ, ખગો અને આર્યોના આર્ષગ્રંથોનો અભ્યાસ કરતો.

આ વંદનીય અને પરમ વિદ્વાન પુરુષનું કથન મહ કદી સાંભળ્યું નહિ. તેનાં પુસ્તકો કદી વાંચ્યા નહિ. ઉલટા મહમૂદે તેને અપાર ત્રાસ આપ્યો.[૨]

અલ્બીરૂની તટસ્થ લેખક છે, તેનું અવલોકન સચોટ અને પ્રત્યેક બાબતમાં તેણે કોઈ વિધાન કરતાં પહેલાં પૂ અભ્યાસ કરીને તેમ કર્યું હોવાનું જણાય છે.

આ ઈતિહાસમાં તે સોમનાથ માટે લખે છે કે :

---

૧ સોમપુરાણ અત્યારે પ્રાપ્ત નથી.

૨ ચાહર મકલા. લેખક અબુલ હસન નિજામુદ્દીન અહમદ બીન ઉ બીન અલી અન નિઝામી અલ અરૂંદી અસ સમરકંદી (હી. સ. ૫૫૨- સ. ૧૧૫૭). આ પુસ્તકમાં ફીરદુસી તથા અલ્બીરૂનીને મહમૂદે કે અન્યાયનું વર્ણન છે.

"મૂર્તિ સંબંધમાં મહમૂદે એવી આજ્ઞા આપી કે મૂર્તિના ઉપરના ભાગને તોડી નાખી તેના ચૂરેચૂરા કરી નાખો અને તેના શેષભાગને તેની ઉપરના સર્વે સુનેરી આચ્છાદનો, આભૂષણો અને ભરેલાં વસ્ત્રો સહિત ગીઝનીમાં મારા નિવાસસ્થાને પહોંચાડી દ્યો. એ મૂર્તિના એક ભાગને ચક્રસ્વામી નામની કાંસાની મૂર્તિ સાથે ઘોડદોડના ચક્કરમાં ફેંકી દેવામાં આવ્યો. સોમનાથની મૂર્તિનો બીજો ભાગ ગીઝનીની મસ્જીદના દ્વારના અગ્રભાગમાં પડેલો છે અને તેના ઉપર પગમાં ચોંટેલા મલિન પદાર્થો તથા ભીનાશને દૂર કરવા ઈમાનદારો પોતાના પગ ઘસ્યા કરે છે."

"લિંગ શબ્દનો અર્થ મહાદેવની ઈન્દ્રિયની મૂર્તિ એવો થાય છે. મેં તેની ઉત્પતિ બાબત જે વાત સાંભળી છે તે અહીં ઉતારું છું. વહારમિહિર કહે છે કે જો તમારે મહાદેવના લિંગની મૂર્તિનું સ્થાપન કરવું હોય તો તેટલા માપની લંબાઈ પહોળાઈનો એક સ્વચ્છ પથ્થરને તમે શોધી કાઢો અને તે પછી તેને ત્રણ વિભાગોમાં એવો વહેંચી નાખો કે તેનો નીચામાં નીચો ભાગ જાણે એક ઘન એટલે ચતુષ્કોણ સ્તંભ હોય નહિ! તેવો ચતુષ્કોણ હોવો જોઈએ, મધ્યભાગ અષ્ટકોણ હોવો જોઈએ, અને નીચેનો ભાગ ચતુષ્કોણ સ્તંભોમાં હોવો જોઈએ. ઉપરનો ત્રીજો ભાગ ગોળ હોવો જોઈએ તેને એવા આકારમાં ગોળ બનાવવો જોઇએ કે તે જનનેંદ્રિયના અગ્રભાગ જેવો દેખાય. અહીં તેણે વરાહમિહિરની બૃહત્સંહિતના અધ્યાય ૫૮ ના શ્લોક ૫૩–૫૪–૫૫ તથા અધ્યાય ૬૦ના શ્લોક ૬ નો ઉતારો કર્યો છે. તે આગળ ચાલતાં લખે છે કે સિંધ દેશના દક્ષિણ પશ્ચિમ ભાગમાં સર્વે મંદિરોમાં એવી શિવલિંગની મૂર્તિને હિન્દુઓ પૂજે છે તેમ જોવામાં આવ્યું છે, પરંતુ એ સર્વ મંદિરોમાં સોમનાથ અગ્રગણ્ય હોવાથી તેનું માહાત્મ્ય બહુ મોટું છે. સોમનાથ મંદિરમાં મૂર્તિને સ્નાન કરાવવા માટે તથા પૂજન

માટે પ્રતિદિન ગંગાજલનો એક કુંભ અને કાશ્મીરનાં પુષ્પોની એક છાબડી નિયમિત રીતે આવ્યા કરતી. હિન્દુઓની એવી દઢ શ્રધ્ધા હતી કે સોમનાથની મૂર્તિની પૂજા અને પ્રાર્થના કરવાથી સર્વ પ્રકારની વ્યાધિઓ દૂર થાય છે, અસાધ્ય રોગો મટે છે અને આશાઓ ફળે છે. સોમનાથની આટલી હદે પ્રસિધ્ધિ અને પ્રખ્યાતી થઈ ગઇ તેનું એક કારણ એ છે કે જ્યાં એ મૂર્તિની સ્થાપના કરવામાં આવી હતી તે સ્થાન સમુદ્રના કાંઠે હોવાથી જે વેપારીઓ સમુદ્રમાર્ગે જંજ દેશમાં આવેલા સોફાલા અને ચીન વચ્ચેના સમુદ્રપારના દૂર દેશો સાથે વેપાર કરતા તે હિન્દુ વેપારીઓ તથા પરદેશી સોદાગરોનાં વહાણો એ સ્થાનમાંથી જ ઊપડતાં અને પાછાં વળતી વખતે ત્યાં જ નાંગરતાં, એટલે એ સ્થાનનાં વેપારીઓ અને નાવિકો પોતપોતાનો વ્યવસાય પણ કરતા અને વિશ્રાંતિ પણ લેતા.”

શિક્ષિત હિન્દુઓ સમુદ્રની ભરતી તથા ઓટના દૈનિક ક્રમનો ચન્દ્રના ઉદય અને અસ્ત ઉપરથી અને માસિક ક્રમને ચન્દ્રની વૃધ્ધિ અને ક્ષય ઉપરથી જાણી લેતા. પરંતુ એ બન્ને કુદરતી ક્રિયાઓના ભૌતિક કારણોથી તેઓ અજાણ હતા.

“સમુદ્રમાં થતી ભરતી તથા ઓટના કારણથી જ ત્યાંની એ મૂર્તિને સોમનાથ નામ આપવામાં આવ્યું હતું, કારણકે સરસ્વતી નદીના મુખથી લગભગ દોઢ કોસ દૂર પશ્ચિમ તરફના જે સુવર્ણદુર્ગને વાસુદેવના નિવાસસ્થાન તરીકે માનવામાં આવે છે તેની પૂર્વ દિશા તરફ જ્યાં વાસુદેવ તથા તેના કુટુંબીઓને મારી નાખવામાં આવ્યા હતા અને તેઓના મૃતદેહોનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થાનથી બહુ નજીકની ભૂમિમાં એ સોમનાથ નામની શિવલિંગ મૂર્તિની પ્રથમ સ્થાપના કરવામાં આવી હતી. જ્યારે જ્યારે ચન્દ્રનો ઉદય અને અસ્ત થાય છે ત્યારે ત્યારે સમુદ્રનું પાણી ઉછળીને એ સ્થાનને આચ્છાદિત કરે છે, અને જ્યારે બપોરે અને મધ

રાતે ચંદ્ર યામ્યોત્તર વૃતમાં પહોંચે છે ત્યારે ઓટના કારણે સમુદ્રની ભરતી કાંઠેથી પાછી જાય છે, અને તે લિંગમૂર્તિ પુનઃ પૂર્વવત આવરણ દૂર થતાં દેખાય છે. આવી રીતે આકાશમાં રહીને ચન્દ્ર, મૂર્તિને વારંવાર સમુદ્રસ્નાન કરાવે છે અને તે રીતે તેની સેવા કરે છે. આ કારણથી જ તે સ્થાનને ચન્દ્ર માટે મહાપવિત્ર માનવામાં આવ્યુ હતું અને અત્યારે પણ પવિત્ર માનવામાં આવે છે. જે દૂર્ગમા એ મૂર્તિ તથા તેના ધનભંડારો હતા તે દૂર્ગ પ્રાચીન ન હતો, પણ માત્ર એકસો વર્ષ પૂર્વે તેને બાંધવામાં આવ્યો હતો."

## ઝૈનુલ અખબાર—ગારદીઝી

આ પુસ્તકનો લેખક અબુ સૈદ અબ્દુલ હેય બીઅલ ઝાહાક બીન મહમૂદ ગારદીઝીએ પૂર્વ કાળથી હી. સ. ૫૦૦ (ઈ. સ. ૧૧૦૮) સુધીનો ઇરાનનો તથા અન્ય દેશોનો ઇતિહાસ મહમૂદના પુત્ર ઝૈનુલ મિલ્લાહ અબુ મન્સુર અબ્દરશીદના નામે લખી તેનું નામ ઝૈનુલ અખબાર આપ્યુ.

મહમૂદની સોમનાથ ઉપરની ચડાઇ વિષયમાં તે લખે છે કે: "હિન્દુસ્તાનના સમુદ્રતટે સુમનાત નામનું એક મોટું નગર છે જે મુસ્લીમોને જેટલું મક્કા પવિત્ર છે તેટલું જ હિન્દુઓને પવિત્ર છે."

મહમૂદ સોમનાથથી પાછો ફર્યો તે વિષયમાં તે લખે છે કે; "તે સ્થળેથી મહમૂદ પાછો ફર્યો કારણ કે પરમારદેવ કે જે હિન્દુઓનો રાજા હતો તે માર્ગમાં હતો અને અમીર મહમૂદને બીક લાગી કે તેણે પ્રાપ્ત કરેલો મહાન વિજય બરબાદ જશે તેથી તેણે સીધો રસ્તો ન લેતાં એક માર્ગદર્શકને સાથે લઈ મન્સુરાને માર્ગે કૂચ કરી અને તેમ કરતાં કરતાં તે 'સિંહુ' ને કાંઠે કાંઠે મુલ્તાન પહોંચ્યો. તેના સૈનિકો રણના શુષ્કપણાને કારણે તથા જાટોના ત્રાસે બહુ દુઃખી થયા. મુસ્લીમ સૈન્યના ઘણાં પશુઓ અને સિપાહીઓ માર્ગમાં મૃત્યુને શરણ થયાં.

ભારવાહક પશુઓ તો લગભગ બધાં જ મરી ગયાં અને અંતે તેઓ મુલ્તાન પહોંચ્યા."

## જામે ઉલ હીકાયત-ઉફી

દીલ્હીના સુલ્તાન અલ્તમશના દરબારમાં વાર્તા કહેતા મૌલાના નુરદીન મુહમ્મદ ઉફી ઉર્ફે આવફીએ હી. સ. ૬૦૭ (ઈ. સ. ૧૨૧૧) માં જામે ઉલ હીકાયત નામનું પુસ્તક લખ્યુ. લેખક પોતાના ગ્રંથને "જવામી ઉલ હીકાયત વ લવામી ઉલ હિકાયત" અર્થાત "વાર્તા સંગ્રહ અને ઈતિહાસના દ્રષ્ટાંતો" કહે છે. આ ગ્રંથ લખતી વખતે તેણે ઈતિહાસનાં આલેખન કરતાં રસ ઉત્પન્ન કરે તેવી વાર્તાઓ લખવા પ્રત્યે વિશેષ લક્ષ્ય આપ્યુ છે. તે વાસ્તવમાં વાર્તા સંગ્રહ છે. સોમનાથ વિષયમાં તે લખે છે કે;

"સુલ્તાન જ્યારે સોમનાથથી પાછો ફરતો હતો ત્યારે બે હિન્દુઓએ આવી, તેઓ ભોમિયા બની તેને માર્ગ બતાવવા તત્પર છે તેવી માગણી કરી. ત્રણ દિવસ સુધી તેઓ સૈન્યને દોરતા ગયા અને એવા રણમાં આવ્યા કે જ્યાં પાણી કે ઘાસ ન હતાં. સુલ્તાને તેઓને પૂછયુ કે તેઓ જે માર્ગે આવ્યા છે તે કેવા પ્રકારનો છે અને અહીં અડખે પડખે વસતી છે કે નહિ? તેઓએ ઉત્તર આપ્યો કે તેમના સ્વામી રાયે તેમને આ કામ માટે મોકલ્યા હતા અને તેઓ નિડરપણે અહીં સુધી આ ફરજ બજાવવા મહમૂદને લઇ આવ્યા છે. હવે તેની આગળ અરબી સમુદ્ર-દરિયાએ આજમ-અને પાછળ હિન્દનાં સૈન્યો છે. અમે અમારું કાર્ય કરી લીધું છે, હવે તમારે અમારા માટે જેમ કરવું હોય તેમ કરો કારણ તમારો એક પણ સૈનિક બચવાનો નથી. આ વાત ચાલતી હતી ત્યાં એક જળપક્ષી આકાશમાં ઉડતું દેખાયુ. સુલ્તાને કહ્યુ કે જ્યાં જળપક્ષી હોય ત્યાં જળ હોવું જ જોઈએ તેમ કહી તેણે તે પક્ષીનો પીછો પકડયો. અંતે તે એક મોટી નદીને કાંઠે પહોંચ્યો પણ તેનું

પાણી ખારૂ અને પીવા યોગ્ય હતું નહિ, આવી દશામા તેણે એક બીજુ જળપક્ષી ઊડતુ જોયુ અને તેની દિશામા જતા એક ગામડુ આવ્યુ ત્યા મીઠુ પાણી મળ્યુ પછી પેલા બે ભોમિયાઓને યોગ્ય સજા કરવા આજ્ઞા કરી

ગામડામા તપાસ કરતા તેને એક અલવી (અલીનો વ રાજ) મળ્યો, તે ત્યા મહકુટુબ રહેતો તે માર્ગ જાણે છે કે કેમ તે પૂછતા તેણે અજ્ઞાનતા પ્રદર્શિત કરી પણ ઉમેર્યું કે બીજા ગામડામા એક વૃધ્ધ માણસ રહે છે તેને માર્ગની આટીઘુટીની પૂરી માહિતી છે

સુલ્તાને અલવી તથા તેના પુત્રોને ઊંટો ઉપર બેસાડયા અને સૂચિત ગામડે પહોચ્યા તેણે પેલા વૃદ્ધ માણુસને બોલાવી પૂછ્યુ કે માર્ગ કયાથી ઉતરે છે? વૃદ્ધે કહ્યુ, કે તેણે આ નદી ઊતરતા કોઈને જોયો નથી પણ એક સમય કેટલાક માણસોને ઊતરતા જોયેલા પણ તે સ્થળ ક્યુ તે કહી શકુ નહિ સુલ્તાને તેથી તેને ઘોડે બેસાડયો અને નદીને કાઠે એક જગાએ આવી તે વૃદ્ધ કહેવા લાગ્યો કે "હુ ધારૂ છુ કે, અહીંથી માર્ગ કાઢવામા આવેલો" સુલ્તાને તેના માણુસોને તપાસ માટે મોકલ્યા, પણ ઉતરાણુનો માર્ગ મળ્યો નહિ સુલ્તાને જીભ ઉપર અલ્લાહનુ નામ લઈ પોતાની જાનની કે સલામતીની પરવા કર્યા સિવાય પોતાનો ઘોડો નદીમા નાખ્યો તેનુ સમગ્ર સૈન્ય અને અન્ય સેવકો તેનુ અનુકરણુ કરી પાછળ ઊતર્યા, અને અલ્લાહની રહેમથી નદી પાર કરી ગયા સુલ્તાનના મહાન કાર્યોમાનુ આ એક મહાન કાર્ય હતુ જેમા કાફીરોનો દગો પણ સહુ માણુસોના જાણુવામા આવ્યો

ઉફી આ જ પુસ્તકમા અન્યત્ર લખે છે કે

"સુલ્તાન ગુજરાતમા હતો ત્યારે તેણે એક કમાન નીચે એક અધ્ધર લટકતી કાળી મૂર્તિ જોઈ મહમૂદને આશ્ચર્ય થયુ

તેથી તેણે દરબારના ડાહ્યા માણસોને તેનું કારણ પુછ્યું. તેઓએ કહ્યું કે "મૂર્તિ લોખંડની છે અને દિવાલોમાં લોહચુંબક છે, તેથી મહમૂદે એક પથ્થર દીવાલમાંથી કાઢી નાખવા આજ્ઞા આપી. પથ્થર નીકળતા જ મૂર્તિ જમીન ઉપર તૂટી પડી અને પથ્થરમાં લોહચુંબક હતું તેમ જાહેર થયું.[1]

આ વાર્તાઓ સર્વાંશે નિરાધાર અને જોડી કાઢેલી છે તેમ વિદ્વાનોનો સ્પષ્ટ અભિપ્રાય છે.

### અલ કામીલ ફીત તારીખ–ઈબ્ન અસીર

અલ કામીલ ફીત તારીખ નામના ઈતિહાસગ્રંથનો લેખક, શેખ અબુ–અલ હસન અલી ઈબ્ન અબુ અલ કરીમ મુહમ્મદ ઈબ્ન મુહમ્મદ ઈબ્ન અબ્દુલ કરીમ અબ્દુલ વાહીદ શૈબાની કે જે સામાન્ય રીતે ઈબ્ન અસીરના નામથી જાણીતો છે, તે ઈરાનના મૌસલ શહેર પાસે વહેતી તૈગ્રીસ નદીની વચ્ચે આવેલા, જઝીરાત નામના બેટમાં હી. સ. ૫૫૫ (ઈ. સ. ૧૧૬૦) માં જન્મ્યો હતો. તેણે આ ગ્રંથ હી. સ. ૬૨૮ (ઈ. સ. ૧૨૩૦) માં પુરો કર્યો.

કામીલ ફીત તારીખનો અર્થ, "સંપૂર્ણ ઈતિહાસ" એવો થાય છે. સોમનાથના ખંડન પછી ૧૩૫ વર્ષો પછી લખાયેલો આ ગ્રંથ જોતાં જણાય છે કે, તેમાં તેના આલેખન ના સમયે મહમૂદને નામે લોકોમાં જે વાર્તાઓ પ્રચલિત થઈ ગઈ હતી તે સર્વે વાર્તાઓને ઈબ્ન અસીરે ઈતિહાસનું સ્વરૂપ આપી તેના ગ્રંથમાં ગોઠવી દીધી છે.

યુરોપીય વિદ્વાનો ઈબ્ન અસીરને વિશ્વાસપાત્ર લેખક ગણે છે, અને તેથી ઘણા ભારતીય લેખકો પણ તે મંતવ્ય

---

૧ સરખાવો ઝકરીયા ઝકનીનું સફરનામા; તેણે આ વાર્તા સોમનાથ માટે લખી છે. પરિશિષ્ટ ૧ લું.

ફરીસ્તા પણ આ વાર્તા અસીના આધારે કહે છે.

સ્વીકારી લે છે, પરંતુ આધારભૂત લેખકોનાં વૃતાંતો સાથે સરખાવતાં ઈબ્ન અસીરની ઘણી ખરી વાતો નિરાધાર જણાઇ છે. તેણે આ ગ્રંથમાં કીતાબુલ યામીની (ઉત્બી), ઝાઈલ (સાબી), અને માશારીયુત તજારીબ (ઇબ્ન ફંદુકક) નો આધાર લીધો હોવાનું જણાય છે.

આ પુસ્તક મૂળ કામીલુત તવારીખ નામે અરબ્બીમાં લખાયેલું. તૈમુરના પુત્ર મીરાન શાહની આજ્ઞાથી નજમુદ્દીન નિઝારીએ તેનું ફારસી ભાષાંતર કર્યું.

ફરીશ્તા, કાઝવીની વગેરે લેખકોએ સોમનાથનું વર્ણન આ ગ્રંથને આધારે લીધું છે.

ઇબ્ન અસીર મહમૂદની ચડાઇ વિષયમાં લખે છે કે;

"મહમૂદ તારીખ ૧૦ શાબાન હી. સ. ૪૧૪ ના રોજ ત્રીસ હજાર ઘોડેસ્વારો તથા સ્વયંસેવકોના બળવાન સૈન્ય સાથે ગઝનાથી નીકળી મૂલ્તાન આવ્યો. આ સમયે રમઝાન માસ અર્ધો વીતી ગયો હતો તેથી બાકીના રોજાઓ મૂલ્તાનમાં રાખવાના ઈરાદે ત્યાં મુકામ કર્યો. મૂલ્તાનમાં તેના ભોમિયાઓએ કહ્યું કે આગળનો માર્ગ ભયંકર રેતાળ રણમાંથી પસાર થાય છે, અને ત્યાં પાણી કે અન્ન મળવાનો સંભવ નથી. તેથી મહમૂદે ત્રીસ હજાર ઊંટો ઉપર પાણી અને અનાજનો મોટો સંગ્રહ લાદી ગુજરાતની રાજધાની નહેરવાલ પ્રતિ પ્રયાણ કર્યું. રણ વટાવી આગળ ચાલતાં એક શહેર આવ્યું ત્યાં પાણીના કૂવાઓ હતા અને પ્રજા પણ મોટા પ્રમાણમાં હતી. નિઃસહાય પ્રજા મહમૂદનું સન્માન કરી તેને સંતોષવા આવી પણ તેણે આ શહેરનો કબ્જો કર્યો, તેના ઉપર ઇસ્લામનો ધ્વજ રોપ્યો, પ્રજાજનોની કતલ કરી અને તેના મંદિરોની મૂર્તિઓના ટૂકડાઓ કરી નાખ્યા. કૂવાઓમાંથી તાજું પાણી ભરી લેવાનો પ્રબંધ કર્યો અને ઝિલકાદ માસના પ્રારંભમાં મહમૂદે નહેરવાલના પાદરે મુકામ કર્યું."

"નહેરવાલનો રાજા ભીમ તેની રાજધાની છોડીને નાસી ગયો, અને એક કિલ્લામાં ભરાઈ જઈને યુદ્ધ કરવા માટે તથા સ્વરક્ષણ માટે તૈયારી કરવા લાગ્યો. મહમૂદે તેની કૂચ શરૂ કરી અને માર્ગમાં જે ગામો અને કિલ્લાઓ આવ્યા તે કબ્જે લઇ ત્યાંની પ્રજાની કતલ કરી, મંદિરો તોડયાં અને લૂંટયાં. આ ગામોનાં મંદિરોની મૂર્તિઓ સોમનાથના દરબારીઓ છે તેમ જણાવવામાં આવતાં મહમૂદે તેમને શયતાનનું નામ આપી સોમનાથના ધ્વંસ પહેલાં તેનો ધ્વંસ કરવાનું કાર્ય હાથ ધર્યું."

"આગળ ચાલતાં તેના માર્ગમાં પુનઃ રણ આવ્યું. ત્યાં પાણીનું નામ નિશાન ન હતું. પણ વીસ હજાર માણસોનું સૈન્ય તેનો સામનો કરવા તત્પર હતું. મહમૂદે તેને શીઘ્ર પરાજિત કરી નસાડી મૂકયા, તેની મિલ્કત લૂંટી લીધી અને આગળ કૂચ ચાલુ રાખી."

"ત્યાંથી તેણે દેલવાડા મુકામ કર્યું. દેલવાડાથી સોમનાથ નો માર્ગ માત્ર બે દિવસનો જ હતો. દેલવાડાના લોકો સ્વસ્થ બેસી રહ્યા કારણકે તેઓ માનતા હતા કે સોમનાથ આ વિધર્મી આક્રમણકારોનો ચમત્કારિક રીતે નાશ કરશે. મહમૂદે દેલવાડા લીધું, પ્રજાની કતલ કરી અને તેની મિલ્કત લૂંટી લઈ સોમનાથ તરફ તે આગળ વધ્યો."

"મહમૂદ ઝિલકાદ માસની અધવચ્ચે સોમનાથ પહોંચ્યો.[૧] તે દિવસે ગુરુવાર હતો. તેણે સમુદ્રના મોજાઓથી ધોવાતો એક નાનો પણ મજબૂત કિલ્લો[૨] જોયો. સોમનાથના પ્રજાજનો કિલ્લાની દિવાલો ઉપર ઊભા રહી આનંદપૂર્વક મુસલમાનોને કહી રહ્યા હતા કે તેમના મહાદેવ સમગ્ર સૈન્યનો નાશ કરશે."

૧ મહમૂદની સવારીના માર્ગ માટે જુઓ પ્રકરણ ૭ મું.
૨ કિલ્લા માટે જુઓ પરિશિષ્ટ ૫ મું.

"બીજે દિવસે શુક્રવાર હતો તેથી મુસલમાનોએ હલ્લો શરૂ કર્યો. જ્યારે હિન્દુઓએ મુસ્લીમોને લડતા જોયા ત્યારે દીવાલો ઉપરનાં પોતાનાં સ્થાન મૂકીને નીચે ઊતરી ગયા. મુસલમાનો દીવાલ ઉપર સીડીઓ મૂકી ચડી ગયા, કિલ્લો પડયો અને મુસલમાનો તેમની મહાન શક્તિ પ્રદર્શિત કરતા "અલ્લાહો અકબર" નો પ્રચંડ જયનાદ કરતા દાખલ થયા. પછી ભયંકર કતલ શરૂ થઈ. આ આખો પ્રસંગ ગંભીર બની ગયો. હિન્દુઓ સોમનાથ પાસે જઈ સાષ્ટાંગ પ્રણામ કરી મહાદેવને વિનવવા લાગ્યા કે તેમને વિજય અપાવે, દરમ્યાન રાત પડી જતાં કતલ બંધ રહી."

"બીજે દિવસે સવાર થતાં મુસ્લીમોએ યુદ્ધ આરંભ્યું. નગરમાંથી હિન્દુઓને હાંકી કાઢયા. તેઓ બધા સોમનાથના મંદિરમાં ભરાયા. હાહાકાર મચી ગયો. ટોળે ટોળાં મહાદેવ પાસે ગરદન ઉપર હાથ બાંધીને રોતાં રોતાં મહાદેવને વિનંતી કરવા માંડયા. પણ પછી પાછા વળી તેઓ મુસ્લીમો સામે ધસ્યા અને જ્યાં સુધી નિષ્પ્રાણ થઈને ન પડયા ત્યાં સુધી લડયા.' જેઓ બચ્યા તે સમુદ્ર તરફ દોડયા પણ મુસ્લીમોએ તેમને પકડી લીધા અને કતલ કર્યા. જેઓ તેમાંથી બચ્યા તે ડૂબી મુઆ."

સોમનાથની મૂર્તિ હિન્દની સમગ્ર મૂર્તિઓમાં શ્રેષ્ઠ હતી. પ્રત્યેક ચંદ્રગ્રહણની રાત્રીએ આ સ્થળે હિન્દુઓ એક લાખની સંખ્યામાં યાત્રાએ આવતા. તેઓ પુનર્જન્મના સિધ્ધાંત માં માને છે, એટલે તેઓની માન્યતા હતી કે દેહથી આત્મા જુદો પડયા પછી અહીં આવતો અને સમુદ્રની ભરતી અને ઓટ દ્વારા સમુદ્ર સોમનાથની પૂજા કરતો. જેની પાસે જે પણ અમૂલ્ય વસ્તુ હતી તે અહીં ધરવામાં આવતી. આ મંદિરના નિર્વાહ અર્થે દશ હજાર ગામડાઓ આપવામાં આવેલાં. મંદિરમાં અતિ આકર્ષક અને અમૂલ્ય રત્નો એકત્ર કરેલાં હતાં. હિન્દની

ગંગા નામની મોટી નદી છે, તેને હિન્દુઓ બહુ પવિત્ર ગણે છે અને માને છે કે જેમનાં અસ્થિ તેમાં નાખવામાં આવે તે સ્વર્ગના દ્વારે પહોંચે છે. આ નદી અને સોમનાથ વચમાં બસો ફરસંગનું અંતર છે છતાં ત્યાંનું પાણી પ્રતિદિન સોમનાથના સ્નાનાર્થે આવતું. મૂર્તિની પૂજા કરવા અને યાત્રાળુઓને દર્શન કરાવવા એક હજાર બ્રાહ્મણો અહીં રહેતા. યાત્રાળુઓના શિરના અને દાઢીના વાળ ઉતારવા ત્રણસો વાળંદો રહેતા. સાડા ત્રણસો માણસો તો દ્વારે ગાયા અને નાચ્યા કરતા. આ પ્રત્યેકને રોજનો પગાર નિયત કરવામાં આવ્યો હતો. જ્યારે મહમૂદ હિન્દની મૂર્તિઓ ભાંગતો ત્યારે અહીંના હિન્દુઓ કહેતા કે સોમનાથ તે મૂર્તિઓથી નારાજ હતા કારણ કે જો તે તેમનાથી પ્રસન્ન હોત તો કોઈ તેને ભાંગી શકત નહિ. મહમૂદે જ્યારે આ વાત સાંભળી ત્યારે તેણે સોમનાથ ઉપર ચડાઈ લઈ જઈ તેને ભાંગવા માટે નિશ્ચય કર્યો. તેણે માન્યું કે જ્યારે હિન્દુઓ તેમની પ્રાર્થના અને આજીજીઓ વ્યર્થ જતી જોશે ત્યારે તેઓ સત્ય ધર્મ સ્વીકારશે."

"સોમનાથનું મંદિર સીસાંથી ઢંકાયેલા કાષ્ટના છપ્પન સ્તંભો ઉપર બાંધેલું હતું. અંદરની એક ઓરડીમાં મૂર્તિ હતી. તેની ઊંચાઈ પાંચ હાથ અને ગોળાઈ ત્રણ હાથ હતી. આ તો બહારનું માપ હતું, ભૂગર્ભમાં બે હાથ ઊંડી હતી. તે ઘડી હોવાનો કાંઈ દેખાવ હતો નહિ. મહમૂદે તેના ટૂકડા કરી નાખી તેનો એક ભાગ બાળી નાખ્યો અને એક ભાગ પોતાની સાથે ગીઝની લઈ જઈ ત્યાંની જામે મસ્જીદના સિંહદ્વારે રાખ્યો. મૂર્તિના મંદિરમાં અંધકાર હતો પણ રત્નજડિત દીપકોથી તેને પ્રકાશિત કરવામાં આવ્યુ હતું. મૂર્તિ પાસે સુવર્ણશૃંખલા હતી તેમાં ઘંટો બાંધેલા હતા. તેનું વજન બસો મણ હતું. જ્યારે રાત્રીનો અમુક ભાગ વ્યતિત થતો ત્યારે આ સાંકળ હલાવી ઘંટનાદ કરવામાં આવતો અને બ્રાહ્મણોનું નવું મંડલ પૂજા

માટે આવતું. ધનકોષ પણ સમીપ હતા તેમાં ઘણી સુવર્ણ અને રૂપક મૂર્તિઓ હતી, તેના ઉપર અતિ મૂલ્યવાન રત્નો જડિત જવનિકા હતી. મંદિરમાંથી જે ધનરાશિ પ્રાપ્ત થયો તેનું મૂલ્ય વીસ લાખ દીરહમથી વિશેષ હતું. આ સમગ્ર ધનરાશિ (ગીઝની) લઈ જવામાં આવ્યો. માર્યા ગયેલાની સંખ્યા પચાસ હજારથી અધિક હતી."

## મંત્તિકુયત્તર–અત્તાર

મંત્તિકુયત્તર નામના પુસ્તકનો લેખક શેખ ફરીદુદ્દીન અત્તાર ઈ. સ. ૧૨૫૦ લગભગ ઈરાનમાં થઇ ગયો તેણે આ પુસ્તક ફારસી ભાષામાં લખ્યુ છે.

સોમનાથના ખંડન વિષયમાં તે લખે છે કે;

"જ્યારે સુલ્તાને સોમનાથના મંદિરમાં પ્રવેશ કર્યો અને મૂર્તિભંજન માટે પ્રવૃત થયો ત્યારે બ્રાહ્મણોએ એવી વિનંતી કરી કે જો તે મૂર્તિ ખંડન ન કરે તો તેઓ ભારોભાર સોનું તોળી આપે. સુલ્તાને આ વિનંતી ઠુકરાવી મૂર્તિને ભાંગી નાખવા આજ્ઞા કરી. મહમૂદના અમલદારોએ તેને આ રકમ લઈ લેવા સલાહ આપી પણ મહમૂદે ઉત્તર આપ્યો કે, "મને બીક છે કે (હું જો તેમ કરું તો) કયામતના દિવસે અલ્લાહની સાનિધ્યમાં જ્યારે સમગ્ર મૂર્તિપૂજકોને લાવવામાં આવશે ત્યારે અલ્લાહ કહેશે કે "આઝાર અને મહમૂદને સાથે લાવો. એક મૂર્તિ ઘડનારો હતો અને બીજો મૂર્તિ વેચનારો હતો.[1] સુલ્તાને તે પછી સેવકોને તે મૂર્તિની આસપાસ અગ્નિ પ્રજ્વલિત કરવા આજ્ઞા આપી. જ્યારે અગ્નિ પ્રજ્વલિત થયો અને તેનો તાપ ભીષણ થયો ત્યારે તેની અસરથી સોમનાથની મૂર્તિ ધડાકા સાથે ફાટી અને તેના પેટાળમાંથી વીસ મણ જેટલા વજનના બહુ મૂલ્ય રત્નો નીકળી પડયાં. મહમૂદે પોતાના મૂર્તિભંજનના

૧ સરખાવો આ પરિશિષ્ટમાં: તારીખે મહમૂદી.

કાર્યનું આવું પરિણામ જોઈને કહ્યું કે, "આ લાત[1] અગ્નિને જ યોગ્ય છે અને તેમાથી બહુમૂલ્ય રત્નો નીકળ્યા છે તે મને અલ્લાહ પાસેથી પ્રાપ્ત થયેલી બક્ષિસ છે."

આ વાર્તા બહુ પ્રસિધ્ધિ પામી છે મહમૂદના સમકાલિન અને સાથે આવેલા અલબીરૂની કે ફર્રૂખી તેના વૃતાતોમા તે માટે કાઈ જ લખતા નથી અને તેથી આ વાત અત્તારે અથવા અન્ય કોઇ લેખકે જોડી કાઢેલી વાર્તા જ છે

## તબક્કાતે નાસીરી-જુઝજાની

તબક્કાતે નાસીરીનો લેખક, અબુ ઉમર મીન હાજુદ્દીન ઉસ્માન ઈબ્ન સિરાજુદ્દીન અલ જુઝજાની, ઈરાનના મર્વ અને બલ્ખની વચમા આવેલા જુઝજાનમા ઈસુની તેરમી સદીમાં જનમ્યો હતો.

તેનો પૂર્વજ ઇમામ અબ્દુલ ખાલિક જુઝજાનમા રહેતો. તેને સ્વપ્નામા એક સ્ત્રી આવ્યા કરતી તેથી તેને શોધી તેની સાથે લગ્ન કરવા તે પ્રવાસે નીકળ્યો અને જુદા જુદાં નગરો જોતો જોતો ગીઝની આવ્યો. ત્યાના સુલ્તાન ઇબ્રાહીમને ચાલીસ પુત્રીઓ હતી તેમાથી એક પુત્રી સાથે તેણે લગ્ન કર્યાં તેનો પુત્ર ઈબ્રાહીમ થયો તેનો ઉસ્માન (મીન હાજુદ્દીન), તેનો સિરાજુદ્દીન અને તેનો અબુ ઉમર થયો.

અબુ ઉમર હી. સ ૫૮૨ (ઇ સ. ૧૧૮૬)મા હિન્દુસ્તાન આવ્યો અને મહમદ ઘોરીના રાજ્ય અમલમા ફોજી કાઝી થયો. આ સમયમા ભારતમા વિદ્વાન મુસ્લીમોનુ પ્રમાણ નહિવત્ હતું તેથી ઈરાન અરબસ્તાન કે શામમાથી ભણેલા માણસો ભાગ્ય અજમાવવા ભારત આવતા દીલ્હીના સુલ્તાન મહમદે તેને અજબ-તુઝ-ઝમાન અફશાહ ઉલ-આજમ અર્થાત તત્સમયની અજાયબી અને ઈરાનનો અતિ વાચાળ પુરુષ એવો ઈલ્કાબ આપ્યો.

---

[1] લાત માટે જુઓ પરિશિષ્ટ ૧ લુ

અબુ ત્યાંથી ઇ. સ. ૧૨૨૭માં સિંધ દેશમાં ગયો અને જ્યારે સુલ્તાન અલ્તમશે સુલ્તાન નાસીરૂદ્દીન ઉપર ચડાઈ કરી ત્યારે તેના પરિચયમાં આવ્યો. વળતે વર્ષે તેની સાથે દીલ્હી આવી દરબારમાં રહ્યો. થોડા વખત પછી તે ગ્વાલિયર ગયો અને ત્યાં ધર્મોપદેશક થયો. ઈ. સ. ૧૨૪૧માં ત્યાંથી છૂટો થઇ દીલ્હીના મુખ્ય કાઝીપદે નિમાયો, પણ સુલ્તાન બહેરામનું ખુન થતાં તે દીલ્હીથી ભાગી લખનૌતી આવ્યો. દરમ્યાન નાસીરૂદ્દીન પાછો ગાદીએ આવતાં તેણે અબુને બોલાવી લીધો અને મોટા હોદ્દા ઉપર નિયુક્ત કર્યો. તેણે દીલ્હીમાં ઈ. સ. ૧૨૪૩–૪૪માં નાસીરૂદ્દીનને નામે તબક્કાતે નાસીરી નામનો ગ્રંથ લખવો શરૂ કરી ઇ. સ. ૧૨૫૯ માં પુરો કર્યો.

ભારતમાં વસી મહમૂદનો ઇતિહાસ લખનારા ઇતિહાસકારોના સમુહ પૈકીનો તે કદાચ પ્રથમ છે. પણ તેણે પણ તેના પુરોગામીએ લખેલા વૃતાંતો ઉપરથી ફરીશ્તાની જેમ કાંઈપણ સ્વતંત્ર સંશોધન કરવાનું કષ્ટ લીધા સિવાય જે વાંચ્યું તે લખી નાખ્યું છે. તેને ભારતમાં દીર્ઘકાળ રહેવાનો સમય મળ્યો હતો અને તેણે ધાર્યું હોત તો આ કલ્પનાતીત અને આનુમાનિક વાર્તાઓને બદલે શુધ્ધ ઇતિહાસ રજૂ કરી શકત.[1]

આ પુસ્તકમાં મહમૂદની વળતી સવારીનું વર્ણન કરતાં તે લખે છે કે;

"સોમનાથથી પાછા ફરતાં તેણે (મહમૂદે) સિંધ તથા મનસુરાના પ્રદેશમાંથી રણમાર્ગે તેનું સૈન્ય લઈ જવા નિર્ણય કર્યો. ભોમિયાની માગણી કરતાં એક હિન્દુએ તેને રણપાર સહિસલામત લઇ જવા માટે વચન આપ્યું. જ્યારે ઇસ્લામનું લશ્કર તેની પાછળ પાછળ થોડો સમય ચાલ્યું અને મુકામ કરવાનો સમય આવ્યો ત્યારે સૈનિકો પાણીની શોધમાં ગયા

૧ સરખાવો આ પરિશિષ્ટમાં જામે ઉલ હીકાયત–ઉફી.

પણ કયાંય પાણી મળ્યુ નહિ. સુલ્તાને ભોમિયાને પોતાની રૂબરૂ બોલાવીને પુછયુ કે પાણી કયાં મળશે? તેણે ઉત્તર આપ્યો કે "મેં મારું સમગ્ર જીવન મારા ઇષ્ટદેવ સોમનાથના કારણે વિતાવ્યુ છે અને તેથી (વેર લેવા) તારો અને તારા સૈન્યનો નાશ કરવા જ્યાં પાણી પણ ન મળે તેવા રણમાં લઇ આવ્યો છું. સુલ્તાને ભોમિયાને મારી નાખવા અને સૈન્યને મુકામ નાખવા આજ્ઞા કરી. તેણે રાત પડી ત્યાં સુધી શાંતિપૂર્વક આરામ લીધો અને પછી છાવણીથી થોડે દૂર જઈ આ દુઃખમાં સહાય મોકલવા સર્વશક્તિમાન અલ્લાહ પાસે અતિ નમ્રતાથી યાચના કરી. જ્યારે પા રાત્રી વ્યતિત થઈ ત્યારે છાવણીની ઉત્તરમાં પ્રકાશ થયો. સુલ્તાને લશ્કરને તે દિશામાં કૂચ કરવા આજ્ઞા આપી અને જ્યારે પ્રભાત થયુ ત્યારે સર્વશક્તિમાન, સૈન્યને એવા સ્થળે લાવ્યા કે જ્યાં પુષ્કળ પાણી હતું. આમ બધા મુસલમાનો તાત્કાલિક ભયમાંથી ઉગરી ગયા."

"સોમનાથથી મહમૂદ "મનાત" નામની જે મૂર્તિ લાવ્યો હતો તેના ચાર ભાગ કર્યા. એક ભાગ રાજમહેલના સિંહદ્વારે, બીજો ભાગ (ગીઝનીની) જામે મસ્જીદમાં, ત્રીજો ભાગ મક્કા અને ચોથો ભાગ મદીનામાં રાખવા પ્રબંધ કર્યો."

"મહમૂદ ગીઝનવી ૩૪ કે ૩૬ વર્ષ રાજ્ય કરી હી. સ. ૪૨૧ (ઈ. સ. ૧૦૩૧)માં ૬૧ વર્ષની વયે ગુજરી ગયો."

આ લેખકે પણ ભોમિયાની વાર્તા બીજી રીતે લખી નાખી છે અને ઉફીની કલ્પના કરતાં વિશેષ રસદાયક કલ્પના કરી છે.

મૂર્તિના ટૂકડા માટે પણ તે અલ્બીરૂની[1] અને અત્તાર[2] થી તે જુદો પડી નવીન વાર્તા જ કહી જાય છે.

---

૧ આ પરિશિષ્ટમાં તહકીક માલી અલ હિન્દ—અલ્બીરૂની.
૨ આ પરિશિષ્ટમાં મંતિકુત્તર—અત્તાર.

## સફરનામા–જીકરીયા જીકની

જીકરીયા જીકની નામનો લેખક ઈસુની તેરમી સદીમાં ઈરાન દેશમાં જન્મ્યો હતો. તેણે કરેલા પ્રવાસોની નોંધનું નામ સફરનામા છે. આ લેખક ઈ. સ. ૧૨૬૩ લગભગ ભારતમાં આવ્યો હતો.

સોમનાથ સબંધમાં તેણે કામીલુત તવારીખ પ્રમાણે વર્ણન આપ્યું છે. ભારતના પ્રવાસે આવીને પણ તેણે કાંઈ સ્વતંત્ર સંશોધન કે નિરીક્ષણ ન કરતાં ફરીશતા, સાદી અને જુઝાનીની જેમ સાંભળી વાતો અને પુરોગામી લેખકોએ લખેલાં વૃતાંતો પ્રમાણે લખી નાખ્યું છે.

તેણે સોમનાથની 'મૂર્તિ'નું કરેલું વર્ણન પરિશિષ્ટ ૧ માં આપેલું છે.

## બુસ્તાન–શેખ સાદી

બુસ્તાન નામના કાવ્યસંગ્રહનો લેખક શેખ સાદી ઈરાનના શિરાઝ શહેરમાં ઈ. સ. ૧૨૧૯માં જન્મ્યો હતો. અને ઇ. સ. ૧૨૯૯માં ગુજરી ગયો. શેખ સાદીએ ગુલીસ્તાન બુસ્તાન, પંદનામા (કરીમા) તઈયબાત વગેરે કાવ્યસંગ્રહો લખેલા છે. તે વેદાંતી અને સુફી હતો. મહમૂદ ગીઝનવીની ચડાઈ ઈ. સ. ૧૦૨૬માં થઈ તે પછી લગભગ અઢી શતકો પશ્ચાદ્ બુસ્તાનમાં[1] સોમનાથ સંબંધી તેણે નીચેની વાર્તા લખી છે.

"સોમનાથ નામના સ્થાનમાં એક રાત્રે મેં હાથીદાંતની એક મૂર્તિ જોઈ. હઝરત મહમદ પેગંબર સાહેબના પ્રગટ થવા પહેલાં અરબ લોકો તેમની મૂર્તિઓને (રત્નાદિથી) જડતા તેવી જ આ મૂર્તિ હાથીદાંત વડે જડેલી હતી. તેને હાથીદાંતથી મઢી લેવામાં આવી હતી. કલાકારોએ મૂર્તિને અપ્રતિમ સુંદર બનાવી હતી. એ મૂર્તિના દર્શન માટે ચારે દિશાઓમાંથી

૧ બુસ્તાન બાબ ૮ મો ઉલ્વી લીકાયત.

યાત્રિકો આવતા એટલુ તો નહિ પણ ચીન અને ચીગલ દેશોના રાજાઓ ત્યા આવી તે પથ્થરની પ્રતિમા પાસેથી, સાદીને ઈશ્વરનો સાક્ષાત્કાર થયો છે તેવો સાક્ષાત્કાર પ્રાપ્ત કરવાની આશા કરતા મહાન વિદ્વાનો અને કવિરાજો જુદા જુદા દેશો માથી આવીને આ મૂગી મૂર્તિની સામે ઊભા રહી તેની સ્તુતિ કરતા અને આખોમાથી આસુઓ સારતા આ દૃશ્ય જોઈને મને આશ્ચર્ય અને દુ ખ થયુ સજીવ મનુષ્યો નિર્જીવ પદાર્થોની પૂજા તથા પ્રાર્થના કેમ કરતા હશે તે વસ્તુથી મને નવાઈ લાગી ”

“ત્યાના એક બ્રાહ્મણ સાથે મને મૈત્રી અને પરિચય થઈ ગયા હતા આ બ્રાહ્મણ મારો મિત્ર હતો એટલુ તો નહિ પણ તે સહનશીલ અને મિષ્ટભાષી હોવાથી મે તેને એક વાર નમ્રતાથી કહ્યુ કે હે બ્રાહ્મણ આ દેશમા ચાલતી આ મૂર્તિપૂજાની પ્રથા ને જોઈ મને મનમા અતિશય આશ્ચર્ય થયા કરે છે અહીના પ્રજાજનો આ નિર્જીવ તથા નિર્બળ પ્રતિમા નિરખીને ગાડાની જેમ તેની પૂજા કરે છે આ પ્રતિમાના હાથોમા કાઈ શક્તિ નથી તેને ચાલવા માટે પગો નથી અને જો તેને ઊપાડીને નાખી દેવામા આવે તો તે ફરીથી ઊઠી પણ શકે નહિ તેની આખો પીળા પોખરાજની છે શુ તમે એ જોઈ નથી શકતા? આવા અધ દેવ પાસે સાક્ષાત્કારની આશા રાખવી એ એક મહાન મૂર્ખતા નથી તો બીજુ શુ છે? મારુ આ કથન સાભળી તે બ્રાહ્મણ મારો મિત્ર મટી શત્રુ થઈ ગયો ક્રોધથી તે અગ્નિ જેવો લાલચોળ થઈ ગયો અને મને પકડી ત્યાના બીજા બ્રાહ્મણો અને મદિરના વૃદ્ધ પૂજારીઓ પાસે સારી કરી વાત જણાવી દીધી મને થયુ કે મારા ઉપર હવે જોખમ છે, કારણ કે જેવી રીતે તેઓને વાકો માર્ગ સરળ જણાતો હતો તેવી જ રીતે સરળ રસ્તો તેઓને વાકો જણાવા લાગ્યો, કારણકે મૂર્ખોના સમુહમા બુદ્ધિશાળી માણસ મૂર્ખ જ ગણાય છે એ ન્યાયે જ્યારે આ પ્રસગે હુ પાણીમા ડૂબતા માણસની જેમ નિરુપાય

થઈ ગયો અને તેઓની ખુશામત કરીને તેઓના પંજામાંથી છટકી જવાનો બીજો માર્ગ મને સૂઝયો નહિ. 'એ સાદી મૂર્ખ મનુષ્ય સાથે શત્રુતા થતાં તેના પંજામાંથી માત્ર દીનતા દેખાડી ખુશામત કરીને છટકી શકાય છે, એ (શિખામણ) તારે બરાબર ધ્યાનમાં રાખી લેવાની છે."

"મેં તેથી ત્યાંના મહંતની બહુ સ્તુતિ કરી કહ્યું કે "રે જિન્દ, શાસ્ત્રવેત્તા વયોવૃદ્ધ ધર્મગુરુ મહાત્મા! આ પ્રતિમાના સુંદર સ્વરૂપનાં દર્શનથી મને ઘણો આનંદ થાય છે કારણકે મારી દૃષ્ટિમાં તેનું દૃષ્ય સુંદર અને રૂપ આકર્ષક દેખાય છે. હું તો ફરતો ફરતો અત્રે આવી ચડયો છું અને પ્રવાસીને સારી નરસી વસ્તુનું જ્ઞાન તત્કાલ થઇ જતું નથી. એ તો આપ અનુભવી હોવાથી બરાબર જાણી શકશો. આ મૂર્તિપૂજાના રહસ્યને આપ અવશ્ય જાણો છો કારણકે આપ ગુરુઓના પણ ગુરુ છો કોઈપણ પ્રકારની પૂજા માત્ર રૂઢિ હોવાથી જ અથવા વૃધ્ધો કહેતા આવ્યા છે માટે જ કરવી તે પધ્ધિત યોગ્ય નથી, અર્થાત કોઈપણ માર્ગદ્વારા તેના રહસ્યને જાણી લઈ પછી જ તેનું અનુસરણ કરવું યથાર્થ છે, અને તો જ તેનું પરિણામ સારું છે. જો આ મૂર્તિના સત્યાર્થ મને પ્રાપ્ત થઈ જશે તો હું પણ અવશ્ય તેનો સર્વોતમ પૂજારી અને અનન્ય ભકત થઈ જઇશ."

"મારા શબ્દો સાંભળી તે બ્રાહ્મણના મુખ ઉપર આનંદ અને પ્રસન્નતા દેખાવા લાગ્યાં. તે મારા વિચારો સ્વીકારી કહેવા લાગ્યો કે હે વાસ્તવિક કહેનારા પુરુષ! તારો પ્રશ્ન યોગ્ય છે અને તારું કાર્ય સ્વચ્છ છે. કોઈપણ વિષયની ચર્ચા કરનાર માણસ તે વિષયના ગૂઢાર્થને અવશ્ય મેળવી શકે છે. તારું કહેવું યથાર્થ છે પરંતુ આ મૂર્તિ નિત્ય પ્રભાતે ન્યાયી અને સર્વ શકિતમાન પરમાત્માની આપણા ઉપર કૃપા થાય તે માટે પોતાનો હાથ ઊંચો કરે છે. જો તારી ઈચ્છા હોય તો આજે

રાત્રે તું અહીં રહેજે. આવતી કાલે એ રહસ્ય સ્પષ્ટપણે તારા જોવામાં અને જાણવામાં આવી જશે."

"તે વૃદ્ધ પૂજારીના વચનથી કૂવામાં પડેલા પહેલવાનની જેમ નિરુપાય થઈ હું ત્યાં જ રહ્યો. તે રાત્રી મને કયામતની રાત સમી દીર્ઘ લાગી. બ્રાહ્મણો હાથ પગ ધોયા સિવાય મારી આસપાસ પ્રાર્થના માટે બેસી ગયા અને તેઓ મારી પાસે જ બેઠેલા હોવાથી મારી વજુ થઈ નહિ અને નમાઝ પઢી શકાઈ નહિ. તેઓમાંના મહાન વિદ્વાનો પણ કદાપિ પાણીને અડતા પણ ન હતા. અને તેથી તેમની બગલોમાંથી સૂર્યના તાપમાં સડતાં મૃતદેહો જેવી દુર્ગંધ આવ્યા કરતી હતી. મારા હાથે કોઈ મહા પાપ થઈ ગયુ હશે કે મારે તે રાત્રીએ આવી યાતના ભોગવવી પડી. મેં આખી રાત આ અટકાયત અને સંકટમાં મારા હાથને છાતી ઉપર રાખી બીજા હાથે પરમાત્માની કૃપા માગી. મેં આખી રાત પસાર કરી એટલામાં એકાએક નગારું વાગવા માંડયું, અર્થાત નગારચીએ નગારું વગાડયું અને જાણે તેની સાથે જાણે બ્રાહ્મણોના મૃત્યુનો નાદ ગાજતો ન હોય? કુકડાં પણ તે જ પ્રમાણે બોલવા માંડયા. શ્યામલ વસ્ત્રો પરિધાન કરેલી રાત્રીરૂપ લેખકે પોતાના મ્યાનમાંથી દિવસ રૂપ તેજીલી તેગ બહાર કાઢી લીધી હોય કે ચકમકરૂપ રાત્રીના અંધકારમાં પ્રભાતરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો હોય અથવા સંગબારના શ્યામલ પ્રદેશની એક દિશામાંથી કેમ જાણે ગૌરવર્ણ તાતારીઓ આવી પડયા ન હોય! એવો આભાસ થયો."

"નાદને સાંભળતાં જેઓની બુદ્ધિ બહેર મારી ગઈ હતી અને જેમણે પોતાનાં મુખ પણ ધોયાં ન હતાં, તેવા અસંખ્ય બ્રાહ્મણો પોતાનાં ઘરો અને ગલીઓથાંથી દોડતા દોડતા મંદિરમાં દાખલ થયા. શહેરની કોઈ ગલીમાં કહેવા માટે પણ કોઈ પુરુષ બાકી ન રહ્યા. આ નર્કાગારમાં એક સોય મુકવા જેટલી પણ જગ્યા ખાલી રહી નહિ. હું તો આંતરિક ક્રોધથી ત્રાસી

ગયો હતો અને આખી રાત્રીના ઉજાગરાથી પાગલ જેવો થઇ ગયો હતો. એટલામાં મૂર્તિએ અચાનક તેના હાથને ઉંચો કર્યો અને તે સમયે ત્યાં એકત્ર થયેલા સમુદાયે તોફાને ચડેલા સાગરના ભયંકર ગર્જન જેવી ગર્જના કરી. એ પછી થોડી વારે મંદિર ખાલી થયુ, ત્યારે તે બ્રાહ્મણ હસતો હસતો મારા તરફ જોઈને કહેવા માંડયો કે, "મને લાગે છે કે હવે તારા મનમાં કોઈ શંકા રહી નથી, કારણકે તને સત્ય રહસ્ય જ્ઞાત થઈ ગયુ છે, એમા કપટ જેવું કાંઈ નથી." તે બ્રાહ્મણના મનમાં મૂર્ખતા ભરેલી જોઈને તેઓને અસત્ય તથા અશકય પ્રત્યેની ઊંડી શ્રદ્ધા છે તે જોઈને તેઓને સત્ય સિવાય બીજું કાંઈપણ કહ્યા વિના નહિ જ ચાલે એવો મેં નિશ્ચય કર્યો. કારણ કે અસત્યમાં વિશ્વાસ રાખનારાઓથી સત્યને ગુપ્ત રાખવું જ જોઈએ એ જ સર્વમાન્ય નીતિ છે. આપણે અશક્તિમાન હોઇએ અને બળવાન સાથે પ્રસંગ પડે ત્યારે તેની સાથે પંજો મેળવી આપણા હાથને ભંગાવી નાખવો તેમાં મર્દાનગી નથી. એ કારણે મેં થોડો વખત ઢોંગ કરી આંસુ સારવા અથવા રોવાનો ડોળ કરીને કહ્યું કે "હું પ્રથમ આ પ્રતિમા વિષયમાં જે કાંઇ બોલ્યો હતો તે માટે મારા મનમાં હવે પશ્ચાતાપ અને શરમ થાય છે." આવા બનાવટી આંસુ સારી મેં તે ધર્મવિમુખ મનુષ્યોનાં મન જીતી લીધાં. એ ઉપરથી જાણી શકાય છે કે સત્ય પાણીના પ્રવાહથી પથ્થરો પણ તેના સ્થાનમાંથી ચલાયમાન થાય તો તેમાં નવાઈ જેવું કાંઇ નથી. મારી આવી હાલત જોઈને બ્રાહ્મણો મારી ખિદમત કરવા મારા પ્રતિ આવ્યા. તેઓએ મારા હાથોને પ્રેમપૂર્વક ગ્રહણ કરી લીધા. મેં તે સુનેરી સિંહાસન ઉપર બિરાજેલી હાથીદાંતની મૂર્તિ સમીપ જઈ મારા કૃત્ય માટે પશ્ચાતાપ કર્યો અને તે નીચ દેવતાનો હાથ ચૂમ્યો અને મનમાં કહ્યું કે "આ દુષ્ટ મૂર્તિ અને મૂર્તિપૂજકોનો નાશ થાઓ." પણ બહારથી હું તેમના જેવો જ કાફીર

મૂર્તિપૂજક થયો અને થોડાક દિવસોમાં જિન્દ[1] ગ્રંથનો અભ્યાસ કરી બહારથી બોલવા ચાલવામાં બ્રાહ્મણ બની ગયો. ત્યાર પછી હું ત્યાંના વિદ્વાનો પૈકીનો એક વિદ્વાન થઈ ગયો અને તે જોઈને મારો આનંદ તે ભૂમિમાં તથા મારા દેહમાં પણ ન સમાઇ શકે તેટલો વૃધ્ધિગંત થયો."

"એક દિવસ રાત્રીના સમયે તે મંદિરના દ્વારને મજબૂત બંધ કરીને હું વીંછીની જેમ ડાબો જમણો ફરવા માડયો અને તે (મૂર્તિના) સિંહાસન ઉપરના અને મધ્ય ભાગને તપાસતાં મેં એક સુનેરી પડદો જોયો તે પડદાની પાછળ એક અગ્નિપૂજક પૂજારી પોતાના હાથમાં એક લાબી દોરીના છેડાને પકડી બેઠો હતો. આ દૃષ્ય જોતાં જ દાઉદ પયગંબર[2]ના હાથનો સ્પર્શ થતાં લોઢું મીણ જેવું નરમ થઈ જતું તેવી રીતે એ સ્થાનની પોલ તે જ ઘડીએ મારા જાણવામાં આવી ગઈ, અને હું જાણી ગયો કે એ દોરીને ખેંચવાથી મૂર્તિનો હાથ ઇશ્વરની કૃપા માગવા ઊંચો થતો હતો. મને જોઇને તે દોરીના છેડાને પકડી રાખનારો બ્રાહ્મણ શરમાઇ ગયો. કારણ કે તેનો ગુપ્ત દોષ બહાર આવે તે ભયંકર છે. તે ત્યાંથી નાસવા માંડયો. હું પણ તેની પાછળ પડયો. જો તે બ્રાહ્મણ જીવતો રહેશે તો હું તેના ભેદનો ભંડો ફોડી નાખીશ એવા ભયથી તે જરૂર મારો જીવ લેવા પ્રયત્ન કરશે, એમ ધારીને મેં એ બ્રાહ્મણને પકડી એક કૂવામાં નાખી દીધો. એનો મૃતદેહ જોઇને પણ કોઈ જાણી ન જાય તે માટે તેના માથાને પથ્થરોથી છૂંદી નાખ્યુ અને તે પછી ત્યાં હોહા થવા માંડી તે જોઈને હું તે દેશમાંથી નાસી છૂટયો."

---

૧ એક પ્રતિમા અસનાઝન્દ શબ્દ છે તેનો અર્થ 'સ્તુતિ કરનારા' એવો થાય છે.

૨ પાચ પેગબરો પૈકીના દાઉદ એક પેગંબર હતા. લોકોની નિંદાને કારણે તેણે લુહારનો વ્યવસાય સ્વીકાર્યો. પરમેશ્વરે તેને એવી શક્તિ પ્રદાન કરી કે તેના હાથમાં લોઢું જાય કે મીણ જેવું નરમ થઇ જાય.

શેખ સાદી સુફી અને કવિ હતા તેની સમૃદ્ધ કલ્પના આ વાર્તામા પ્રદર્શિત થાય છે આ કાવ્યનો પ્રારભ 'શબી દીદમ અઝ આજ દર સુમનાત'થી થાય છે તેનો અર્થ 'એક રાત્રે સોમનાથ જોયા' અને 'સ્વપ્નામા સોમનાથ જોયા'' તેવા થાય છે તેણે તો આ વાર્તા પ્રમાણે સોમનાથમા ઘણા દિવસો ગાળ્યા હતા એટલે એક રાત્રી અર્થ બધ બેસતો નથી સ્વપ્ન એક જ રાત્રીમા આવે એટલે તેણે તેને આવેલા સ્વપ્નનુ જ આ વર્ણન છે વાર્તાની વિગતો પણ અસભવ અને કલ્પિત છે તેણે જૈન, બૌધ્ધ અને બ્રાહ્મણ ધર્મની સાભળેલી વાતોનુ મિશ્રણ કરી દીધુ છે તેના માટે કોઈ ચર્ચા આવશ્યક નથી

સાદી ભારતમા આવ્યો હોવાનુ કહેવાય છે, પરતુ તેના પણ કોઈ પુરાવા નથી એક પ્રચલિત બેત છે કે,

"સાદી તુ જવહરી વ સુખનાને જવહર અન્દ
અઝ આતુ ચન્દ ફરૂશ કે ગુજરાતીયા ખરન્દ''

'સાદી તુ ઝવેરી છે અને તારા શબ્દો જવાહીર છે, તેમાથી તુ થોડા વેચ કે જેથી ગુજરાતીઓ ખરીદે' અહીં ખરન્દનો અર્થ ખરીદે અને 'ગધેડાઓ છે' એમ બે રીતે થાય આ બેત પણ કોઈએ બનાવી દીધી હોવાનુ મનાય છે

મહમૂદની ભારોભાર નિદા કરનાર ફીરદૂસી માટે સાદી લખે છે કે,

"ચે ખુશ ગુફ્ત ફીરદુસીયે પાકઝાદ
કે રહેમત બર આ તુરબતે પાકબાદ''

અર્થાત "પવિત્ર કુળના ફીરદુસીએ કેવુ સારુ કહ્યુ છે, પરમાત્મા તેની કબર ઉપર રહેમ કરે' વિશેષમા સાદીએ ગુલીસ્તાન નામના પુસ્તકમા મહમૂદના ધન લોભની અને જુલ્મોની પણ વાતો લખી છે[1] સોમનાથની આ વાર્તામા મહમૂદનુ નામ

૧ જુઓ પ્રકરણ ૭ મુ.

નિશાન નથી, માત્ર સ્વપ્નું આવ્યું હોય તેવી રીતે લખેલી આ વાર્તા નિઃસંશય કલ્પિત છે.

**ફૈત્તુહુ-સલાતિન**[1]

ઈસુની ચૌદમી સદીમા લખાયેલા આ અપ્રગટ ગ્રંથમાં તેના લેખક લખે છે કે "સુલ્તાન મહમૂદ ગીઝનવીનો જન્મ થયા પછી થોડા જ દિવસોમાં હિન્દના જ્યોતિષીઓ અને ભવિષ્ય વેત્તાઓ (સોમનાથના) ભયંકર ભવિષ્યને જાણી ગયા હતા. જેના હાથે ભવિષ્યમાં સોમનાથના મંદિરનો તથા મૂર્તિનો ધ્વંસ થવાનો હતો તેવા એક મુસ્લીમ રાજપુત્રનો જન્મ ગીઝની શહેરમાં થઈ ગયો હતો. એ કારણે સોમનાથની મૂર્તિના ભાવિ ખંડનને અટકાવી દેવા માટે તેઓએ રાજા જયપાલને એવો આગ્રહ કર્યો કે આપ એક રાજદૂતને ગીઝની મોકલી એ બાળ રાજપુત્ર પાસેથી એવું વચન લઇ લ્યો કે જ્યારે સોમનાથની મૂર્તિના ખંડનનો પ્રસંગ આવે ત્યારે તે તેમ ન કરતાં પુષ્કળ દ્રવ્ય લઈને તે પવિત્ર મૂર્તિ હિન્દુઓને પાછી સોંપી દેવાની ઉદારતા દર્શાવે."

"મહમૂદે આવું વચન આપ્યું અને જ્યારે મૂર્તિના ખંડનનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે મહમૂદને તેના વચનની યાદ આપવામાં આવી. મહમૂદ ઉપર ધર્મસંકટ આવ્યું. તેને તો મૂર્તિના ટુકડા કરવાની અને બ્રાહ્મણોને તે ન સોંપવાની ઇચ્છા હતી અને તે સાથે પોતે આપેલા વચનનું પાલન કરવાની પણ મરજી હતી. મહમૂદે તેથી તેના સેવકોને આ પથ્થરની પ્રતિમાને અગ્નિમાં બાળી તેનો ચૂનો બનાવી દેવા આજ્ઞા આપી. વળતે દિવસે બ્રાહ્મણોએ ધન સ્વીકારી મૂર્તિ સોંપી દેવા જ્યારે મહમૂદને વિનંતી કરી ત્યારે તેઓને મર્તિમાંથી બનાવેલો ચૂનો

---

૧ આ પુસ્તક મેં જોયું નથી, તેમ તે પ્રગટ થયું હોવાનું પણ જણાતું નથી. અન્ય લેખકોને આધારે આ વર્ણન ઉધ્ધૃત કર્યું છે.

ચોપડેલાં માન સત્કાર અર્થે આપ્યાં. બ્રાહ્મણો પાનનાં બીડાં ચાવી ગયા પછી, પુનઃ યાચના કરી ત્યારે સુલ્તાને ઉત્તર આપ્યો કે "તમારી મૂર્તિનું ચૂર્ણ તો તમારા મુખમાં તમે ચાવી ગયા છો, છતાં મારી પાસે મૂર્તિ માગો છો, એ આશ્ચર્ય જેવું છે."

"આ પ્રસંગ પછી સુલ્તાને જે મૂર્તિનો ચુનો બનાવ્યો હતો તેના જેવી જ એક બીજી મૂર્તિ એક બ્રાહ્મણે તૈયાર કરાવી અને તેને તે નગર બહારના નિર્જન સ્થાનમાં ભૂમિમાં દાટી દીધી અને તે પછી એક વાછડાને જે સ્થાનમાં મૂર્તિ દાટી હતી ત્યાં પગે પગે ખોદવાની તાલીમ આપી. જ્યારે વાછડો બરાબર હોંશિયાર થઈ ગયો ત્યારે તેણે હિન્દુઓને એકત્ર કરી જાહેરાત કરી કે "સોમનાથ મારા સ્વપ્નમાં આવી કહી ગયા છે કે તેમની મૂર્તિ શહેરની બહાર દૂર અને નિર્જન સ્થાનમાં દટાયેલી પડી છે અને તું તારી ગાયના વાછડાને જો છૂટો મૂકીશ તો તે સ્થળે તે આવીને ઊભો રહેશે અને તેના પગ વડે ભૂમિ ખોદશે, ત્યાંથી મારી મૂર્તિ પ્રાપ્ત થશે. તમે તે મૂર્તિને કાઢી લેજો અને તેની મંદિરમાં પ્રતિષ્ઠા કરશો." આ પ્રમાણે કરવામાં આવ્યું અને વાછડાએ તે ભૂમિ ખોદતાં ત્યાંથી સોમનાથની નવી મૂર્તિ મળી આવી. તેને ગુલાબજળથી શુદ્ધ કરી વિધિપૂર્વક મંદિરમાં તેનું સ્થાપન કરવામાં આવ્યું. આવી રીતે સોમનાથની ચૂનાના સ્વરૂપમાં પરિવર્તિત થયેલી પ્રતિમાનો નવો અવતાર થઈ ગયો.[1]

## જમીઉત તવારીખ-રશીદુદ્દીન

હી. સ. ૭૧૦ (ઈ. સ. ૧૩૧૦) લગભગ રશીદુદ્દીન ફઝલુલ્લાહ બીન ઈમાદુદ દૌલાહ અબુલ ખેર બીન મુવાફ્ફકુદ દૌલાહ અલી એ જમીઉત તવારીખ નામનો એક ઈતિહાસગ્રંથ

---

૧ સરખાવો આ પરિશિષ્ટમાં ગુલશને ઈબ્રાહીમી-ફરીસ્તા.

લખ્યો છે. તેમાં તેણે ઈબ્ન અસીર અને કીતાબુલ યામીની માંથી પાને પાનાનો ઊતારો કરી લીધો છે.

આ પુસ્તકમાંથી સોમનાથ સંબંધી તે ગ્રંથોમાં આપેલી હકીકતથી કાંઈ વિશેષ વિગતો પ્રાપ્ત થતી નથી.

## તારીખે ગુઝીદા–ગુઝીદા

હી. સ. ૭૩૦ (ઈ. સ. ૧૩૨૯) મા હમદુલ્લાહ બીન અબુબકર બીન અહમદ બીન નાસર અલ મુસ્તાવફી નામના લેખકે તારીખે ગુઝીદા નામનો ઇતિહાસગ્રંથ તથા શાહનામાના પરિશિષ્ટ જેવો ઝફરનામા નામનો કાવ્યસંગ્રહ લખ્યો છે. ગુઝીદાના વિધાનો સ્પષ્ટ અને નિશ્ચયાત્મક છે અને તેથી તે અન્ય લેખકોમાં વિશેષ વિશ્વસનીય છે તેમ મી. ડોસન માને છે. પરંતુ સોમનાથ સંબંધી અન્ય મુસ્લીમ લેખકોએ આપેલી હકીકતોથી તેમાં કોઈ વિશેષ માહિતી ઉપલબ્ધ નથી.

## તારીખે મહમૂદી-હામદખાની

હી. સ. ૮૪૨ (ઈ. સ. ૧૪૩૮) માં મુહમ્મદ બીન હામદ ખાની નામના લેખકે લખેલા તારીખે મહમૂદી નામના પુસ્તકમાં તે લખે છે કે;

"ગઝના પહોંચ્યા પછી ટૂંક સમયમાં જ નમાઝ પડવા માટે જતાં અને નમાઝમાંથી વળતાં મુસ્લીમો વૃક્ષઃસ્થળ ઉપર પાદપ્રહાર કરી શકે તે પ્રમાણે તે મૂર્તિને (સોમનાથની) ગઝનાની મસ્જીદના ઉંબરમાં (પગથીઆમાં) જડાવી. કાફીરોએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેઓએ ખ્વાજા હસન મઈમન્દી પાસે તેમનો દૂતો મોકલી તેમના દ્વારા કહેવરાવ્યું કે આ મૂર્તિ પાષાણની છે તથા મુસ્લીમોને નિરુપયોગી છે, તેથી જો તે પાછી સોંપવામાં આવે તો તેઓ તેના વજનથી બમણું સોનું આપવા તૈયાર છે. ખ્વાજા હસન મઈમન્દીએ સુલ્તાનને જણાવ્યું કે કાફીરો મૂર્તિના વજનથી બમણું સોનું આપવા

તૈયાર છે અને તેણે તે વાત સ્વીકારી છે, વળી ધન સ્વીકારી મૂર્તિ પાછી આપવી તે વસ્તુ વાસ્તવિક છે કારણ કે તેમ કરવાથી લોકોને સરકાર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થશે.' સુલ્તાને આ સલાહ માન્ય રાખી અને નાસ્તિકોએ શર્ત પ્રમાણે સોનુ રજૂ કરતા ખજાનામા દાખલ કરી દીધું."

"એક દિવસે નાસ્તિકોના પ્રતિનિધિએ આવીને કહ્યુ કે, ઓ ! પૃથ્વીનાથ અમે આપની સરકારને મૂર્તિના છુટકારા માટે આપવાનુ સુવર્ણ આપી દીધું છે છતા અમને અમારી વસ્તુ એટલે કે સોમનાથની મૂર્તિ મળી નથી[1]." આ શબ્દો સાંભળી સુલ્તાન ક્રોધાયમાન થઈ ગયો અને (આ લોકોને શું ઉત્તર આપવો તે માટે) વિચારમગ્ન થઇ ગયો. તેણે કચેરી બરખાસ્ત કરી, પોતે પોતાના પ્રિય સાલાર મસુદને લઇ અંતઃપુરમા ચાલ્યો ગયો. તે પછી તેણે તેનો (મસુદનો) અભિપ્રાય પૂછ્યો કે મૂર્તિ આપી દેવી કે કેમ ? સાલાર મસુદ સંપૂર્ણ ગૃહસ્થ હતો તેણે શીઘ્ર ઉત્તર આપ્યો કે કયામતને દિવસે સર્વશક્તિમાન, મૂર્તિનિર્માતા આઝાર અને મૂર્તિવિક્રેતા મહમૂદને બોલાવશે ત્યારે આપ શો ઉત્તર આપશો ? આ ભાષણ ઉપરથી મહમૂદને ઉંડી અસર થઈ તેણે દુઃખી થઇને ઉત્તર આપ્યો કે, "મેં વચન આપી દીધુ છે તેથી તેનો ભંગ થશે" સાલાર મસુદે વિનંતી કરી કે મૂર્તિ તેને દઈ દેવામા આવે અને કાફીરોને કહેવામા આવે કે તેની પાસેથી લઇ લે. સુલ્તાને આ સલાહ સ્વીકારી અને મસુદ મૂર્તિને પોતાને ઘેર લઈ ગયો અને તેના નાક અને કાનો ભાગી તેનું ચૂર્ણ કરી નાખ્યુ."

"જ્યારે ખ્વાજા હસને, કાફીરોને રજૂ કરી, સુલ્તાનને મૂર્તિ પાછી આપી દેવા માટે હુકમ આપવા અરજ કરી ત્યારે તેણે ઉત્તરે આપ્યો છે મૂર્તિ તો સાલાર મસુદ તેને ઘેર લઈ ગયો છે, અને તેથી ત્યાંથી મેળવી લે. ખ્વાજા હસને નમન

૧ સરખાવો આ પરિશિષ્ટમા ફ્તુહ-સલાતિન.

કરીને અરબ્બી ભાષામાં કહ્યું કે "સિંહના પંજામાં પડેલી કોઈ વસ્તુ પ્રાપ્ત કરવી તે સહેલી વાત નથી." પછી તેણે કાફીરોને કહ્યું કે, "મૂર્તિ સાલાર મસુદ પાસે છે અને તેઓ તેની પાસે જઇને તે મેળવી શકે છે." કાફીરો મસુદ પાસે ગયા અને તેમના દેવની માગણી કરી."

"શાહઝાદાએ મલીક નેકબખ્તને તેઓને વિવેકપૂર્વક સત્કારવા અને બેસાડવા આજ્ઞા કરી. પછી નાક અને કાનોનાં બનાવેલાં ચૂર્ણ, સુખડ અને ચૂના સાથે ભેળવી પાનમાં ચોપડી તે પાન તેમને (કાફીરોને) ધર્યાં. તેઓ રાજી થઈ ગયા. થોડીવારે તેઓએ મૂર્તિની માગણી કરી ત્યારે મસુદે કહ્યું કે મૂર્તિ તો તેમને પહોંચી ગઈ છે, ત્યારે તેઓએ સાશ્ચર્ય પૂછ્યું કે મૂર્તિ તેમને મળી ગઈ છે તેનો શું અર્થ છે? મલીક નેકબખ્તે તેઓને સમજાવ્યુ કે સુખડ અને પાનના ચૂના સાથે તેનું મિશ્રણ કરવામાં આવ્યું હતું. કેટલાક ઉલટી કરવા લાગ્યા. કેટલાક રોતા કકળતા ખ્વાજા હસન મઈમન્દી પાસે ગયા અને જે બન્યું હતું તેનું વૃતાંત કહ્યું.

"ખ્વાજાએ સર્પની જેમ (ક્રોધમાં) અંગ મરડયું અને કહ્યું કે સુલ્તાન અધમ થઈ ગયો છે કારણ કે તે ગઈ કાલના છોકરાની સલાહ માને છે. હું તમારે ખાતર સુલ્તાનની સેવાનો ત્યાગ કરીશ અને તમે પણ જાઓ અને દેશ ઉપર આક્રમણ કરો. અમે પણ સુલ્તાનની આંખો ઉઘાડશું. તે અનુસાર કાફીરો આ સમાચાર લઈ હિન્દુ રાજાઓ પાસે ગયા અને ખ્વાજા હસને તે જ દિવસે વજીરપદનું રાજીનામું આપ્યું. તે નિઃરસ થઈ ગયો અને કચેરીમાં ફરજ ઉપર આવતો બંધ થઈ ગયો."

આ વાર્તા સહુ વાર્તાકારોથી નિરાળી છે. તેમાં વજીરની સંપૂર્ણ ગૃહસ્થાઈ અને મહમૂદના ધનલોભ, દગાખોર વૃતિ વગેરેની કોઈએ કહી નથી તેવી વાત કથવામાં આવી છે.

## રૌઝ તુસ સફા—મીર ખ્વાન્દ

હી. સ. ૯૦૦ (ઈ. સ. ૧૪૯૪–૯૫) માં મહમૂદ બીન ખ્વાન્દ શાહ બીન મહમૂદ કે જે મીર ખ્વાન્દ નામથી જાણીતો થયો છે, તેણે બઈહાકી, જુઝજાની અને ઇબ્ન અમીરના ગ્રંથનો આધાર લઈ રૌઝ તુસ સફા નામનો ઇતિહાસ લખ્યો છે. તેમાં તે ગ્રંથોના કેટલાક આખાને આખા ભાગ ઊતારી પોતાના પુસ્તકમાં દાખલ કરી દીધા છે. તેના વૃત્તાંતોમા એક વાર્તા લખી છે જેનો આવશ્યક ભાગ આ પ્રમાણે છે.

"એમ કહેવાય છે કે જ્યારે સુલ્તાન મહમૂદે સોમનાથ ઉપર વિજય મેળવ્યો ત્યારે તેણે તે વિશાળ અને અસાધારણ વિશેષતાઓવાળા તેમ જ સોનાની ખાણોથી ભરપૂર પ્રદેશમાં થોડા વર્ષો રહેવા માટે વિચાર કર્યો."

"સરાનદીપ[1] નામના રાજ્યનો રાજા ગુજરાતના રાજાનો ખંડિયો હતો, ત્યાંથી ગુજરાતમા રત્નો મોકલવામા આવતાં. મહમૂદને તેના વજીરોએ એવી સલાહ આપી કે સુલ્તાને તેના શત્રુઓ પાસેથી અનેક યુદ્ધો લડી ખુરાસાન જીત્યુ છે, તેને તજી સોમનાથને પાયતખ્ત બનાવવાનું યોગ્ય નથી. સંક્ષિપ્તમાં સુલ્તાને પાછા જવા નિર્ણય કર્યો અને આજ્ઞા આપી કે આ પ્રદેશનો વહીવટ કરવા કોઈને નિયુક્ત કરવો. વજીરોએ કહ્યું કે પરદેશી (અજાણ્યા) માણસથી કબ્જો સાચવી શકાશે નહિ પણ ત્યાંના સ્થાનિક સરદારને તે સોપવો જોઈએ, તેથી પોતા પ્રત્યે સદ્ભાવ રાખતા ત્યાંના સ્થાનિક વતનીઓની એક સભા બોલાવી વહીવટ કરવા કોને નિયુક્ત કરવો તેની ચર્ચા કરી, તેમનો અભિપ્રાય માગ્યો. આ પૈકી કેટલાક લોકોએ કહ્યુ કે પુરાણા રાજવંશીય ખાનદાનોમાં દાબશલીમથી વિશેષ ખાનદાન

---

૧ મુસ્લીમ લેખકો સિલોન વા સિંહલદ્વીપને સરાનદીપ કહેતા. મીરખ્વાન્દ તેને ગુજરાતનું ખંડિયું રાજ્ય ગણે છે.

કોઈ નથી. તે કુટુંબનો એક જ સભ્ય હયાત છે. પણ તેને બ્રાહ્મણોનો ધર્મ સ્વીકાર્યો છે અને તે વેદાંતનો અભ્યાસ કરે છે અને તપશ્ચર્યા કરે છે. તેને રાજ્યાધિકાર આપવો જોઈએ. કેટલાક લોકોએ એવો અભિપ્રાય આપ્યો કે તે ખરાબ સ્વભાવનો છે. તે સ્વેચ્છાએ નિવૃત્તિ સ્વિકારી તપશ્ચર્યા કરતો નથી પરંતુ તેના ભાઈઓએ તેને અનેક વખત પકડી લીધેલો તેથી પોતાનો જીવ બચાવવા તેણે એક પવિત્ર સ્થાનમાં આશ્રય લીધો છે. આના સિવાય એક બીજો દાબશલીમ છે તે તેના કુટુંબીઓ પૈકીનો એક છે અને તે શાણો વિદ્વાન અને બુધ્ધિશાળી છે. તેના વેદાંતના જ્ઞાન માટે સહુ તેને માન આપે છે. અત્યારે પણ તે આ પ્રદેશનો રાજા છે. જો સુલ્તાન તેને હાકમપદે નિયુક્ત કરવાનું ફરમાન મોકલે તો તે જરૂર તેના સમક્ષ આવશે અને દેશનો વહીવટ સંભાળશે. તે માણસ વચન પાલનમાં પ્રમાણિક અને નિષ્ઠાવાન છે અને તેથી ગીઝની (તથા સોમનાથ) દૂર હોવા છતાં તે પ્રતિવર્ષ નિયમિત રીતે ખંડણી મોકલશે.

સુલ્તાને કહ્યું કે જો તે મારી પાસે હાજર થાય તો આ પ્રસ્તાવ સ્વીકારી શકાય; પણ આવા વિશાળ રાજ્યનો સ્વામી હોવા છતાં અને હિન્દના રાજાનું બિરૂદ પ્રાપ્ત કર્યું હોવા છતાં તે હજી સુધી મને મળવા પણ આવ્યો નથી કે મારું શરણુ સ્વીકાર્યું નથી તેથી તેને શા માટે અધિકાર આપવો ? સંક્ષિપ્તમાં વફાદાર દાબશલીમને બોલાવવામાં આવ્યો અને રાજ્યની જવાબદારી તેને સોંપવામાં આવી. તેણે મહમૂદને ખંડણી આપવાનું સ્વીકાર્યું અને આજીવન સુલ્તાનની આજ્ઞાથી વિરુદ્ધ વર્તન નહિ કરે એવું વચન આપ્યું અને ખાણોમાંથી જે સુવર્ણ અને રત્નો પ્રાપ્ત થાય તે ગીઝની મોકલવાનું પણ વચન આપ્યું અને તે સાથે તેણે મહમૂદને કહ્યું કે એક બીજો દાબશલીમ તેનો સગો છે અને કટ્ટો શત્રુ પણ છે. તેઓ વચ્ચે એકવાર

'કાપાકાપી' પણ થઇ ગયેલી, અને જેવો સુલ્તાન જશે કે તરત જ તે તેની સામો થશે તે નિસંશય છે. પોતા પાસે પૂરતી શક્તિ નથી તેથી તેની સામે થવાથી પરાજિત થવું પડશે અને રાજ્ય ગુમાવવું પડશે તેથી જો સુલ્તાન તે શત્રુ ઉપર ચડાઈ કરે અને ભયનાં કારણો દૂર કરે તો તે તેને ખુરાસાન, ઝાબુલીસ્તાન અને કાબુલીસ્તાનની ઉપજ જેટલી ખંડણી પ્રતિવર્ષ ગીઝની મોકલશે. મહમૂદે આ વાત સાંભળી ગીઝની તરફ તેના વિજય પછી તરત જ પાછા ન વળતાં છ માસ વિશેષ રોકાવા નિર્ણય કર્યો અને તરત જ દાબશલીમના પ્રદેશો ઉપર ચડાઈ કરી. આ દેશના પ્રજાજનોએ પવિત્ર દાબશલિમને કહ્યું કે તેના પ્રદેશ ઉપર ચડાઈ કરવા માટે સુલ્તાનને ઉશ્કેરવાનું કાર્ય યથાર્થ નથી, કારણ કે તેને સર્વશક્તિમાને મહાન અને બળવાન બનાવ્યો છે, તેને કોઇ પ્રયત્નોથી દાબી નહિ શકાય. સુલ્તાનને પણ તે પ્રમાણે કહેવામાં આવ્યુ. સુલ્તાન જરા અચકાયો પણ તેનાં સૈન્યોની કૂચનો આરંભ થઇ ગયો હતો તેથી તેને પોતાનો નિર્ણય ફેરવવાનું યોગ્ય ધાર્યું નહિ અને યુદ્ધના પંથે આગળ વધ્યો. સુલ્તાને તેનો (દાબશલીમનો) દેશ જીતી લીધો અને તેને કેદ કરી પવિત્ર દાબશલીમને સોંપી દીધો. તેણે સુલ્તાનને કહ્યું કે પોતાના દેશમાં રાજકર્તાને મારી નાખવો એ પાપ ગણાય છે અને જો કોઈ રાજા તેવું કાર્ય કરે તો તેનું સૈન્ય તેની સામે બળવો કરે છે. વળી એ દેશના રાજાઓમાં એવો રિવાજ હતો કે જ્યારે તેઓમાંના કોઈ રાજા બીજા રાજાને જીતે અને કેદ પકડે ત્યારે વિજેતાના સિંહાસન નીચે એક અંધારી ઓરડી બનાવવામાં આવે અને એક ગાદી (તકીઓ?) ઉપર તેને બેસાડી ઓરડીનાં બારણાં બંધ કરવામાં આવે. જ્યાં સુધી વિજેતા રાજા ગાદી ઉપર રહે ત્યાં સુધી બંદીવાન રાજાને ત્યાં રાખે અને તે ગુજરી જાય ત્યાં સુધી તેને ત્યાં જ પૂરી રાખે. તેની જમવાની થાળી પણ ત્યાં મોકલે."

"પવિત્ર દાબશલીમે સુલ્તાનને કહ્યું કે આ રીતે તે તેને (દાબશલીમને) કેદ રાખી શકે તેમ નથી તેથી સુલ્તાન તેને ગીઝની લઈ જાય અને જ્યારે પોતાની સત્તા તે દેશમાં બરાબર જામી જાય ત્યારે તેને પ્રચલિત પ્રથા પ્રમાણે કેદમાં રાખવા પાછો મોકલે સુલ્તાને તે પ્રસ્તાવ સ્વીકાર્યો અને દાબશલીમને લઈ ગીઝની ગયો."

"પવિત્ર દાબશલીમ સોમનાથનાં તખ્ત ઉપર બેઠો અને સુલ્તાનને ક્રમાનુક્રમ ભેટો અને તેના દેશની અમૂલ્ય વસ્તુઓ મોકલતો ગયો, એટલું તો નહિ પરંતુ તેના દરબારના બીજા વજીરોને પણ ભેટો મોકલતો રહ્યો. જ્યારે તે તેની સત્તામાં સ્થિર થયો ત્યારે તેણે ખંડણીની રકમ સાથે કેટલાંક રત્નો મોકલી તેના કેદીને મોકલવા માટે સુલ્તાનને વિનંતી કરી. સુલ્તાન પ્રથમ તો તેની વિનંતી સ્વીકારતાં અચકાયો અને શત્રુના હાથમાં તેને (દાબશલીમને) સોંપવા નામરજી દર્શાવી પરંતુ વફાદાર દાબશલીમે રાજ્યના વજીરોની કૃપા તેની ઉદારતાથી પ્રાપ્ત કરી લીધી હતી, તેથી એક કાફીર ઉપર રહેમ ન બતાવવા દબાણ કર્યું અને કહ્યું કે પોતે આપેલું વચન ન પાળવું તે રાજા માટે યોગ્ય નથી. તેણે એવો પણ ભય દર્શાવ્યો કે પવિત્ર દાબશલીમ કદાચ બળવો કરે તો દેશ ગુમાવવો પડે. અંતે યુવાન રાજપુત્રને પવિત્ર દાવશલીમના માણસોને સોંપી દેવામાં આવ્યો અને હિન્દુસ્તાનમાં રહેતા અધિકારીઓને ફરમાનો આપવામાં આવ્યાં કે તેને સોમનાથમાં કેદ ભોગવવા પહોંચતો કરવામાં આવે. જ્યારે તેને તે દેશમાં લઇ જવામાં આવ્યો ત્યારે પવિત્ર દાબશલીમે તે જે સિંહાસન ઉપર બેસતો તેની નીચે તેને રહેવા માટે ઓરડી બનાવવા આજ્ઞા આપી. એ લોકોમાં એવો પણ રિવાજ હતો કે જ્યારે તેમના શત્રુને રાજધાની પ્રતિ લઇ જવામાં આવે ત્યારે રાજકર્તા એક મજલ તેનું સ્વાગત કરવા સામો જાય. તેના (શત્રુના) મસ્તકે એક થાળી

અને પાણીનું એક વાસણ મૂકવામાં આવે અને તેના (વિજેતાના) ઘોડા આગળ ઊઘાડે પગે કચેરી સુધી ચાલતો આવે. તે પછી રાજા સિંહાસને બેસે અને શત્રુને ભૂગર્ભમાં બનાવેલી ઓરડીમાં ગાદી ઉપર બેસાડે. આ રિવાજ અનુસાર દાબશલીમ સામો ગયો પણ એવું બન્યું કે કેદી હજી આવ્યો ન હતો, તેથી દાબશલીમ શિકાર કરવા ગયો. તેમ કરતાં કરતાં તેણે ઘણો પરિશ્રમ કર્યો. જ્યારે ગરમ પવન ફૂંકાવા લાગ્યો અને સૈનિકો અને અન્ય મનુષ્યો આરામ લેવા માટે આશ્રયસ્થાન શોધવા લાગ્યા ત્યારે દાબશલીમ પણ ઘોડેથી ઊતર્યો અને એક વૃક્ષની છાંયમાં પોતાના મુખ ઉપર રાતો રૂમાલ ઢાંકી સૂતો. હિન્દમાં સખ્ત પંજા અને તિક્ષ્ણ ચાંચવાળાં પુષ્કળ શિકારી પક્ષીઓ થાય છે. આવું એક પક્ષી તેના પ્રતિ ઊડતું ઊડતું આવ્યું અને તેણે રાતો રૂમાલ જોતાં તેને માંસનો કકડો ધારી તેના ઉપર (દાબશલીમના મુખ ઉપર) ઝપટ મારી અને અને તેની ચાંચના પ્રહારથી તેની આંખો ફોડી નાખી. આથી લોકોમાં ઘણી હલચલ મચી ગઈ. દરમ્યાનમાં યુવાન કેદીને લઈ આવવામાં આવ્યો. પવિત્ર દાબશલીમ હવે અંધ અને નિરુપયોગી માણસ થઇ ગયો હતો અને આ યુવાન સિવાય ગાદી ઉપર બીજો કોઈ હક્કદાર ન હતો, તેથી સર્વ મનુષ્યોએ તેને રાજા તરીકે સ્વીકારી પ્રણામ કર્યા અને જે થોડા માણસો દૂર રહ્યા તેમને પકડી લેવામાં આવ્યા. ટૂંકામાં જે થાળી અને ઘડો યુવાન રાજાને ઊપાડવા માટે લાવવામાં આવ્યાં હતાં તે પવિત્ર દાબશલીમના મસ્તકે મૂકવામાં આવ્યાં અને કચેરી સુધી તેને દોડવા માટે ફરજ પાડવામાં આવી, અને ત્યાં પહોંચતાં તેણે તૈયાર કરેલી કારાવાસની ઓરડીમાં તેને પૂરી દેવામાં આવ્યો!"

"આ વાર્તાનો સારાંશ એ છે કે જે મનુષ્ય ખરેખર માન અને આદરને પાત્ર છે તેને શત્રુઓના પ્રયત્નોથી અપમાનિત નથી કરી શકાતો. ભલે થોડા દિવસો માટે તેનું પતન થાય છે

પણ તરત જ તે પોતાનુ સ્થાન પુનઃ પ્રાપ્ત કરી શકે છે, પણ અદેખો મનુષ્ય પોતા ઉપર બદનામી અને શરમ લાવે છે."

આ કલ્પિત વાર્તા હીજરીની નવમી સદીમા એટલે ઇસુની ચૌદમી સદીમા લખાયેલા વસાયાએ નિઝામુલમુલ્ક નામના ગ્રંથમા આપવામાં આવી છે અને રૌઝ તુસ સફા, નિગારીસ્તાન, તારીખે ફરીશ્તા, મિરાતે અહેમદી, આઇને અકબરી વગેરે પુસ્તકોમા તેનુ પુનરાલેખન કરવામા આવ્યું છે

વસાયાયે નિઝામુલમુલ્કના લેખકે આ વાર્તા સંસ્કૃતના સુપ્રસિદ્ધ પુસ્તક હિતોપદેશના ફારસી અનુવાદ અનવારે સોહેલીમા 'કલીલા વ દમના' નામક વિભાગમાથી ઊઠાવી લીધી છે. ઇસપ ફેબલ્સ[1] મા પણ આ વાર્તા આપેલી છે એટલે પુરાતન ગ્રંથોમા લખાયેલી આ વાર્તા વસાયાના લેખકે મહમૂદના નામ સાથે જોડી રસ જમાવવા ઇતિહાસમા મેળવી દીધી છે

આ વાર્તા ગુજરાતી સાહિત્યમા પણ સ્થાન પામી છે અને કેટલાક વિદ્વાન લેખકોએ તેને સાચી માની લીધી છે પરંતુ ઇતિહાસના પ્રમાણો અને વિધાનો વિચારી તેના ખરાપણા માટે ખાતરી કરવામા આવે તો તે સર્વથા નિરાધાર કલ્પિત અને સદીઓ પૂર્વે લખાયેલા હિતોપદેશ અને ઇસપ ફેબલ્સમાથી તે ચોરી લીધેલી જ જણાશે સુલ્તાન મહમૂદ ગુજરાતમા સાડા ત્રણ વર્ષ રહ્યો હોય કે દાબશલીમ નામના રાજા સામે લડાઈ કરી હોય કે તે પ્રદેશનો વહીવટ કોઈને સોપ્યો હોય તે વિધાનોને અઇહાકી, ગારદીઝી વગેરે લેખકોનો ટેકો મળતો નથી અલ્બીરૂની, ઇબ્ન અસીર વગેરે તો મહમૂદ સોમનાથમા માત્ર અઢાર દિવસો જ રોકાયો હતો તેમ કહે છે ત્યા સૂબો મુકયો કે કોઇ દાબશલીમ સાથે લડાઈ કરી તેવી કોઈ વાતને કોઈ ઇતિહાસકારનુ સમર્થન મળતું નથી.

---

૧ થોમસ પ્રિન્સેપ

ગુજરાતનો ઇતિહાસ જોતાં પણ આ કાળે દાબશલીમ નામનો કોઈ રાજા હતો નહિ. કેટલાક ભારતીય લેખકોએ તે નામ દુર્લભસેન માટે વપરાયું હોવાની કલ્પના કરી છે, પણ મહમૂદ સોમનાથમાં આવ્યો ત્યારે દુર્લભસેન કે વલ્લભસેન હતા જ નહિ તે સ્પષ્ટ અને નિર્વિવાદ છે.

રાસમાળાના વિદ્વાન ભાષાંતરકાર સદ્દગત્ સાક્ષર શ્રી રણછોડભાઈ ઉદયરામે પણ આ વિષયમાં સવિસ્તર ચર્ચા કરી આ વાર્તા સર્વથા કલ્પિત હોવાનું જણાવ્યુ છે.

વર્તમાન ઇતિહાસકાર પ્રો. મહમૂદ નાઝિમ[૧] લખે છે કે "મિરાતે અહેમદીમાં આ વાર્તા બહુ રસપૂર્વક આપી છે, તેના ભાષાંતરકાર સર. ઇ. સી. બેઈલી (Bayley) તે અસંભવ હોવા કારણ નથી તેમ કહે છે, પણ તેમણે આ વિષયમાં અન્ય પ્રમાણો જોયાં હોવાનું જણાતું નથી. ફરીશ્તાએ આ વાર્તા તેના ગ્રંથમાં લખી છે તેના ઉપર ટીકા કરતાં ગુલશને ઇબ્રાહીમી (તારીખે ફરીશ્તા) ના ભાષાંતરકાર લેફ. કર્નલ જ્હોન બ્રીગ્સ લખે છે કે "મારી આ વિષયની તપાસનું કાંઇ સંતોષકારક પરિણામ આવ્યુ નથી. આ સમયે 'ગિરનાર' અથવા ગિરનાલ જૂનાગર કાતીવાર માં ડાબી વંશનું રાજ હતું. મારા એક વિદ્વાન મિત્રે મને માહિતી આપી છે કે ગિરનારના રાજાઓ ડાબી વંશના હતા. મહમૂદથી બે સદીઓ પહેલાં અસીલગઢમાં અસીલ ગિહલોત વંશના સ્થાપકનો કાકો સીનપાલ ડાબી હતો."[૨] લેફ. કર્નલ બ્રીગ્સ આ વાર્તા સત્ય હોવાનું સ્વીકારતા નથી. ડાબી વંશ બાબતમાં ચર્ચા કરવાનું આવશ્યક નથી. તેના વિદ્વાન મિત્રની વિદ્વતા ચર્ચાથી પર છે.

---

૧ લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ સુલ્તાન મહમૂદ ગીઝનવી.

૨ હીસ્ટરી ઓફ ધી રાઇઝ ઓફ મોહમેડન પાવર ઇન ઇન્ડિયા : લેફ. કર્નલ જે. બ્રીગ્સ.

## ખુલાસા તુત તવારીખ—ખ્વાન્દમીર

રૌઝ તુસ સફાના લેખક મીરખ્વાન્દનાં ભત્રીજા ગ્યાસુદ્દીન હુમામુદ્દીન, ખ્વાન્દમીરના નામથી જાણીતો છે. તેણે હી. સ. ૯૯૬ (ઈ. સ. ૧૫૦૦) માં રૌઝ તુસ સફાના આધારે લઈ ખુલાસા તુત તવારીખ અને હબીબુસ્યાર નામના ઈતિહાસો લખ્યા છે. તે લખે છે કે, "મહમૂદે હિન્દુસ્તાનમાં મોકલેલા જાસુસો બાતમી લઈ આવ્યા પછી વઝીર હુસેન મઈમન્દીએ કહ્યું કે "કીબ્લે આલમ! કહેવાય છે કે જે મકાનમાં સોમનાથ દેવ છે, તેમાં બહારથી પ્રકાશ આવતો નથી, પરંતુ દીવાલો અને ગોખલાઓમાં જે જરજવાહીર જડેલાં છે તેના ઝગમગાટથી ત્યાં પ્રકાશ વ્યાપી રહે છે અને તેથી ત્યાં દિવસ અને રાત એકસરખાં છે, વચમાં એક સાંકળ લટકે છે, તેમાં ઘંટો અને ઝાલરો લટકાવેલાં છે. જ્યારે પૂજાનો સમય થાય છે ત્યારે જેમ મુસ્લીમોને આઝાન પૂકારી બોલાવવામાં આવે છે તેમ (પૂજા કરનારાઓને) ઘંટો વગાડી બોલાવવામાં આવે છે. દેશ-દેશના રાજાઓએ તેને (સોમનાથને) જાગીરો આપી છે, તેનો હિસાબ કરતાં બે હજાર ગામો થવા જાય છે. ત્યાંથી ગંગા બસો કોસ દૂર છે. છતાં રોજ તાજું ગંગાજળ તેના (લિંગના) સ્નાનાર્થે આવે છે. ત્યાં બે હજાર બ્રાહ્મણ પૂજારીઓ છે, પાંચસો નર્તકીઓ અને ત્રણસો ગાયકો નાચરંગ કરે છે. અને ગાયનો ગાય છે. જરજવાહીર અને કીંમતી વસ્ત્રોનો તો પાર નથી. આ વર્ણનનો સારાંશ એ છે કે તે સ્થળે જરજવાહીરોની આલમ છે ત્યાંનો કોષ કોઈ બાદશાહના ખજાનામાં સમાય નહિ એવડો છે."

મહમૂદે સોમનાથનાં મંદિરમાં પ્રવેશ કર્યો તે પ્રસંગનું વર્ણન કરતાં તે લખે છે કે; "આ લટકતી સાંકળમાં દીપક હતો. દરવાજાની સામે સોમનાથદેવ ઊભા હતા જેનું કદ પુરું પાંચ ગજનું હતું. બે ગજ જમીનમા હતું. મહમૂદે પોતે કમાન ઉપર

તીર ચડાવી જોરથી તેના નાક ઉપર માર્યું અને તે પછી તેને તોડવા હુકમ આપ્યો બીચારા પૂજારીઓ દોડીને મહમૂદને પગે પડયા અને જો તે ખડન ન કરે તો ખજાનો આપવા માગણી કરી" વગેરે[૧]

## નિગારીસ્તાન-કાઝવીની

હી સ ૯૫૪ (ઇ સ ૧૫૫૨) મા અહમદ બીન મહમદ બીન અબ્દુલ ગફુર અલ ગફ્ફારી અલ કાઝવીની કે જેને સામાન્ય રીતે કાઝી અહમદ કાઝવીની તરીકે ઓળખવામા આવે છે તેણે નિગારીસ્તાન નામનો એક વાર્તાસગ્રહ લખ્યો છે તેમા તેણે ૨૮ પુસ્તકોમાથી વાર્તાઓ ચૂટી કાઢી એકત્ર કરી છે દાબશલીમની વાર્તા પણ તેણે ત સગ્રહમા લીધી છે

## તારીખે અલ્ફી- થાટવી અને અસફખાન

હી સ ૯૯૩ (ઇ સ ૧૫૮૫) મા મુલ્લા અહમદ થાટવી અને અસફખાન નામના લેખકોએ તારીખે અલ્ફી નામનુ પુસ્તક ફારસી ભાષામા લખી તેમા એક હજાર વર્ષના ગાળામા બનેલા બનાવોની નોધ લીધી છે તેમા હીજરી સન ની શરૂઆત હજરત મહમદ પેગબર સાહેબના મૃત્યુથી ગણી વર્ષોની ગણતરીમા નવી ભાત પાડી છે

લેખકોએ, આ પુસ્તકમા સોમનાથના ખડનની હકીકત ઇબ્ન અસીર અને મીરખ્વાન્દના આધારે લીધી છે તેઓ લખે છે કે, "સોમનાથનુ મદિર હિન્દના સર્વ શ્રેષ્ઠ રાજાઓમા એક, એવા રાજાએ બાધ્યુ હતુ, તેમ કહેવાય આવે છે તે મૂર્તિ નકકર પથ્થરમાથી ઘડી કાઢવામા આવી હતી અને તેની

---

૧ આ પુસ્તક મને વાંચવા મળ્યું નથી લેખકના નામ વગરનુ એક ઉર્દુ ભાષાતર મે વાચ્યુ છે અને આ નોધ તેમાથી લીધી છે ભારતીય લેખક સુજાનરાયે ઈ સ ૧૬૭૫ માં ખુલાસાતુત તવારીખ નામનું ઉર્દુ ભાષામા પુસ્તક લખ્યુ છે તે સભવત. મૂળ ફારસીનો અનુવાદ છે

ઉંચાઇ પાંચ ગજ હતી, તે પૈકી બે ગજ તો ભૂમિમાં હતી. મહમૂદની દૃષ્ટિ તેના ઉપર પડી કે તેણે તરત જ યુધ્ધની ફરસી ઊંચી કરીને ક્રોધમાં આવી તેના ઉપર એવા જોરથી મારી કે તેના ટૂકડા થઇ ગયા. મૂર્તિના આ રીતે થઈ ગયેલા ટૂકડાઓ ગીઝની લઇ જવા તેણે આજ્ઞા આપી અને તે પ્રમાણે તેને ગીઝનીની જામે મસ્જીદના પગથિયાંમાં જડવામાં આવ્યા અને તે અદ્યપિ ત્યાં પડેલા છે. એ પણુ આધારભૂત વાત છે કે, જ્યારે મહમૂદ મૂર્તિ ભાંગવા જતો હતો ત્યારે બ્રાહ્મણોના એક સમુહે જો તે મૂર્તિભંજન ન કરે તો કરોડો સુવર્ણ મુદ્રાઓ તેને આપવા પ્રસ્તાવ મૂકયો. આ પ્રસ્તાવ ઘણા અમીરોએ સ્વીકાર્યો અને મહમૂદને સલાહ આપી કે મુર્તિ ભાંગવાથી તેને એટલું ધન પ્રાપ્ત નહિ થાય અને (જો ન ભાંગે તો) જે ધન મળશે તે અધિક છે. મહમૂદે ઉત્તર આપ્યો કે કયામતના દિવસે મારા માટે એવો પુકાર પડે કે "કયાં છે પેલો મહમૂદ કે જેણે સુવર્ણ માટે કાફીરોની મોટામાં મોટી મૂર્તિ વેચી" તેના બદલે એવો પુકાર સાંભળવા હું ઇચ્છું છું કે "કયાં છે પેલો મહમૂદ કે જેણે નાસ્તિકોની મોટામાં મોટી મૂર્તિ તોડી." જ્યારે મહમૂદે મૂર્તિ તોડી ત્યારે તેમાંથી (પેટાળમાંથી) અનેક અતિ મૂલ્યવાન રત્નો અને આભૂષણો નીકળ્યાં કે જેનું મૂલ્ય બ્રાહ્મણો તરફથી જે રકમ આપવા કહેવામાં આવ્યું હતું તેના કરતાં સોગણું વધારે હતું."[1]

"હિન્દુઓની માન્યતા અનુસાર હિન્દની બીજી બધી મૂર્તિઓ સોમનાથના હજુરીઓ દાસો કે પ્રતિનિધિઓ હતા. પ્રત્યેક રાત્રીએ બસો ફરસંગથી દૂર આવેલી ગંગા નદીના પવિત્ર જલથી તેને ધોવામાં આવતી. આ નદી હિન્દના પૂર્વ ભાગમાં વહે છે અને હિન્દુઓ તેને પવિત્ર ગણે છે. તેઓનાં મૃત્યુ પામેલાઓનાં અસ્થિઓ તેમાં નાખે છે."

---

૧ તારીખે ફરીસ્તામાં પણુ આ જ વર્ણન છે.

"આધારભૂત ગ્રંથોમા એવી પણ વાત વર્ણવેલી છે કે સોમનાથના મંદિરના નિભાવ અર્થે દસ હજાર વસ્તીવાળા ગામોની ઉપજ જુદી રાખવામા આવતી અને પ્રતિદિન એક હજાર બ્રાહ્મણો આ મૂર્તિની પૂજા કરવા માટે રોકવામા આવતા આ મંદિરમા બસો હિન્દી મણના વજનની એક સુવર્ણ સાકળ લટકાવવામા આવેલી તેમા અસંખ્ય ઘટો બાધેલા હતા તે રાત્રી દિવસ બ્રાહ્મણોને પૂજા માટે બોલાવવા માટે વગાડવામા આવતા અને તે માટે કેટલાક માણસોને રોકવામા આવેલા યાત્રિકોના કેશવપન માટે ત્રણસો વાળંદોને રાખવામા આવતા અહીં ત્રણસો ગાયકો અને પાચસો નર્તકીઓ પણ હતી હિન્દના રાજામહારાજાઓની પુત્રીઓને મંદિરમા દાસત્વ કરવા માટે મોકલવાનો પણ રિવાજ હતો (મંદિરના) નોકરોને વેતન બાધી આપવામા આવેલુ અને તે નિયમિત રીતે પૂરેપૂરૂ ચુકવવામા આવતુ ગ્રહણના પ્રસંગે હિન્દુસ્તાનના બધા ભાગોમાથી આ મંદિરમા દર્શન કરવા યાત્રિકો આવતા ઘણા ઇતિહાસકારો આપણને કહી જાય છે કે પ્રત્યેક પ્રસંગે (ગ્રહણના) ધરવાની ભેટો લઈ બે લાખથી અધિક માણસો ત્યા આવતા ઇબ્ન અસીર અને હાફીઝ અબરૂની તારીખોમા લખ્યુ છે કે સોમનાથની મૂર્તિ જે કક્ષામા હતી તેમા સંપૂર્ણ અંધકાર હતો પરંતુ તેમા જડેલા રત્નો અને મણિઓથી તે કક્ષ પ્રકાશિત થતો આ મંદિરના ધનકોષમા અસંખ્ય સુવર્ણ અને રૂપાની મૂર્તિઓ પ્રાપ્ત (મહમૂદને) થઈ હતી સંક્ષિપ્તમા નગરની લૂટમાથી સૈન્યના હાથમા જે કંઈ આવ્યુ તે ઉપરાંત મહમૂદના હાથમા મંદિરમાથી સુવર્ણ, રૂપુ, રત્નો અને અન્ય બહુમૂલ્ય વસ્તુઓ પડી જે કોઈ પણ રાજાને તેના જેટલી દોલત પ્રાપ્ત થઈ નથી"

"મહમૂદે સોમનાથ ઉપરનુ આક્રમણ સમાપ્ત કર્યું, ત્યારે તેને એવા સમાચાર મળ્યા કે નહરવાલનો રાજા ભીમ કે જે

(પાટણ ઉપરના) આક્રમણ સમયે નાસી ગયો હતો, તેણે સોમનાથથી ચાલીસ ફરસંગ દૂર કદમના કિલ્લામાં[1] આશ્રય લીધો હતો. મહમૂદ આ સ્થાન પ્રતિ ગયો અને જ્યારે તેનાં વિજયી નિશાનો તે દૂર્ગ સમીપ આવ્યાં, ત્યારે (જોયું તો) દૂર્ગ ફરતું પુષ્કળ પાણી હતું અને તેમાં જવાનો માર્ગ મળે તેમ ન હતું. સુલ્તાને કેટલાક ડૂબકી મારનારાઓને આ પાણીનો તાગ લેવા આજ્ઞા કરી અને તેઓએ ઊતરી શકાય તેવું એક સ્થળ બતાવ્યું પણ તે સાથે એમ પણ કહ્યું કે જો ઊતરતી વખતે ભરતીનું પાણી ચડી આવશે તો બધા ડૂબી જશે. મહમૂદે ધાર્મિક પુરુષો (મુલ્લાંઓ) ની સલાહ પૂછી અને સર્વશક્તિમાન અલ્લાહ ઉપર આધાર રાખી પોતાનો અશ્વ પાણીમાં નાખ્યો. મહમૂદ સહીસલામત પાર ઊતર્યો અને રાજા તેની નીડરતા જોઈ નાસી ગયો. તેની સમગ્ર સંપત્તિ અને સંખ્યાબંધ કેદીઓ ઇસ્લામની ફોજના હાથમાં પડયાં. દૂર્ગમાં જે માણસો હતાં તેઓને તલવારની ધારે ચડાવ્યાં."

"આ વિજય પછી મહમૂદ ભાટીઓના પ્રદેશ ઉપર ચડયો. તેના રાજાને મહમૂદના ઉદ્દેશની માહિતી મળતાં તેની આજ્ઞા માની અને તાબેદારી સ્વીકારી. સુલ્તાન તેની મિલકત તથા પ્રદેશો તેને સ્વાધીન રહેવા દઈ પોતાના પાટનગર ગીઝની તરફ પાછો વળ્યો.[2]

**તબક્રાતે અકબરી હરાવી**

ગારદીઝી કૃત ઝૈનુલ અખબારના આધારે હી. સ. ૧૧૨૦

---

૧ ફરીશ્તા ગંદબ કહે છે. બ્રીગ્સ ગાંદીબ કહે છે. ખંડબ, ખંડવા કંદહાર વગેરે આનુમાનિક નામો પણ આપવામાં આવ્યાં છે. આ ચર્ચા પ્રકરણ ૭માં પાનાં ૧૮૭ ઉપર કરવામાં આવી છે.

૨ સરખાવો આ પરિશિષ્ટમાં: અલ કામીલ ફીત તારીખ–ઇબ્ન અસીર ઉપર ઇબ્ન અસીરનું વર્ણન " આધારભૂત ગ્રંથો" કેવા આધારભૂત છે તે માટે જુઓ આ પરિશિષ્ટમાં : અલ કામીલ ફીત તારીખ–ઇબ્ન અસીર તથા તારીખે મહમૂદી–હામદખાની.

(ઈ. સ. ૧૬૦૬) લગભગ નિઝામુદ્દીન અહમદ બીન મુહમ્મદ બીન મુકીમ અલ હરાવીને તબક્કાતે અકબરી નામનું એક પુસ્તક લખ્યું છે તેમાં તે લખે છે કેઃ

"મહમૂદે સોમનાથથી સ્વદેશ પ્રતિ જવા નિર્ણય કર્યો ત્યારે તેને જ્ઞાત થયું કે હિન્દના મહાન રાજાઓ પૈકીનો પરમદેવ નામનો રાજા તેના માર્ગમાં અવરોધ કરવા પ્રવૃતિ કરે છે. સુલ્તાનને આ પ્રસંગે તેની સામે લડવાનું યોગ્ય જણાયું નહિ. તેથી તેણે સિંધમાં થઈ મૂલ્તાનનો માર્ગ ગ્રહણ કર્યો. આ પ્રવાસમાં તેના માણસોને કેટલેક સ્થળે પાણીની અછત તથા કેટલેક સ્થળે ઘાસચારાની તંગીના કારણે બહુ સહન કરવું પડયું. ઘણી મુશ્કેલીઓ વેઠી તે ઇ. સ. ૪૧૭ (ઇ. સ. ૧૦૨૬) માં ગઝના પહોંચ્યો."

"આ વર્ષમાં, અલ કાદીર બીન અલ્લાહે[1] મહમૂદ ઉપર ખુરાસાન, હિન્દુસ્તાન, નિમરૂઝ અને ખ્વારિઝમનાં નિશાનો મોકલ્યાં, અને સુલ્તાનને તેના ભાઈઓને તથા પુત્રોને ઈલ્કાબો આપ્યા. સુલ્તાનને કારકુ–દ–દૌલત (રાજ્ય અને ધર્મનો રક્ષક) અમીર મસુદને શાહ બુ–દ–દૌલત વ જમાલુલ મિલ્લત (રાજ્યનું તેજ અને ધર્મનું આભૂષણ), અમીર મહમદને જલાલુ–દ–દૌલત અને જમાલુલ મિલ્લત (રાજ્યની કીર્તિ અને ધર્મનું આભૂષણ), અમીર યુસુફને અઝદુ–દ–દૌલત અને મુવાઈયી દુ અલ મિલ્લત (રાજ્યનો આધાર અને ધર્મનો પાલક),ના ઈલ્કાબો[2] આપ્યા. અને મહમૂદને ખાત્રી આપી કે તેના વારસ તરીકે તે જેને નિયુક્ત કરશે તેને ખલીફ સ્વીકારશે.

**ગુલ્શને ઈબ્રાહીમી–ફેરીશ્તા.**

દક્ષિણ ભારતના ગોવલકોંડા ( ગોલકોંડા ) માં રહેતા

---

૧ ખલીફ.

૨ વિશેષ ઈલ્કાબો માટે જુઓ. પ્રકરણ : ૬–૭

મુહમદ કાશીમ હિન્દુ શાહ ફરીશ્તાએ ગુલશને ઇબ્રાહીમી નામનો એક ઇતિહાસગ્રંથ હી. સ. ૧૦૧૫ (ઈ. સ. ૧૬૦૬) માં લખ્યો, જે સામાન્ય રીતે તારીખે ફરીશ્તાના નામથી પ્રસિધ્ધ છે. તે લખે છે કે, "સોમનાથનું પ્રસિદ્ધ દેવાલય કે જે દીવના બેટ પાસે ગુજરાત પ્રાંતમાં આવેલું છે તેમાં અઢળક ધન છે અને પ્રતિ વર્ષ હિન્દુસ્તાનના દરેક ભાગમાંથી અસંખ્ય યાત્રિકો ત્યાં આવતાં રહે છે. મૃત્યુ પછી આત્માઓ સોમનાથ પાસે જાય છે અને તે તેઓની યોગ્યતા મુજબ તેમને બીજા શરીરોમાં મૂકે છે, તેમ કાફીરો માને છે. એટલું તો નહિ પણ સમુદ્ર પણ ભરતી ઓટ દ્વારા મંદિરને પ્રણામ કરે છે. મહમૂદ શાબાન માસમાં પોતાના સૈન્યો તથા તુર્કસ્તાન અને પાડોશી પ્રદેશોના ત્રીસ હજાર યુવકો સાથે ગીઝનીથી ઊપડયો. આ યુવકો વગર વેતને મંદિર ઉપર આક્રમણ કરવા મહમૂદ પાછળ ચાલી નીકળ્યા."

"સોમનાથ ઉપરથી તે નગરનું નામ સોમનાથ પડયુ છે. તે અત્યારે દીવના જીલ્લામાં આવેલું છે અને ફીરંગીઓના કબ્જામાં છે.[1] કેટલાક ઈતિહાસકારો માને છે કે આ મૂર્તિ મકકામાંથી લાવવામાં આવી હતી. જે ત્યાં પયગંબરના સમય પહેલાંથી હતી પણ બ્રાહ્મણો તે વાતનો ઈન્કાર કરે છે અને કહે છે કે, તે દીવના બંદરમાં કૃષ્ણના સમયથી ઊભી હતી અને ચાર હજાર વર્ષથી તે સ્થળે સંતાડી હતી."[2]

---

૧ ફરીશ્તાએ આ વર્ણન લખ્યું ત્યારે દીવ પોર્ટુગીઝોના અધિકારમા હતું પણ સોમનાથ કદી પોર્ટુગીઝોના કબજામા હતું નહિ. ફરીશ્તાએ કંઇ પણ તપાસ કર્યા વગર સાંભળી વાતો લખી નાખી છે તે પૈકીની આ પણ એક નિરાધાર વાત છે.

૨ તારીખે ફરીશ્તાના ભાષાંતરકાર બ્રીગ્સ આ વિષયમા લખે છે કે "Since the time of Krishna who was Concealed in that place about 4000 yeears" તેનો અર્થ બરાબર બેસતો નથી.

"રમઝાન માસની અધવચ્ચે મુસ્લીમ સૈન્ય મૂલ્તાન પહોંચ્યું. આગળ મોટું રણ આવતું હતું તેથી સુલ્તાને તેના સૈન્યને, પોતા માટે કેટલાય દિવસો ચાલે એટલું પાણી, ખોરાક અને પશુઓ માટેનો ચારો લઈ લેવા આજ્ઞા આપી. તે ઉપરાંત ૨૦,૦૦૦ ઊંટો ઉપર પૂરવઠો લાદવામાં આવ્યો. રણ ઓળંગી સૈન્ય અજમેર[1] પહોંચ્યું. અહીંના રાજા તથા પ્રજાએ મહમૂદને સ્વાધીન ન થવાના કારણે નગરનો ત્યાગ કર્યો અને તેથી મહમૂદે તેનો નાશ કરી સમસ્ત પ્રદેશને ઉજ્જડ કરવા આજ્ઞા આપી. પરંતુ અજમેરનો દૂર્ગ તોડી પાડવામાં પુષ્કળ સમયનો વ્યય થશે તેમ માની તે કામ પડતું મૂકી માર્ગમાં આગળ વધતાં માર્ગમાં આવતા નાના નાના કિલ્લાઓ લેતાં લેતાં તે ગુજરાતની સરહદે આવેલા નહરવાલ પહોંચ્યો. પણ તેના આગમન પહેલાં જ તે ખાલી કરી દેવામાં આવ્યું હતું. મહમૂદે પૂર્વવત્ કાળજી રાખી હતી. તે વિરોધ વગર સોમનાથ પહોંચ્યો. ત્યાં તેણે એક સાંકડા દ્વિપકલ્પ ઉપર ત્રણે બાજુએ સમુદ્રની લહેરથી છંટાતો કિલ્લો જોયો. તેના કાંગરાઓ ઉપર શસ્ત્રધારી લોકોના મોટા સમુદાયને જોયો. તેઓએ એક પ્રતિહારને સંજ્ઞાથી બોલાવ્યો અને તેને જાહેર કર્યું કે તેઓના મહાન દેવ સોમનાથની મૂર્તિએ મુસ્લીમોને ભારતના દેવોના નાશનો બદલો લેવા માટે એક પળમાં ઊડાડી દેવા માટે ત્યાં ખેંચ્યા છે. સવારમાં મુસ્લીમ ટૂકડીઓએ દીવાલો પ્રતિ આક્રમણ શરૂ કર્યું થોડા સમયમાં જ તીરંદાજોએ બુરજો સાફ કરી દીધા. હિન્દુઓ આશ્ચર્યચકિત અને હતાશ થઈ મંદિરમાં ભરાઈ ગયા. તેઓ આંખોમાં આંસુ લાવી મૂર્તિ આગળ પ્રણામ કરી સહાયની યાચના કરવા લાગ્યા. મુસ્લીમોએ આ તક ઝડપી લીધી. તેઓ દીવાલ ઉપર સીડીઓ

---

૧ અજમેર ઇ. સ. ૧૧૦૦ માં વસ્યું. ફરીસ્તાએ વગર તપાસે સાંભળેલી વાત લખી છે. તેને સાચો ઠરાવવા સર ડબલ્યુ હેગ (Haig) ઇન્ડિયન એન્ટીક્વેરીમાં અજમેરને બદલે સાંભર હશે તેમ લખે છે.

માંડી ચડી ગયા, અને "અલ્લાહો અકબર" ના મોટા નાદ કરવા લાગ્યા. હિન્દુઓ નિરાશ થઇ (કિલ્લાનો) બચાવ કરવા પાછા આવ્યા. તેઓએ એવો તો જુસ્સાદાર સામનો કર્યો કે મુસ્લીમો તેઓના પગ સ્થિર રાખી શકયા નહિ અને થાકથી શ્રમિત થઈ ચારેકોર પાછા હઠયા. અંતે પીછેહઠ કરી જવા તેઓને ફરજ પડી. વળતે દિવસે યુધ્ધ પુનઃ શરૂ થયુ. ઘેરો ઘાલનારા જેટલી ઝડપે સીડીઓ મુકતા હતા તેટલી જ ઝડપે તેઓને ઘેરાયેલા (હિન્દુઓ) પાછા માથાભર પાડી દેતા હતા. અંત સુધી આ સ્થાનનું રક્ષણ કરવાનો તેઓનો નિશ્ચય હતો. આમ પહેલા દિવસ કરતા પણ બીજા દિવસની મહેનત નિષ્ફળ ગઈ. ત્રીજે દિવસે મૂર્તિપૂજકોનું એક સૈન્ય કિલ્લેબંદી સૈન્યને સહાય કરવા ગીઝનીની છાવણી સામે આવ્યુ. મહમૂદ તે ઘેરો ઊપાડી લેવાનો થતો પ્રયત્ન રોકવા અને કિલ્લેબંદી સૈન્યને અંકુશમાં રાખવા પોતે શત્રુઓ સામે લડવા મેદાને પડયો."

"યુધ્ધ ખૂબ જૂસ્સાથી ચાલ્યુ. દીર્ઘકાળ પર્યંત વિજય માટે શંકા હતી પણ બ્રહ્મદેવ અને દાબશલીમ નામના બે હિન્દી રાજાઓ[૧] ચાલતા યુધ્ધે સામગ્રીઓ સાથે તેમના દેશ બંધુઓને સહાય કરવા આવી પહોંચ્યા અને તેઓને હિમ્મત અને પ્રેરણા આપવા લાગ્યા. મહમૂદે આ પ્રસંગે સૈન્યને શિથિલ થતું જોયુ અને તે જોતાં જ તરત જ ઘોડા ઉપરથી ઉતરી અલ્લાહ સમક્ષ સિજદો કરી તેની સહાય માગી અને તે તરત જ અશ્વારૂઢ થઇ અબુલ હસન નામના સારકેશિયન સરદારનો ઉત્તેજનાર્થે હાથ પકડી શત્રુ ઉપર ચાલ્યો. એ સાથે સૈનિકોને તેણે એટલા વેગથી ઉત્સાહિત કર્યા કે જે સુલ્તાન નીચે તેઓ કેટલીએ લડાઇઓ લડયા હતા અને તેમાં ઘવાયા હતા તેમને છોડી જતાં તેમને શરમ આવે. તેઓ એક અવાજે

---

૧ ભીમદેવ અહીં હતો નહિ. દુર્લભસેન ગુજરી ગયો હતો. હિન્દમાં રસતા આ લેખકે કાંઇ પણ તપાસ કર્યા વગર આ વર્ણન લખી નાખ્યું છે.

જયઘોષનો પોકાર કરી આગળ ધસ્યા. આ હુમલામાં મુસ્લીમોએ શત્રુઓની હરોલ તોડી નાખી અને તેમના ચરણોમાં પાંચ હજાર હિન્દુઓના મૃતદેહો પાથરી દીધાં. નાસભાગ સામાન્ય થઈ પડી. સોમનાથના કિલ્લેબંદી સૈન્યોએ આ પરાજય નજરે જોતાં જ સ્થાનનો બચાવ કરવાનું ત્યાગી ચાર હજારની સંખ્યામાં સમુદ્ર તરફના દુર્ગ દ્વારમાંથી હોડીઓમાં બેસી સિરાનદીપ (સિંહલદ્વીપ) ના ટાપુ તરફ નાસી જવા પ્રયત્ન કર્યો, પણ સુલ્તાનની દૃષ્ટિ બહાર આ વાત ગઇ નહિ અને તેણે પડખેની ખાડીમાં પડેલી કેટલીક હોડીઓ લઇ હલેસાંવાળા માણસો તથા ચૂનંદા સૈનિકો ભરી તેની વાંસે મોકલ્યા. તેઓએ (ભાગી જતા) કાફલાની ઘણી હોડીઓને ડુબાડી દીધી. થોડા ભાગના લોકો જ નાસી જઈ શકયા."

"દ્વારો અને દીવાલ આસપાસ ચોકીદારો મૂકી મહમૂદ તેના પુત્રો, થોડાએક અમીરો અને મુખ્ય હજુરીઓ સાથે મંદિરમાં પ્રવેશ્યો. મંદિરમાં પ્રવેશતાં જ તેણે પીળા પથ્થરની એક અતિ સુંદર ઇમારત જોઇ. તેની ઊંચી છત આકર્ષક રીતે કોતરાયેલા અને કીંમતી જવાહીરો જડેલા છપ્પન સ્તંભો ઉપર નિર્ભર હતી."

"સુલ્તાને મૂર્તિ સમીપ જઇ તેની ગુર્જનો પ્રહાર કરી તેનું નાક ખંડિત કર્યું. તેણે મૂર્તિના બે ટૂકડાઓ કરી ગીઝની લઇ જઇ તેમાંથી એક ટૂકડો જામે મસ્જીદના ઉંબરમાં તથા બીજો પોતાના નિવાસસ્થાનના સિંહદ્વારમાં મૂકવાની આજ્ઞા કરી. વધારાના બે ટુકડાઓ મકકા અને મદીના મોકલવા માટે અનામત રાખ્યા. એ પણ એક પ્રમાણભૂત હકીકત છે કે જ્યારે મહમૂદ આમ મૂર્તિભંજનના વ્યવસાયમાં પ્રવૃત હતો ત્યારે બ્રાહ્મણોના એક સમુહે તેના હજુરીઓને વિનંતી કરી કે સુલ્તાન વિશેષ ભંજન કાર્ય ન કરે તો તેઓ સુવર્ણ આપવા તૈયાર છે. અધિકારીઓએ તેને (મહમૂદને) ધન સ્વીકારી લેવા

સમજાવતાં કહ્યું કે એક મૂર્તિભંજનથી મૂર્તિપૂજા બંધ નહિ પડે અને તેથી મૂર્તિનો સર્વથા નાશ કરવાથી કાંઇ હેતુ પાર નહિ પડે. વળી આ ધન સ્વીકારી મુસ્લીમોને ખેરાત કરવાથી પુન્યનું કાર્ય થશે. સુલ્તાને કહ્યું કે તેઓનું કથન યથાર્થ હશે પરંતુ તેવા કાર્યમાં તે સમ્મત થાય તો ભવિષ્યમાં તેનું નામ મહમૂદ મૂર્તિવિક્રેતા (મહમૂદ બુત ફરોશ) તરીકે પ્રસિદ્ધ થશે. તેની ઈચ્છાતો તેનું નામ મહમૂદ મૂર્તિભંજક (મહમૂદ બુત શિકન) તરીકે જાણીતું થાય તેવી છે. તેથી તેણે સૈનિકોને તેમના કાર્યમાં આગળ વધવા આજ્ઞા આપી. પછી મૂર્તિ ઉપર જે ઘા કરવામાં આવ્યો તેમાં સોમનાથનું પેટ ફાડી નાખવામાં આવ્યું. તે પોલું હતું તથા તેમાંથી બ્રાહ્મણો જે ધન આપતા હતા તેનાથી વિશેષ કીંમતના જથ્થાબંધ અમૂલ્ય હીરાઓ રત્નો તથા મોતીઓ નીકળી પડયાં."[1]

"અન્ય લેખકોને આધારે (ખ્વાન્દ અમીર) હબીબુસ્યારમાં લખે છે કે મૂર્તિનું નામ સોમનાત હતું પણ શેખ ફરીરૂદ્દીન અત્તાર તે કથનને ખોટું ઠરાવી કહે છે કે "મહમૂદે સોમનાથમાં જે મૂર્તિ જોઇ તે નાતની[2] મૂર્તિ હતી." મેં તે વિષયમાં તપાસ કરી છે અને મને જણાયું છે કે સોમ રાજા હતો તેના નામ ઉપરથી સોમનાથ કહેવાય છે. નાથનો અર્થ હિન્દુઓ સ્વામી કે અગ્રેસર કરે છે અને મૂર્તિઓને તેવા પ્રત્યય લગાડે છે, જેમ કે જગન્નાથ, જે નામનો અર્થ સૃષ્ટિનો સ્વામી થાય છે."

ગ્રહણ[3] સમયે બેથી ત્રણ લાખ યાત્રિકો અત્રે આવતા

---

૧ સોમનાથની મૂર્તિ ન હતી. લિંગ હતું તેને નાક ન હતું કે પેટ ન હતું. તેની ચર્ચા માટે જુઓ પરિશિષ્ટ ૫ મું

૨ ગારદીઝી, ફરૂખી, ઇબ્ન ઝાફીર વગેરેનું આજ કથન છે. બીજા આ મૂર્તિ મનાતની હતી તેને 'સુ' ઉમેરી સુમનાત કહે છે જ્યારે હબીબુ-સ્વાર નાત કહી સોમ ઉમેરે છે.

૩ અહીંથી આગળનું ભાષાંતર સારાંશ રૂપ છે.

અને ભારતના રાજાઓએ મંદિરને બે હજાર ગામડાઓ તેના નિભાવ અર્થે આપ્યાં હતાં. તે ઉપરાંત બહુમૂલ્ય ભેટ સોગાદો પણ મળતી રહેતી. સોમનાથથી ગંગા નદી એક હજાર માઈલ દૂર છે, છતાં ત્યાંથી સોમનાથના સ્નાનાર્થે રોજ બે વખત જલ આવતું.

મંદિરની લૂંટમાં બસો મણ વજનની એક સોનાની સાંકળ હતી. તે મંદિરના શિખર ઉપરથી એક કડીમાં લટકાવેલી હતી અને તેનાથી બ્રાહ્મણોને પૂજા માટે ખબર દેવા એક ઘંટ વગાડવામાં આવતો. બે હજાર બ્રાહ્મણો પૂજારીઓ તરીકે કામ કરતા. પાંચસો નર્તકીઓ, ત્રણસો ગાયકો, અને ત્રણસો નાપિકો, ત્યાં હાજર રહેતા. ભારતના રાજાઓ તેમની કુંવરીઓને મંદિરમાં સેવા આપવા મોકલતા.

કદી પણ કોઈ રાજાના ખજાનામાં ન હોય તેટલું ધન મહમૂદને મંદિરમાંથી પ્રાપ્ત થયું. ઝેન ઉલ અખબાર અને ઇબ્ન અસીર લખે છે કે, "મંદિરમાં દીપકો ન હતા, માત્ર એક દીપક લટકાવેલો પણ ભીંતોમાં રત્નો જડેલાં, તેના ઉપર પ્રકાશ પડતાં આખું મંદિર ઝળહળી ઉઠતું.[1] મુખ્ય મૂર્તિ ઉપરાંત મંદિરમાં અનેક નાની મોટી સોના રૂપાની મૂર્તિઓ હતી."

"મહમુદે સોમનાથનો ધનરાશિ પ્રાપ્ત કરી ત્રણ હજાર મુસ્લીમોને યુદ્ધમાં હણનાર નહરવાલના રાજા બ્રહ્મદેવને શિક્ષા કરવા નિર્ણય કર્યો. બ્રહ્મદેવ ગુંદાબાના કિલ્લામાં છૂપાઇ ગયો હતો. આ કિલ્લો સોમનાથથી ચાલીસ ફરસંગ દૂર હતો. તેની પાછળ પડી ગુંદાબા હસ્તગત કરી બ્રહ્મદેવનો ખઝાનો હસ્તગત કર્યો. બ્રહ્મદેવ નાસી ગયો.

"વિજયી મહમૂદ ત્યાંથી ગુજરાતની રાજધાની નહરવાલ ગયો. ત્યાંની જમીન ફલદ્રુપ, હવા શુદ્ધ અને દેશ સારી રીતે

---

૧ સરખાવો આ પરિશિષ્ટમાં: રોઝ તુસ સફા—મીર ખ્વાજદ તેમાં દીપકનો ઉલ્લેખ ન હતો.

બેઠાયેલો તથા સુદર હતો મહમૂદને ત્યા પોતાની રાજધાની કરી, ગીઝનીની ગાદીએ તેના પુત્ર મસુદને બેસાડી ગીઝની તજી દેવા વિચાર્યું કેટલાક ઇતિહાસકારો કહે છે કે ગુજરાતમા સોનાની ખાણો હતી તેથી તેનુ મન ત્યા રહેવા લલચાયુ પણ તેને સિંગનદ્વીપ અને પેગુમા સોનાની ખાણો છે તેમ જાણવામા આવતા ત્યા કાફલાઓ તૈયાર કરી ચડાઈ કરવા તે પ્રવૃત થયો પણ તેના અધિકારીઓએ સમજાવી સ્વસ્થાને જવા પાછો વાળ્યો ”

“મહમૂદે જીતેલા પ્રદેશો ઉપર રાજતત્ર ચલાવવા માટે એક સુબો નિયત કરવા વિચાર્યું ”

ફરીશ્તા અહી દાબશલીમની વાર્તા વસાયામે નિઝામુલ મુલ્ક તથા રૌઝ તુસ સફા[૧] પ્રમાણે લખે છે

ફરીશ્તા ઇસુની સોળમી સદીમા ભારતમા વસતો હતો ઈરાન અને અરબસ્તાનમા તેની પૂર્વે થઈ ગએલા મુસ્લીમ લેખકોને લિંગ, શૈવ સપ્રદાય, આર્યધર્મ કે સોમનાથ સબધી જાણવાની કાઈ તક મળેલી નહિ આ પ્રદેશની ભૂગોલનુ, ભારતના રાજાઓ, લોકો તેમના રીતરિવાજો કે પ્રાપ્ત થતા ખનિજોનુ જ્ઞાન ન હતુ ફરીશ્તાને આ બધુ જાણવાની અને તે માટે તપાસ કરવાની પૂરતી તક હતી, છતા તેણે ઈરાની કે અરબ ઇતિહાસકારોએ કર્ણોપકર્ણ સાભળેલી અથવા જોડી કાઢેલી વાતો ઉપરથી લખેલા પુસ્તકોનો જ આધાર લઈ પોતાનુ પુસ્તક લખ્યુ છે અને પરિણામે ગુલશને ઈબ્રાહીમીને એક આધારભૂત ઇતિહાસ તરીકે સ્વીકારતા અચકાવુ પડે છે

ફરીશ્તાએ આ પુસ્તકમા ગાર્દીઝીનુ ઝૈનુલ અખબાર, બઈહાકીની તારીખે યામીની, મુકમાતે અબુનાસીર વગેરેને પુસ્તકોનો આધાર લીધો છે અને રોઝ તુસ સફામાથી દાબશલીમની વાર્તા લખી નાખી છે

૧ જુઓ આ પરિશિષ્ટમા . તારીખે મહમૂદી–હામદખાની.

તેણે કાંઈ સ્વતંત્ર સંશોધન કર્યું જ નથી. ઇરાની લેખકોએ અન્હિલવાડનું નહરવાલ નામ લખ્યું અને ફરીશ્તાએ તે માટે પણ કાંઈ શ્રમ ન લેતાં તે જ નામ લખી નાંખ્યું. સોમનાથ કયાં આવ્યું? દીવ કયાં છે, તેની ભૌગોલિક સ્થિતિ શું છે? તેની પણ ફરીશ્તાએ તપાસ કરી નથી. અજમેર કયારે વસ્યું? મહમૂદની ચડાઈ વખતે તે હતું કે નહિ? તેની વિગતો પણ મેળવવા તેણે તકલીફ લીધી નથી. ભીમ અને બ્રહ્મદાસમાં તેણે ફેર જોયો નથી અને ગંદભ કે ગાંદાભ કયાં હતું તેની તેણે ચિંતા કરી નથી. સોમનાથમાં દેવદાસીઓ હોય કે નહિ તેની પણ તેણે માહિતી મેળવી નથી અને આવા ઉપયોગી પુસ્તકમાં તેની કમ કાળજીને કારણે કલ્પિત અને નિરાધાર વાતો લખી તેની મહત્તા ન્યૂન કરી દીધી છે.

તારીખે ફરીસ્તાને પ્રમાણભૂત માની ભારતીય લેખકોએ તેના આધારે ઘણું લખ્યું છે, કારણ માત્ર ચારસો વર્ષો પૂર્વે લખાયેલું આ પુસ્તક સરળતાથી પ્રાપ્ત થાય છે, પણ તેનો પૂર્વાપર સંબંધ જોતાં સ્પષ્ટપણે સિદ્ધ થાય છે કે તારીખે ફરીશ્તા માનવામાં આવે છે તેવો આધારભૂત કે પ્રમાણભૂત ગ્રંથ નથી. તે માત્ર પરદેશી લેખકોનાં વિધાનોને એકત્ર કરી લખી નાખેલો એક વાર્તામય ઇતિહાસ છે.

**મિરાતેમસુદી—ચિશ્તી.**

હી. સ. ૧૦૨૦ (ઇ. સ. ૧૬૧૧)માં પાદશાહ જહાંગીરના સમયમાં થઈ ગયેલા અબ્દુરરહેમાન ચિસ્તી નામના લેખકે મિરાતે મસુદી નામનો ગ્રંથ મહમૂદ ગઝનવીના દરબારમાં રહેતા મુલ્લાં મહમદ ગઝનવી નામના લેખકે લખેલા તવારીખે મહમૂદ ગઝનવી નામક ગ્રંથના આધારે તૈયાર કર્યો. તેમાં લખે છે કે:

"હિન્દુઓના અતિ પવિત્ર યાત્રાધામ સોમનાથના મંદિરનો નાશ કરવા મહમૂદ ભારત અને ગુજરાત ઉપર ચડાઈ લઈ જવા દીર્ઘકાળથી યોજના ઘડતો હતો, તેથી જેવો તે

ખુરાસાનથી પાછો વળ્યો કે તરત જ તેણે સેનાધિપતિને આજ્ઞા આપી કે, કાબુલીઝના કિલ્લામા વિશ્વાસુ અધિકારીને રાખી તેણે તથા તેના પુત્ર સાલાર મસુદે તેની કચેરીમા હાજર થવુ તેઓ બન્ને આજ્ઞાનુસાર હાજર થયા સુલ્તાને તેનુ સ્વાગત કર્યું અને મસુદ પ્રત્યે એવી માયા દર્શાવી કે વજીર ઇર્ષ્યાથી બળી ગયો ”

“તે પછી તેણે સાલાર શાહુને ખાનગીમા બોલાવી સોમનાથ ઉપર ચડાઈ લઇ જવા વિષયમા સલાહ પૂછી તેણે ઉત્તર આપ્યો કે, “અલ્લાહની મહેરબાનીથી કાફીરોના હૃદયમા આપ નામદારની શાન અને શૌકતનો એવો પરિચય થઇ ગયો છે કે, એક પણ મનુષ્ય સામનો કરવાની હિમ્મત નહિ કરે શ્રેષ્ઠ વસ્તુ તો એ છે કે આ કાર્ય શીઘ્ર કરવુ જોઇએ આ સલાહ સુલતાનને બહુ જ અસરકર્તા થઈ ગઈ, પણ ખ્વાજા હસન મઈમન્દી (વજીર) વિરુદ્ધ પડયો કેટલીક ચર્ચા પછી એમ નક્કી થયુ કે, સેનાધિપતિએ કાબુલીઝ પાછુ જવુ અને કાફીર બળવાખોરોથી તેનુ રક્ષણ કરવુ અને સાલાર મસુદે તેના વિજયી સૈન્યો સાથે સુલતાનની હઝુરમા રહેવુ સાલાર શાહુ ગયો કે તરત જ સુલ્તાન મહમૂદ તેના વિજયી સૈન્યને લઈ સોમનાથ તરફ રવાના થયો મસુદ હજારો નવયુવકોને સાથે લઈ મહમૂદની મેવામા સાથે થઈ ગયો તેઓએ ઘણા પરાક્રમો કર્યા અને સુલ્તાને તેની કદર કરી ”

“ તેની (મહમૂદની) બીજી ચડાઈ હરદ્વાર અને ગુજરાત ઉપર હતી તેણે ત્યાથી સોમનાથની મૂર્તિ લાવી તેના ચાર ટુકડાઓ કર્યા એક ટુકડો તેના શાહી મહેલના પગથિયામા જડવા મોકલ્યો આ બન્ને ચડાઇઓ સાલાર મસુદના સૂચન અને સલાહથી કરવામા આવી હતી અને હિન્દની ફત્તેહ સાલાર મસુદ એકલાના પ્રયત્નથી જ થઈ હતી સોમનાથની મૂર્તિના ચાર ટકડા પણ તેની એકલાની સલાહથી જ કરવામા આવ્યા હતા ”

આ લેખક, મુલ્લાં મહમદ નામના લેખકના આધારે તેનું પુસ્તક લખ્યું હોવાનું કહે છે, પરંતુ તવારીખે મહમૂદ ગઝનવી નામનું કોઈ પુસ્તક હોવાનું જ્ઞાત નથી.

લેખકે પોતાના પુસ્તકનું નામ મિરાતે મસુદી રાખ્યુ છે, અને તેનો ચરિત્રનાયક સાલાર મસુદ છે. વાસ્તવમાં આજના સમયમાં જેને નવલકથા કહેવામાં આવે છે તેવી આ નવલકથા જ છે. સાલાર મસુદ મહમૂદના ભાઈ શાહુનો પુત્ર હતો. તેને તથા ખ્વાજા હસન મઈમન્દીને અણબનાવ હતો, પણ મહમૂદનો તે પ્રીતિપાત્ર હતો. મસુદ હી. સ. ૪૦૫માં જન્મ્યો હતો અને હી. સ. ૪૨૪માં હિન્દમાં દિગ્વિજય કરવા એક મહાન અને બળવાન સૈન્યને લઈને આવેલો. બાહરૈચના યુદ્ધમાં સત્તર હિન્દુ રાજાઓનાં, ત્રીસ લાખ પાયદલ અને વીસ લાખ હયદળના પ્રચંડ સૈન્ય સામે લડતાં તે માત્ર ૧૯ વર્ષની વયે ઇ. સ. ૧૦૩૩માં મરાઈ ગયો. સોમનાથની ચડાઈ વખતે તે માત્ર દશ વર્ષનો હતો, છતાં તે ચડાઈમાં હતો, તેની સલાહ અને સૂચના મહમૂદ માનતો વગેરે વાતો આ લેખક કહી જાય છે, એ માનવા યોગ્ય નથી, તેમ તે માટે ચર્ચા કરવી બીનજરૂરી છે. આ લેખક મહમૂદની ચડાઇ પછી નવમે વર્ષે સત્તર હિન્દુ રાજાઓએ મુસ્લીમોની વારંવાર આવતી ચડાઈઓનો સંયુક્ત પ્રતિકાર કરેલો, એ હકીકત રજૂ કરે છે. આ ગ્રંથના વિષય સાથે તેને સંબંધ ન હોવાથી તેની વિગતોની ચર્ચા અનાવશ્યક છે.

### કીસ્સએ મંગલુરીશાહ–શેખ દીન

શેખ દીન નામના કોઈ અજ્ઞાત શાયરે હી. સ. ૧૨૧૬ (ઈ. સ. ૧૮૦૧) માં ઉર્દુ ભાષામાં એક કાવ્ય લખ્યુ છે, જે 'કીસ્સએ મંગલુરીશાહ' ના નામે જાણીતું થયુ છે. આ કાવ્યની ભાષા કનિષ્ટ પ્રકારની છે તથા લેખક પ્રભાસપાટણ કે તે તરફનો વતની હોય તેમ જણાય છે, તેનો સારાંશ એ છે કે, "મહમૂદ ગીઝનવીએ સોમનાથની પ્રતિમાનું ખંડન કર્યું, તે પૂર્વે

પણ કેટલાક મુસ્લીમ "ઈમાનદારો" સોમનાથ પાટણમાં વસતા હતા. અને ત્યાંના સ્થાનિક રાજા કુંવરરાયના અસંખ્ય અત્યાચારોથી ત્રાસ અને દુઃખમાં તેમના દિવસો વ્યતિત કરતા હતા. એ રાજાની આજ્ઞાથી દરરોજ એક જીવતા મુસ્લીમ-ઈમાનદારનો સોમનાથની મૂર્તિ સમક્ષ વધ કરી તે પ્રકારે તેનો ભોગ ધરવામાં આવતો. સોમનાથના સ્થાનમાં ઈમાનદારો પર આવા ભયંકર અત્યાચાર થાય છે તે જાણીને હઝરત મહમદ પયગંબર સાહેબે મક્કામાં રહેતા હાજી મુહમ્મદ નામના પવિત્ર મુસલમાનને સ્વપ્નામાં દર્શન દઈ આજ્ઞા આપી કે તું અહિંથી સોમનાથ પ્રતિ જા અને ત્યાંના ઈમાનદાર મુસ્લીમોના જાન બચાવી લે. નબી સાહેબના ફરમાનથી હાજી મુહમ્મદ મક્કાથી ઉપડી સોમનાથમાં આવ્યા. તેણે પોતાની અદ્‌ભુત શક્તિઓ દ્વારા જુલ્મી હિન્દુ રાજાને પોતાના આગમનની જાણ કરી."

"એક દિવસ એક મુસલમાન વૃદ્ધાને હાજી મુહમ્મદે શોક કરતી અને રૂદન કરતી જોઈ અને પૂછતાં તેણે ઉત્તર આપ્યો કે આવતી કાલે મારા એક માત્ર પુત્રનું બલિદાન અપાવાનું છે તેથી હું રૂદન કરું છું." હાજીના હૃદયમાં તે વૃધ્ધાના કથનથી અત્યંત દયા ઉત્પન્ન થઇ અને તેણે કહ્યું કે "મા, તું તારી ચિંતા દૂર કર, નિશ્ચિંત બની ઘેર જા, આવતી કાલે તારા પુત્રને બદલે સોમનાથના મંદિરમાં બલિદાન થવા માટે હું હાજર થઈશ, અને તારા નેત્રમણિ પુત્રના જીવનને ઉગારી લઇશ.[1]" જ્યારે આ હકીકત રાજા કુંવરરાયના જાણવામાં આવી ત્યારે તે કોપાયમાન થઈ ગયો કારણકે હાજી મુહમ્મદનું બલિદાન ઉઘાડી રીતે આપી શકાય તેમ ન હતું, તેથી તેને પકડી ગુપ્ત રીતે મારી નાખવાની તક શોધવા લાગ્યો. કુંવરરાય, હાજીને સોમનાથ મંદિરમાં પરિચય કરાવવા પોતાની સાથે જ્યારે

---

૧ સરખાવો મહાભારતમાં માણસખાઉ રાક્ષસ પાસે ડોસીના દીકરા રતી જતા ભીમસેનવાળી વાર્તા.

ફેરવી રહ્યો હતો ત્યારે હાજી એકાએક મૂર્છિત થઇ ગયા, તે તકનો લાભ લઈ તે નિર્દય હિન્દુ રાજાએ તેનો વધ કરી નાખવા સેવકોને આજ્ઞા આપી. સેવકો સ્વામીની આજ્ઞાને અનુસરવા આગળ વધ્યા, પણ તેઓ એવા તો જમીન સાથે જકડાઈ ગયા કે હાજી પાસે પહોંચી તેના ઉપર તલવારના પ્રહાર કરવાનું તેઓ માટે અશકય અને અસંભવિત થઈ પડયું."

"હિન્દુઓના મુસ્લીમો ઉપરના જુલ્મો આટલી હદ સુધી પહોંચેલા જોઇને તેઓનો અંત લાવવાના ઉદ્દેશથી સુલ્તાન મહમૂદ ગીઝનવીને તેની સેના સાથે હાજીએ બોલાવ્યો. સુલ્તાન મહમૂદ તેના સહધર્મીઓ અને ઈમાનદારોના બચાવ માટે પોતાના બળવાન સૈન્યને લઈ ગીઝનીથી નિકળ્યો. તેણે પ્રથમ રાજા કુંવરરાયના સગા માંગરોળના હાકેમ જયપાલને હરાવી તેને શરણુ થવા ફરજ પાડી. ત્યાંથી તે સોમનાથ આવ્યો અને રણ-ક્ષેત્રમાં ત્યાંના જુલ્મી રાજા કુંવરરાયને હરાવ્યો. પરાજિત કુંવર રાયે સુલ્તાન પાસે સમાધાનની યાચના કરી, પરંતુ એક સાચા મુસ્લીમ તરીકે સુલ્તાને તેને સ્પષ્ટ શબ્દોમાં જવાબ આપ્યો કે "કાં તો તું ઇસ્લામ સ્વીકારી લે અને કાં તો મારી તલવાર તારી ગરદન ઉપર પડવા દે, કારણકે તું જ્યાં સુધી કુફ્રને તજી ઇસ્લામ અંગિકાર નહિ કરે ત્યાં સુધી હું તારી કોઈ વાત સાંભળવાનો નથી." સુલ્તાનના આ પ્રસ્તાવનો રાજા કુંવરરાયે અસ્વીકાર કર્યો અને પ્રાણાન્ત સુધી લડવા નિશ્ચય કર્યો. આ વેળાએ હાજી મુહમ્મદ મૃત્યુશય્યામાં હતા. સુલ્તાન મહમૂદ ગીઝનવી તેની ખબર કાઢવાનો વિવેક ચૂકયો હતો તેથી તે ક્રોધે ભરાયા અને તે ક્રોધિત અવસ્થામાં જ મૃત્યુ પામ્યા."

"સુલ્તાન સામે કેટલોક સમય યુદ્ધ કરી રાજા કુંવરરાય પોતાના દૂર્ગમાં ભરાઈ ગયો. દૂર્ગની બન્ને બાજુ આઠે પ્રહર ભીષણ અગ્નિ પ્રજ્વલિત રાખવામાં આવતો. સુલ્તાને દૂર્ગને ઘેરો ઘાલ્યો અને ત્યાં જ પડયો રહ્યો. આ ઘેરો બાર વર્ષ સુધી

ચાલ્યો અને જ્યારે કુંવરરાયને મહમૂદ પરાજિત ન કરી શક્યો ત્યારે તેની ધીરજ ખૂટી ગઈ. સુલ્તાન અતિ નિરાશ થયો ત્યારે વજીરે કહ્યું કે "સંત હાજી મુહમ્મદ મૃત્યુ સમયે આપની ઉપર ક્રોધિત થયેલા એ તો આપને જ્ઞાત છે. હું ધારું છું કે આપને વિજય મળતો નથી તેનું કારણ આ સંતનો શાપ છે. જો આપ તેની કબર પાસે પધારી અજાણતા થયેલા અપરાધની ક્ષમા માગો તો તેઓ જરૂર મદદગાર થઈ પડશે અને આપ જરૂર વિજેતા બનશો." સુલ્તાને પોતાના વજીરના ઉપદેશ અનુસાર વર્તન કર્યું અને હાજી મુહમ્મદની તુરબતમાંથી મળેલી સૂચના અનુસાર વિજય પ્રાપ્તિ માટે યોજના કરી."

"એક દિવસ સવારમાં તોપખાના સહિત પોતાની સર્વ યુદ્ધ સામગ્રી ત્યાંને ત્યાં જ મુકી સુલ્તાન મહમૂદ સોમનાથના ઘેરાને ઊઠાવી ત્યાંથી અઢીથી ત્રણ કોસ જેટલા દૂરના સ્થાને ચાલ્યો ગયો. કુંવરરાયે માની લીધું કે સુલ્તાન પરાજિત થઈને પલાયન થઇ ગયો છે, તેથી તે નિર્ભયપણે દૂર્ગ બહાર આવ્યો. સુલ્તાન રાત્રીના સમયે પાછો આવ્યો અને હાજી મુહમ્મદના આશિષ પામેલા બે યોધ્ધાઓની સહાયથી સોમનાથનો દૂર્ગ સ્વાધીન લીધો."

આ પ્રસંગ હી. સ. ૪૭૦ (ઇ. સ. ૧૦૭૭–૧૦૭૮)માં બન્યો. શાયર નોંધ લે છે કે આ યુધ્ધમાં સુલ્તાન મહમૂદના સવા લાખ સૈનિકો માર્યા ગયા.

"કુંવરરાયે બીજી વાર પરાજિત થઈ સુલ્તાન મહમૂદને જો તે સોમનાથની મૂર્તિનું ખંડન ન કરે તો તેની એ ઉદારતાના બદલામાં અઢળક ધન આપવા પ્રસ્તાવ રજૂ કર્યો. સુલ્તાને તે પ્રસ્તાવ ન સ્વીકારતાં તેના સૈનિકોને તે પ્રતિમાના ચૂરેચૂરા કરી નાખવા આજ્ઞા આપી. એટલું તો નહિ પણ તેનો ચૂનો બનાવી પાનમાં ચોપડી તે પાનનાં બીડાં કુંવરરાય તથા [illegible]ના અમલદારોને ખવરાવ્યાં. ત્યાર પછી મીઠાખાન નામના

એક મુસ્લીમ સુબાને પોતાના પ્રતિનિધિ તરીકે સોમનાથમાં રાખી તે ગીઝની તરફ ચાલ્યો ગયો. મહમૂદના ગયા પછી મીઠાખાને સોમનાથનો ધ્વંસ કરાવી તેના રહ્યા સહ્યા અવશેષોને અગ્નિથી બાળી નાખ્યા."

ફીન્સએ મંગલુરીશાહ ઈતિહાસ નથી, પણ હાજી મંગરોલીશાહ પીરનું માહાત્મ્ય છે. તેને કોઈ ઈતિહાસકારે કદી કાંઈ મહત્ત્વ આપ્યું નથી. શેખ દીન કયાંના હતા અને કોણ હતા તે પણ કોઈ જાણતું નથી. મહમૂદ ગીઝનવી બાર વર્ષ સુધી સોમનાથમાં પડી રહ્યો અને કુંવરરાય નામના રાજાને સંતના આશિષ મેળવી હરાવ્યો તે કલ્પનાતિત વાર્તા કદી કોઇએ સ્વીકારી નથી. પરંતુ પોતે નવિન શોધ કરી છે તેમ કહી મેજર જે. ડબલ્યુ. વોટસને ઇન્ડિયન એન્ટીકવેરી પુસ્તક ૮ માં છપાવી તેને બીનજરૂરી પ્રસિધ્ધિ આપી છે.

હાજી મંગલુરીશાહ નામના સંત પુરુષની પ્રભાસ પાટણમાં દરગાહ છે. તેમાં એક શિલાલેખ છે તે પ્રમાણે આ સંત હી. સ. ૬૯૯ના રબી ઉલ આખીરની પહેલી તારીખે ગુજરી ગયાની નોંધ છે. જ્યારે આ માહાત્મ્યના લેખક તે હી. સ. ૪૭૦માં કે તે અરસામાં તે ગુજરી ગયા હોવાનું કહે છે. સુલ્તાન મહમૂદના પૂર્વ કે ઉત્તર ઇતિહાસથી કે સોમનાથ પ્રદેશના રાજ્ય વંશના કે તે સમયના રાજાના ઇતિહાસથી શેખ દીન વાકેફ નથી. તેના કાવ્યના નાયક જેવા સુલ્તાન મહમૂદને પણ તેણે દગાથી ફતેહ કરી હતી તેમ કહી, તેના પરાક્રમને તે હીણું બનાવી દે છે.

મહમૂદના સમયમાં તોપો ન હતી તેનું પણ તેને ભાન નથી. વિદ્વાન ઈતિહાસકાર પ્રો. મહમૂદ નાઝિમ આ વાર્તા માટે લખે છે કે,

"આ વાર્તા ઉપર કોઈ ટીકા આવશ્યક નથી. પણ આ કાવ્યના ભાષાંતરકાર મેજર વોટસને ઘેરાના (સોમનાથના) કોઈ

પણ ફારસી ઇતિહાસોમાં આવેલા વર્ણનોથી જુદા પડી, ઘેરાને બાર વર્ષ પર્યંત ચાલવા દીધો અને બન્ને પક્ષોને એક બીજા સામે તીવ્ર યુદ્ધ ખેલવા દીધું, એવી સ્પષ્ટ રીતે અસંબદ્ધ અને ઐતિહાસિક અસત્યવાળા સોમનાથના ધ્વંસને પ્રમાણભૂત ગણ્યું છે તે આશ્ચર્યકારક છે.”

## ભારતીય ઇતિહાસકારો

મહમૂદ ગીઝનવીએ સોમનાથ ઉપર ચડાઈ કરી તેનાં અનેક મુસ્લીમ લેખકોએ વૃતાંતો લખ્યા પરંતુ ભારતીય (હિન્દુ-જૈન) લેખકોએ તે પ્રસંગનો કયાંય પણ નિર્દેષ કર્યો નથી[1] અને તેથી વિદ્વાનોનો એક વર્ગ માને છે કે મહમૂદે સોમનાથ ઉપર ચડાઈ કર્યાનો મુસ્લીમ ગ્રંથોમાં વર્ણવેલો પ્રસંગ સર્વથા કલ્પિત છે. પરંતુ અલબીરૂની અને ફર્રૂખીના લખાણો સ્પષ્ટ અને વિસ્તૃત છે. મહમૂદે સોમનાથનો ધ્વંસ કર્યો હતો તેમ તેનાથી નિઃશંક રીતે સાબીત થાય છે. ભારતીય (હિન્દુ–જૈન) લેખકોએ આ વિષયમાં શા માટે મૌન સેવ્યું છે, તે એક કોયડો છે. એમ માની શકાય કે સોમનાથ જેવા મહાન દેવના મંદિરનો ઘૃણિત ધ્વંસ થાય તે શરમજનક પ્રસંગ ભવિષ્યની પ્રજા ન જાણે અને એ કલંકની કરુણ ગાથા ઇતિહાસના પૃષ્ઠો ઉપર અંકિત થાય તે તેમને યોગ્ય લાગ્યું નહિ હોય.

---

૧ ગેઝેટીયર પુસ્તક ૧ લું પા. ૧૬૪ “ગુજરાતના કોઇ પણ હિન્દુ લેખક આ મહાન દેવાલયના ધ્વંસનો ઉલ્લેખ કરતા નથી.”

બુદ્ધિપ્રકાશ જુલાઈ–સપ્ટેંબર ૧૯૭૫— “મહમૂદ દ્વારા થએલા આક્રમણનો ઉલ્લેખ કોઇ પણ પ્રાચીન ઇતિહાસકારે કરેલો જોવામાં આવ્યો નથી.”

લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ સુલ્તાન મહમૂદ ઓફ ગીઝની. પ્રો. મહમૂદ નાઝિમ—“પ્રબંધ ચિંતામણિ, વિચારશ્રેણી કે દ્વયાશ્રય એ એક પણ પુસ્તક સોમનાથના ધ્વંસનો નામ માત્ર પણ ઉલ્લેખ કરતાં નથી.”

## ધનપાલ

સત્યપુર વા સાચોરમાં ઈ. સ. ૧૦૫૦ આસપાસ થઈ ગયેલા કવિ ધનપાળે શ્રી મહાવીર સ્વામી વિષે એક કાવ્ય લખ્યું છે તેમાં તે લખે છે કે,

"ભજ્જે વિણુ સિરિમાલ દેસુ અનુઅણુહિલવાડઉ
ચંગા વલ્લિ સોરઠ ભગ્ગુ પુણુ દઉલવાડઉ
સોમ સરૂસો તેહિ ભગ્ગુ જણ મણુ આણંદણુ
ભગ્ગુ ન સિરિ સચ્ચદરિ વીરૂ સિદ્ધત્થ નંદણુ."

અર્થાત "તેણે (મહમૂદે) શ્રીમાલ, અન્હિલવાડ, સોરઠ, દેલવાડા, જનમનને આનંદ આપનારા શ્રી સોમેશ્વર ભાંગ્યા, પણ શ્રી સાચોરના વીરસિદ્ધ મહાવીરપ્રભુને ભાંગ્યા નહિ."

ધનપાલ મહમૂદના સમકાલીન હતા પરંતુ તેણે શ્રીમાલ-નો પણ ઉલ્લેખ કર્યો છે તે બરાબર નથી.

## તીર્થ કલ્પતરૂ–મુનિશ્રી જિનપ્રભસુરી

ઈ. સ. ૧૩૨૫–૧૩૪૦માં થઈ ગયેલા જૈન મુનિશ્રી જિનપ્રભસુરીએ તેમના તીર્થકલ્પતરૂ નામક ગ્રંથમાં સત્યપુર કલ્પમાં લખ્યુ છે કે,

"તમો અન્નયા અન્નો ગજ્જણવઈ ગુજ્જર
ભજ્જિત્તા વલંતો પત્તો સચ્ચાઉરે દસસય
ઈક્કાસીએ વિક્રમ વરીસે મિચ્છરાઓ
દિઠ્ઠં તત્થ મણોહર વીરભવણું."

અર્થાત "ત્યાર પછી બીજો ગર્જનપતિ ગુજરાત ભાંગીને પાછો વળ્યો ત્યારે વિક્રમ સંવત ૧૦૮૧ના વરસમાં સાચોર પહોંચ્યો ત્યાં મહાવીર સ્વામીનું મનોહર મંદિર જોયું."

વિ. સ. ૧૦૮૧ એટલે ઈ. સ. ૧૦૨૫માં મહમૂદ આવેલો પણ તેને બીજો ગીઝનીપતિ કેમ કહ્યો છે તે પ્રશ્ન છે. શ્રીજિન પ્રભસુરીએ આ વર્ણન ધનપાળ ઉપરથી જ લીધું છે અને તેણે

"જોયું" એમ લખી મહમૂદે તે તોડયું નહિ તેમ કહેવા માગ્યું છે તેમ જણાય છે. મહમૂદના માર્ગમાં કદાચ સાચોર આવ્યું હોય, પણ તે માર્ગે તે વળ્યો તો નથી જ અને જો આવતી વખતે મંદિર આવ્યું હોય તો તે તોડયા સિવાય રહ્યો ન જ હોય તે પણ સ્વાભાવિક છે.

## તારીખે સોરઠ–દીવાન રણછોડજી

ઈ. સ. ૧૭૮૪–૧૮૨૦માં જૂનાગઢમાં થઇ ગયેલા દીવાન રણછોડજી, યુદ્ધવીર, સાહિત્યકાર કવિ અને લેખક હતા. તેઓ ફારસી, અરબ્બી, સંસ્કૃત, વૃજ અને ગુજરાતી ભાષાના વિદ્વાન હતા. તેમણે તારીખે સોરઠ[1] નામનો ફારસી ભાષામાં ઇતિહાસ લખ્યો છે. તેમાં કોઈ પણ ઇતિહાસકારે ન આપી હોય તેવી વાત આલેખી છે. તે લખે છે કે;

"ધિક્કારવા યુક્ત, સુલ્તાન મહમૂદ ગઝનવી, ગઝનીથી એક સૈન્ય લઈ ગુજરાતમાં ધાર્મિક યુદ્ધ કરવાની ઈચ્છાથી આવ્યો. સંવત ૧૦૭૮ (હી. સ. ૪૧૪)માં તેણે શ્રી સોમનાથ તોડયું અને પાછો ચાલ્યો ગયો. આ કૃત્યથી સ્વધર્મના રક્ષક મહારાજા માંડલિકને એવો તો ક્રોધ આવ્યો કે તે ગુજરાતના રાજા ભીમદેવની સાથે તેની પાછળ પડયો.

"દોડતા મૃગ જેવા ને શાખામૃગ સમ કુદતા
ચમકતી ચપલાને વિંઝાતા વાયુ જેવા તેઓ તેની
પાછળ પડયા

મુસ્લીમો ઝાઝું ટકયા નહિ પણ નાઠા. હિન્દુઓની કટારોથી ઘણા કપાઈ ગયા અને રાજપુતોની ગદાઓથી ઘણાને પાડયા, અને જ્યારે રાજાને ભાગ્યસૂર્ય પૂર્ણકળાએ પ્રકાશ્યો ત્યારે શાહ-મહમૂદ નિરાશામાં પોતાનું જીવન રક્ષવા પૂંઠ બતાવી નાસી

---

૧ અંગ્રેજી ભાષાંતર જે. બરગેસ.
ગુજરાતી ભાષાંતર-ભાણજી ગોકુલજી પારેખ.

ગયો. બન્ને જાતિઓના અનુયાયીઓ પકડાઈ ગયા. તુર્ક, અફઘાન અને મોગલ સ્ત્રીઓ કે જે કુંવારીઓ હતી તે તેમની માન્યતા મુજબ પવિત્ર હતી, તેમને કાંઈ પણ મુશ્કેલી વગર પત્નીઓ તરીકે સ્વીકારી લેવામાં આવી. બીજીઓને (સ્ત્રીઓને) ઉલટીઓ કરાવી જુલાબો આપી તેમનાં પેટ સાફ કરવામાં આવ્યાં અને કેદીઓની વ્યવસ્થા આ હુકમ પ્રમાણે કરવામાં આવી. દુષ્ટ સ્ત્રીઓ દુષ્ટ માણસોને અને સારી સ્ત્રીઓ સારા માણસોને (કુરાન શરિફ ૨૪.૨૬) હલકી સ્ત્રીઓ, હલકા માણસોને પરણાવી. આબરૂદાર માણસોને દાઢીઓ બોડાવવા ફરજ પાડવામાં આવી અને તેમને રાજપુતોની શેખાવત અને વાઢેલ જાતિઓમાં સમ્મિલિત કરવામાં આવ્યા. જ્યારે ઉતરતી કક્ષાની (સ્ત્રીઓ) કોલી, ખાંટ, બાબરીઆ અને મેર જાતિમાં આપવામાં આવી. તેમ છતાં તેમનાં લગ્નના તથા મૃત્યુ સમયના રિવાજો પાળવા છૂટ આપવામાં આવી અને તેઓને અન્ય વર્ણોથી દૂર રાખવામાં આવ્યા. સાચું ઈશ્વર જાણે છે.

દીવાનશ્રીએ તે કાલે જે હકીકત પ્રચલિત અને ઉપલબ્ધ હતી તેના ઉપરથી આ વર્ણન લખ્યું છે. ઇ. સી. બેઇલીના આધારે રાસમાળાના ભાષાંતરકાર શ્રી રણછોડભાઈ ઉદયરામ જણાવે છે કે, "આ વર્ણન શાહબુદ્દીન ગોરીને લાગુ પડે છે, કારણ કે મહમૂદના સમયમાં બીજો ભીમ ગુજરાતની ગાદીએ હતો. શાહબુદ્દીને સોમનાથ ઉપર ચડાઈ કરેલી જ નહિ. જૂનાગઢનો રાજા પણ તે સમયે માંડલિક હતો નહિ.

આ વૃતાંત પણ નિરાધાર અને કલ્પિત જેવું જ છે.

## પરિશિષ્ટ ચોથું

## સોમનાથનાં દ્વારો

આગ્રાના લાલ કિલ્લા સંગ્રહસ્થાનમાં બે બારણાં પડેલા છે. આ બારણાંઓ સોમનાથનાં મંદિરનાં છે અને મહમૂદ તેની ચડાઇ વખતે તે ઉતારી પોતાની સાથે લઇ ગયેલો તે જ છે તેવી એક પ્રચલિત થઈ ગયેલી માન્યતા છે, અને તેને આધારે ઘણા લેખકોએ તેની તરફેણમાં અને તેની વિરુધ્ધમાં વિવિધ અનુમાનો કરી વિધાનો કર્યાં છે.

ભારતમાં સ્થિર થયેલી ઇસ્ટ ઈન્ડિયા કંપનીએ તેમનાં સૈન્યો ઈ. સ. ૧૮૩૬ માં કાબુલ ઉપર મોકલ્યાં. જલાલાબાદનાં યુદ્ધમાં આખી બ્રિટિશ સેના નાશ પામી અને ડો. બ્રાઈડન નામનો એક અંગ્રેજ તેમાંથી બચી બ્રિટિશ લશ્કરની આ નામોશી ભરી હારની ખબર આપવા ભારત પહોંચ્યો.

સાત સાગરના મોજાં ઉપર શાસન કરતી બ્રિટનની આ જબરજસ્ત શિકસ્ત હતી અને તે કાલે જગતમાં સર્વોપરિ ગણાતા બ્રિટનની પ્રતિષ્ઠાને સખ્ત ફટકો પડયો હતો. આ સમાચારથી સમસ્ત ઇંગ્લાડમાં ખળભળાટ મચ્યો અને પ્રજાએ ગવરનર જનરલ લોર્ડ ઓકલેન્ડને પાછો બોલાવી લેવા માગણી કરી. બ્રિટનની ગુમાવેલી પ્રતિષ્ઠા પુનઃ સંપાદન કરવાની ઘણી આશાઓ લઇ લોર્ડ એલનબરો, ગવરનર જનરલ પદે નિમાઈ આવ્યો. તેણે કાબુલ ઉપર ચડાઇ લઈ જઈ તેમના આગલા પરાજયનું કલંક ભૂંસી નાખવા યોજના વિચારી. કાબુલમાં આખું સૈન્ય નાશ પામ્યું એ સમાચારે હિન્દુસ્તાનના મુસ્લીમો અને બ્રિટિશ સૈન્યમાં નોકરી કરતા મુસ્લીમ સૈનિકો અભિમાન અનુભવવા માંડયા, અને તેથી બીજી વાર ચડાઇ લઇ જવામાં આવે અને તેમાં મુસ્લીમ

સૈનિકોને સામેલ કરવામાં આવે તો તેઓ કેટલા પ્રમાણમાં ઉપયોગી થશે તે પ્રશ્ને લોર્ડ એલનબરોએ હિન્દુ સૈનિકોને જ મોકલવા વિચાર્યું. તે સાથે તેમની ધાર્મિક લાગણી ઉશ્કેરવા અને વિજય અથવા મૃત્યુના નિશ્ચયથી તેઓ લડે તે માટે તેણે એક તુત ઊભું કરી ઈ. સ. ૧૮૪૨ ના નવેમ્બર માસની સત્તરમી તારીખે એવો ઢંઢેરો બહાર પાડયો કે, "જનરલ નોટ કાબુલ ઉપર ચડાઈ લઇને જાય છે, તેને આજ્ઞા કરવામાં આવે છે કે કાબુલ અને ગીઝનીના વિજય પછી મહમૂદ ગીઝનવીના મકબરા માં તેની ગદા ટીંગાય છે તે તથા તેના મકબરાના દ્વારો કે જે સોમનાથ મંદિરના છે તે લઇ આવવાં. તે તેમની વિજય કૂચનાં સાચાં સ્મારકો થશે."

જનરલ નોટના સૈન્યમાં બ્રિટિશ સોલજરો અને હિન્દુ જવાનો હતા. તેઓએ અતુલ બહાદુરી બતાવી કાબુલ ઉપર જીત મેળવી અને વળતી વખતે લોર્ડ એલનબરોની આજ્ઞાનુ સાર ગીઝનીમાં આવેલા મહમૂદના મકબરાના ખંડિયેરના દરવાજાઓ ઊતારી હિન્દમા લઇ આવ્યા.

જ્યારે આ વિજય સૈન્ય હિન્દમા આવી પહોચ્યુ ત્યારે આ દ્વારોને સત્કારવા એક પબ્લીક પરેડ યોજવામા આવી અને દ્વારોને ગાર્ડ ઓફ઼ ઓનરનું બહુમાન આપ્યુ.

આ દ્વારો સોમનાથના હોવાથી તે સોમનાથમાં જ રહેવાં જોઈએ તે કારણે લોર્ડ એલનબરોએ "ગુજરાતના ગાયકવાડ" દ્વારા તે દ્વારો સોમનાથ મોકલી દેવા પ્રવૃતિ કરી અને તે આગળ વધે તે પહેલાં ઈ. સ. ૧૮૪૩માં બ્રિટિશ પાર્લામેન્ટમા મી. વરનોન સ્મીથ નામના સભ્યે લોર્ડ એલનબરોના આ કૃત્યને વખોડી કાઢતો ઠરાવ રજૂ કર્યો અને તેના ઉપર માર્ચ માસની નવમી તારીખે તે વિષયની ચર્ચાનો આરંભ થયો અને પરિણામે આ દ્વારો સોમનાથ મોકલી શકાયાં નહિ.

મી. વરનોન સ્મીથે ચર્ચા શરૂ કરતાં કહ્યુ કે "એલનબરો

નો ઉદ્દેશ ધાર્મિક ન હતો. માત્ર બ્રિટિશ સૈન્યોની ગુમાવેલી પ્રતિષ્ઠા પુનઃ પ્રાપ્ત કરવાનો હતો. કાબુલના પરાજય અને બ્રિટિશ સૈન્યોના ભયંકર સંહારનો બદલો કાબુલ અને જલાલ-બાદ ઉપર ફતેહ મેળવી ત્યાંની પ્રજા જે વસ્તુઓ માટે ગૌરવ અને અભિમાન લે છે તે વસ્તુઓ તેના પાસેથી આંચકી લઈ આવવાથી કાબુલના રાજા અને પ્રજાની માનહાનિ થશે અને સદા માટે તેઓ તેમના પરાજય અને બ્રિટનના વિજયને યાદ કરતા રહેશે તેવી તેની ધારણા હતી.”

“તેમ છતાં તેનું કૃત્ય હિન્દુઓને ખુશ કરી મુસ્લીમોનો ક્રોધ વહોરી લેવાનું હતું અને તે ક્રિશ્ચિયન રાજકર્તા માટે અયોગ્ય અને મૂર્તિપૂજકો અને હીધન (ક્રિશ્ચિયાનીટીમાં ન માન-નારા)ને ઉત્તેજન આપનારૂં હતું.”

પાર્લામેન્ટના અનેક સભ્યોએ આ ચર્ચામાં ભાગ લઈ પોતપોતાનાં મંતવ્યો રજુ કર્યાં. તે પૈકીના એક સભ્ય મી. જોસેફ હ્યુમે સતારાના મહારાજાના વકીલ ‘રંગુ બાપોગી’ (રંગોજી બાપુજી)નો તે માટે અભિપ્રાય પૂછયો. તેણે તા. ૧૮મી ફેબ્રુઆરી ૧૮૪૩ના પત્રમાં હ્યુમને જણાવ્યું કે “મને લાગે છે કે સોમનાથનાં કમાડો પુનઃ સ્થાપિત કરવાનું કૃત્ય કોઈ ધર્મને ટેકો આપવા સાથે કે કોઈ ધર્મનું અપમાન કરવા સાથે સંબંધ ધરાવતું નથી. આ કમાડો એક હિન્દુ મંદિરને પાછાં સોંપવાથી હિન્દુ ધર્મને કોઈ પ્રકારે લાભદાયી નથી, કારણ કે હિન્દુ ધર્મનાં સિદ્ધાન્તો સ્પષ્ટ પણે કહે છે કે જે પણ વસ્તુ કોઈ મૃતદેહ ઉપર મૂકી હોય, મૃતદેહ અથવા મૃતદેહ ઉપરનાં વસ્ત્રો કે કબર સાથે સંપર્કમાં આવી હોય તે અપવિત્ર અને ભ્રષ્ટ થઈ ગણાય અને તેનો નાશ કરવા સિવાય કંઈ ઉપયોગ થઈ શકે નહિ. માટે તેનો એવો મત છે કે જે દ્વારો ઘણાં વર્ષોથી એક મુસ્લીમ રાજાના મકબરાના દ્વારો હતાં તે કોઈ હિન્દુમંદિરના ઉપયોગમાં લેવાય નહિ.

તેને અફઘાનીસ્તાનમાંથી માત્ર બ્રિટિશ સૈન્યમાં નોકરી કરતા હિન્દુ સૈનિકોની લાગણી સંતોષવા માટે જ લાવવામાં આવ્યા હોવાનું સંભવિત છે કારણ કે નિર્દય શત્રુઓએ જે સ્થળે તેમના હજારો દેશબાંધવોનો સંહાર કર્યો હતો, અથવા તેમને યાતનાઓ આપી હતી. અને મુસ્લીમ વિજેતા જે વસ્તુ બળજબરીથી ઊપાડી ગયો હતો તે તેમના અપમાનના ચિહ્નો કે જેના માટે પશ્ચિમના હિન્દુઓ સદીઓથી ટીકા પાત્ર બન્યા હતા તે સ્થળે તે પાછા લાવવામાં હિન્દી સરકારે બ્રિટિશ હિન્દુ સૈનિકોની લાગણીને માન આપવાનો ઉદ્દેશ માત્ર જાળવ્યો હોવાનું જણાય છે.”

મી. જોસેફ હ્યુમે આ પત્ર પાર્લામેન્ટમાં ચાલતી ચર્ચા દરમ્યાન વાંચી બતાવ્યો. જે જે સભ્યો ભારતમાં આવી ગયેલા કે ભારત સંબંધી કંઈ જાણતા હતા તેમણે તેમના જ્ઞાનનું પ્રદર્શન કર્યું. મી. ઈમિરસન ટેનરે તો એવું પણ વિધાન કર્યું કે આ બારણાં જગન્નાથનાં હતાં અને લખનારે ભૂલથી જગન્નાથનો ભાવાર્થ ન સમજતાં જૂનાગઢની હકુમતમાં સોમનાથ હોવાથી તેને જૂનાગઢ, જગન્નાથ–સોમનાથના નામોમાં ગોટાળો કરી આ દ્વારો સોમનાથના હોવાનું માની લીધું.

અમુક સભ્યોએ તો સોમનાથ એક હીધન (અક્રિશ્ચિયન) દેવ છે અને તેનાં દ્વારો માટે ક્રિશ્ચમન રાજ્યનાં સૈન્યો આવું સાહસ ખેડે તે માટે આકરી ટીકા કરી. જ્યારે કેટલાક સભ્યોએ લોર્ડ એલનબરોના આ કાર્ય પાછળ માત્ર બ્રિટનની પ્રતિષ્ઠાનું સંસ્થાપન કરવા સિવાય અન્ય હેતુ ન હતો તેમ પણ પ્રતિપાદિત કર્યું.

લોર્ડ સ્ટેનલીએ કહ્યું કે, “લોર્ડ એલનબરોએ આ દ્વારો કાબુલથી લઈ આવવા માટે કરેલી આજ્ઞા પાછળ કોઈ ધર્મને ટેકો આપવાની કે કોઇ ધર્મનું અપમાન કરવાની ભાવના ન હતી. તેના ઢંઢેરામાં પણ તે હિન્દના રાજાઓને ઉદ્‌બોધન

કરે છે તેમા માત્ર હિન્દુ રાજાઓને જ ઉદ્દેશીને કંઈ કહેતા નથી મુસ્લીમો ઉપરના વિજયને અમર કરવા માટે નહિ પણ અફઘાનીસ્તાન ઉપર મેળવેલી ફત્તેહના સ્મારક માટે તેણે આ કાર્ય કર્યું હતું ભારત ઉપર આજથી આઠસો વર્ષ પૂર્વે ચડાઈ કરી લઇ જવામા આવેલી વસ્તુઓ અત્યારે તે દેશના (શાસકોના) અગ્રેજ સેનાપતિ નીચે લડતુ હિન્દી સૈન્ય લઈ આવ્યુ અને જેના (મ દિરના) દ્વારો હતા ત્યા જ પાછા મોકલી દેવાની (ગવરનર જનરલની) આજ્ઞા વ્યાજબી છે"

આ ડીબેઈટમા ઘણી ચર્ચા થઈ ચર્ચાને અતે મત લેવાતા મી વરનોન સ્મીથનો ઠરાવ ૨૪૨ વિરૂદ્ધ ૧૫૭ મતે પસાર થયો[1] અને પરિણામે આ દ્વારો આગ્રાના કિલ્લામા હતા ત્યા જ પડી રહ્યા અને હજી સુધી ત્યા જ છે

સોમનાથના દ્વારો મહમૂદ ઉપાડી ગયો હતો અને ઈ સ ૧૮૪૩મા બ્રિટિશ સૈન્યમા લડતા હિન્દુ સૈનિકો તે વિજયચિહ્ન તરીકે લઈ આવ્યા તે ચર્ચા ત્યારથી ચાલતી રહી છે

આ દ્વારો માટે એમ પણ કહેવામા આવે છે કે પજાબના શિખ મહારાજા રણજીતસિંહે કાબુલ જીત્યા પછી કાબુલના અમીર શાહ શુજાને કહેલુ કે, "જો તે આ દ્વારો તેને સોપે તો કાબુલનુ જીતેલુ ગજ તે અમીરને પાછુ સોપી દે" પણ શાહ શુજાએ તે શર્ત સ્વીકારી નહિ કારણકે આ દ્વારો અફઘાન પ્રજાના ભારત ઉપર કરેલા વિજયનુ સ્મારક હતુ મહમૂદ આ દ્વારો સોમનાથથી સેના વિજયચિહ્ન તરીકે લાવેલો અને કાબુલીઓ મેં ઢડો વર્ષ પહેલા પ્રાપ્ત કરેલા વિજયને ભૂલ્યા નથી[2]

અહીં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે રણજીતસિંહે કાબુલ

---

૧ બ્રિટિશ પાર્લામેન્ટ ડીબેઇટ–ઈ સ ૧૮૪૩.

૨ સર એલેક્ઝાન્ડર બર્ન્સ.

ઉપર ફતેહ મેળવી હતી તે શાહશુજા પાસે આ દ્વારોની ભીખ શા માટે માગે! તેને જરૂર હતી તો તે તેની મંજૂરીની પરવા કર્યા સિવાય ઊતારી શકયા હોત!

## દ્વારો

જે દ્વારો સોમનાથના હોવાનુ કહેવામા આવે તે દ્વારો મોટાં કદના અને સુખડનાં છે એવી વાતો પ્રચલિત છે, પરંતુ વાસ્તવમાં આ દ્વારો દેવદાર કાષ્ટનાં છે અને સોમનાથનાં સિંહદ્વારને બંધ બેસતાં ન થાય તેવા નાના માપનાં છે

આ દ્વારો જ્યારે બંધ થાય ત્યારે તેનું માપ ૯'-૬"×૧૧'-૪" ફીટ છે અને ફ્રેમ સાથે બંધ થાય ત્યારે ૧૩'-૬"×૧૭'-૦"ફીટ થાય છે જમણું બાર ૪'-૮½×૧૧'-૪" ફીટ અને ડાબું દ્વાર ૫'-૦"×૧૧'-૪" ફીટ છે જ્યારે પ્રત્યેક બાર ફ્રેમ સહિત ૧૦'-૦"×૧૧'-૧૦" છે[૧-૨]

આ બારણાઓ ઉપર કુફી લિપિમા "મહમૂદ ઉપર અલ્લાહના આશિષો ઉતરો" એવા પ્રકારના લખાણ છે બન્ને દ્વારો ઉપર પ્રચુર કોતરકામ છે અને તેમા અરબ્બી પધ્ધતિની આકૃતિઓ છે કાષ્ટ ઉપર થીગડાઓ પણ છે.

આ બારણા, તેનુ કાષ્ટ, ઘડતર અને માપનો વિચાર કરતા સોમનાથના હોવાનુ જણાતું નથી લૉર્ડ એલનબરોનો આશય ગમે તે હોય છતાં ભારતીય સૈનિકોને તેના પવિત્ર દેવાલયનો ધ્વંસ કરી તેની લક્ષ્મી લૂંટી ગીઝની લઈ જનાર

---

૧ દ્વારોના માપ અને વર્ણન, આગ્રા લાલ કિલ્લાના આર્કીઓલોજીકલ વિભાગના કસ્ટોડીયન શ્રી. આર કે બાસલે પૂરાં પાડયાં છે હું તેમનો ઋણી છુ

૨ શ્રી રત્નમણિરાવ "સોમનાથ"ના આ બારણા ૧૨'-૦ ચો. ફીટના હોવાનું તથા તેના ઉપર ઘટકાઓ કોતર્યા છે તેમ કહે છે તે ખોટું છે

પરધર્મી અને પરદેશી વિજેતાની અંતિમ આરામગાહના દ્વારો પાછાં લઈ આવવાની પ્રેરણા કાબુલના વિજયમાં પરિણમી હતી અને ઈતિહાસના યાદગાર પ્રસંગોની નોંધમાં ભારતીય સૈનિકોનાં સાહસ, ધૈર્ય અને શક્તિના સુમેળના પરિણામે તેમણે સોમનાથનાં દ્વારો હોવાની માન્યતાને કારણે સ્વદેશમાં પરત આણેલાં દ્વારો સદા માટે અગ્રસ્થાન રોકશે.

## પરિશિષ્ટ પાંચમું

# પ્રભાસનો દુર્ગ

### પૂર્વકાળ

અત્યારે પ્રભાસમાં જે દુર્ગના કેટલાક ભાગો અને દ્વારો જોવામાં આવે છે તે દુર્ગ મહમૂદ ગીઝનવીના આક્રમણ વખતે હતો નહિ.

મહમૂદે જ્યારે તેનાં નિશાનો સોમનાથને દ્વારે રોપ્યાં ત્યારે ત્યાં એક દીવાલ હતી. અલ્બીરૂનીએ તે નજરે જોઇ હતી. તે લખે છે કે, "ત્યાં નાનો કિલ્લો હતો, જે માત્ર સો વર્ષ પૂર્વે બાંધ્યો હતો" કામીલુત–તવારીખમાં લખવામાં આવ્યુ છે કે, "તે નગરને દુર્ગ ન હતો, પણ સોમનાથ મંદિર ફરતી દીવાલ હતી, તે નાની હતી છતાં મજબૂત હતી."

પ્રભાસખંડ, ઇસુની છઠ્ઠી કે સાતમી સદીમાં લખાયો હોવાનું મનાય છે તેમાં દેવસ્થાનોની ભૂગોળ આપી છે તે વાંચતાં તેમાંથી પણ જાણુવા મળે છે કે અહીં માત્ર એક નાની "કમ્પાઉન્ડ વૉલ" જેવી સીમાદર્શક દીવાલ હતી.

શિવક્ષેત્રને દુર્ગની આવશ્યકતા હતી જ નહિ. પ્રાદેશિક રાજાઓ લડતા, એકબીજા ઉપર આક્રમણુ કરતા પણ વિજયને વરીને સોમનાથના દર્શને જતા અને શ્રેષ્ટ અને અમૂલ્ય વસ્તુઓ ભેટ ધરતા. સોમનાથ ઉપર કોઇના આક્રમણુનો ભય હતો નહિ અને તેથી ત્યાં કોઈ દુર્ગની આવશ્યકતા પણ હતી નહિ.

### દુર્ગનિર્માણ

મહમૂદના આક્રમણુ પછી સોમનાથના રક્ષણુ માટે દુર્ગની આવશ્યકતા ઉપસ્થિત થઈ પરંતુ તરત જ તે કાર્ય હાથ

ધરવામા આવ્યુ હોવાનુ જણાતું નથી કુમારપાળે જ્યારે સોમનાથનુ મદિર બધાવી નગરના નવનિર્માણ માટે ભાવ બૃહસ્પતિને નિયુક્ત કરી, તીર્થોદ્ધાર કરવાની આજ્ઞા આપી, ત્યારે તેણે સરિતાના તીરે નગરાપુરમા વસતા પ્રજાજનોને સોમનાથ સમીપે વસાવ્યા દ્વિજો માટે વિશાળ ગૃહો બધાવ્યા, પીવાના પાણી માટે વાપીઓ કરાવી અને નગરની સુરક્ષા માટે મજબૂત દુર્ગ બાધ્યો[1]

આ શિલાલેખમા દુર્ગ 'બાધ્યો' એમલખ્યુ છે[2] સમરાવ્યો એમ જણાવ્યુ નથી એટલે વર્તમાન દુર્ગ ભાવબૃહસ્પતિનો જ બધાવેલો છે તે નિર્વિવાદ છે વિશેષમા ઈ સ ૧૩૦૦મા અલાઉદ્દીન ખિલજીના સેનાપતિ ઉલુઘખાને પ્રભાસ ઉપર આક્રમણ કર્યુ ત્યારે દુર્ગ હતો તેમ ઇતિહાસકારો કહી જાય છે એટલે પ્રભાનનો દુર્ગ વિક્રમની બાગ્મી સદીમા બધાયો હશે.

ઈ સ ૧૩૦૦મા તેના ઉપર થયેલા પ્રબળ હલ્લાને પ્રસગે અને તે પછી ઇ સ ૧૩૪૫મા મહમદ તઘલઘના આક્રમણ સમયે દુર્ગને આધક નુકશાન થયુ હશે, તેથી પ્રભાસના સ્થાનિક રાજા ભમ્મેં ઇ સ ૧૩૮૬મા તે સમરાવ્યો ત્યારે સભવ છે કે તેમા પડેલા મોટા મોટા ગાબડાઓ પૂરાવી લીધા હશે[3]

આ પછી આ કિલ્લાનો કોઈ ઉલ્લેખ પ્રાપ્ત નથી સભવ છે કે ઇ સ ૧૪૦૬મા મુઝફ્ફરે બ્રહ્મદાસ વિજયરાજને દુર્ગના દ્વારે મારી પ્રભામ સગ કર્યુ, તે પછી આ દુર્ગને કોઈએ નુકશાન કર્યું નહિ હોય કારણ કે ગુજગતના સુસ્તાનોના મમયમા આક્રમણ કરે તેવી કોઈ મત્તા હતી નહિ

---

૧ ભદ્રકાલી શિલાનેખ વિ સ ૧૨૨૫

૨ देयस्य दक्षिणे भाग उत्तरस्या तथा दिशि विधाय
विषम दुर्गे प्राबद्धयत य पुरं (२४)

૩ વિ સ ૧૪૪૨નો નાના દરવાજાનો શિલાલેખ

ઈ. સ. ૧૭૦૪માં પ્રભાસ ઉપર મલેકખાન જીયાખાને ચડાઈ કરી અને દેશાઈ માહાવજી ગણપતે દુર્ગનાં દ્વારો બંધ કરી લડાઈ આપી. ખાન કોઈ મોટો સરદાર ન હતો તેથી તેણે દુર્ગનું બહુ નુકશાન નહિ કર્યું હોય, પણ ખાને દગાથી અંદર પ્રવેશ કરી માહાવજી દેશાઇ તથા તેના ભાઈઓને રાત્રીના સમયે થયેલી ઝપાઝપીમાં મારી પ્રભાસનો કબ્જો લીધો અને જ્યારે તેનો બદલો લેવા માહાવજીના પુત્ર સૂરજમલ શાહી સૈન્ય સાથે આવ્યા ત્યારે અને તે પછી ઇ. સ. ૧૭૪૦માં પટણીઓએ બંડ કરી પ્રભાસ કબ્જે કર્યું ત્યારે, અને ઈ. સ. ૧૭૪૩માં પટણીઓ પાસેથી પ્રભાસનો કબ્જો મેળવવા દેશાઈ સૂરજમલ માહાવજીએ ઘેરો ઘાલી બંદુકોમાંથી છૂટતી ગોળીઓના વરસાદ નીચે દુર્ગ સ્વાધીન કર્યો ત્યારે તેની દીવાલોને ઘણું નુકશાન થએલું એમ તે યુદ્ધોના વર્ણનો વાંચતાં જણાય છે.[1]

દુર્ગ જીર્ણ થઈ ગએલો અને વારંવાર થયેલાં આક્રમણોને કારણે નબળો પણ પડેલો તેથી ઇ. સ. ૧૭૪૭માં જ્યારે ન્યામતખાન લોદી પ્રભાસ પાટણ તથા વેરાવળની જાગીર લઈને અમદાવાદથી આવ્યો ત્યારે તેણે કિલ્લો સમરાવ્યો. તેની સ્મૃતિમાં મોટા ઝાંપા ઉપરનો કોઠો, લોદી કોઠા નામે ઓળખાય છે.[2]

આ પછી ન્યામતખાન સામે પટણીઓએ યુદ્ધો કર્યાં, અને ન્યામતખાન દુર્ગને સવિશેષ સમરાવી શકયો નહિ. આજ પણ આ યુદ્ધોમાં છૂટેલી ગોળીઓનાં નિશાન લોદી કોઠા તથા અડખે પડખેની દીવાલોમાં દૃષ્ટિગોચર થાય છે.

ઈ. સ. ૧૭૬૭માં અને ફરીથી ઇ. સ. ૧૭૮૮માં જૂનાગઢના દીવાન અમરજીએ, માંગરોળના શેખમીયાં કાઝી તથા

---

૧ આ પુસ્તકમાં જુઓ પ્રકરણ ૯ મું.

૨ તારીખે સોરઠમાં ન્યામતખાને કિલ્લો બંધાવ્યો તેમ લખ્યું છે. પણ તે ભાષાંતરકારની ભૂલ છે.

પોરબંદરના રાણા સરતાનજી, વેરાવળનો કબ્જો કરવા વારંવાર પ્રયાસ કરતા તેના ઉપર અંકુશ રાખવા પ્રભાસના દુર્ગને મજબૂત બનાવ્યો. તે પછી પણ શેખમીયાં, સરતાનજી તથા ગાયકવાડના સૈન્યો સામે જૂનાગઢના નવાબના સૈન્યો તથા દેશાઈઓના સૈન્યોને અથડામણો થયા કરી અને દુર્ગે એક યા બીજા પક્ષની ગોળીઓ ઝીલ્યા કરી.[1]

### ક્ષેત્રફળ

પ્રભાસના દુર્ગનું ક્ષેત્રફળ ૧૦૯ એકર–૨૬ ગુંઠા છે અને તેનો આકાર ખંડિત ગોળ છે.

### દીવાલો

તેની પૂર્વે અને ઉત્તરે દીવાલો ઊભી છે. પશ્ચિમ દિવાલનો મોટો ભાગ રેતીમાં દટાઈ ગયો છે. દક્ષિણ તરફની દીવાલ સમુદ્રતીરે હોવાથી અંશતઃ રેતીમાં દટાઈ ગઈ છે અને અંશતઃ તૂટી ગઈ છે. પૂર્વ અને ઉત્તર તરફની દીવાલો પણ તૂટતી જાય છે અને જો આ વેગથી તેનો વિનાશ થતો રહેશે તો દશવીસ વર્ષમાં તેનું નામોનિશાન નહિ રહે.

જે દિવાલ ઊભી છે તેની ઉંચાઈ અંદરના ગાળેથી ભરતી ભરાઈને ઊંચી થયેલી જમીનથી ૧૮ ફીટ છે, તેના ઉપર ૫ ફીટ ઊંચા કાંગરાઓ છે. પાયેથી દિવાલ ૧૪ ફીટ પહોળી છે અને ઉપલા થરે ૩ ફીટ પહોળી છે. જમીનથી વર્તમાન તળીયા સુધી ૧૨ ફીટ ઊંચી છે. એટલે પાયેથી કુલ ઊંચાઈ ૩૭ ફીટ જેટલી છે.

દુર્ગનો ઈશાન ખુણો ખડક ઉપર છે. અગ્નિ ખૂણે વળાંક લેતો કિલ્લો આજ તો રેતીમાં અર્ધાથી વિશેષ દટાઈ ગયો છે. દક્ષિણે સમુદ્ર તેનાં ખારાં પાણી અને પ્રબળ વાયુથી તેના ઉપર નિરંતર આક્રમણ કરી રહ્યો છે. સોમનાથ મંદિર પાસે કિલ્લાના કાંગરા તૂટી જતાં તેના ઉપર બેસી સમુદ્રનું નિરીક્ષણ કરવા

---

૧ આ પુસ્તકમાં જુઓ પ્રકરણ ૯ મું.

સુવિધા કરવામાં આવી છે. પશ્ચિમ તરફની દીવાલનું તો આજ નામોનિશાન નથી, સમુદ્રની રેતી તેના ઉપર ફરી વળી છે.

આ દુર્ગ, સ્થાનિક ખાણોમાંથી નીકળેલા ભૂખરા પથ્થરોમાંથી ચણેલો છે. ચણતરમાં ચૂનો વાપરવામાં આવ્યો છે.

નીચેના થરોમાં મજબૂત શિલાઓ છે અને થરો જેમ જેમ ઊંચા જાય છે તેમ તેમ પથ્થરો નાના માપના થતા જાય છે.

દુર્ગનું સિંહદ્વાર ઉત્તર તરફ છે પણ ઉત્તરમાં દ્વાર ન મૂકાય તે કારણે કે ચાલુક્ય સમયના કિલ્લાઓનાં દ્વારોની રચના છે તે પ્રમાણે પ્રથમ દ્વાર પશ્ચિમ તરફ છે, પછી બીજું દ્વાર વાયવ્યાભિમુખ અને ત્રીજું દ્વાર ઉત્તરાભિમુખ હતું. તેમાં પ્રથમ દ્વાર ઊભું છે. વચલું દ્વાર તો ધરાશાયી થઈ ગયું છે અને ત્રીજા દ્વારની માત્ર દીવાલો જ ઊભી છે. આ દ્વારને લોકો મોટા ઝાંપાના નામથી ઓળખે છે. બહારના ત્રીજા દરવાજા આગળ મોટા ઓટલાઓ અને બેઠકો છે. જમણા હાથ તરફ હાથીની કબર હોવાનું કહેવામાં આવે છે. કોઈ ઘેરામાં હાથી મરાણો હશે તેને ત્યાં દાટયો છે એવી કિંવદંતિ છે. વચલા દરવાજાની બાજુમાં એક પુષ્કળ પાણીવાળી વાવ અને બેઠકના ઓટલા તથા હવાડા છે તથા અંદરના દરવાજા ઉપર સુંદર ઝરૂખો, ચૌલુકય પદ્ધતિના ગોખલાઓ, કંડારેલું તોરણ અને પુષ્પો છે. પાછળના સમયમાં તેનો જીર્ણોદ્ધાર થયો ત્યારે ટેકા માટે મુકેલી કમાન જુદી તરી આવે છે. નગરના અંદરના ભાગમાં દ્વારની સામે દોઢીઓ છે અને તેમાં પાંચસો માણસો બેસી શકે એવી સગવડ છે. ઉપરના ભાગમાં માઢ, કોઠા અને વિશાળ કક્ષો છે. નીચેના ભાગમાં આગલા વખતમાં શીબંદીની ચોકીઓ, સિલેખાનું તથા ઘોડાર હતા તે સ્થળે હાલ પોલીસ થાણું છે.

પૂર્વ દ્વારની રચના પણ ઉત્તર દ્વાર જેવી જ છે, તેમાં પણ મધ્યમ દ્વારનું હાલ નામનિશાન નથી. આ દ્વાર ઈશાનાભિમુખ

હતું બહારનુ દ્વાર પૂર્વાભિમુખ ખંડિયેર સ્થિતિમા છે પ્રથમનુ દ્વાર પણ પૂર્વાભિમુખ છે તેના ઉપરનો ભાગ જર્જરિત સ્થિતિમાં છે તેની કમાનો નીચે સિંહમુખના દાઢાઓ છે[1]

બન્ને દ્વારો ઉપર નકશી અને મૂર્તિઓ કંડારેલી છે તેમા ગવાક્ષો, બુરજો અને યુદ્ધકાળે ઉપયોગમા આવે એવી બારીઓ છે નગરના બન્ને સિંહદ્વારોનુ સ્થાપત્ય સોલકી યુગનુ છે

કિલ્લાની ફરતી ખાઈ છે. તેમા નદીને[2] વાળી દેવામા આવી છે તેમા કાયમ પાણી ભરાઈ રહેનું અને અમુક નિયત સમયે તે સમુદ્રમા જતું અને નવું પાણી ભરાતું નગરમાથી પણ પાણી બહાર જવા માટે ભૂગર્ભ જલવાહિની અત્યારે પણ પૂરાયેલી સ્થિતિમા મોજુદ છે ઘેરા સમયે બહાર નાસી છૂટવા માટે પણ નાઠા બારીઓ અને ભોયરાઓ છે આ ભોયરાઓ બુરાઈ ગયા છે

ગુજરાતના ઉત્તમ પ્રકારના નગર દૂર્ગોમા અનોખી ભાત પાડતો આ દૂર્ગ અને તેના સિંહદ્વારો સ્થાપત્ય અને કલાના નમૂના જેવા છે અને તેને સમયસર રક્ષણ નહિ મળે તો આ દૂર્ગ અને તેના દ્વારો નાશ પામશે.

---

૧ પુરાતત્વની દ્રષ્ટિએ આ કિલ્લાનુ કે તેના દ્વારોનું વર્ણન કરવામા આવ્યું નથી આ પુસ્તકનો તે વિષય નથી

૨ પ્રભાસખંડમાં આ નદીનું નામ સન્નિહિતા છે.

## પરિશિષ્ટ છઠ્ઠું

# પ્રભાસનાં તીર્થસ્થાનો

### મહાભારત સમય

મહાભારતના સમયમાં પ્રભાસતીર્થની મહત્તા સ્વીકૃતિ પામી ચૂકી હતી. આર્યોના આ આદ્યતીર્થને મહાભારતકારે શ્રેષ્ટ તીર્થ તરીકે ગણાવ્યું છે. તે એમ પણ કહે છે કે,

"चेतत्प्रकाशने तीर्थ प्रभास भास्करद्युति
इन्द्रस्य दयित पुण्यं पवित्र पापनाशनम् ॥

પ્રભાસના તીર્થસ્થાનોના ઉલ્લેખ અને વર્ણનો મહાભારતમાંથી મળે છે. શ્રી કૃષ્ણ, બલરામ, પાંડવો વગેરે આ તીર્થોમાં યાત્રાર્થે આવતા. બલરામની યાત્રા તો વિસ્તૃત રીતે વર્ણવેલી છે. તેમાં નીચેનાં તીર્થોનો ઉલ્લેખ છે.

| | નામ | વર્તમાન સંભવિત સ્થળ |
|---|---|---|
| ૧ | ચમસોદ્ભેદ | આજોઠા પાસેનું મૂળ પ્રાચી નામે ઓળખાતું તીર્થ |
| ૨ | ઉદ્પાત | ગોરખમઢી. |
| ૩ | ત્રિતતીર્થ | અમરાપુર. |
| ૪ | વિનશન | શુદ્ર તથા આભિર જાતિઓ ઉપર દ્વેષ હોવાથી અહીં સરસ્વતી ગુપ્ત પણે વહે છે. પ્રાચી પાસે હશે. |
| ૫ | સુભૂમિક તીર્થ | અપ્સરાઓનું ક્રીડા સ્થાન. ભીમદેવળ. |
| ૬ | ગર્ગસ્રોત | ગર્ગાચાર્ય જ્યોતિષીનો આશ્રમ. અહીં મહાન વૃક્ષ "શંખ" હતું. પ્રાચી પાસેનું ગાંગેચા. |

| | |
|---|---|
| ૭ નાગધન્વા | વાસુકી નાગનું સ્થાન. સરસ્વતીના જમણા કાંઠે. વર્તમાન વાસુકીનું સ્થાન હિરણ્યાને જમણે કાંઠે છે એટલે તે અન્યત્ર હશે. |
| ૮ પૂર્વવાહિની સરસ્વતી | અહીં પ્રાચી નામનો ઉલ્લેખ નથી. તે નામ પાછળથી પડયું હશે. પ્રાચીમાં સરસ્વતી પૂર્વમાંથી આવી પૂર્વમાં વળી જાય છે. |
| ૯ સપ્ત સારસ્વત | સરસ્વતી નીકળે છે તે સ્થળ. ગિરના વનમાં છે. આ તીર્થમાં સાત સરિતાઓ, ૧ સુપ્રભા ૨ કાંચનાક્ષી ૩ વિશાખા ૪ મનોરમા ૫ ઓઘવતી ૬ સુરેણુ ૭ વિમલોદકા, આવીને સરસ્વતીને મળતી. આ તીર્થના સ્થાનનો નિર્ણય થઈ શકતો નથી. નદીઓનાં નામો બદલાઈ ગયાં છે અને પ્રવાહો પલટાઈ ગયા છે. |

મહાભારતકાળમાં સોમનાથ કે અન્ય દેવી દેવતાનાં મંદિરો હતાં નહિ, તે કારણે તેવાં મંદિરોનો કયાંય ઉલ્લેખ નથી. વનપર્વમાં વૈશંપાયન ઋષિએ તીર્થની વ્યાખ્યા આપી છે, તે પ્રમાણે નૈમિષારણ્યમાં તપસ્વીઓએ બાર વર્ષો પર્યંત અવિરત યજ્ઞ કર્યો તેમાં ભારતભરના વાલ્યખીલ્યો, અશ્મકૂટ, દંતો, લુખલી, સમાધિનિષ્ટ, વાયુભક્ષી, જલાહારી, સ્થંડિલ શમન કરનારા તપસ્વીઓ આવ્યા અને પરિણામે આશ્રમ, તીર્થ તરીકે સ્વીકૃત થઈ ગયો.

તે કાળે તીર્થમાં મંદિરો ન હતાં તે સ્પષ્ટ થાય છે.

**પ્રભાસખંડ**

સ્કન્દ પુરાણના પ્રભાસખંડમાં પ્રભાસનું મહાત્મ્ય પુરાણ

કારે તત્કાલની પ્રચલિત પદ્ધતિએ લખ્યું. પ્રભાસખંડના લેખકે મહાભારતની વાતોને વિસ્તૃત કરી અને અને તેમાં પોતાની કલ્પના ગુંથી દેવદેવીઓનાં ચરિત્રો લખી મહાન અને દૈવી વ્યક્તિઓને પામર અને હીન મનુષ્યો જેવાં બનાવી તેમની ભારોભાર બદનક્ષી કરી છે. પ્રભાસખંડમાં તીર્થોનાં માહાત્મ્ય લખવાના ઉત્સાહમાં તેના લેખકે જે વિધાનો કર્યાં છે તે સદંતર નિરાધાર, તર્ક અને બુદ્ધિથી સિદ્ધ ન થાય તેવાં, કૃત્રિમ અને અસત્ય છે. તેથી તેમાં આવેલાં વર્ણનો તજી દેવામાં આવ્યાં છે.

પરંતુ તે સાથે પ્રભાસખંડ વિક્રમની છઠ્ઠી કે સાતમી સદીમાં લખાયો તે સમયની સ્થાનિક ભૂગોલ તેણે બને એટલી કાળજીથી આપેલી છે. મહમૂદ ગીઝનવી પ્રભાસ ઉપર ચડી આવ્યો ત્યારે પ્રભાસખંડમાં વર્ણવેલાં દેવસ્થાનો અખંડિત અને આબાદ હતાં.

પ્રભાસખંડના લેખકે કૃતસ્મર પર્વત કે જે વર્તમાન ત્રિવેણીને સામે કાંઠે રામેશ્વરના મંદિર પાસે હતો, ત્યાંથી સ્થાનોનું વર્ણન શરૂ કર્યું છે. તેનો ક્રમ ક્યાંક ક્યાંક તૂટી જાય છે, છતાં તેનાં અંતરના માપ અને દિશાઓ બરાબર આપેલાં છે. જો આ વિદ્વાન લેખકે આ વર્ણન કરતી વખતે તેની કલ્પનાને ઉત્તેજીત કરી અસંબદ્ધ અને અસંભવ વાર્તાઓમાં શક્તિનો વ્યય કર્યો ન હોત અને મંદિરોનાં પુરાતત્વ કે સ્થાપત્યની દૃષ્ટિએ વર્ણનો આપ્યાં હોત તો એ ગ્રંથ એક વિપુલ સામગ્રીવાળો ગ્રંથ બની જાત.

પ્રભાસખંડ વર્ણવેલાં ઘણાં દેવસ્થાનો આજ અસ્તિત્વમાં નથી. અનેકનાં સ્થાનાંતર થયાં છે. કેટલાંયે દેવમંદિરો ખંડિત થયાં છે, કેટલાંયે મંદિરો મસ્જીદો કે દરગાહોનાં સ્વરૂપમાં પરિવર્તિત થયાં છે. કેટલાંક મંદિરોની મૂર્તિઓ નૂતન મંદિરોમાં કે અન્ય મંદિરોમાં પધરાવી છે, એટલે મૂળ સ્થાન અને વર્તમાન સ્થાનનો નિર્ણય કરવાનું દુષ્કર છે, છતાં

તે માટે ઘણા શ્રમપૂર્વક પ્રભાસખંડમાં વર્ણવેલાં સ્થાનો ક્યાં હતાં અને આજ ત્યાં શું છે તે માહિતી આ પરિશિષ્ટમાં આપવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ કાર્યમાં મને મારા કમભાગ્યે કોઈ નિષ્ણાતની સહાય મળી નથી એટલે સ્થળ નિર્ણયનું સમગ્ર ઉત્તરદાયિત્વ મારું છે. તેમા કોઈ ભૂલ કે સમજફેર હોય તો મારું ધ્યાન દોરવા સજ્જન વાંચકોને વિનંતી કરું છું.

પ્રભાસખંડનું વર્ણન વિચારતાં સ્પષ્ટપણે પ્રતીત થાય છે કે સોમનાથ ક્ષેત્રમાં દુર્ગ ન હતો. ત્રિવેણીના તીરેથી દેવકાના તીર સુધી માત્ર મંદિરો જ હતાં. વચ્ચે વચ્ચે સરિતાઓ વહેતી હતી. આખું નગર દેવસ્થાનોનું જ હતું. ચાતુર્વર્ણ્ય પ્રજા વર્તમાન શિતળાના મંદિર પાસે નગરાપુરનો ટીંબો કહેવાય છે[1] ત્યાં વસતી. નગરાપુરનું નામ, નાગરાદિત્ય સૂર્યનું ત્યાં મંદિર છે તેના ઉપરથી પડેલું, કે નગરમાં બંધાયેલું સૂર્યમંદિર નાગરાદિત્યનું કહેવાયું તે સ્પષ્ટ નથી, પણ આજે ઘણા શહેરોમાં 'વસ્તી' અને 'છાવણી' હોય છે તેમ 'નગરાપુર' અને 'સોમનાથ' હતાં. ત્રિવેણીથી શિતળા સુધી સરિતાતટે પાકા ઘાટ બાંધેલા હતા. બન્ને વચ્ચે ધોરી માર્ગ હતો અને વચ્ચે વચ્ચે મંદિરો, જલાશયો અને આશ્રમો હતાં.

## મહાદેવનાં મંદિરો

| ક્રમાંક. | નામ. | સ્થાન ક્યાં હતું કે હશે? | અત્યારે ક્યાં છે? |
|---|---|---|---|
| ૧ | સોમનાથ | અત્યારે છે ત્યાં જ. | છે ત્યાં જ. |
| ૨ | સિધ્ધેશ્વર | તેની પાસે. | નથી. |
| ૩ | ભીમેશ્વર (શ્વેતકેતિશ્વર) | તેની પાસે. | નથી. |

૧ આજ પણ પ્રતિવર્ષ ઉનાળામાં પ્રભાસમાં વસતાં સ્ત્રી પુરુષો નગરાપુર ઉજાણીએ જાય છે અને તેમના સદીઓ પહેલાના નિવાસસ્થાનની સ્મૃતિ તાજી કરે છે.

| | | | |
|---|---|---|---|
| ૪ | કેદારેશ્વર | વર્તમાન રૂદ્રેશ્વર છે તે હોવા સંભવ છે. સ્મશાનમાં પડથાર છે તે પણ હોય! | "મ્લેચ્છના સ્પર્શ ના ભયે સમુદ્રમાં લય થયા" (પ્રભાસખંડ). |
| ૫ | રૂદ્રેશ્વર | સરસ્વતી સંગમે. | ત્રિવેણીને માર્ગે. |
| ૬ | ભૈરવેશ્વર | નં. ૩ની પૂર્વે. | નથી. રેતીમાં દટાઇ ગયા હશે. |
| ૭ | ચંડીશ | નં. ૩ની પૂર્વે. | નથી. રેતીમાં દટાઈ ગયા હશે. |
| ૮ | આદિત્યેશ્વર (રત્નેશ્વર) | નં. ૧ની પશ્ચિમે સમુદ્રતીરે. | વાઘેશ્વરી પાસે છે. તે રત્નેશ્વર હોવા સંભવ છે. |
| ૯ | ચંદ્રેશ્વર | સદર | સદર |
| ૧૦ | અંગારેશ્વર | સોમનાથ સમીપ. | રેતીમાં દટાઇ ગયા હોવાનું જણાય છે. |
| ૧૧ | બુધ્ધેશ્વર | સદર | સદર |
| ૧૨ | બૃહસ્પતેશ્વર | સદર | સદર |
| ૧૩ | શુક્રેશ્વર | સદર | સદર |
| ૧૪ | શનેશ્વર | સદર | સદર |
| ૧૫ | નવગ્રહેશ્વર | સદર | સદર |
| ૧૬ | કેત્વેશ્વર | સદર | સદર<br>નં. ૮થી ૧૬ નવ ગ્રહોનાં નામે શિવ મંદિરો હતાં. |
| ૧૭ | કપિલેશ્વર | સોમનાથની ઉત્તરે | રેતીમાં દટાઇ ગયા હોવાનું જણાય છે. |

| | | | |
|---|---|---|---|
| ૧૮ | ગંધર્વેશ્વર | સદર | સદર |
| ૧૯ | વિમલેશ્વર | સદર | સદર |
| ૨૦ | ધનદેશ્વર | સદર | સદર |
| ૨૧ | લક્ષ્મીશ્વર | સમુદ્રતીરે | આ પાંચે લિંગો |
| ૨૨ | ભૈરવેશ્વર | પંચ વકત્ર | રેતીમાં દટાઈ ગયાં |
| ૨૩ | વાડવેશ્વર | મહાદેવનાં નં. ૨૧ થી ૨૫ | હોવાનું જણાય છે. |
| ૨૪ | અર્ઘ્યેશ્વર | પાંચ લિંગો. | |
| ૨૫ | કામેશ્વર | | |
| ૨૬ | ગૌરીશ્વર | ગૌરી તપોવનમાં. | ગૌરી કુંડમાં, છે ત્યાં જ. |
| ૨૭ | વરુણેશ્વર | વર્તમાન વેણેશ્વર છે. ત્યાં હશે. | મૂળ વરુણેશ્વર નથી, ત્યાં વેણેશ્વર છે. |
| ૨૮ | ઉષેશ્વર | નં. ૨૭ પાસે. | નથી. |
| ૨૯ | સાંકલ્યેશ્વર | મહારાણી અહલ્યાબાઈ એ સોમનાથ તરીકે સ્થાપના કરી તે. | નૂતન મંદિરમાં (અહલ્યાબાઇવાળા મંદિરમાં) ભોંયરામાં છે તે. |
| ૩૦ | કલકલેશ્વર | સમુદ્રતીરે. | નથી. |
| ૩૧ | લકુલેશ્વર (લકુલીશ) | સદર | સદર |
| ૩૨ | ઉત્તંકેશ્વર | સદર | સદર |
| ૩૩ | વૈશ્વાનરેશ્વર | સદર | સદર |

| | | | |
|---|---|---|---|
| ૩૪ | ગૌતમેશ્વર | નં ૩૧ પૂર્વે સમુદ્રતીરે | સદર |
| ૩૫ | પાડવેશ્વર | ગૌરીકુંડ સામેના ભાગમા હોવા સભવ છે | નથી |
| ૩૬ | ભૂતેશ્વર | પ્રથમ રૂદ્ર સોમનાથ હોવા સંભવ છે | નથી |
| ૩૭ | નીલરૂદ્ર | સોમનાથના ઉત્તર ભાગે લગભગ ૧૦૬ ફીટ દૂર | નથી |
| ૩૮ | કપિલેશ્વર | ન ૩૭ની પૂર્વે | નથી |
| ૩૯ | વૃષતેશ્વર | બ્રહ્માના સ્થાન પાસે (બ્રહ્મકુંડ પાસે ?) | નથી |
| ૪૦ | ત્ર્યબકેશ્વર | નિશ્ચિત થતુ નથી | નથી |
| ૪૧ | અઘોરેશ્વર | ન ૪૦ પાસે | સોમનાથ વાડામા દે તે હોવા સભવ છે |
| ૪૨ | મહાકાલેશ્વર | સરસ્વતી સમુદ્ર સગમે | નથી લિંગ છે |
| ૪૩ | ભૈરવેશ્વર | સ્થાન અનિશ્વિત | નથી |
| ૪૪ | મૃત્યુજ્યેશ્વર | સૂર્યમદિરસમીપ ત્રિવેણીના માર્ગે | નથી |
| ૪૫ | કામેશ્વર | ખાણિયામા હશે | મદિર નથી લિગ શારદામઠમા છે |

| | | | |
|---|---|---|---|
| ૪૬ | યોગેશ્વર | સદર. | નથી. નં. ૩૩થી ૪૬ એકાદશ રૂદ્ર કહેવાય છે[1] |
| ૪૭ | ચંદ્રેશ્વર | સોમનાથથી વાયવ્યમાં ૪૦૦ ફીટ દૂર. | સમુદ્રમાં કે રેતીમાં વિલિન થયુ હશે. ભુત કોઠો નામે ઓળખાતું સ્થળ કે પીળી મસ્જીદ હોય.[2] |
| ૪૮ | દંડપાણીશ્વર | નં. ૪૭ની પૂર્વે. | નથી. |
| ૪૯ | કપાલેશ્વર | વર્તમાન જૈન દેરાસરોની આજુબાજુમાં હોવાનું જણાય છે. | નથી. કદાચ વર્તમાન હાટકેશ્વર છે ત્યાં હોય અથવા મલેકની ડેલીમાં શિવાલય હતું તે હોય. |
| ૫૦ | શશિભૂષણ | સમુદ્રતીરે સોમનાથની પશ્ચિમે. | અત્યારે છે તે જ સ્થળ. |
| ૫૧ | જવરદગ્ધેશ્વર | નં. ૫૦ પાસે | વર્તમાન રોટલેશ્વર. અહીં મંદિર નથી પાછળથી એક ડેરી બનાવેલી છે. |

---

૧ શ્રીમંત સરકાર ગાયકવાડ તરફથી નીચેના મંદિરોમાં એકાદશ રૂદ્રની પૂજા થાય છે ૧ રત્નેશ્વર (વાઘેશ્વરી) ૨ બ્રહ્મેશ્વર (બ્રહ્મકુંડ) ૩ શ્રાવણેશ્વર–રથનેશ્વર– આદિત્યેશ્વર, (જલપ્રભાસ) ૪ રૂદ્રેશ્વર ૫ કાશીવિશ્વનાથ ૬ ભીમેશ્વર ૭ ઋણમુક્તેશ્વર ૮ દશાશ્વમેધેશ્વર ૯ યમેશ્વર–તપેશ્વર ૧૦ જામદગ્નેશ્વર ૧૧ સિદ્ધેશ્વર–સૂર્યેશ્વર (સૂર્યદેવળ). ઉપરાંત રામેશ્વર, અઘોરેશ્વર, શશિભૂષણ, સાક્ષી વિનાયક તથા સોમનાથજીની પણ પૂજા થાય છે.

૨ પીળી મસ્જીદ હોવા વિશેષ સંભવ છે. કારણ ચંદ્રનાં મંદિરો પીળા પથ્થરનાં હતાં.

| | | | |
|---|---|---|---|
| ૫૨ | પ્રત્યુષેશ્વર | સોમનાથની ઈશાને, ૩૪૪ ફીટ આશરે દૂર. | નથી. |
| ૫૩ | અનિલેશ્વર | નં. ૫૨થી ૨૪ ફીટ, દૂર. | નથી. |
| ૫૪ | પ્રભાસેશ્વર | ગૌરી તપોવનથી પશ્ચિમે આશરે ૪૮ ફીટ અને રામપુષ્કર થી ૫૪ ફીટ દૂર. | નથી. વર્તમાન રૂપી વાવ પાસે હશે નં. ૫૨–૫૩–૫૪ આઠ વસુઓ પૈકી ત્રણ વસુઓના સ્થાપેલાં લિંગો છે. |
| ૫૫ | રામેશ્વર | રામપુષ્કર તીર્થ. | રામવાડીમાં મંદિર છે. |
| ૫૬ | જાનકેશ્વર | સદર | નથી. |
| ૫૭ | વસિષ્ઠેશ્વર | સદર | નથી. |
| ૫૮ | પુષ્કરેશ્વર | નં. ૫૭થી નૈઋત્યે લગભગ ૧૪૦ ફીટ દૂર. | નથી. |
| ૫૯ | ભૂતેશ્વર | શંખેશ્વરની વાવથી ઇશાને લગભગ ૧૪૦ ફીટ દૂર. | નથી. રામરાખ ચોકના મઠમાં કે વર્તમાન લાયબ્રેરીના સ્થળે હોય! |
| ૬૦ | રામેશ્વર | નં. ૫૯થી પશ્ચિમે | જગદીશચંદ્ર હરિલાલ આચાર્યના ઘરની સામે હોવા સંભવ છે. |
| ૬૧ | ચિત્રગંધરેશ્વર | નં. ૬૦ની પાછળના ભાગમાં. | મંદિર નથી. લિંગ દરજી વાડામાં છે. |

| | | | |
|---|---|---|---|
| ૬૨ | રાવણેશ્વર | સૂર્યમંદિરની ઉત્તરે. | મંદિર નથી. લિંગ કોઠા ખડકીમાં છે. આ સ્થાન વર્તમાન બજારના નાકે તેની પશ્ચિમે કે એટલામાં હશે! |
| ૬૩ | પૌલોમીશ્વર | સૂર્યમંદિરની પશ્ચિમે. | નથી. બજારની પશ્ચિમ દિશામાં હશે. |
| ૬૪ | શાંકિલ્યેશ્વર | નં. ૬૩ પાસે | નથી. બજારની પશ્ચિમે હશે. |
| ૬૫ | ક્ષેમેશ્વર | નં. ૬૪ની ઉત્તરે | સામુદ્રી માતા તરફ જવાનો રસ્તો વળે છે ત્યાં, વડલાવાળી મસ્જીદના સ્થળે હોવા સંભવ છે. |
| ૬૬ | અક્ષમાલેશ્વર | ત્રિવેણી માર્ગની ઉત્તરે. | નથી. ખાણિયામાં હશે. |
| ૬૭ | પાંશુપતેશ્વર | નં. ૬૬ પાસે | નથી. ખાણિયામાં હશે. |
| ૬૮ | નાલેશ્વર (ધ્રુવેશ્વર) | નં. ૬૬ પાસે | નથી. ખાણિયામાં હશે. |
| ૬૯ | લોમેશ્વર | ત્રિવેણી માર્ગ અને સમુદ્રની વચ્ચે. | વર્તમાન બાલાજી મંદિર પાસે હશે. |
| ૭૦ | ચિત્રેશ્વર | નં. ૬૮ પાસે | નથી. |
| ૭૧ | વિચિત્રેશ્વર | નં. ૭૦ પાસે | વર્તમાન ચિત્રા–વિચિત્રાનું સ્થાન છે ત્યાં આ બન્ને મંદિરો હશે. |

| | | | |
|---|---|---|---|
| ૭૨ | યમેશ્વર તપેશ્વર | ગૌરી તપોવનની પૂર્વે. | ગૌરીકુંડ પાસેનાં ખેતરોમાં. મંદિર નથી. લિંગો છે. |
| ૭૩ | હિરણ્યેશ્વર | બ્રહ્મકુંડની વાયવ્યે. | નથી. હિરણ્યેશ્વર, શિતળાના ટીંબા પાસે છે. |
| ૭૪ | ભૈરવેશ્વર. | નં. ૭૩ પાસે. | નથી. |
| ૭૫ | ચતુર્મુખ મહાદેવ | સમુદ્ર તીરે. | નથી. મૂર્તિ જૂનાગઢ મ્યુઝીયમમાં છે. |
| ૭૬ | સાવિત્રીશ્વર | ગૌરી તપોવનની ઉત્તરે. | સાવિત્રીનો ટીંબો છે ત્યાં હશે. |
| ૭૭ | નારદેશ્વર | નં. ૭૬ પાસે. | નથી. |
| ૭૮ | શૂલહસ્તિની મહેશ્વર | નં. ૭૫ની દક્ષિણે. | નથી. |
| ૭૯ | બ્રહ્મેશ્વર | બ્રહ્મકુંડ પાસે. | નથી. નં. ૭૬–૭૭–૭૮ ૭૯—ચાર ભૈરવો કહેવાય છે. |
| ૮૦ | ગાયત્રીશ્વર | સૂર્યમંદિર પાસે. | ગાયત્રીનું સ્થાન છે ત્યાં હશે. |
| ૮૧ | રત્નેશ્વર | વિષ્ણુકુંડ પાસે. | ખેતરમાં ખંડિત લિંગ છે. મંદિર નથી. |
| ૮૨ | વૈનતેયેશ્વર | નં. ૮૧ પાસે. | નથી. |
| ૮૩ | સત્યભામેશ્વર | સદર | નથી. |
| ૮૪ | અનંગેશ્વર | સદર | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૮૫ | લક્ષ્મણેશ્વર | ગૌરી તપોવનની પૂર્વે. | નથી. શાહુના ટીંબા પાસે હશે. |
| ૮૬ | અનંતેશ્વર | સદર | નથી. |
| ૮૭ | અષ્ટકુલેશ્વર | નં. ૮૬ની દક્ષિણે. | નથી. |
| ૮૮ | નાસત્યેશ્વર | સદર | નથી. |
| ૮૯ | અશ્વિનેશ્વર | સદર | નથી. |
| ૯૦ | વૈવતેશ્વર | સાવિત્રીની ઉત્તરે. | નથી. |
| ૯૧ | દશરથેશ્વર | નં. ૯૦ પાસે | નથી. |
| ૯૨ | ભરતેશ્વર | સાવિત્રીની પશ્ચિમે | નથી. |
| ૯૩ | કુશેશ્વર | સદર | નથી. |
| ૯૪ | ગર્ગેશ્વર | સદર | નથી. |
| ૯૫ | પુષ્કરેશ્વર | સદર | નથી. |
| ૯૬ | મૈત્રેયેશ્વર | સદર | નથી. |
| ૯૭ | કુંતેશ્વર | સાવિત્રીની પૂર્વે. | નથી. |
| ૯૮ | સિદ્ધેશ્વર | અર્કસ્થળના અગ્નિ ખૂણામાં | નથી. |
| ૯૯ | નકુલીશ | સદર | નથી. |
| ૧૦૦ | માંડવ્યેશ્વર | નં. ૯૮ ની દક્ષિણે | નથી. |
| ૧૦૧ | ભાર્ગવેશ્વર | સદર | નથી. |
| ૧૦૨ | પુષ્પદન્તેશ્વર | સદર | નથી. |
| ૧૦૩ | મંકીશ્વર | અર્કસ્થળની દક્ષિણે રામેશ્વરની ઉત્તરે. | હિરણ્યા-સરસ્વતીના સંગમે નવું મંદિર છે. ત્યાં હશે. |
| ૧૦૪ | અજીગર્તેશ્વર | બ્રહ્મકુંડ તથા સંગમ વચ્ચે | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૦૫ | વિશ્વકર્મેશ્વર | સદર | નથી. |
| ૧૦૬ | યમેશ્વર | સદર | નથી. |
| ૧૦૭ | અમરેશ્વર | સદર | નથી. |
| ૧૦૮ | જામદગ્નેશ્વર | ત્રિવેણી પાસે. | મંદિર નથી. પ્રભાસ નગરમાં ગોલવાડને નાકે લિંગ છે. |
| ૧૦૯ | રામેશ્વર | કૃતસ્મર પાસે. | ત્રિવેણીને સામે કાંઠે નવું મંદિર છે. |
| ૧૧૦ | કૃતસ્મર | ત્રિવેણીને સામે કાંઠે. | નથી. ખાણો છે. |
| ૧૧૧ | માર્કન્ડેશ્વર | સૂર્યમંદિર પાસે. | નથી. |
| ૧૧૨ | પુલસ્ત્યેશ્વર | નં. ૧૧૧ પાસે. | નથી. |
| ૧૧૩ | પુલહેશ્વર | નં. ૧૧૨ની ઉત્તરે. | નથી. |
| ૧૧૪ | ક્રત્વીશ્વર | નં. ૧૧૩ની નૈઋત્યે. | નથી. |
| ૧૧૫ | કશ્યપેશ્વર | નં. ૧૧૪ની પૂર્વે. | નથી. |
| ૧૧૬ | કૌશિકેશ્વર | નં. ૧૧૫ની ઈશાને. | નથી. |
| ૧૧૭ | કુમારેશ્વર | નં. ૧૧૧ની દક્ષિણે. | નથી. |
| ૧૧૮ | ગૌતમેશ્વર | નં. ૧૧૧ની ઉત્તરે. | નથી. |
| ૧૧૯ | દેવરાજેશ્વર | નં. ૧૧૮ની પાશ્ચમે. | નથી. |
| ૧૨૦ | માનવેશ્વર | નં. ૧૧૯ પાસે. | નથી. |
| ૧૨૧ | નીલકંઠ | નં. ૧૧૧ની દક્ષિણે. | નથી. |
| ૧૨૨ | વૃષભધ્વજેશ્વર | નં. ૧૧૧ની દક્ષિણે. | નથી. |
| ૧૨૩ | ઋણ મોચન | હિરણ્યા તટે. | મંદિર નથી. લિંગ છે. |
| ૧૨૪ | રૂક્મિણી તીર્થના મહાદેવ | નં. ૧૨૩ પાસે. | નથી. |
| ૧૨૫ | ઈન્દ્રેશ્વર | દેહોત્સર્ગ ઘાટ ઉપર. | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૨૬ | વામનકેશ્વર | નં. ૧૨૫ની ઉત્તરે. | નથી. |
| ૧૨૭ | નરકેશ્વર | નં. ૧૨૬ પાસે. | નથી. |
| ૧૨૮ | મેઘેશ્વર | દેહોત્સર્ગ ઘાટ પાસે. | ઘાટ પાસેની વાડીમાં હશે ! |
| ૧૨૯ | બલભદ્રેશ્વર | નં. ૧૨૫ પાસે. | નથી. બલદેવજીની ગુફા છે ત્યાં હશે. |
| ૧૩૦ | દશાશ્વ–મેઘેશ્વર | હિરણ્યાતટે. | છે ત્યાં જ હશે. |
| ૧૩૧ | વજ્રેશ્વર– | સદર. યાદવાસ્થળી. | નથી. |
| ૧૩૨ | કપિલેશ્વર | નં. ૩૭ની પૂર્વે. | શશિભૂષણ પાસે સમુદ્રતીરે લિંગ છે. |
| ૧૩૩ | હાટકેશ્વર | સોમનાથથી પશ્ચિમે શશિભૂષણથી પૂર્વે. | માંગરોલી શાહની દરગાહ છે ત્યાં હશે. |
| ૧૩૪ | ગુપ્તેશ્વર | સ્થાન અનિશ્ચિત. | નથી. |
| ૧૩૫ | બહુસુવર્ણેશ્વર | સરિતા તટે. | વર્તમાન સોનારિયા ગામ પાસે હશે. સંભવતઃ કુલ લશ્કર પાસે. |

**વિષ્ણુનાં મંદિરો**

| | | | |
|---|---|---|---|
| ૧૩૬ | દૈત્યસૂદન. | ચક્રતીર્થમાં. | મંદિર નષ્ટ થયુ છે. શ્રીની મૂર્તિ નૂતન મંદિરમાં છે. |
| ૧૩૭ | આદિનારાયણ હરિ | નં. ૧૩૬ પાછળ. કોટની રાંગ પાસે. | નથી. |
| ૧૩૮ | ચક્રધર વિષ્ણુ | સોમનાથથી ઉત્તરે આશરે ૪૦ ફીટ દૂર. | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૩૯ | વામન સ્વામી | રામ પુષ્કરની નૈઋત્યે, આશરે ૧૪૦ ફીટ દૂર. | નથી. |
| ૧૪૦ | મોક્ષ સ્વામી વિશ્નુ | બ્રહ્મકુંડ અને સ્મશાન વચ્ચે હશે. | નથી. |

## દેવીઓનાં મંદિરો કે સ્થાનો

| | | | |
|---|---|---|---|
| ૧૪૧ | અજાપાલેશ્વરી | સોમનાથની પશ્ચિમે. | નથી. |
| ૧૪૨ | મંગલાદેવી. | સદર | નથી. |
| ૧૪૩ | વરારોહાદેવી. | સદર | નથી. |
| ૧૪૪ | વિશાલાક્ષી દેવી | સદર | નથી. |
| ૧૪૫ | તુત્વરા દેવી | સદર | નથી. |
| ૧૪૬ | ક્ષેત્રા દૂતિ | સ્થાન અનિશ્ચિત. | અજ્ઞાત. |
| ૧૪૭ | લલિતા | સોમનાથની પશ્ચિમે. | નથી. |
| ૧૪૮ | યોગેશ્વરી | ચક્રતીર્થ પૂર્વ ભાગે. | કોટની રાંગમાં ખાઈમાં હશે. |
| ૧૪૯ | ગૌરી. | ગૌરી તપોવનમાં. | ગૌરીકુંડમાં. |
| ૧૫૦ | કુમારીશ્વરી | સદર | ગૌરીકુંડમાં આ માતાજીનું મંદિર હોવું જોઈએ. |
| ૧૫૧ | કંટકશોધિણી | સૂર્યમંદિરની ઉત્તરે. | નથી. બજારની વચમાં કોઈ સ્થળે હશે. |
| ૧૫૨ | મહિષાસુર મર્દિની | જૈન મંદિરોની પશ્ચિમે હશે. | મૂર્તિ બ્રહ્મપુરીમાં છે. મંદિર નથી. |
| ૧૫૩ | બલાતિબલ દૈત્યઘ્ની (ક્ષેત્રદેવી) | સ્થાન અનિશ્ચિત. | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૫૪ | મહાલક્ષ્મી આદિ સ્થાપનો ચોસઠ જોગણીઓ | અનિશ્ચિત સ્થાન. | નથી. સોમનાથ પાસે નવ દૂર્ગા હોવા સંભવ છે. |
| ૧૫૫ | સૌભાગ્યગૌરી | સૂર્યમંદિરની ઉત્તરે. | મલેક ડેલીમાં હોવા સંભવ છે. |
| ૧૫૬ | મહાલક્ષ્મી | સોમનાથના ઈશાન ખૂણામાં. | નથી. |
| ૧૫૭ | મહાકાલી | નં. ૧૫૬ પાસે | મંદિર નથી. મૂર્તિ નવા મંદિરમાં છે. |
| ૧૫૮ | દુઃખાન્તકારિણી દેવી (શિતળા) | બ્રહ્મકુંડની ઉત્તરે. | અત્યારે શિતળાનું સ્થાન નગરાપુરામાં. |
| ૧૫૯ | દુર્ગન્ધાભાસુર | બ્રહ્મકુંડના ઈશાન ભાગે. | નથી. |
| ૧૬૦ | સાવિત્રીદેવી | ગૌરી તપોવનની ઉત્તરે. | સાવિત્રીનો ટીંબો છે ત્યાં. |
| ૧૬૧ | ભૂતમાતૃકા દેવી | નં. ૧૬૦ થી પશ્ચિમે આશરે ૬૫૦ ફીટ દૂર. | નથી. વર્તમાન પોસ્ટમોર્ટમ રૂમ પાસે હશે. |
| ૧૬૨ | સરસ્વતી (ગૌરી) | ચંડીશ્વરના નૈઋત્યે ત્રિવેણીતટે. | નથી. સરસ્વતીનું સ્થાન નગરમાં છે. |
| ૧૬૩ | ચંડિકા (કર્ણ માતા) | સ્મશાનમાં. | કાલિકા સ્વરૂપે છે. |
| ૧૬૪ | કુમારીશ્વરી | ઉત્તરની. પ્રભાસની દિગ્દેવી, નગરની ઉત્તરે. | કનકાઇના માર્ગે કદાચ ડાબે હાથે મકાન છે ત્યાં હોવા સંભવ છે. |

| | | | |
|---|---|---|---|
| ૧૬૫ | સુવર્ણલા ભૈરવી | રામપુષ્કરની ઉત્તરે. | કદાચ માત્રી વાવ હોય. |

## સૂર્ય મંદિરો

| | | | |
|---|---|---|---|
| ૧૬૬ | સામ્બાદિત્ય સૂર્ય | સોમનાથથી ઉત્તરે. | વર્તમાન મ્યુઝિયમ છે ત્યાં. |
| ૧૬૭ | સાગરાદિત્ય સૂર્ય | ત્રિવેણીને માર્ગે | શિખર ખંડિત થયેલું મંદિર છે તે. |
| ૧૬૮ | ગોપાદિત્ય સૂર્ય | રામપુષ્કરથી ઉત્તરે. | નથી. રામરાખ ચોકથી લુહારવાડા વચ્ચે હોવા સંભવ છે. |
| ૧૬૯ | ચિત્રાદિત્ય સૂર્ય | બ્રહ્મકુંડ પાસે. | ભાટિયા ધર્મશાળા પાછળ હશે. |
| ૧૭૦ | રાજભટ્ટાર્ક સૂર્ય | સાવિત્રી પાસે. | શાહુના ટીંબા ઉપર કે પાસે હશે. વલ્લભી મહારાજાનું બાંધેલું હોવા સંભવ છે. |
| ૧૭૧ | નાગરાદિત્ય સૂર્ય | સરિતાતટે | વર્તમાન શિતળાના ટીંબા પાસે જૂનું મંદિર છે તે. |
| ૧૭૨ | નંદાદિત્ય | નગરની ઉત્તરે. | કનકાઈને માર્ગે હોવા સંભવ છે. |
| ૧૭૩ | કર્કોટકાર્ક | સમુદ્રતટે શશિભૂષણથી પૂર્વે. | માઇપુરી મસ્જીદ છે. તે અથવા તેની પાસે હોવાનો સંભવ છે. |
| ૧૭૪ | દુર્વાસાદિત્ય. | યાદવાસ્થળીમાં. | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૧૭૫ | મૂલસૂર્ય (મૂલસ્થાન) | સુત્રાપાડામાં પ્રભાસથી ૧૦ માઈલિ દૂર. | છે. |
| ૧૭૬ | પર્ણાદિત્ય સૂર્ય | ભીમદેવળમાં પ્રભાસથી ૧૬ માઇલ દૂર. | છે. |
| ૧૭૭ | બાલાર્ક | પ્રાચી પાસે ગાંગેચા ગામે પ્રભાસથી ૨૨ માઇલ દૂર. | નથી. |
| ૧૭૮ | આદિત્યસૂર્ય | ઉંબા ગામે પ્રભાસથી ૧૬ માઇલ દૂર. | છે. |
| ૧૭૯ | મલ્લસૂર્ય | ખોરાસા ગામે પ્રભાસથી ૨૦ માઈલિ દૂર. | નથી. પડથારદેખાયછે. |
| ૧૮૦ | બકુલાદિત્ય (બકુલ સ્વામી) | ઉના દેલવાડા વચ્ચે પ્રભાસથી ૪૮ માઇલ દૂર. | નથી. |
| ૧૮૧ | નારદાદિત્ય સૂર્ય | ઉના ગામે પ્રભાસથી ૪૮ માઈલિ દૂર. | નથી. નં. ૧૬૬થી નં. ૧૭૪ પ્રભાસમાં છે. નં. ૧૭૫ થી ૧૮૧ પ્રભાસ ક્ષેત્રમાં છે સૂર્યની ૧૬ કળાના આ ૧૬ મંદિરોને એક સાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. |

## ગણપતિના મંદિરો

| | | | |
|---|---|---|---|
| ૧૮૨ | કપર્દી વિઘ્નેશ | સોમનાથ પાસે, | હાલ છે ત્યાં જ. |
| ૧૮૩ | જળવાસ ગણેશ | વરુણેશ્વર પાસે. | નથી. એક મૂર્તિ સ્વ. કાનજી ભટના ઘરમાં છે તે હોય! |

| | | | |
|---|---|---|---|
| ૧૮૪ | કપર્દી ગણેશ | નાના દરવાજા પાસે. | નથી. |
| ૧૮૫ | કુંભોદર ગણેશ. | ત્રીજા પુષ્કરમાં (?) | નથી. મૂર્તિ જૂનાગઢ મ્યુઝિયમમાં છે. |
| ૧૮૬ | દુર્ગકૂટક ગણેશ | સ્થાન અનિશ્ચિત. | નથી. મોટા દરવાજે હશે. |

તીર્થો

| | | | |
|---|---|---|---|
| ૧૮૭ | ચક્રતીર્થ | દૈત્યસૂદન વિષ્ણુ પાસે. | વર્તમાન ચક્કરીઉં. |
| ૧૮૮ | પુષ્કર તીર્થ | કુલ આઠ પુષ્કર તીર્થો હતાં. તેમાં સાત નષ્ટ થયાં છે. રામપુષ્કર એક જ વિદ્યમાન છે. | રામરાખ ચોકમાં. |
| ૧૮૯ | દેવખાત તીર્થ | સાવિત્રી પાસે. | નથી. |
| ૧૯૦ | સૂર્યતીર્થ | સાગરાદિત્ય પાસે. | શારદામઠ પાસે. |
| ૧૯૧ | રૂકિમણીતીર્થ | હિરણ્યાતટે. | નૃસિંહ ઘાટ પાસે. |
| ૧૯૨ | ગોત્રોત્સર્ગ તીર્થ (પ્રેતમોચન તીર્થ) | સદર | દેહોત્સર્ગ ઘાટ. |
| ૧૯૩ | ભલ્લ તીર્થ | સ્થાન અનિશ્ચિત. | ભાલકાતીર્થ. વર્તમાન ભાલકા નહિ. મૂળ ભલ્લ તીર્થ. સરસ્વતી હિરણ્યા વચ્ચે કાજલી ગામ પાસે હશે. |
| ૧૯૪ | શશતીર્થ | સ્થાન અનિશ્ચિત. | નથી. |

ક્ષેત્રો

| | | | |
|---|---|---|---|
| ૧૯૫ | સુદર્શન ક્ષેત્ર (વૈશ્રવ ક્ષેત્ર) | વિષ્ણુકુંડ પાસે. વિશ્નુનાં મંદિરો. | નથી. ખેતરોમાં હોવા સંભવ છે. |

| | | |
|---|---|---|
| ૧૯૬ સૂર્યક્ષેત્ર | સૂર્યમંદિરથી સંગમ વચમાં. | |
| ૧૯૭ કપિલક્ષેત્ર | શશિભૂષણથી પશ્ચિમે. | કપિલ ગંગા કહેવાય છે. ત્યાં, અત્યારે પણ ખડકોમાંથી સમુદ્રની ઓટ વખતે મીઠું પાણી મળે છે તે સ્થળ. |
| **વાપીઓ–કૂપો** | | |
| ૧૯૮ ચંદ્રવાપી | નં. ૧૪૦ પાસે. | રેતીમાં દટાઇ ગઈ છે. |
| ૧૯૯ નિધાનવાપી | વૃદ્ધ પ્રભાસ પાસે. | સદર |
| **કૂપો** | | |
| ૨૦૦ પાંડુ કૂપ | પ્રાચીના માર્ગે પાંચ પાંડવોના મંદિરો છે ત્યાં. | પાંડવ કૂવો કહેવાય છે તે સ્થળ. મંદિર નથી. કૂવો છે. |
| ૨૦૧ કુમારકૂપ | સૂર્યમંદિર–સરિતા વચ્ચે. | દેહોત્સર્ગ ઘાટ પાસે હોવા સંભવ છે. |
| ૨૦૨ ત્રિતકૂપ | સ્થાન અનિશ્ચિત. | — |
| **વનો** | | |
| ૨૦૩ શ્રીમુખવન | કેદારેશ્વર પાસે. | રૂદ્રેશ્વર ખાણિયામાં. |
| ૨૦૪ મિત્રવન | ભલ્લતીર્થ પાસે. | વર્તમાન ભાલકા હોય તો ત્યાં નહિતર પ્રાચી પાસે. |

**અરણ્ય**

| | | | |
|---|---|---|---|
| ૨૦૫ | પુષ્કરારણ્ય | રામપુષ્કર પાસે | રામરાખ ચોકમાં રામવાડી. |

**સ્મશાન**

| | | | |
|---|---|---|---|
| ૨૦૬ | મહાસ્મશાન | સરિતા સંગમે. | ત્યાં જ છે. |

**કુંડો**

| | | | |
|---|---|---|---|
| ૨૦૭ | અગ્નિકુંડ | સોમનાથની દક્ષિણે આશરે ૬૫૦ ફીટ. | સમુદ્રમાં કે રેતીમાં લુપ્ત થયો હોવાનું જણાય છે. |
| ૨૦૮ | પદ્મકુંડ | સદર | સદર |
| ૨૦૯ | રૂદ્રકુંડ | રૂદ્રેશ્વર પાસે. | છે ત્યાં જ. બીસ્માર સ્થિતિમાં છે. |
| ૨૧૦ | ગૌરીકુંડ | ગૌરી તપોવન. | અત્યારે છે ત્યાં. |
| ૨૧૧ | ચક્રકુંડ | સોમનાથની ઇશાને. | સદર |
| ૨૧૨ | શંખોદક | રામપુષ્કરથી પશ્ચિમે. | શંખેશ્વરની વાવ કહેવાય છે. |
| ૨૧૩ | બ્રહ્મકુંડ | સમુદ્ર પ્રતિ જતાં. | અત્યારે છે ત્યાં. |
| ૨૧૪ | કુંડલકુંડ | નં. ૨૧૩ પાસે. | થોડા વર્ષો પહેલાં જ રેતીમાં દટાઈ ગયો છે. |
| ૨૧૫ | રત્નકુંડ | ગૌરી તપોવનથી પૂર્વે. | વર્તમાન વિષ્ણુકુંડ હોવા સંભવ છે. |
| ૨૧૬ | આદ્ય પ્રભાસ | ત્રિવેણી તથા કેદારની વચમાં. | છે. કુંડમાં મૂર્તિઓ છે. |
| ૨૧૭ | વૃદ્ધ પ્રભાસ | સદર | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૨૧૮ | જલ પ્રભાસ | સદર | છે. કુંડમાં મૂર્તિઓ છે. |
| ૨૧૯ | મહા પ્રભાસ | સદર | નથી. રેતીમાં દટાઈ ગયો છે. |
| ૨૨૦ | કૃતસ્મર પ્રભાસ | સદર | સદર |
| ૨૨૧ | સૂર્યકુંડ | સૂર્યક્ષેત્રમાં. | ત્રિવેણી માર્ગ સૂર્ય દેવળ પાસે. |
| ૨૨૨ | રામપુષ્કરકુંડ | પુષ્કરારણ્યમાં | રામરાખ ચોક પાસે છે ત્યાં જ. |
| ૨૨૩ | કામકુંડ | સરસ્વતી તટે કૃતસ્મરની દક્ષિણે. | સમુદ્રમાં કે રેતીમાં લુપ્ત થયો હોવાનું જણાય છે. |
| ૨૨૪ | ભલ્લકુંડ | ભલ્લ તીર્થમાં. | ભાલકા તીર્થમાં. |
| ૨૨૫ | સુવર્ણકુંડ | સ્થાન અનિશ્ચિત. | — |
| **વિવર (ભોંયરાં)** | | | |
| ૨૨૬ | પાતાલ વિવર | સોમનાથથી ઇશાન ખુણામાં–વરારોહા મંદિર પાસે. | લુપ્ત. સલાટવાડામાં નારીશ્વર–માહેશ્વરના મંદિરમાં છે તે હોય? |
| ૨૨૭ | શ્રીમુખ વિવર | સૂર્યક્ષેત્રમાં. | સૂર્યમંદિર પાસે. |
| ૨૨૮ | નાગ વિવર | નાગસ્થાનમાં | દેહોત્સર્ગના ઘાટ પાસે. |
| ૨૨૯ | પાતાલ વિવર | વજ્રેશ્વર–યાદવાસ્થળીમાં. | લુપ્ત. |
| **નાગ** | | | |
| ૨૩૦ | નાગસ્થાન | ગોત્રોત્સર્ગ પાસે. | દેહોત્સર્ગના ઘાટ પાસે. |

## ક્ષેત્રપાળ

| | | | |
|---|---|---|---|
| ૨૩૧ | કંકાલ ભૈરવ | ચિત્રેશ્વર–વિચિત્રેશ્વર પાસે. | ચિત્રાવિચિત્રા પાસે. |

## આશ્રમ

| | | | |
|---|---|---|---|
| ૨૩૨ | અગસ્ત્યાશ્રમ | ગૌરી તપોવન પાસે. | નથી. |

## નદીઓ

| | | | |
|---|---|---|---|
| ૨૩૩ | હિરણ્યા | સરસ્વતીના પાંચ સ્રોતો પૈકીની. | ગિરમાંથી નીકળી સાસણ પાસે થઈ પ્રભાસમાં ત્રિવેણીમાં સમાઈ. |
| ૨૩૪ | વ્રજની | | માળિયા મહાલમાં છે પણ તે આ નદી નથી. |
| ૨૩૫ | ન્યંકુમતી | પ્રભાસ ખંડના વર્ણન પ્રમાણે તે શિંગવડો હોવાનું જણાય છે. | લુપ્ત–કદાચ તળાવમાં જાય છે તે હોય. |
| ૨૩૬ | કપિલા | | ભૂગર્ભમાં છે. |
| ૨૩૭ | સરસ્વતી | | ગિરમાંથી નીકળી પ્રભાસ પાસે ત્રિવેણીમાં સમાઈ. |
| ૨૩૮ | સન્નિહિતા | આદિનારાયણની પશ્ચિમે આશરે ૨૪ ફીટ ઉપર | કિલ્લાની ખાઈમાં આવતી તે. |
| ૨૩૯ | પુષ્કરાવર્તકા | બ્રહ્મકુંડની ઉત્તરે. | અત્યારે રેતીમાં લુપ્ત થઈ ગઈ છે. |

| | | | |
|---|---|---|---|
| ૨૪૦ | ચિત્રપથા | ચિત્રાવિચિત્રા પાસે. સદર પ્રભાસ ખંડ લખાયો ત્યારે જ લુપ્ત થઇ ગઇ હતી. | |
| ૨૪૧ | જાંબુવંતી | પાંડુકૂપની દક્ષિણે. | કિલ્લાની પૂર્વ અને ઉત્તરે ચોમાસામાં ચાલતો જલમાર્ગ. પ્રાચી રોડના પુલ નીચે થઈ લોઢી કોઠા પાસેથી ખાઈમાં જાય છે. |

**સારાંશ**

સંભવ છે કે ઉપરોક્ત નામાવલીમાં ઘણાં નાનાં સ્થાનો રહી જતાં હશે, છતાં જે ઉપલબ્ધ છે તેનો સારાંશ નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| મહાદેવના મંદિરો | ક્રમાંક ૧ થી ૧૩૫ | ૧૩૫ |
| વિષ્ણુનાં મંદિરો | ક્રમાંક ૧૩૬ થી ૧૪૦ | ૫ |
| દેવીઓનાં મંદિર | ક્રમાંક ૧૪૧ થી ૧૬૫ (૬૪ જોગણીઓ સહિત) | ૨૫ |
| સૂર્યનાં મંદિરો | ક્રમાંક ૧૬૬ થી ૧૮૧ | ૧૬ |
| ગણપતિના મંદિરો | ક્રમાંક ૧૮૨ થી ૧૮૬ | ૫ |
| તીર્થો | ક્રમાંક ૧૮૭ થી ૧૯૪ | ૮ |
| ક્ષેત્રો | ક્રમાંક ૧૯૫ થી ૧૯૭ | ૩ |
| વાપીઓ | ક્રમાંક ૧૯૮ થી ૧૯૯ | ૨ |
| કૂપો | ક્રમાંક ૨૦૦ થી ૨૦૨ | ૩ |
| વનો | ક્રમાંક ૨૦૩ થી ૨૦૪ | ૨ |

| | | |
|---|---|---|
| અરણ્ય | ક્રમાંક ૨૦૫ | ૧ |
| સ્મશાન | ક્રમાંક ૨૦૬ થી | ૧ |
| કુંડો | ક્રમાંક ૨૦૭ થી ૨૨૫ | ૧૯ |
| વિવરો | ક્રમાંક ૨૨૬ થી ૨૨૯ | ૪ |
| નાગ | ક્રમાંક ૨૩૦ | ૧ |
| ક્ષેત્રપાળ | ક્રમાંક ૨૩૧ | ૧ |
| આશ્રમ | ક્રમાંક ૨૩૨ | ૧ |
| નદીઓ | ક્રમાંક ૨૩૩ થી ૨૪૧ | ૯ |

પ્રભાસખંડમાં રામ–કૃષ્ણ કે બીજા કોઈ અવતારના મંદિરો હોવાની નોંધ નથી.

## પ્રથમ ખંડન પછીનાં દેવસ્થાનો

મહમૂદ ગીઝનવીએ કરેલાં ખંડન પછી પ્રભાસમાં ભાવ બૃહસ્પતિએ ગુજરાતના રાજાઓની સમ્મતિથી કે આજ્ઞાથી જીર્ણ દેવસ્થાનોનો ઉદ્ધાર કર્યો અને કેટલાંક નવાં બંધાવ્યાં. તે પહેલાં અને પછી પણ કેટલાક રાજાઓએ નવાં મંદિરો બંધાવ્યાં તેની પૃથક પૃથક નોંધ શિલાલેખોમાંથી પ્રાપ્ત થાય છે. જેના ઉલ્લેખ મળે છે તેની નોંધ નીચે આપવામાં આવી છે. જેની કોઈ માહિતી પ્રાપ્ત નથી એવાં કેટલાંયે મંદિરોનું અસ્તિત્વ તો નથી પણ તેનાં નામ પણ જાણવાનું કોઈ સાધન નથી.

| ક્રમાંક | નામ | સ્થાન ક્યાં હતું કે હશે | અત્યારે ક્યાં છે? |
|---|---|---|---|
| ૧ | પાપમોચન. મનુષ્યાકૃતિની ત્રણ પ્રતિમાઓ સહ. | સ્થાન અનિશ્ચિત ઈ.સ. ૧૧૬૯ પહેલાં જીર્ણોધ્ધાર થયો. | નથી. |
| ૨ | સહજિગેશ્વર | સ્થાન અનિશ્ચિત ઇ. સ. ૧૧૪૬માં માંગરોળના ઠાકુરે સોમે બાંધ્યું. | નથી. |

| | | | |
|---|---|---|---|
| ૩ | વિષ્ણુ મંદિર (મોહિનીસ્વામીના સ્થળે) | ઇ. સ. ૧૧૭૪માં મંત્રી શ્રીધરે બાંધ્યુ. | નથી. |
| ૪ | વિષ્ણુ મંદિર | સદર | નથી. |
| ૫ | શિવમંદિર (વલ્લેશ્વર) | | નથી. |
| ૬ | માલ્હણેશ્વર | ઈ. સ. ૧૧૮૭ લગભગ ત્રિપુરાંતકે બાંધ્યુ. | નથી. |
| ૭ | બૃહસ્પતેશ્વર | સદર | નથી. |
| ૮ | ઉમેશ્વર | સદર | નથી. |
| ૯ | ત્રિપુરાંતકેશ્વર | સદર | નથી. |
| ૧૦ | રમેશ્વર | સદર | નથી. |
| ૧૧ | ગોરક્ષ | સદર | નથી. |
| ૧૨ | ભૈરવ | સદર | નથી. |
| ૧૩ | હનુમાન | સદર | વર્તમાન નૂતન સોમનાથ પાસે છે, તે હોવા સંભવ છે. |
| ૧૪ | સરસ્વતી | સદર | જ્ઞાત નથી. |
| ૧૫ | સિદ્ધિનાયક | સદર | વર્તમાન પંચમુખની વાવ પાસે. |

આ ઉપરાંત ભાવ બૃહસ્પતિએ ઈ. સ. ૧૧૭૩માં નીચેનાં મંદિરોનો પૂર્ણ જીર્ણોદ્ધાર કરેલો.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી સોમનાથ. | | |
| ૨ | ગૌરી | ગૌરી તપોવન. | ગૌરીકુંડ |
| ૩ | ભીમેશ્વર | | |

| | | |
|---|---|---|
| ૪ કપર્દી | કપર્દી વિનાયક. | અત્યારે છે તે મંદિર. |
| ૫ સિધ્ધેશ્વર. | ? | ? |
| ૬ બીજા અનેક ખંડિત કે જીર્ણ મંદિરો. | | |

## તારીખે સોરઠ

ઈ. સ. ૧૮૨૦ લગભગ લખાયેલા તારીખે સોરઠ નામના ઇતિહાસગ્રંથના વિદ્વાન લેખકે પ્રભાસમાં નીચેનાં દેવસ્થાનો હતાં તેની નોંધ લીધી છે.

| | |
|---|---|
| ૧ દૈત્યસૂદન. | હાટકેશ્વર મંદિર પાસે છે. |
| ૨ નૃસિંહમંદિર | શહેરમાં પાટ ચકલા પાસે છે. |
| ૩ મહાકાલી | સોમનાથ પાસે છે. |
| ૪ અન્નપૂર્ણા | સદર |
| ૫ ગણપતિ | સદર |
| ૬ શશિભૂષણ | વર્તમાન શશિભૂષણ (ભીડભંજન) |
| ૭ પ્રગટેશ્વર | નથી. |
| ૮ રૂદ્રેશ્વર | છે. |
| ૯ સૂર્યદેવળ | છે. |
| ૧૦ બાણેશ્વર–બાણગંગા | ભીડભંજન પાસે છે. |
| ૧૧ હાટકેશ્વર | છે. |
| ૧૨ રાણા તળાવ | પ્રભાસનું પુરાતન તળાવ |
| ૧૩ ભાલકા કુંડ | ભાલકા કુંડ. |
| ૧૪ કદમ કુંડ | નથી. |
| ૧૫ વિષ્ણુકુંડ | છે. |

| | | |
|---|---|---|
| ૧૬ | રામ પુષ્કરકુંડ | છે. |
| ૧૭ | ગૌરીકુંડ | છે. |
| ૧૮ | જલ પ્રભાસ કુંડ | છે. |

## કર્નલ ટોડ અને જેમ્સ બર્જેસ

કર્નલ ટોડે નોંધ્યું છે કે સ્મશાન પાસે મહાકાલેશ્વરનું ભવ્ય દેવાલય તેણે જોયું હતું અને તેની પાસે કેદારેશ્વરનું મંદિર હતું. પ્રભાસ ખંડમાં આ દેવાલય લુપ્ત થયું હોવાનું લખ્યું છે. જેમ્સ બર્જેસ વર્તમાન રૂદ્રેશ્વર છે ત્યાં કેદારેશ્વરનું મંદિર હોવાનું કહે છે. રૂદ્રકુંડનું સ્થાન જોતાં વર્તમાન રૂદ્રેશ્વર રૂદ્રેશ્વરનું જ મંદિર હશે. સ્મશાનનું મંદિર જરૂર ભવ્ય હશે તેમ તેની પડથાર ઉપરથી જાણી શકાય છે.

## પ્રભાસનાં વર્તમાન દેવસ્થાનો—નગરમાં

| | | |
|---|---|---|
| ૧ | શ્રી સોમનાથજીનું મોટું મંદિર. | શ્રી સોમનાજીના મૂળ સ્થાને બંધાયેલું નૂતન મંદિર-પ્રારંભ ઈ. સ. ૧૯૫૦ પૂર્ણાહુતિ ઈ. સ. ૧૯૬૦ |
| ૨ | શ્રી સોમનાથજીનું બીજું મંદિર | મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલું મંદિર. |
| ૩ | શ્રી સોમનાથજીના હનુમાન તથા હમીરજી લાઠિયાની ડેરી | નૂતન મંદિરના પ્રાંગણામાં. સોમૈયાની સખાતે પ્રાણની આહુતિ દેનારા અસંખ્ય હુતાત્માઓના પ્રતિનિધિ જેવા વીર હમીરજીનો પાળિયો. |

| | | |
|---|---|---|
| ૪ | કપર્દી વિનાયક | નં. ૩ પાસે. |
| ૫ | દુઃખહરણ મહારાજની જગ્યા | લગભગ ૧૯૦ વર્ષ પહેલાં પ્રભાસમાં આવી વસેલા આ યોગી અને તપસ્વી મહાત્મા સવંત ૧૯૪૦ સુધી વિદ્યમાન હતા. તેના ચમત્કારોની અનેક વાતો પ્રચલિત છે. તેની જગ્યામાં પ્રભાસના સોમપુરા બ્રાહ્મણ વાસુદેવ બ્રહ્મચારી દીર્ઘકાળ રહ્યા તેઓ પણ યોગસિધ્ધ, તપસ્વી, પવિત્ર અને વચન સિધ્ધ મહાત્મા હતા. |
| ૬ | પંચમુખ મહાદેવ | કુંભારવાડામાં પંચમુખની વાવ નામે પ્રસિધ્ધ સ્થાન. |
| ૭ | ત્રિકમરાયનું મંદિર. | સદગત્ શ્રી ચુનીભાઈ દેશાઇના મકાન પાસે. |
| ૮ | નૃસિંહજીનું મંદિર | પાટચકલા પાસે આ મંદિર દેશાઈઓનું હતું. તેનો વહીવટ તેના નાગર બ્રાહ્મણ ગોર કરતા. |
| ૯ | દૈત્યસૂદન | બજારમાં, હાટકેશ્વર મંદિર પાસે ચક્રતીર્થમાં મહાવિષ્ણુની મૂર્તિ ભૂગર્ભવાસિની હતી. કિંવદતિ |

| | | |
|---|---|---|
| ૧૬ | રામ પુષ્કરકુંડ | છે. |
| ૧૭ | ગૌરીકુંડ | છે. |
| ૧૮ | જલ પ્રભાસ કુંડ | છે. |

## કર્નલ ટોડ અને જેમ્સ બર્જેસ

કર્નલ ટોડે નોંધ્યું છે કે સ્મશાન પાસે મહાકાલેશ્વરનું ભવ્ય દેવાલય તેણે જોયું હતું અને તેની પાસે કેદારેશ્વરનું મંદિર હતું. પ્રભાસ ખંડમાં આ દેવાલય લુપ્ત થયું હોવાનું લખ્યું છે. જેમ્સ બર્જેસ વર્તમાન રૂદ્રેશ્વર છે ત્યાં કેદારેશ્વરનું મંદિર હોવાનું કહે છે. રૂદ્રકુંડનું સ્થાન જોતાં વર્તમાન રૂદ્રેશ્વર રૂદ્રેશ્વરનું જ મંદિર હશે. સ્મશાનનું મંદિર જરૂર ભવ્ય હશે તેમ તેની પડથાર ઉપરથી જાણી શકાય છે.

## પ્રભાસનાં વર્તમાન દેવસ્થાનો—નગરમાં

| | | |
|---|---|---|
| ૧ | શ્રી સોમનાથજીનું મોટું મંદિર. | શ્રી સોમનાજીના મૂળ સ્થાને બંધાયેલું નૂતન મંદિર—પ્રારંભ ઈ. સ. ૧૯૫૦ પૂર્ણાહુતિ ઈ. સ. ૧૯૬૦ |
| ૨ | શ્રી સોમનાથજીનું બીજું મંદિર | મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલું મંદિર. |
| ૩ | શ્રી સોમનાથજીના હનુમાન તથા હમીરજી લાઠિયાની ડેરી | નૂતન મંદિરના પ્રાંગણામાં. સોમૈયાની સખાતે પ્રાણની આહુતિ દેનારા અસંખ્ય હુતાત્માઓના પ્રતિનિધિ જેવા વીર હમીરજીનો પાળિયો. |

| | | |
|---|---|---|
| ૪ | કપર્દી વિનાયક | નં. ૩ પાસે. |
| ૫ | દુઃખહરણ મહારાજની જગ્યા | લગભગ ૧૯૦ વર્ષ પહેલાં પ્રભાસમાં આવી વસેલા આ યોગી અને તપસ્વી મહાત્મા સવંત ૧૯૪૦ સુધી વિદ્યામાન હતા. તેના ચમત્કારોની અનેક વાતો પ્રચલિત છે. તેની જગ્યામાં પ્રભાસના સોમપુરા બ્રાહ્મણ વાસુદેવ બ્રહ્મચારી દીર્ઘકાળ રહ્યા તેઓ પણ યોગસિધ્ધ, તપસ્વી, પવિત્ર અને વચન સિધ્ધ મહાત્મા હતા. |
| ૬ | પંચમુખ મહાદેવ | કુંભારવાડામાં પંચમુખની વાવ નામે પ્રસિધ્ધ સ્થાન. |
| ૭ | ત્રિકમરાયનું મંદિર. | સદગત્ શ્રી ચુનીભાઈ દેશાઇના મકાન પાસે. |
| ૮ | નૃસિંહજીનું મંદિર | પાટચકલા પાસે આ મંદિર દેશાઇઓનું હતું. તેનો વહીવટ તેના નાગર બ્રાહ્મણ ગોર કરતા. |
| ૯ | દૈત્યસૂદન | બજારમાં, હાટકેશ્વર મંદિર પાસે ચક્રતીર્થમાં મહાવિષ્ણુની મૂર્તિ ભૂગર્ભવાસિની હતી. કિંવદતિ |

પ્રમાણે દેશાઈ ઉમિયાશંકર જીભાઈને સ્વપ્નામાં આજ્ઞા થતાં તે પ્રાપ્ત કરવા પ્રવૃત થયા તે સાથે સોમપુરા બ્રાહ્મણ ભટ વિશ્વંભરને પણ સ્વપ્નામાં આજ્ઞા થયેલી અને દેશાઈ ઉમિયાશંકરને મળવા સૂચના મળતાં તે પણ આવ્યા. બન્ને જણાએ મૂર્તિ ખોદી કાઢી અને ભોઈઓ પાસે ઊપડાવતાં તે ઊપડી નહિ તેથી વેદવિદ્ વિપ્રોએ સ્નાન કરી પીતાંબર પહેરીને ઊપાડતાં ઊપડી ગઈ, તેને લઈને દેશાઈની ડેલીમાં ભગવાન શુકલવાળા ઘાટમાં પધરાવી. તે પછી ત્રવાડી શેરીમાં નરભેશંકર ઘેલાવાળા મકાનમાં પધરાવી. ત્યાંથી દેશાઈએ હાટકેશ્વર મંદિર પડખેનાં મકાનો લઈ ત્યાં મંદિર બંધાતાં ત્યાં પધરાવી તેના દાગીના આભૂષણો વગેરે કરાવી આપ્યાં. ગાયકવાડ સરકારે કોડી-

| | | |
|---|---|---|
| | | નાર તાબે દુદાણા ગામ પણ ભોગખર્ચ માટે આપ્યું. (વિશેષ માટે જુઓ પિતૃતર્પણ) |
| ૧૦ | હાટકેશ્વર | નાગરોના ઇષ્ટદેવ. આ મહાદેવનો નંદી માથું નાખી સૂતો છે. |
| ૧૧ | બીલ્લેશ્વર | નં. ૩ પાસે નાનું લિંગ ઓટા ઉપર છે. |
| ૧૨ | ભદ્રેશ્વર | ભાટવાડામાં નાનું લિંગ છે. |
| ૧૩ | રામમંદિર | અર્વાચીન મંદિર પાટ ચકલા પાસે. |
| ૧૪ | ભદ્રકાળી | નં ૧૩ પાસે. ભદ્રકાળી ની મૂર્તિ અનુપમ અને દૈવી છે. આ મંદિરમાં વિ.સ. ૧૨૨૫ નો પ્રસિધ્ધ શિલાલેખ છે. |
| ૧૫ | માત્રીવાવ | ચૌલુકય યુગમાં બંધાયેલી જણાય છે. સંભવતઃ ભાવ બૃહસ્પતિએ નગરના નવનિર્માણ પ્રસંગે બંધાવી હશે. આ વાવમાં માત્રેશ્વર– કોટેશ્વર મહાદેવો છે. |
| ૧૬ | ભણુશાલીવાવ | તે જ યુગની વાવ. ચોગાન પાસે. તેમાં મૂર્તિઓ હશે. પણ આજ નથી. |

| | |
|---|---|
| ૧૭ રાવણેશ્વર | કોઠા ખડકીમાં નાનું મંદિર છે. |
| ૧૮ સામુદ્રી માતા | વાણિયા વાડાના નાકે. આધુનિક ઢબનું મંદિર |
| ૧૯ મહાકાલી | અર્વાચીન મંદિર. મૂર્તિ પુરાતન સોમનાથજીની પાસે. |
| ૨૦ હિંગળાજ માતા | દરજી વાડામાં. |
| ૨૧ ભીડભંજન | ભીડિયા ખડકીમાં નાનું મંદિર. ત્યાં પણ ગણુપતિની પુરાતન મૂર્તિ છે. |
| ૨૨ નાગનાથ | છિત્રી ખડકીમાં નાનું લિંગ છે. |
| ૨૩ બાલાજીની જગ્યા | રામરામ ચોકમાં. કૈ. દેશાઈ દયાશંકર જેશંકરે બંધાવી આપેલા મંદિરમાં |
| ૨૪ રામ મંદિર | નં. ૨૩ સામે. |
| ૨૫ સત નારાયણ | રામરાખ ચોકમાં. |
| ૨૬ નવદૂર્ગા–ખોડિયાર | સોમનાથ પાસે ભોઈવાડામાં. |
| ૨૭ ચંદ્રેશ્વર | કપુર ફળિયામાં. |
| ૨૮ રામેશ્વર | નં. ૨૪ પાસે. |
| ૨૯ નારીશ્વર–માહેશ્વર | સલાટ વાડામાં પીપળા નીચે ગુફામાં. |
| ૩૦ ગોપનાથ | પંડિત મહાશંકરઈશ્વરજીના ઘર પાસે રામરાખ ચોકમાં. |

| | | |
|---|---|---|
| ૩૧ | મહિષાસુરમર્દિની | સોમપુરા બ્રાહ્મણોની બ્રહ્મપુરીમાં. |
| ૩૨ | ઠાકોરનાથ–બ્રહ્મેશ્વર | ત્યાં જ. |
| ૩૩ | હનુમાન. | મોટા ઝાંપે કિલ્લાની દીવાલમાં. |
| ૩૪ | રામપુષ્કર કુંડ | નં. ૨૩–૨૪–૨૮ પાસે. |
| ૩૫ | શંખેશ્વર–કુંડલાભવાની. | શંખોદકકુંડને સ્થળે બનાવેલી વાપી. સંભવતઃ ભાવ બૃહસ્પતિએ બાંધી હશે. તેમાં કુડલા ભવાનીનું સ્થાનક છે. ધોબી વાડામાં. |
| ૩૬ | કોટનાથ | શ્રી રતિલાલ રેવાશંકરના મકાનમાં પાટચકલા પાસે. |
| ૩૭ | જામદગ્નેશ્વર | ગોલવાડને નાકે. |
| ૩૮ | ચિત્રગંધર્વેશ્વર | દરજીવાડામાં. |
| ૩૯ | ગણપતિ | સોમનાથજીના નાના મંદિરમાં. |
| ૪૦ | અઘોરેશ્વર | સદર |
| ૪૧ | ભૈરવેશ્વર | સદર |
| ૪૨ | અન્નપૂર્ણાદેવી | સદર |
| ૪૩ | બંબકલેશ્વર | સદર |
| ૪૪ | અહલ્યેશ્વર | સદર |
| ૪૫ | કાલિકા માતા | કંસારાવાડામાં. |

નગર બહારનાં સ્થાનો

| | | |
|---|---|---|
| ૪૬ | શશિભૂષણ મહાદેવ | સમુદ્રતીરે સુંદર અને ભવ્ય મંદિર છે. સોમપુરા બ્રાહ્મણોના ઇષ્ટદેવ. સોમ- |

| | | |
|---|---|---|
| | | નાથના ખંડન પછી તેમાં સોમનાથની પ્રતિષ્ઠા કરી દીર્ઘકાળ જ્યોતિર્લિંગ તરીકે પૂજા થતી. |
| ૪૭ | ભીડિયા–ભીડભંજન ગણપતિ | ત્યાં જ |
| ૪૮ | બાણગંગા–બાણેશ્વર | નં. ૪૬ ની પૂર્વે આ સ્થળેથી અનંતર જરા નામના વ્યાધે શ્રી કૃષ્ણને તીર મારેલું એમ કહેવાય છે. અહીં અક્ષય તૃતીયાનું સ્નાન થાય છે. |
| ૪૯ | ચંદ્રેશ્વર–રત્નેશ્વર | નં. ૪૬ની દક્ષિણે સમુદ્ર તીરે રેતીમાં દટાઈ જતાં અને પાછાં પ્રગટ થતાં બે શિવલિંગો |
| ૫૦ | કપિલગંગા–કપિલેશ્વર | નં. ૪૬ની પશ્ચિમે સમુદ્રમાં ઓટ આવે ત્યારે ખડકમાંથી નીકળતું કપિલ ગંગાનું પાણી સમુદ્રની લહેરીમાં મીઠું હોય છે. દર બાર વરસે અહીં કપિલા છઠ્ઠનું સ્થાન થાય છે. |
| ૫૧ | જ્વરદગ્ધેશ્વર | રોટલેશ્વરના નામે ઓળખાતું ઊંચું લિંગ. તાવ ન ઉતરે ત્યારે રોટલાની માનતા કરવામાં આવે છે તેથી રોટલેશ્વર નામ પડી ગયું છે |

| | | |
|---|---|---|
| ૫૨ | ભાલુકાતીર્થ | વેરાવળ પ્રભાસ વચમાં. શ્રીકૃષ્ણ યાદવાસ્થળી પછી અહીં સૂતેલા ત્યારે વ્યાધે તીર માર્યું હોવાનું કહેવાય છે. તે કથા આ પુસ્તકમાં વર્ણવેલી છે. |
| ૫૩ | ભાલકેશ્વર | નં. ૫૨ માં |
| ૫૪ | પ્રકટેશ્વર | નં. ૫૨ માં |
| ૫૫ | પદ્મકુંડ | નં. ૫૨ માં |
| ૫૬ | તળાવ–ક્ષેત્રપાળ. | પ્રભાસનું પુરાતન તળાવ. જેને દીવાન રણછોડજી રાણા તળાવ કહે છે. તેનું ઓગાન, ગરણી અને પાળ જૂની કલાકૃતિનો નમુનો છે. ત્યાં ક્ષેત્રપાલ પણ છે. |
| ૫૭ | પાંડવકૂવો | પ્રભાસખંડનું પાંડવ કુપ. પ્રાચીના માર્ગે. |
| ૫૮ | જાળેશ્વર. | વેરાવળની ઉત્તરે દેવકા સમુદ્રના સંગમે. |
| ૫૯ | કનકાઈ | પ્રભાસનીઉત્તરે.પ્રભાસના દેશાઈઓ, પુરોહિત શાખ ના સોમપુરા બ્રાહ્મણો, કપોળવણિકો,ઝાલા રાજ-પૂતો વગેરેની કુળદેવી. મૂળસ્થાન ગિરમાં છે, ત્યાંથી દેશાઈ મોરારજી આણંદજીની ભક્તિથી |

| | | |
|---|---|---|
| | | પ્રસન્ન થઈ માતાજી અહીં આવ્યાં હોવાનું કહેવાય છે. |
| ૬૦ | દ્વારકાનાથ | નાના દરવાજા પાસે દુધીબાઈના મંદિરમાં. |
| ૬૧ | બાલાજી | રામાનુજ (તોતાદ્રી) સંપ્રદાયનું અર્વાચિન મંદિર. |
| ૬૨ | લક્ષ્મીનારાયણ | રામાનુજ સંપ્રદાય (પ્રતિવાદીભયંકર)નું અર્વાચિન મંદિર. |
| ૬૩ | રુદ્રેશ્વર | ત્રિવેણીના માર્ગે. |
| ૬૪ | શારદામઠ | જૂનો કાલિકા મઠ. પ્રથમ શંકરાચાર્યનો મઠ હતો. પછી સંન્યાસીઓનો આશ્રમ થયો. દ્વારિકા શંકરાચાર્ય માધવતીર્થજી બ્રહ્મિભૂત થતાં તેની ગાદીએ વડોદરા રાજ્યે નિમણુંક કરતાં આ સ્થળે પીઠ સ્થાપવામાં આવી તથા પશ્ચિમામ્નાયનું કેન્દ્ર અહીં થયું. શ્રી. ત્રિવિક્રમતીર્થજી, શ્રી. ભારતીકૃષ્ણતીર્થજી તથા શ્રી. સ્વરૂપાનંદતીર્થજી નામના શંકરાચાર્યો અહીં થઈ ગયા. તે પછી શ્રી. અભિનવસચ્ચિદાનંદતીર્થજી ગાદીએ આવ્યા. તેમને દ્વારકાની ગાદી મળતાં પીઠ ત્યાં ફેરવી નાંખી છે. |

| | | |
|---|---|---|
| ૬૫ | કામનાથ. | નં. ૬૪માં સુંદર અને આકર્ષક શિવનું બાણ. |
| ૬૬ | સિદ્ધનાથ | નં. ૬૪ પાસે, પીઠારાધ્ય દેવ સિદ્ધનાથ. |
| ૬૭ | માર્કંડ ઋષિનો આશ્રમ | નં. ૬૬ પાસે. |
| ૬૮ | શ્રીમુખ વિવર (નાગનાથ) | નં. ૬૭ પાસે ભોંયરૂં. |
| ૬૯ | હિંગળાજનું ભોંયરૂં | નં. ૬૮ પાસે ભોંયરૂં. |
| ૭૦ | ગાયત્રી | નં. ૬૮ પાસે. |
| ૭૧ | ત્રિવેણી | ત્રિવેણી ગંગાને તીરે. ત્રિવેણી માતાજીનું મંદિર. |
| ૭૨ | રામમંદિર | નં. ૭૧ પાસે. |
| ૭૩ | નાગરોનું સ્મશાન | દેશાઈ માહાવજી તથા તેના ભાઈઓ ધર્મના રક્ષણે મુસ્લીમો સામે લડતાં માર્યા ગયા ત્યારે વિજેતાઓ પાસેથી "સોના ભારો ભાર" જમીન લઈ અગ્નિદાહ દીધો તે સ્થળ. તેની ખાંભીઓ છે. |
| ૭૪ | જલપ્રભાસ | પંચ પ્રભાસ પૈકીનો કુંડ. કુંડની ભીંતોમાં ઇંદ્રેશ્વર, વરુણેશ્વર, અશ્વિનીકુમાર તથા બ્રાહ્મણેશ્વરના લિંગો છે. |
| ૭૫ | આદિત્યપ્રભાસ | પંચપ્રભાસ પૈકીનો બીજો કુંડ. કુંડમાં શ્રાવણેશ્વર, વિશ્વકર્મેશ્વર અને આદિત્યેશ્વરના લિંગો છે. |

| | | |
|---|---|---|
| ૮૬ | ગાલવેશ્વર | સદર |
| ૮૭ | અગસ્તેશ્વર | સદર |
| ૮૮ | કપિલેશ્વર | સદર |
| ૮૯ | ગૌરી માતાજી | સદર |
| ૯૦ | વિષ્ણુકુંડ | નં. ૮૪ની પૂર્વે કુંડ છે. |
| ૯૧ | યમેશ્વર-તપેશ્વર | નં. ૯૦ પાસે ખેતરોમાં. |
| ૯૨ | વેણેશ્વર | ગૌરીકુંડની પૂર્વે. આ લિંગનો પ્રભાસખંડમાં ઉલ્લેખ નથી, પણ માહાત્મ્ય છે કે કોઈ પરધર્મી ભૂપાલ એક આર્ય કન્યા પાછળ પડેલો, કન્યા મહાદેવને શરણે જઈ તેમાં સમાઈ ગઈ. વાસ્તવમાં જે વેણી છે તે મહાદેવની છે. આ લિંગ મુસ્લીમ સમય પછીનું જણાય છે. |
| ૯૩ | સૂર્યદેવળ | પ્રભાસખંડનું સગરાદિત્ય સૂર્યનું મંદિર. ચૌલુક્ય સમયનું છે. શિખર તોડી નાખવામાં આવેલું તેથી કઢંગું શિખર મૂકવામાં આવ્યું છે. |
| ૯૪ | સૂર્યકુંડ | નં. ૯૩ પાસેનો કુંડ. |
| ૯૫ | દેહોત્સર્ગ | હિરણ્યાતટે ભગવાન શ્રી કૃષ્ણના દેહોત્સર્ગનું સ્થાન. |
| ૯૬ | બળદેવજીની ગુફા | નં. ૯૫ પાસે. |

| | | |
|---|---|---|
| ૧૧૩ | ચિત્રા વિચિત્ર | બ્રહ્મકુંડ પાસે. |
| ૧૧૪ | સાવિત્રીનો ટીંબો | ગૌરીકુંડની ઉત્તર પૂર્વે. |
| ૧૧૫ | શાહુનો ટીંબો[1] | નં. ૧૧૪ પાસે. |
| ૧૧૬ | પ્રયાગ પીપળો | શિતળાના માર્ગે. |
| ૧૧૭ | ગૌમતનો આરો | હિરણ્યા તટે. |
| ૧૧૮ | જાંબુવંતીનો આરો | શિતળાના માર્ગે. |
| ૧૧૯ | હિરણ્યેશ્વર | શિતળા પાસે. |
| ૧૨૦ | બ્રહ્માનો ટીંબો | નં. ૧૧૯ પાસે. |
| ૧૨૧ | નગરાપુર | નં. ૧૦૯ પાસે જૂનું નગર. |
| ૧૨૨ | વેગડાભીલની ડેરી | સોમનાથના ઘેરામાં મરાયેલા વેગડા ભીલની ડેરી. ભાટિયા ધર્મશાળા પાસે. |
| ૧૨૪ | બીજીડેરી સોનીની | નં. ૧૨૨ પાસે. |

## પ્રભાસ ક્ષેત્રનાં (નગરસીમા બહારના) સ્થાનો.

| | | |
|---|---|---|
| ૧ | મૂળપ્રાચી | આજોઠા પાસે પ્રભાસથી છ માઈલ દૂર. |
| ૨ | ગોરખમઢી | પ્રભાસથી દસ માઈલ દૂર. ગુરૂ ગોરક્ષનાથની ગુફા. સરસ્વતી ઘાટ. |
| ૩ | પ્રાચી | પ્રભાસથી ચૌદ માઈલ દૂર અહીં પ્રાચી વાહિની સરસ્વતી નદી છે. તેમાં કુંડ છે તથા પવિત્ર પીપળો છે. |

---

૧ સદ્ગત્ શ્રી શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈએ ઈ. સ. ૧૯૩૦-૩૧માં જૂનાગઢ રાજ્ય સાથે પત્રવ્યવહાર ચલાવી શાહુના ટીંબાને સુરક્ષિત સ્થળ તરીકે ગણવા પ્રયાસ કરેલો પણ તે સમયના અધિકારીઓને તે વસ્તુ અગત્યની જણાઈ ન હતી.

| | | |
|---|---|---|
| ૧૫ | મૂળદ્વારકા | પ્રભાસથી ત્રીસ માઇલ દૂર સાગર તીરે. યાદવોના દ્વારકાનું મૂળ સ્થાન. ત્યાં ગોમતી સૂર્યકુંડ તથા જ્ઞાન વાવ છે. |
| ૧૬ | ગુપ્તપ્રયાગ | પ્રભાસથી ચોપન માઇલ દૂર વિષ્ણુમંદિર તથા ધર્મશાળા કુંડો વગેરે વાળું, તપોવન જેવું સુંદર સ્થાન. |
| ૧૭ | તુલશીશ્યામ | પ્રભાસથી પંચોતેર માઇલ દૂર ગિરના વનમાં શ્યામજીનું મંદિર ત્યાં ઉના પાણીના કુંડો. રૂક્મણીની ટેકરી છે. |
| ૧૮ | ભીમચાસ | નં. ૧૭ પાસે. કુંતાની તૃષા છિપાવવા ભીમે પહાડમાં પાટુ મારી પાણી કાઢયું હતું તે સ્થળ. |
| ૧૯ | ચેન્જલ કોઠો | ગિરના જંગલમાં રાવળ નદીને કાંઠે જૂનો પણ ખંડેર થઈ ગએલો ભયંકર કિલ્લો નં. ૧૮ પાસે. |
| ૨૦ | દ્રોણેશ્વર | પ્રભાસથી આશરે પચાસ માઇલ દૂર પર્વતમાંથી નિરંતર વહેતું પાણી ગૌમુખ દ્વારા કુંડમાં પડે છે. દ્રોણેશ્વર મહાદેવનું સ્થાન છે. |

| | | |
|---|---|---|
| ૩૦ | ગંગાકુંડ | પ્રભાસથી વીસ માઈલ દૂર ગાંગેચા ગામે મહાભારતનું ગર્ગસ્રોત. |
| ૩૧ | સોમનાથ | પ્રભાસથી ૨૪ માઈલ દૂર કોડીનાર ગામે સરિતા તટે. |
| ૩૨ | કોટેશ્વર | નં. ૩૦ પાસે અહીં બીલેશ્વર, કોટેશ્વર તથા ભદ્રકાલીનાં સ્થાનો પણ છે. |

## વાપીઓ

ચૌલુક્ય યુગમાં ગુજરાતમાં પગથીઆં વાળી વાપીઓ કરવામાં આવતી તેવી અનેક વાપીઓ આ પ્રદેશમાં છે.

સમારકામના અભાવે આવી વાપીઓ નષ્ટ થઈ ગઈ છે છતાં નીચેની મુખ્ય વાપીઓ હજી પણ પુરાતત્ત્વવિદોનું આકર્ષણ છે.

| | | |
|---|---|---|
| ૧ | માત્રીવાવ | પ્રભાસમાં (આગળ નોંધ છે.) |
| ૨ | ભણશાલી વાવ | પ્રભાસમાં (સદર) |
| ૩ | અજ્ઞાત વાપી | પ્રભાસ વેરાવળ માર્ગ વચ્ચે |
| ૪ | સારસવાની વાવ | પ્રભાસથી આશરે દશ માઈલ દૂર સારસવા ગામે. |
| ૫ | ચોરવાડની વાવ | પ્રભાસથી આશરે સોળ માઈલ દૂર ચોરવાડ ગામે. |

## કોઠાર

પ્રભાસમા સોમનાથના કોઠાર તરીકે ઓળખાતું મકાન ભાવ બૃહસ્પતિના સમયનું છે.

## પરિશિષ્ટ સાતમું

# જૈનોનું તીર્થ પ્રભાસ

પ્રભાસ જૈનોનું પણ એક પ્રાચીન અને પવિત્ર તીર્થ છે. જૈન મતાવલંબીઓના મંતવ્ય પ્રમાણે આ તીર્થની પ્રાચીનતા "અબજો વર્ષો પૂર્વેની" છે.

### ઈતિહાસ

પ્રભાસ છે તે સ્થળે સિધ્ધાચલ હતો અને તેની પશ્ચિમે બ્રાહ્મી નદી અને ચંદ્રોદ્યાન હતું. ત્યાં પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ પ્રભુના કુમાર ભરતરાજા સંઘ લઈને આવ્યા અને સિધ્ધાચલનો ઉધ્ધાર કર્યો. જ્યારે સંઘે આ સ્થળે પડાવ નાખેલો ત્યારે બાહુબલિના કુમાર સોમયશાકુમાર તેમના મિત્રો સાથે વનની રમણીયતા જોવા વનવિહાર કરતા હતા ત્યાં તેની દૃષ્ટિએ કેટલાક જટાધારી તાપસો પડયા.

સોમયશાકુમારે તેમને પૂછયું કે "તેઓ કોણ છે અને ત્યાં બેઠા બેઠા શું કરે છે?" તાપસોએ ઉત્તર આપ્યો કે "અમે વૈતાઢયગિરિ નિવાસી વિદ્યાધરો છીએ અને અમે ઘણાં પાપ કર્યાં છે તેથી સર્વ પાપ હરનારી આ પવિત્ર સરિતા અને પશ્ચિમ ક્ષેત્રને સેવીએ છીએ અને શ્રી આદિનાથ પ્રભુનું ધ્યાન ધરીએ છીએ. વળી આઠમા તીર્થંકર શ્રી ચન્દ્રપ્રભુ સ્વામીજીનું અત્રે સમવસરણ થવાનું છે."

આ સમાચાર જ્યારે ભરતે સાંભળ્યા ત્યારે તેણે તે સ્થળે શ્રી ચન્દ્રપ્રભ પ્રભુના પ્રાસાદ સહિત મોટું નગર વસાવ્યું અને તીર્થની પ્રતિષ્ઠા કરી.

આમ આ તીર્થ પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ પ્રભુના

પુત્રના સમયમાં જ સ્થાપિત થઈ ગયું. તે પછી દ્વિતીય તીર્થંકર શ્રી અજિતનાથ પ્રભુના ઉપદેશથી ચક્રવર્તિરાજા સગર સંઘ કાઢી આ તીર્થમાં આવ્યા અને ત્યાંથી વિમાનમાં બેસી રૈવતાચલ ગયા.

તે પછી કેટલાંકે વર્ષો પછી પોષ વદી ૧૨ના રોજ ચંદ્રાનન નગરીના મહાસેન નામના રાજાનાં રાણી લક્ષ્મણાની કૂખે શ્રી ચંદ્રપ્રભ પ્રભુ અવતર્યા. લગ્ન કરી ચોવીસ વર્ષ પોતે ગૃહસ્થાશ્રમમાં રહી દીક્ષા લીધી અને વિહાર કરવા લાગ્યા. તેમ કરતાં કરતાં ચન્દ્રોદ્યાનમાં પધાર્યા. તે સમયે ચન્દ્રપ્રભા અને રાજકુમાર ચન્દ્રયશા તેમનાં દર્શને આવ્યાં. શ્રી ચન્દ્રપ્રભ પ્રભુએ તે રાજાને ઉપદેશ આપતાં તેણે દીક્ષા ગ્રહણ કરી.

શ્રી ચન્દ્રપ્રભ પ્રભુએ તે સમયે કહ્યું કે "આ તીર્થ સર્વ તીર્થોમાં મુખ્ય છે." પ્રભુના શબ્દોથી પ્રેરણા પામી શ્રી ધરણેન્દ્રે સમુદ્રના તટ ઉપર પ્રભુના કાર્યોત્સર્ગને સ્થાને ચન્દ્રકાન્ત મણિના બિંબને પધરાવી ઉપર એક પ્રાસાદ બાંધ્યો.

ચન્દ્રશેખર રાજર્ષિ તે પછી વિહાર કરતા કરતા એક સમયે ચન્દ્રપ્રભા નગરીમાં આવ્યા. તેમનો કુંવર અને અનુગામી રાજા ચન્દ્રયશા તેને વંદવા આવ્યો ત્યારે રાજર્ષિએ કહ્યું કે "શ્રી ચન્દ્રપ્રભ ભગવંત અત્રે બિરાજતા હોવાથી આ ઉત્તમ તીર્થ શ્રી ચન્દ્રપ્રભાસ નામે પૃથ્વીમાં પ્રસિધ્ધ થશે."

આ સ્થાનમાં સમુદ્રની ભરતી આવતી હતી તે સ્થાને અધિષ્ઠાયક દેવે પૃથ્વી કરી આપી અને તે ઉપર ધરણેન્દ્રે પ્રભુનો મહાનિર્મલ પ્રાસાદ કરાવ્યો.

**માહાત્મ્ય**

શ્રી ચન્દ્રશેખર રાજર્ષિએ આ પવિત્ર તીર્થનું માહાત્મ્ય કહ્યું છે, તે પ્રમાણે આ તીર્થમાં મૃત્યુ પામેલો માનવી સદ્ગતિને પામશે. તેના મૃત દેહમાંથી દુર્ગંધ ઉત્પન્ન થશે નહિ, રુધિરનું પરૂ થઈ સડશે નહિ, કીડા પડશે નહિ અને

જે સાવદ્ય કર્મનો ત્યાગ કરી જિન પ્રભુના ધ્યાનમાં તત્પર થઈ તપ કરશે તેની મુક્તિ થશે. સગર રાજાએ આ તીર્થની રક્ષા કરવા સાગર આણ્યો હતો, અને બ્રાહ્મી નદીને પ્રભુને સ્નાન કરાવવા બ્રહ્મેન્દ્ર લાવ્યા હતા, તેથી તે સરિતા સર્વ કર્મનો ઘાત કરનારી અને પવિત્ર છે. ચન્દ્ર પ્રભાસ તીર્થ ઘણાં તીર્થોનો સંગમ છે અને સર્વ પાપ નાશ કરે છે."[1]

**ચન્દ્રયશા**

રાજર્ષિ વિદાય થયા પછી ચન્દ્રયશાએ પ્રાસાદ બંધાવી શ્રી ચન્દ્રપ્રભ પ્રભુની ચન્દ્રકાન્ત મણિ બિંબની મૂર્તિ પધરાવી અને ચન્દ્રશેખરની પણ મણિમય મૂર્તિ સ્થાપિત કરી. ચન્દ્રશેખરની મૂર્તિમાં ચન્દ્રનું લાંછન આપ્યું.

ચન્દ્રયશાએ આ પુણ્ય કાર્ય કરી સંઘ કાઢી યાત્રા કરી અને તે પછી દીક્ષા લીધી.

**ચક્રધર**

સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પ્રભુના પુત્ર ચક્રધરે આ તીર્થમાં આવીને અઠ્ઠાઈ મહોત્સવ કર્યો.

**દશરથ**

વીસમા તીર્થંકર શ્રી મુનિસુવ્રત સ્વામીના સમયમાં દશરથ રાજાએ રામ લક્ષ્મણ તથા અન્ય પુત્રો પરિવાર સહિત આ તીર્થમાં આવી યાત્રા કરી અને સીતાજીએ "નવિન ચૈત્ય" કરાવ્યો.

**પાંડવો**

બાવીસમા તીર્થંકર શ્રી નેમીનાથ સ્વામીના ઉપદેશથી પાંડવોએ ચન્દ્રપ્રભાસ તીર્થમાં આવી શ્રી ચન્દ્રપ્રભ પ્રભુની પૂજા કરી.

---

૧ શ્રી શત્રુંજ્ય માહાત્મ્ય સર્ગ ૫-૮-૧૩-૧૪ તથા પ્રબંધ ચિંતામણિ સર્ગ ૪.

### હસ્તીસેન

ત્રેવીસમાં તીર્થંકર શ્રી પાર્શ્વનાથ પ્રભુના ઉપદેશથી તેમનાં ભાઈ કાશીરાજ, હસ્તીસેને શ્રી ચંદ્રપ્રભાસમાં પાંચ પ્રકારનાં દાન આપ્યાં.

### વલ્લભી

વિ. સ. ૩૭૫ માં મ્લેચ્છ રાજાઓના આક્રમણથી વલ્લભીનો વિનાશ થયો[1] તે પૂર્વે અંબાદેવી અને ક્ષેત્રપાલની મૂર્તિઓ સહ શ્રી ચન્દ્રપ્રભ પ્રભુની મૂર્તિ અષ્ટદાયક દેવના બળથી[2] આકાશ માર્ગે ઊડીને શ્રી સોમનાથ પાટણમાં સ્થિર થઈ.[3]

### ચામુંડ

ગુજરાતના મહારાજા ચામુંડ તેની બહેન ચાચિણી સાથે

---

૧ વલ્લભીનો વિનાશ વિ. સં. ૮૨૬ (ઈ. સ. ૭૭૦) માં થયો. પ્રબંધ ચિંતામણિ તે વર્ષ વિ. સં. ૪૭૫ નું આપે છે: રાજશેખર સુરી વિ. સં. ૫૭૩ નું કહે છે. શ્રી જિન પ્રભ સુરી, તેના વિવિધ પ્રબંધ કોષ માં તે વર્ષ વિ. સં. ૮૪૫ નું કહે છે.

૨ શ્રી ધનેશ્વર સુરીએ શત્રુંજય માહાત્મ્યમાં લખ્યું છે કે ખેડાના દેવાદિત્ય મના બ્રાહ્મણની વિધવા સુભગાને સૂર્યથી થયેલો પુત્ર રાજ્ય પ્રાપ્ત કરી શિલાદિત્ય નામ ધારણ કરી ગાદીપતિ થયો. તેના પુત્ર મલ્લસુરી હતા. યવનોનું આક્રમણ થયું ત્યારે પોતે પંચાસર ગયા અને શ્રી ચદ્ર મહા પ્રભુ, શ્રી વર્ધમાન દેવ વગેરેની મૂર્તિઓ સોમનાથ અને શ્રીમાલ તરફ મોકલી.

શત્રુંજય માહાત્મ્ય વિ. સં. ૪૭૬ (ઇ. સ. ૪૨૦) લગભગ લખાયું હોવાનું મનાય છે, પણ તેમાં કુમારપાળની હકીકત આવતી હોવાથી શ્રી. ગૌ. હી. ઓઝા તે માહાત્મ્ય તેરમી સદીમાં લખાયું હોવાનુ માને છે. એમ પણ હોય કે મુખ્ય ગ્રંથ વિ. સં. ૪૭૭ માં લખાયો હોય પણ તે પછી ક્રમશઃ વધારો થતો ગયો હોય.

૩ શ્રી સિધ્ધચક્ર તા. ૨૭–૩–૫૨ નો અંક.

અપવિત્ર વ્યવહાર કરતાં તે મહાપાપના નિવારણ માટે શ્રી પત્તનમાં ચાચિણેશ્વર દેવનો પ્રાસાદ બાંધ્યો.[૧]

## સિદ્ધરાજ જયસિંહ

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મહારાજ સાથે સિદ્ધરાજ જયસિંહે પ્રભાસપાટણની યાત્રા કરી અને હેમસુરીએ કુંદકુંદની સાથે યાત્રાએ આવી નવું મંદિર બંધાવ્યું.[૨]

## કુમારપાલ

મહારાજા કુમારપાલની સાથે હેમચંદ્રાચાર્ય વાતો કરતા હતા ત્યાં એકાએક તેમણે હાથ મસળ્યા. કુમારપાલે ગુરુને તેમ કરવાનું કારણ પુછતાં તેણે કહ્યું કે પ્રભાસના શ્રી ચન્દ્રપ્રભ પ્રભુના મંદિરમાં એક ઉંદરે કોડિયામાંથી પ્રજ્વલિત દીપકની દીવેટ ખાદ્ય સમજી તાણી લઈ જતાં મંદિરમાં અગ્નિનો ભડકો થયો હતો તે મેં ઠારી નાખ્યો. કુમારપાળે આ વસ્તુ સત્ય હતી કે કેમ તેની તપાસ કરાવતાં તે વાત સાચી નીકળી.

મહારાજા કુમારપાળે સોમેશ્વર પાટણમાં કુમાર વિહાર બંધાવ્યો. તેમાં એક સમયે બૃહસ્પતિ નામના તપસ્વીએ જૈન ધર્મ વિરુદ્ધ અપરાધ કર્યા. તેને તેના પદેથી દૂર કરી દેવામાં આવ્યો પણ હેમચંદ્રાચાર્યની વંદના કરી માફી માગતાં રાજાએ તેનો અપરાધ માફ કર્યો.[૩]

મહારાજા કુમારપાળે પ્રભાસમાં શ્રી અષ્ટાપદના દેરાસર ઉપર સોનાનો કલશ ચડાવ્યો.[૪]

---

૧ મેરુતુંગ

૨ વિ. સં. ૧૨૦૦ નો શિલાલેખ-જૂનાગઢ મ્યુઝિયમ-

૩ ભાવ બૃહસ્પતિ તથા હેમચંદ્રાચાર્ય માટે જુઓ પ્રકરણ ૮ મું.

૪ શ્રી સિદ્ધચક્ર: તા. ૨૭-૩-૫૨ નો અંક.

## વસ્તુપાલ તેજપાલ

વાઘેલાઓના સમયમાં વસ્તુપાલ તેજપાલે શ્રી દેવ-પત્તન આવી શ્રી ચન્દ્રપ્રભ પ્રભુની પૂજા કરી અને શ્રી આદિ નાથનું નવિન ચૈત્ય કરાવ્યું. શ્રી ચન્દ્રપ્રભ પ્રભુના દેરાસર પાસે ચોવીસ જિનેશ્વરોનું શ્રી અષ્ટાપદ નામે ચૈત્ય બંધાવ્યું, અને તે ઉપરાંત એક પૌષધશાળા બાંધી. તેના નિભાવ માટે કેટલીક દુકાનો અને મકાનો લઈ સંઘને સોપ્યાં. આ શુભ કાર્યો વિ. સં. ૧૨૮૯ ના વૈશાખ વદી બારસ શુક્રવારના રોજ પરિપૂર્ણ કરવામાં આવ્યાં.[૧]

## શ્રી ધર્મઘોષસુરી

વિ. સં. ૧૩૦૪ થી વિ. સં. ૧૩૫૭ ના સમયમાં થઈ ગયેલા શ્રી ધર્મઘોષ સુરીએ મંત્રબળથી પ્રભાસના સમુદ્રમાંથી રત્નો મેળવી મંદિરને ભેટ ધર્યાં, અને મિથ્યાતત્વ વધારનારા કપર્દી યક્ષને જિનેશ્વર ભગવાનનો અત્ર અધિષ્ઠાયક બનાવ્યો.

## પેથડશાહ સમરશાહ

વિ. સં. ૧૩૨૦ માં પેથડશાહે દેવપટ્ટણમાં પુષ્કળ ખર્ચ કરી જિનાલય બાંધ્યુ અને વિ. સં. ૧૩૭૧ માં સમરશાહે દેવપટ્ટણના મહારાણા મુગ્ધરાજના આગ્રહથી ત્યાં આવી યાત્રા કરી.[૩]

## ભીમદેવ બીજો

વિ. સં. ૧૨૫૦ માં ગુજરાતના મહારાજા ભીમદેવ ૨ જા

---

૧ જૈન દેરાસરનો ભાંગેલો શિલાલેખ

"संवत् १२८९ वर्षे वैशाख वदी १२ शुक्रवारे आसदेव तद्पुत्र ......भार्या अनुपमादेवी......त्श्रेयोऽर्थं श्री महावीर बींबकारितं प्रतिष्टितं श्री हरिभद्रसूरिशिष्यै श्री विजयसेन सूरिभि

૨ શ્રી ધર્મસાગર ગણી કૃત પટ્ટાવલી શ્રી સિધ્ધચક્રનો તા. ૨૭–૩–૫૨ નો અંક.

૩ મુગ્ધરાજ તે મેઘરાજ વાંચો, જુઓ પ્રકરણ ૯ મું.

ના સમયમા પશ્ચિમ સમુદ્રે શ્રી ચંદ્રપ્રભ પ્રભુ મ્તીર્થે શ્રી હેમ સુરીએ જૂના મદિરને સ્થળે નવુ મદિર બંધાવ્યુ અને જેના પાણીથી કુષ્ટ રોગ મટી જતો તે કુડ બધાવ્યો.[1]"

### જગડુશાહ

પ્રસિધ્ધ દાનવીર જગડુશાહે સવા કરોડ રૂપિયાની કિંમતનો મૂલ્યવાન હાર પ્રભુજીને ચરણે ધર્યો હતો.[2]

## શ્રી વિજયસેન સુરીશ્વરજી

વિક્રમની સત્તરમી સદીમા જગદ્‌ગુરુ આચાર્ય શ્રી વિજય હીર સુરીશ્વરજીના પટ્ટધર આચાર્ય શ્રી વિજયસેન સુરીશ્વરજીના શુભહસ્તે શ્રી ચદ્ર પ્રભાસમા અનેક અજન શલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયા હતા.[3]

## શ્રી દેવેન્દ્રસુરીજી

શ્રી દેવેન્દ્રસુરીજી નામના પરમ વિદ્વાન સત પુરુષે પ્રભાસમા નિવાસ રાખી શ્રી ચદ્રપ્રભ પ્રભુચરિત્ર નામનો ૫૩૦૦ શ્લોકોવાળો ગ્રથ લખ્યો.[4]

## ગજેન્દ્રપૂર્ણ પ્રાસાદ

શ્રી ચદ્રપ્રભ સ્વામીજી, શ્રી સુવિધિનાથ ભગવાન શ્રી શાતિનાથ ભગવાન તથા શ્રી પાર્શ્વનાથજીના દેરાસરો જીર્ણ થતા[5] પ્રભાસના જૈન મઘે તેનો ઉધ્ધાર કરવાનો નિર્ણય કર્યો પ્રાસાદ પૂર્ણ થતા સવત ૨૦૦૮ ના માહ સુદી ૫ ના દિવસે આચાર્ય મહારાજ શ્રી ચન્દ્રસાગર સુરીજીના પવિત્ર હસ્તે

---

૧ વર્ષના આકડા ખડિત છે તેવો શિલાલેખ હી ઈ ઓફ ગુજરાત ભાગ ૩ લેખ ન ૧૫૮ શ્રી આચાર્ય

૨–૩–૪–૫ "જૈન તીર્થોનુ વર્ણન' પ્રણેતા શ્રી મુનિરાજ કનક વિજયજી ગણી પ્રકાશક શ્રી પોપટલાલ વનમાળીદાસ શાહ, રાજકોટ

તીર્થાધિપતિ શ્રી ચન્દ્રપ્રભ સ્વામીજીને ગાદી ઉપર બિરાજમાન કરવામાં આવ્યા.

## મંદિર અને પ્રતિમાજી

આ પ્રતિમાજીની ઊંચાઇ લગભગ પોણા ચાર ફીટની છે. મૂલનાયકની જમણી બાજુ શ્રી શિતલનાથજી, શ્રી સુવિધિનાથજી, શ્રી સંભવનાથજી તથા શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ પ્રભુજી બિરાજે છે. ડાબી બાજુએ શ્રી મલ્લિનાથજી, શ્રી ચન્દ્રપ્રભ સ્વામી તથા શ્રી દાદા પાર્શ્વનાથજી (દોકડિયા પાર્શ્વનાથજી)[1] બિરાજે છે. પ્રભુજીની બાજુમાં આદિશ્વર ભગવાન પણ બિરાજે છે.

આ નૂતન મંદિરના ઉપરના માળ પર પાંચ ગભારા છે. વચલા ગભારામાં શ્રી શાંતિનાથ ભગવાન આદિ પ્રભુજી બિરાજે છે. આ મંદિર પંચાસી ફીટ ઊંચું છે. તેને ત્રણ માળો અને ત્રણ ભવ્ય શિખરો છે. તેની લંબાઈ સો ફીટની અને પહોળાઇ પણ સો ફીટની છે.

## અન્ય મંદિરો

આ ભવ્ય મંદિરની પાસે બીજાં ચાર મંદિરો છે. તેમાં શ્રી મલ્લિનાથજી ભગવાન, શ્રી મહાવીર ભગવાન, શ્રી ઋષભદેવ ભગવાન તથા શ્રી અજિતનાથજી ભગવાન બિરાજે છે. સરિતા તટે 'મેરીઆકાકા' નામનું પણ એક સ્થાન છે.

આ સુંદર, સ્વચ્છ અને આકર્ષક મંદિરોની જૈનેતરોએ પણ મુલાકાત લેવાનું યોગ્ય છે.

---

૧ કહેવાય છે કે પ્રભુની પલાંઠીમાંથી રોજ દોકડા નીકળતા. આજ પણ પલાંઠીમાં દોકડો ચોટેલો દેખાય છે (જૈનતીર્થોનું વર્ણન પ્રણેતા શ્રીમુનિરાજ કનકવિજયજી ગણી, પ્રકાશક શ્રી પોપટલાલ વનમાળીદાસ શાહ, રાજકોટ.)

## પરિશિષ્ટ આઠમું

## પુષ્ટિમાર્ગીય વૈષ્ણવતીર્થ પ્રભાસ

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ પ્રભાસને પવિત્ર અને મહાન તીર્થ ગણ્યું છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહારાજ પ્રભાસમાં પધારેલા અને ભગવાન શ્રી કૃષ્ણચંદ્રનો જ્યાં દેહોત્સર્ગ થયો ત્યાં તેઓ શ્રીએ નિવાસ રાખેલો. જે સ્થળે શ્રી મહાપ્રભુજી વસેલા તે સ્થળને 'શ્રી મહાપ્રભુજીની બેઠક' કહેવાય છે.

આ બેઠક દેહોત્સર્ગના ઘાટ ઉપર છે. ત્યાં મંદિર પણ છે અને પુષ્ટિમાર્ગીય સિધ્ધાંત પ્રમાણે પૂજા થાય છે.

જ્યાં જ્યાં શ્રી મહાપ્રભુજી વિચર્યા ત્યાં ત્યાં આવી બેઠક થઈ. આ બેઠકનો ઇતિહાસ 'બેઠક ચરિત્ર' નામના ગ્રંથમાં સંગ્રહિત થયો છે.[1] તેમાં લખ્યું છે કે;

"દેહોત્સર્ગ ઘાટ પર આવેલી શ્રી મહાપ્રભુજીની બેઠક પાંસઠમી છે. શ્રી આચાર્ય મહાપ્રભુજી પ્રભાસક્ષેત્રમાં પધાર્યા, ત્યાં દેહોત્સર્ગ ઉપર છોકરની નીચે આપ બિરાજ્યા. આપે આજ્ઞા કરી કે યાદવાસ્થળી અહિંયા થઇ છે. અહિંયા શ્રી બળદેવજી શેષ રૂપ થઈને પધાર્યા છે. પછી આપ ત્રિવેણી સ્નાન કરી સપ્તાહ પ્રારંભ કર્યો ત્યાં શ્રી સોમનાથ મહાદેવ નિત્યકથા સાંભળવા પધારતા. અને એક બાજુ બિરાજતા. કથા પૂર્ણ થાય એટલે પોતાને સ્થાને પધારતા. શ્રી સોમનાથજીનો એક કૃપાપાત્ર હતો તે દર્શન વિના મહાપ્રાસાદ લેતો નહિ. એક દિવસ ત્રણ પહોર મંદિરમાં બેઠો પછી શ્રી મહાદેવજી પધાર્યા, ત્યારે

---

1. શ્રીમદ્ વલ્લભાચાર્યજીની બેઠક ચરિત્રનું ભાષાંતર શ્રીમતી બહેન કોરબાઇ દેવીદાસ, પ્રકાશક હીરાલાલ મોતીલાલ, બારભાયા મહોલ્લો, મુંબઇ.

વિનંતિ કરી કે મહારાજ અત્યાર સુધી આપનું દર્શન ન થયું તેનું શું કારણ ? ત્યારે શ્રી મહાદેવજીએ આજ્ઞા કરી કે શ્રી આચાર્ય મહાપ્રભુજી અહિંયાં પધાર્યા છે, તેની કથા સાંભળવા (હું) ગયો હતો. ત્યારે ભક્તે વિનંતિ કરી કે મહારાજ અમને શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરાવો. આપે કહ્યું કે તું દેહોત્સર્ગ તીર્થ ઉપર જા તને દર્શન થશે. તે ભક્ત શ્રી આચાર્યજીના દર્શન માટે આવ્યો અને દંડવત્ કરી વિનંતિ કરી કે મહારાજ કૃપા કરી મને શરણે લ્યો. ત્યારે શ્રી આચાર્યજી કહે છે કે તું શ્રી મહાદેવજીનો કૃપાપાત્ર છો, ત્યારે તેણે વિનંતિ કરી કે મને શ્રી મહાદેવજીએ મોકલ્યો છે. પછી આપે તેને સ્નાન કરાવી નામ સંભળાવી વૈષ્ણવ બનાવ્યો. પછી સપ્તાહ સમાપ્ત કરી ત્યારે મહાઅલૌકિક આનંદ થયો. પછી શ્રી આચાર્યજીએ પ્રભાસ ક્ષેત્રની પંચતીર્થ પરિક્રમા કરી ત્યાં અનેક જીવો શરણે આવ્યા.

આ સ્થળે અદ્યપિ શ્રી મહાપ્રભુજીની બેઠક છે.

## પરિશિષ્ટ નવમું

## મુસ્લીમોનાં પવિત્ર સ્થાનો

### ૧ હાજી મંગલુરી શાહ

લોકોમાં હાજીજી નામથી ઓળખાતી હાજી મંગલુરી શાહ કે મંગરોળી શાહની દરગાહ વેરાવળના માર્ગે આવેલી છે.

અહીંના મુસ્લીમો આ જગ્યાને બહુ પવિત્ર માને છે. આ દરગાહમાં અરબ્બી-ફારસી-ઉર્દૂ ભાષા મિશ્રિત એક શિલાલેખ છે. તે પ્રમાણે આ સંત પુરુષ હી. સ. ૬૯૯ (ઈ. સ. ૧૩૦૧) ના રબી-ઉલ-આખિરની પહેલી તારીખે ખુદાની રહેમતમાં પહોંચ્યા છે. તેની દરગાહ હાજી મહમૂદ સાહેબ મકકીએ બંધાવી છે. પાછળથી હી.સ. ૧૦૦૩ (ઇ. સ. ૧૫૯૪) ના મુહર્રમની બારમી તારીખે અબ્દલાખાન બીન અલીખાન બાબરે તે સમરાવી છે. અરબી લેખ ઉપરથી જણાય છે કે આ સંત પુરુષનું પૂર્વનામ હુસેન હતું, અને તે મૂહમ્મદ અલી અલ ઈરાકીના પુત્ર હતા. આ દરગાહમાં વખતો વખત જુદાં જુદાં બાંધકામ થયાં છે.

અહીં પ્રતિ વર્ષ ઉરસ ભરાય છે તથા અનેક શ્રદ્ધાળુ મુસ્લીમો જીયારતે આવે છે.

### ૨ ઝફર મુઝફ્ફર

પ્રભાસ પાટણથી વેરાવળ જતા માર્ગ ઉપર આ જગ્યા આવેલી છે. તે સૈયદ ઝફરનો મઝાર હોવાનું કહેવાય છે. તેમાં એક શિલાલેખ છે, પણ તે અવાચ્ય છે.

### ૩ માઇપુરી

હાજીજી પાસે શિલ્પના અપ્રતિમ નમૂના જેવી આ જગ્યા

કોઈ પુરાતન મંદિરની છે અથવા મંદિરના અવશેષોમાંથી બંધાવેલી છે.[1]

### ૪ બજારની મસ્જીદ

બજારની મધ્યમાં આવેલી આ મસ્જીદ, સુલ્તાન અબુલ ફતહ અહમદશાહના સમયમાં (હી. સ. ૮૨૦ ઈ. સ. ૧૪૧૮) માં કોઈ ફઝલુલ્લાહે બનાવી હોવાનો ત્યાંના એક શિલાલેખમાં ઉલ્લેખ છે.

### ૫ મલંગચોરો

પટણી ઘરડેરાઓને બેસવાનું આ સ્થળ હોવાનું કહેવાય છે. તેમાં સાલ નથી વંચાતી, એવો એક શિલાલેખ છે. તે પ્રમાણે મહમદશાહના કાકા અલ મુતાસીમ બીલ્લાહ ગ્યાસુદ્દીન અબુલ મુજાહિદના રાજ્યમાં મસ્જીદ બનાવ્યાનો ઉલ્લેખ છે.

આ શિલાલેખ કોઈ બીજા સ્થળેથી લાવી અહીં સુરક્ષિત રાખવામાં આવ્યો હોવાનું જણાય છે.

### ૬ કાઝીની મસ્જીદ

જૂના દરબારગઢ પાસે આ મસ્જીદ છે. તેમાં શિલાલેખ છે પણ વાંચી શકાતો નથી. અહીં એક આરસનો અપ્રતિમ કારીગીરીવાળો પાટલો છે. આ સ્થાનનું શિલ્પ અને સ્થાપત્ય પ્રાગ્ મુસ્લીમ સમયનું છે.

### ૭ વડલાવાળી મસ્જીદ

બજારમાં આવેલી આ મસ્જીદનું સ્થાપત્ય પણ પ્રાગ્ મુસ્લીમ યુગનું અને ઘણું જૂનું હોવાનું જણાય છે.

### ૮ ચોગાનની મસ્જીદ

સ્થાપત્યના અનુપમ નમુના જેવી આ મસ્જીદ પણ ઘણા પુરાણા યુગના અવશેષ જેવી છે.

---

૧ ડૉ. બ્ઝીન્સ.

## ૯ પીળી મસ્જીદ

પીળા પથ્થરોથી ચણેલા આ બહુ પુરાતન મકાનને પીળી મસ્જીદ કહેવામાં આવતી. તે હમણાં તો રેતી નીચે દટાઈ ગઇ છે.

૧૦ ઉપરના મુખ્ય સ્થળો ઉપરાંત બીજી મસ્જીદો, દરગાહો અને છીલ્લાઓ છે.

# પરિશિષ્ટ દસમું

## શિલાલેખો

પ્રભાસમા અનેક શિલાલેખો હતા તેમાથી કેટલાક વિદેશી ચડાઇઓ પ્રસગે ઊપાડી જવામા આવ્યા[1] કેટલાક ધાર્મિક અસહિષ્ણુતાના કારણે નાશ પામ્યા,[2] અને કેટલાક સ્થાનિક લોકોના વહેમ, અ ધશ્રધ્ધા અથવા અપાર ભક્તિને કારણે નષ્ટ થયા[3] જે શિલાલેખો વિચારશીલ કે વિદ્વાન પુરૂષોના હાથમા પડયા તે સુરક્ષિત થઈ ગયા[4]

જે શિલાલેખો પ્રાપ્ત છે તે ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સ, હીસ્ટોરીકલ ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ ગુજરાત, ઇમ્પોરટન્ટ ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ બરોડા સ્ટેટ, વગેરે સંગ્રહોમા પ્રસિધ્ધ થઇ ગયા છે એટલે સર્વેનુ પુનર્લેખન કરવાનુ શકય નથી, પરતુ તેની સંક્ષિપ્ત નોધ આપવામા આવી છે

આ શિલાલેખો પૈકી મોટા ભાગના લેખો સસ્કૃતમા છે કેટલાક ફારસી કે અરબ્બીમા છે જ્યારે કેટલાક અરબી–ફારસી કે અરબી–ફારસી ઉર્દૂ મિશ્ર અને કેટલાક સસ્કૃત–ફારસી મિશ્ર છે

---

૧ કોડીનાર-કોટેશ્વરનો લેખ— નોધ ક્રમાંક ૧૩ સિદ્ધ પ્રશસ્તિ નોધ ક્રમાક ૧૬

૨ જ્ઞાન નથી મૂર્તિભજનના સામુદાયિક કાર્યક્રમ પ્રસગે ન જાણે કેટલા લેખો નાશ પામ્યા હશે તે કહેવુ શકય નથી વેરાવળ પાસેના એક ગામમા એક મુસ્લીમ ગૃહસ્થની સીડીમા એક સસ્કૃત લેખ જડેલો લેખકે જોયો છે

૩ સુત્રાપાડાના સૂર્યદેવળનો લેખ સાચવવાને બદલે તેના ઉપર પ્લાસ્ટર કરી લેવામા આવેલુ ભદ્રકાળીના પ્રસિદ્ધ લેખ ઉપર ચદન પુષ્પ ચડાવી તેને નુકશાન કરવામાં આવ્યુ છે

૪ રાજકોટ મ્યુઝીયમમા પડેલો એક લેખ– વેરાવળ ફોજદારી ઉતારામા ચણાઈ કામમા વપરાતો તે લેખકના પિતાશ્રીએ ભટ રેવાશકર ભાણજી સાથે રાજકોટ મ્યુઝીયમમાં મોકલ્યો છે

પ્રભાસના શિલાલેખો પૈકી કેટલાક શિલાલેખો રાજકોટ જૂનાગઢ અને વડોદરાના મ્યુઝિયમમા છે થોડા વર્ષો પહેલા શરૂ થયેલા પ્રભાસ મ્યુઝિયમમાં પણ કેટલાક શિલાલેખો સુરક્ષિત રાખવામા આવ્યા છે કેટલાક શિલાલેખો જે તે સ્થળે જ છે અને કેટલાક હોવા જોઈએ તેને બદલે બીજા સ્થળે ખસેડવામા આવ્યા છે છૂટા પડેલા કે અયોગ્ય સ્થળે પડેલા કેટલાક શિલાલેખો લેખકના સ્વ પિતાશ્રીએ એકત્ર કરી જૂનાગઢ રાજ્ય સાથે પત્રવ્યવહાર ચલાવી તે સમયની વહિવટી ઓફિસ— વર્તમાન મિડલ સ્કુલની દીવાલમા ચણાવી લીધા છે કેટલાક શિલાલેખો સ્થાનિક મેઘજી કાનજી લાયબ્રેરીની દીવાલમા ચણી લેવામા આવ્યા છે

પ્રભાસના શિલાલેખો એકત્ર કરવાનુ કાર્ય સદ્ગત વેદમૂર્તિ વલ્લભજી હરિદત્ત આચાર્યે શરૂ કર્યું. લેખકના પિતાશ્રીએ પણ પ્રભાસમા તેમ જ તે પ્રદેશના ગામડાઓમા પડેલા શિલાલેખો એકત્ર કરાવ્યા અથવા તેમના મિત્ર સદ્ગત્ પાઠક નથુરામ પરમાણંદ પાસે નકલો કરાવી વલ્લભજી આચાર્યને આપ્યા.

ભાવનગર રાજ્યે 'ભાવનગર ઈન્સ્ક્રીપ્શોનીયમ નામથી એક સંગ્રહ પ્રસિધ્ધ કરાવ્યો. તે પછી સદ્ગત વેદમૂર્તિ આચાર્ય ગિરજાશંકર વલ્લભજીએ 'હીસ્ટોરીકલ ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ ગુજરાત'મા લગભગ બધા શિલાલેખો સટિક પ્રસિધ્ધ કરી ઇતિહાસ અને શિલાલેખના અભ્યાસીઓ ઉપર અસીમ ઉપકાર કર્યો છે.

ગુજરાતના ફારસી અરબી શિલાલેખોનું ભાષાંતર તથા સટિક સંપાદન લેખકે લગભગ સમાપ્ત કર્યું છે અને તે પુસ્તક આકારે થોડા સમય પશ્ચાદ પ્રસિધ્ધ થશે તેમા પ્રભાસના શિલાલેખોનો પણ સમાવેશ થઈ જશે.

૧ સ્વ છત્રપ્રસાદ ઉદયશંકર દેશાઈ.

## શિલાલેખોની નોંધ

### સવત ૧૨૦૦થી સંવત ૧૩૦૦

| અનુક્રમ | વિ સવત | ક્યા હતો | ક્યા છે | સારાશ |
|---|---|---|---|---|
| ૧ | ૧૧૭૬ | જ્ઞાત નથી | પ્રિ મ્યુ | ગિર્હુર અપરાદિત્યના મ ત્રી લક્ષ્માણે સોમ નાથની પૂજા અર્થે વાડી આપી |
| ૨ | ૧૧૯૮ | ભીમદેવળ–પ્રભાસથી ચૌદ માઈલ દૂર | જૂ મ્યુ | રાજા માટે અધિકારી ગુમદેવે વિચિત્ર હિ ચકો બનાવ્યો |
| ૩ | ૧૭૦૨ | મોઢડી વાવ–માગરોળ પ્રભાસથી વીસ માઈલ દૂર | ત્યા જ | સોમે સોમનાથમા સાલ્નિગેશ્વરનુ મ દિર બ ધાવ્યુ |
| ૪ | ૧૨૨૫ | ભદ્રકાલિ મ દિર | ત્યા જ | ભાવ બૃહસ્પતિએ સોમનાથનુ નવનિર્માણ કર્યું ભાવ ઇન્સ ૧૮૬–૧૩૮૦ હી ઈ ગુ ભાગ–૭– પૃ–૬૧ |
| ૫ | ૧૨૩૦ | મોટો આપો પ્રભાસ | વો મ્યુ | — |
| ૬ | ૧૨૫૦ | વેરાવળ ફોજદારી ઉતારો | જૂ મ્યુ | કુદ કુદ સ ઘ યાત્રાર્થે આવ્યો હેમસુરીજી એ નવું જૈન મ દિર બ ધાવ્યુ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ | ૧૨૭૩ | મોટોઝાંપો પ્રભાસ. | જૂ. મ્યુ. | ગુજરાતના રાજા ભીમદેવ બીજાએ સોમનાથમાં મેઘધ્વનિ નામે મંડપ બંધાવ્યો. એ. ઈ. (૨) ૪૩૭ નં. ૪૬૭– ભાવ. ઈન્સ. ૨૦૮ હી. ઇ. ગુ. ભાગ ૨ લેખ ક્રમ ૧૬૬. આર્કીઓલોજી ઓફ ગુજરાત નામના પુસ્તકમાં શિલાલેખોની સૂચિમાં ડૉ. સાંકલિયા આ મંડપ મેઘાનંદ નામનો હતો અને તે શિલાલેખમાં વર્ષ પ્રાપ્ત નથી એમ કહી બીજા શિલાલેખ તરીકે જુદી નોંધ આપે છે. હી. ઇ. ગુ. ભાગ ૨ લેખ ક્રમ ૧૫૮ |
| ૮ | ૧૨૭૬ | ગૌરીકુંડ–પ્રભાસ. | ત્યાં જ | ગંડ બૃહસ્પતિએ જીર્ણોધ્ધાર કર્યો. |
| ૯ | ૧૨૯૧ | જ્ઞાત નથી. | ભટ કાનજી રણછોડની ડેલીમાં. પ્રભાસ પાટણ | ગણપતિની પ્રતિમા નીચે. |

**સંવત ૧૩૦૧થી સંવત ૧૪૦૦**

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૧૩૦૨ | જ્ઞાત નથી. | | ગોવર્ધનની મૂર્તિ અર્પણ કર્યા બાબત. એ. ઈ. (૨) પૃ. ૩૦૨ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ | ૧૩૧૮ | કોટેશ્વર–કોડીનાર પ્રભાસથી ૨૮ માઇલ દૂર. | વ. મ્યુ. | પંડિત નાનાક પ્રશસ્તિ. |
| ૧૨ | ૧૩૨૦ | હરસિદ્ધમાતા વેરાવળ. | વે. મ્યુ. | નાખુદા હોમર્ઝને મસ્જીદ બનાવવા જમીન આપી. ઈ. એ. (૯) ૨૮૬–૪૫. નં. ૫૬૫–૧૩૮૪ હી. ઈ. ગુ. ૬૨૨. વિ. સં. ૧૩૨૦ વલ્લભી સંવત ૯૪૫ સિંહ સંવત ૧૫૧. |
| ૧૩ | ૧૩૨૭ | સદર | સદર | — |
| ૧૪ | ૧૩૨૮ | કોટેશ્વર–કોડીનાર પ્રભાસથી ૨૮ માઇલ દૂર. | વ. મ્યુ. | પંડિત નાનાક પ્રશસ્તિ. સંવત નથી. |
| ૧૫ | ૧૩૩૦ | જ્ઞાત નથી. | મે. કા. લા. પ્રભાસ પાટણ | જૈન મૂર્તિ. આસનનો લેખ. |
| ૧૬ | ૧૩૪૦ | જ્ઞાત નથી. | સદર | સદર |
| ૧૭ | ૧૩૪૩ | જ્ઞાત નથી. | સીંદ્રા પોર્ટુગાલ | ત્રિપુરાંતક પ્રશસ્તિ. |
| ૧૮ | ૧૩૪૫ | મંકેશ્વર મંદિર. | ત્યાં જ | અવાચ્ય. |
| ૧૯ | ૧૩૫૫ | ખોજાવાડામાં. | જ. મ્યુ. | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦ | ૧૩૫૫ | મલંગચોરા. | મે. કા. લા. પ્રભાસ પાટણ | મહમદશાહના કાકા અલ મુતાસીમ બીલ્લાહ ગ્યાસુદ્દીન અબુલ મુજાહિદ અહમદના રાજ્યમાં મસ્જીદ બનાવી છે. સાલ બરાબર ઉકલતી નથી. અવાચ્ય. |
| ૨૧ | ૧૩૫૫ | હાજીમંગરોલી શાહ–પ્રભાસ પાટણ. | ત્યાં જ | મુહમ્મદ અલી અલ ઇરાકીના પુત્ર હુસેન નામના પવિત્ર સંત હી. ૬૯૯ ના રબીઉલ આખરની પહેલી તારીખે ખુદાની રહેમતે પહોંચ્યા તેની દરગાહ. |
| ૨૨ | ૧૩૫૭ | સોમનાથ મંદિર–ભૂમિમાં. | પ્ર. મ્યુ. | અવાચ્ય. |
| ૨૩ | ૧૩૫૭ | સદર–સ્થંભમાં | સદર | અવાચ્ય. આ લેખ બ્રાહ્મી લિપિમાં છે. |
| ૨૪ | ૧૩૫૭ | સૂર્યદેવળ સુત્રાપાડા. | ત્યાં જ | વાજા રાજાએ મંદિરનો જીર્ણોધ્ધાર કર્યો. |
| ૨૫ | ૧૩૭૩ | જૈનમંદિર. | ત્યાં જ | સરસ્વતી પ્રતિમાનો લેખ. |
| ૨૬ | ૧૩૭૬ | રામપુષ્કરવાડી. | જૂ. મ્યુ. | મહમદ તઘલગના રાજ્ય અમલમાં મસ્જીદ બનાવી. હી. સ. ૭૨૦ (ઇ. સ. ૧૩૨૦) |
| ૨૭ | ૧૩૮૭ | જુમ્મા મસ્જીદ વેરાવળ. | ત્યાં જ | સુલ્તાનના પુત્ર મહમદ બાદશાહના સમયમાં આબા ખલીફા સુલ્તાનાએ મસ્જીદ બનાવી. હી. સ. ૭૩૨ (ઇ. સ. ૧૩૩૧) |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ | ૧૩૯૮ | દાદા પાર્શ્વનાથ જૈન દેરાસર પ્રભાસપાટણ. | ત્યાં જ | પડથારનો લેખ. |

**સંવત ૧૪૦૧થી સંવત ૧૫૦૦**

| | | | | |
|---|---|---|---|---|
| ૨૯ | ૧૪૨૩ | સોમનાથજી નવા. | ત્યાં જ | — |
| ૩૦ | ૧૪૨૪ | મીઠાશા ભંગ. | જૂ. મ્યુ. | અબ્દરેમાનની દીકરી વારૂએ મસ્જીદ બનાવી હિ. સ. ૭૭૦ (ઈ. સ. ૧૩૬૮–૬૯) ફારસી તથા અરબ્બી. |
| ૩૧ | ૧૪૩૨ | પાળીઓ–પ્રભાસ. | જૂ. મ્યુ. | — |
| ૩૨ | ૧૪૪૨ | નાનો ઝાંપો. | પ્ર. મ્યુ. | વાજા રાજા ભમ્મેં પ્રભાસનો દુર્ગ સમરાવ્યો. |
| ૩૩ | ૧૪૪૪ | પાળીઓ–લોઢવા. પ્રભાસથી ૧૪ માઈલ દૂર. | પ્ર. મ્યુ. | — |
| ૩૪ | ૧૪૪૧ | નાગનાથ મંદિર. ચોરવાડ પ્રભાસથી ૧૬ માઈલ દૂર. | વે. મ્યુ. | વાજા શિવરાજના સમયમાં મલ્લસૂર્યનું મંદિર સમરાવ્યું. |
| ૩૫ | ૧૪૪૫ | બડુલાનો લેખ. | વે. મ્યુ. | મંત્રી ધાંધની પુત્રીઓએ વાવ કરાવી. |
| ૩૬ | ૧૪૪૭ | વિપ્લુકુંડ–ધામળેજ પ્રભાસથી ૧૮ માઈલ દૂર. | ત્યાં જ. | મેઘરાજાની સ્મૃતિમાં તેના અનુગામી ભમ્મેં મેઘપુર ગામ વસાવી બ્રાહ્મણોને આપ્યું. |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ | ૧૪૪૯ | પાળીઓ–લોઢવા નં. ૩૩ પ્રમાણે. | ત્યાં જ. | — |
| ૮ | ૧૪૫૪ | ભુઉડ તળાવ. ભુવાટીંબી પ્રભાસથી ૨૧ માઈલ દૂર. | ત્યાં જ. | રાજા ભમ્મની પુત્રી નાગુએ તળાવ બંધાવ્યું. |
| ૩૯ | ૧૪૫૪ | શારદામઠ. | ત્યાં જ. | ઠક્કુર સિંહાની સ્ત્રી બાલુષીએ કાલિકા મઠ સમરાવ્યો. |
| ૪૦ | ૧૪૫૪ | કૂવા પાસે જૈન દેરાસર. | જૂ. મ્યુ. | — |
| ૪૧ | ૧૪૫૪ | જ્ઞાત નથી. | જૂ. મ્યુ. | સં. ૧૪૫૪ માં વાજા રાજા વિંજલની મા મીણલે શિવમંદિર બંધાવ્યુ. |
| ૪૨ | ૧૪૫૬ | અંબાજી–જૈન દેરાસર. | ત્યાં જ. | — |
| ૪૩ | ૧૪૬૨ | મોટો ઝાંપો. | જ્ઞાત નથી. | વાજા રાજા બ્રહ્મદાસ મુઝફ્ફર સામે લડતાં મરાયા. |
| ૪૪ | ૧૪૭૩ | બજાર મસ્જીદ. | ત્યાં જ. | અહમદશાહના સમયમાં મસ્જીદ બનાવી. |
| ૪૫ | ૧૪૭૪ | એદુમ મસ્જીદ. | જૂ. મ્યુ. | સુલ્તાન અહમદશાહના સમયમાં ફઝલ્લુલાહે મસ્જીદ બનાવી. હી. સ. ૮૨૦ (ઈ. સ. ૧૪૧૮.) ફારસી. |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૬ | ૧૪૮૬ | ફોજદારી ઉતારો | જૂ મ્યુ | મલેક હુસેને મસ્જીદ બનાવી. હી સ. ૮૩૪ (ઈ. સ ૧૪૩૦-૩૧) ફારસી |
| ૪૭ | ૧૪૮૯ | જ્ઞાત નથી (ભાગ આપે હશે) | જૂ. મ્યુ | કોઈને ગ્રામ ન આપવાની સુલ્તાન મુઝફ્ફરની આજ્ઞા હી સ ૮૩૬ (ઈ સ. ૧૪૩૨-૩૩) ફારસી. |

સંવત ૧૫૦૧થી સંવત ૧૬૦૦

| | | | | |
|---|---|---|---|---|
| ૪૮ | ૧૫૦૮ | પાળીઓ-સામત વાવ | જૂ. મ્યુ | — |
| ૪૯ | ૧૫૧૧ | બન્દર પ્રભાસ પાટણ | જૂ મ્યુ. | સુલ્તાન અહમદની આજ્ઞા અધિકારીઓએ કથયા (ધાબળા), સાથે ન લઈ જવા બાબત હી સ ૮૫૯ (ઈ સ ૧૪૫૫) પ્રથમ ભાગ ફારસી, ઉત્તર ભાગ સસ્કૃત. |
| ૫૦ | ૧૫૧૨ | ત્રિકમરાય મંદિર. | કામનાથ મહાદેવ શારદામઠ | — |
| ૫૧ | ૧૫૧૮ | પસ્નાવડા ગઢ. | જૂ. મ્યુ. | ખલીલ અહમદે પસ્નાવડાનો કિલ્લો બાંધ્યો હી સ ૮૬૨ (ઈ સ ૧૪૫૮) ફારસી. |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૨ | ૧૫૧૮ | ચાહ મસ્જીદ પ્રભાસ પાટણ | જૂ મ્યુ | અહમદશાહ બીજાના સમયમા નસરૂલ્લાહે (નસુલ્લાહે) મસ્જીદ બનાવી હી સ ૮૬૬ (ઈ સ ૧૪૬૧ ફારસી |
| ૫૩ | ૧૫૨૨ | જકાતી માડવી વેગવળ | જૂ મ્યુ | અહમદશાહના પુત્ર મહમદશાહે મહમદ ગીલાનીના પુત્ર હાજી અલીની સ્મૃતિમા મસ્જીદ બનાવી હી સ ૮૭૦ (ઈ સ ૧૪૬૫) ફારસી |
| ૫૪ | ૧૫૫૨ | કાજી મસ્જીદ પ્રભાસ પાટણ | જૂ મ્યુ | મહમદ બેગડાએ પ્રભાસની મૂર્તિઓ ભાગી નાખી ત્યા કૂરફાર મીટાવી દઈ મલેક ઝવેરને સુબો નીમ્યો તેની તથા તેના તાબેદાર હમીર રાવતની પ્રશસ્તિ હી સ ૯૦૦? (ઈ સ ૧૪૯૬ ?) ફારસી |
| ૫૫ | ૧૫૬૦ | મુઝફ્ફર મસ્જીદ પ્રભાસ પાટણ | જૂ મ્યુ | મહમદ બેગડાના સમયમા સૈયદ જાફરમિયા હાકીમ સૈયદ બીન સાલેહે મસ્જીદ બનાવી હી સ ૯૧૦ (ઇ સ ૧૫૦૪) ફારસી |
| ૫૬ | ૧૫૯૯ | મોટો ઝાપો પ્રભાસ પાટણ | જૂ મ્યુ | સુલ્તાન અહમદશાહની આજ્ઞા રૈયત પાસેથી ખાટલી ન લઈ જવા બાબત હી સ ૯૫૦ (ઇ સ ૧૫૪૩) |

સંવત ૧૬૦૧થી સંવત ૧૭૦૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫૭ | અજ્ઞાત | જ્ઞાત નથી (પઠાણવાળી મસ્જીદ હશે.) | જૂ. મ્યુ. | કુરાન ઊપાડનારા મુબારકે મસ્જીદ બનાવી. આ લેખમાં સાલ નથી કદાચ "કાઝીની કૂતરી"નો શિલાલેખ હોય ! |
| ૫૮ | ૧૬૨૪ | કાજી મસ્જીદ પ્રભાસ પાટણ | જૂ. મ્યુ | સુલ્તાન મહમદના રાજ્યમા મહમદ બીન ઓસ્માન બીન હાજી બીન ઈતમાદ ઉલ મુલ્કે મસ્જીદ બનાવી હી સ ૯૭૯ (ઈ સ. ૧૫૬૮) ફારસી |
| ૫૯ | ૧૬૨૬ | પાંચ-બીબી કોઠો પ્રભાસ પાટણ | જૂ. મ્યુ | બદા બીન ગુલ બીન કમાલ બીન લાધા બીન ફત્તાએ મસ્જીદ બનાવી હી સ ૯૭૭ (ઇ સ. ૧૫૬૯–૭૦] ફારસી. |
| ૬૦ | ૧૬૨૮ | જલપ્રભાસકુંડ પ્રભાસ પાટણ | પ્ર મ્યુ | — |
| ૬૧ | ૧૬૫૦ | હાજી મંગરોલી શાહ. પ્રભાસપાટણ | સ્થા જ | નં ૨૧ ઉપરના અરબી લેખ નીચેનો લેખ હઝરત બાબા હાજી મુહમ્મદ મંગરોલીની દરગાહમા અબ્દુલા બીન અલીખાન બાબરે શિલાલેખ કોતર્યો. સંભવત નં. ૨૧ નો લેખ |

| | | | | |
|---|---|---|---|---|
| | | | | આ સાલમાં તેણે કોતર્યો. આ લેખની નીચે સાલ વગરનો ઉર્દુ લેખ છે તે જલાલમિયાં જમાલુદ્દીનમિયાંએ લખ્યો છે. ફારસી લેખ હી. સ. ૧૦૦૩ (ઈ. સ. ૧૫૯૪) નો છે. |
| ૬૨ | ૧૬૫૬ | દેહોત્સર્ગ ઘાટ પ્રભાસપાટણ. | પ્ર. મ્યુ. | દેહોત્સર્ગ ઘાટ ઉપર રાયસિંહ રાઠોડના સમયમાં રાજસિંહે ધર્મશાળા બંધાવી. |
| ૬૩ | ૧૬૯૯ | શ્રી ચંદ્રપ્રભ મહા પ્રભુનું દેરાસર–પ્રભાસપાટણ. | ત્યાં જ. | — |
| ૬૪ | ૧૬૯૯ | શ્રી અજિતનાથ જૈન દેરાસર. | ત્યાં જ. | — |

**સંવત ૧૭૦૧થી સંવત ૨૦૦૦**

| | | | | |
|---|---|---|---|---|
| ૬૫ | ૧૭૪૨ | બજાર. પ્રભાસ પાટણ. | જૂ. મ્યુ. | જૂનાગઢના ફોજદાર (સુબા) શાહવર્દીખાનની આજ્ઞા. કોઈને અનાજ વેચવા ફરજ પાડવી નહિ અને મુકરર કરી ન હોય તેવી લેત્રી લેવી નહિ. હી. સ. ૧૦૯૭ (ઈ. સ. ૧૬૮૫) ફારસી. |
| ૬૬ | ૧૭૭૫ | ગોરજીની પાદુકા. પ્રભાસ પાટણ. | ત્યાં જ. | અવાચ્ય. |

| | | | | |
|---|---|---|---|---|
| ૬૭ | ૧૭૯૨ | ચ્યવન કુંડ સુત્રાપાડા. પ્રભાસ પાટણથી ૧૦ માઈલ દૂર. | ત્યાં જ. | નવદુર્ગા, ગણેશ, વગેરેના મંડપો કર્યા. |

સાલ વગરના શિલાલેખો

| | | | | |
|---|---|---|---|---|
| ૬૮ | | કાજીની કુલરીની જગ્યા. | જૂ. મ્યુ. | નં. ૫૭ હોવાનો સંભવ છે. |
| ૬૯ | | કનકાઈ માતાજી. | ત્યાં જ | |
| ૭૦ | | મોટા ઝાંપા પ્રભાસ પાટણ. | પ્ર. મ્યુ. | |
| ૭૧ | | ચાંદ ખુદાબક્ષ મસ્જીદ. | પ્ર. મ્યુ. | |
| ૭૨ | | ચાંદ તકીઆનો. | | |
| ૭૩ | | હનુમાનજી, મોટા સોમનાથ. | | |
| ૭૪ | | હમીરજી–પાળીઓ. | | |
| ૭૫ | | શાહ સેલાર. | | |
| ૭૬ | | સૂર્યકુંડ વેરાવળ. | | |
| ૭૭ | | બ્રહ્મકુંડ વેરાવળ. | | |
| ૭૮ | | હાટકેશ્વર. વેરાવળ | | |
| ૭૯ | | કર્ઝન કેનાલ ગવની પ્રભાસ. પાટણથી ૯ માઈલ દૂર. | | |

## સંક્ષિપ્તકરણ

| | |
|---|---|
| પ્રિ મ્યુ | પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ મુંબઈ |
| જૂ મ્યુ. | જૂનાગઢ મ્યુઝિયમ |
| વો મ્યુ | વોટસન મ્યુઝિયમ રાજકોટ |
| વ મ્યુ | વડોદરા મ્યુઝિયમ |
| પ્ર મ્યુ | પ્રભાસ મ્યુઝિયમ |
| મે કા લા | મેઘજી કાનજી લાઈબ્રેરી પ્રભાસ પાટણ |
| હી ઈ ગુ | હીસ્ટોરીકલ ઈન્સક્રીપ્શન્સ ઓફ ગુજરાત (આચાર્ય) |
| એ ઈ | એપીગ્રાફીકા ઇન્ડિકા |
| હી સ | હીજરી સન |
| વિ સ | વિક્રમ સંવત |
| ઈ સ | ઇસ્વી સન |

**પ્રકિર્ણ**

સોમનાથના ધરાશાયી થયેલા મંદિરની દીવાલોમા નીચેના શબ્દો કોતરેલા હતા આ શબ્દો 'કોણે અને ક્યારે લખ્યા તે જ્ઞાત નથી વાચી શકાયા તે સંસ્કૃત અક્ષરો

| | |
|---|---|
| ૧ વીસી લતા | ૧૨ હારા |
| ૨ રાસા | ૧૩ મૌલ્હા |
| ૩ સુસા | ૧૪ મલ |
| ૪ કુમારપાળ | ૧૫ લાધા |
| ૫ ઉગમતો ઉતરાઉ મલઉધી | ૧૬ રામ |
| ૬ શ્રીરમ | ૧૭ ટી |
| ૭ પોલો | ૧૮ મોલંકી |
| ૮ હીરો | ૧૯ લલા |
| ૯ સસ | ૨૦ શ્રીધવ |
| ૧૦ મોલણુ | ૨૧ નરપાલ |
| ૧૧ મરસી | ૨૨ વિરમ |

ત્રિવેણી પાસેના સૂર્યમંદિરની દીવાલો ઉપર નીચેના સંસ્કૃત શબ્દો છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ગોધકો | ૧૦ | લહર | ૧૯ | દેકા |
| ૨ | વોહારે | ૧૧ | કેલાઋ | ૨૦ | કારઅ |
| ૩ | દેઉ | ૧૨ | કાંડું | ૨૧ | સોળા |
| ૪ | ઈકારખ | ૧૩ | ગોકાકો | ૨૨ | સુગેસર |
| ૫ | કોરૂ | ૧૪ | કેરૂ | ૨૩ | સહદેવ |
| ૬ | કોહાદી | ૧૫ | સોલંકી | ૨૪ | કેલો |
| ૭ | કોરા | ૧૬ | સુમેરકા | ૨૫ | સોમદેવ |
| ૮ | લેન્દે | ૧૭ | સોડદેવ | ૨૬ | કેલુ |
| ૯ | ગોટકો | ૧૮ | કાક | | |

ઐતિહાસિક દૃષ્ટિએ આ શબ્દોનું કોઈ મહત્ત્વ જણાતું નથી. કોઈ મુલાકાતવાળાઓ કે કારીગરોએ કોતર્યા હોવાનું જણાય છે.

# પરિશિષ્ટ ૧૧મું

## સામાન્ય હકીકત

પ્રભાસનાં ઘણાં નામો પ્રચલિત છે, પરંતુ રાજ્યસ્વીકૃત નામ પ્રભાસ પાટણ છે. પોસ્ટ અને તાર ખાતામા પણ તે જ નામ ચાલે છે.

પ્રભાસ પાટણ ભારતની પશ્ચિમે ગુજરાત રાજ્યના સૌરાષ્ટ્ર વિભાગમા, જૂનાગઢ જીલ્લામાં ૨૦-૨૫ અક્ષાંસ અને ૭૦-૨૪ રેખાંશ ઉપર હિન્દી મહાસાગરના અરબ્બી સમુદ્રને તીરે આવેલું છે.

પ્રભાસ પાટણનું રેલ્વે સ્ટેશન વેરાવળ છે. વેરાવળથી પ્રથમ પ્રભાસ પાટણનું અંતર બે માઇલ અને બે ફર્લાંગ હતું પરંતુ વચમાં આવતો ખાડીનો પૂલ કાઢી નાખતાં માર્ગ ફરીને જાય છે અને તેથી તે અંતર ચાર માઇલ છ ફર્લાંગ જેટલુ થયું છે.

વેરાવળ બંદર અરબી સમુદ્રના કિનારે આવેલું છે. ત્યાં દેશી પરદેશી સ્ટીમરો અને વહાણો નાંગરે છે. વેરાવળ સ્ટેશને વિરમગામથી સીધી ટ્રેન આવે છે. યાત્રિકો અને પ્રવાસીઓ સરળતાથી વેરાવળ આવી શકે છે. સ્ટેશને ઘોડાગાડીઓ રિક્ષાઓ તથા બસો મળે છે. અમદાવાદ અને તેની આગળથી પ્રભાસ એસ્ફાલ્ટ અને સિમેન્ટ માર્ગથી જોડાયેલું છે.

ભારત સ્વાધીન થયુ ત્યાં સુધી પ્રભાસ પાટણ જૂનાગઢ રાજ્યના પાટણ મહાલનું મુખ્ય મથક હતું. વારંવાર થતા કોમી કલહોનો સદાને માટે અંત લાવવા બ્રિટિશ સરકારે નિમેલા હંટર કમીશનની ભલામણ અનુસાર પ્રભાસ પાટણમાં મહેસુલી અધિકારી–વહીવટદાર–આસીસ્ટન્ટ

સુપ્રીન્ટેન્ડન્ટ ઓફ પોલીસ તથા પ્રથમ વર્ગના ન્યાયાધીશની કચેરી રહેતી.

જૂનાગઢ રાજ્યના સમયમાં પ્રભાસની ધાર્મિક અને ઐતિહાસિક અગત્યના કારણે આ ભલામણોથી વિરુદ્ધ જઇ રાજ્યે ન્યાયાધીશની કચેરી વેરાવળ ખસેડી લીધી પણ પોલીસ અધિકારી તથા મહેસુલી અધિકારીની કચેરી રાખી. ભારત સ્વાધીન થયા પછી અને જૂનાગઢ રાજ્યનું અસ્તિત્વ અંતિત થતાં તે કચેરીઓ પણ વેરાવળ ખસેડી લેતાં પ્રભાસનો ગામડાં સાથેનો સંપર્ક તૂટી ગયો અને વ્યાપાર ભાંગી પડયો. રાજદ્વારી ક્ષેત્રે તેની મહત્તા નહિવત્ થઈ ગઈ.

પ્રભાસ પાટણમાં મ્યુનીસીપાલીટી હતી. પ્રભાસની પ્રજાએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ સુધરાઇનો વહીવટ કરતા પણ તેનું પણ વેરાવળ સુધરાઈમાં વિલિનિકરણ થઈ જતાં પ્રભાસ પાટણની પરિસ્થિતિ એક અગત્યના વહીવટી મથકને બદલે સાધારણ પરા જેવી થઈ ગઈ છે.

### ક્ષેત્રફળ

પ્રભાસ પાટણ નગરનું ક્ષેત્રફળ ૧૦૯ એકર, ૨૬ ગુંઠા છે અને સીમનું ક્ષેત્રફળ ૮૨૩૯ એકર, ૨૬ ગુંઠા છે.

### ભવ્ય ભૂતકાળ

સદગત્ સાક્ષરવર્ય શ્રી શંકરપ્રસાદ હરપ્રસાદ દેશાઈ તેમનાં ઉર્દૂ કાવ્ય 'તસલીમે વતન'માં પોતાની માતૃભૂમિ પ્રભાસને બિરદાવતાં કહે છે :

જબ રૂયે પાક આલમપે શહેર એક નહીં થા
નિનાવે બાબીલોના રૂમો દમિશ્ક નહીં થા
નહીં થા પ્રયાગો કાશી જબ દ્વારિકા ભી નહીં થા
પૂર નૂર અય મુનવર અશાહરતું શહેર યહી થા

ગુ જીથી તેરી ગલીઓમે બેદકી તિલાવત
શાસ્ત્રોકી શરાઅત મોમેશકી ઇબાદત
-વગેરે-[1]

એમ જ્યારે પવિત્ર પૃથ્વી ઉપર નિનાવા, બાબીલોન, રોમ, દમાસ્કસ, પ્રયાગ, કાશી કે દ્વારકા હજી વસેલા પણ નહિ અથવા પ્રખ્યાતિમા આવેલા નહિ ત્યારે પરમ પ્રકાશિત, નગરોનુ નગર પ્રભાસ મશહુર હતુ તેની ગલી ગલી વેદોના મ ત્રોચ્ચારથી ગુ જતી, ત્યા શાસ્ત્રોની ચર્ચા થતી રહેતી, અને ભગવાન સોમનાથની પૂજા થતી

વિક્રમની નવમી સદીમા ભગવાન સોમનાથનુ ક્ષેત્ર પૂર્ણ કલાએ પહોચ્યુ ત્યાના વૈભવ, ઐશ્વર્ય, મહત્તા અને પવિત્રતાથી આકર્ષાઇ ભારતભરના પ્રજાજનો અહિ યાત્રાર્થે આવતા થયા પ્રભાસની કીર્તિ સાગર પાર કરીને તથા હિમાલયના પહાડો ભેદીને ઇરાન, અરબસ્તાન અને અફગાનિસ્તાનના પ્રદેશોમા પહોચી ગઈ

ભગવાન સોમનાથના ભવ્ય દેવાલયના શિખરોના સુવર્ણ કળશો અને સમુદ્રના શીતલ અને સ્વચ્છ વાયુમા લહેરાતી ધ્વજાઓના દર્શને અને આરતીના ઘ ટ નાદોના ધ્વનિથી અનેક મનુષ્યો ધન્યતા અનુભવતા પ્રભાસના માર્ગોમા હાથીઓ, ઉ ટો, અશ્વો, બળદગાડીઓ, રથો અને પાલખીઓની મેદની જામતી અને પ્રવાસીઓનો વિશાળ સમૂહ દેશ પરદેશની વસ્તુઓ વેચાતી લઈ શકે તે માટે વ્યાપારીઓ વિક્રય અર્થે લાવેલા વસ્ત્રો, આભુષણો, આયુધો ઇત્યાદિને તેમના હાટોમા ગોઠવી મોટો વ્યાપાર કરતા

નગર ઉપર યજ્ઞોનો ધૂમ્ર સદા આચ્છાદિત રહેતો પવિત્ર અને વિદ્વાન બ્રાહ્મણો વેદોચ્ચાર કરતા અને શિષ્યોને બોધ આપતા

---

૧ આ કાવ્યમાથી માત્ર જરૂરી કડીજ ઉદ્ધૃત કરી છે

અનેક સંપ્રદાયના મતો, સાધુઓ, તપસ્વીઓ અને સન્યાસીઓ વિવિધ પ્રકારે તેમના આશ્રમોમા તપશ્ચર્યા કરતા યોગિઓ યોગ સાધતા અને તાત્રિકો તંત્રવિદ્યા ઉપાસતા પાઠશાળાઓ વિદ્યાર્થીઓથી ધમધમતી રહેતી ન્યાય, તર્ક વ્યાકરણ, સાહિત્ય, સંહિતા, કર્મકાડ અને જ્યોતિષ જેવા વિષયોનુ શિક્ષણ લેવા ભારતના અન્ય પ્રદેશોમાથી વિદ્યાર્થીઓ અહીં આવતા

ક્ષત્રિયો, સોમેશના રક્ષણ માટે સદા પ્રવૃત્ત રહેતા તલવારો, ભાલા, કરશીઓ અને ધનુષ્યો ધારણ કરેલા વીરપુરુષોનો અહીં મેળો જામતો

લેખકો તેમની લેખિનીઓનો અવિરત ઉપયોગ કરી ધર્મનો સંદેશ પ્રજાને આપતા ભક્તિભાવથી પ્રેરાઇ નિષ્ણાત ગાયકો શાસ્ત્રીય સંગીતના સુરો તંતુવાદ્યો અને અન્ય વાજિંત્રો ઉપર રેલાવી વાતાવરણમા પ્રસન્નતા આણતા

અને આવા નૈસર્ગિક સૌંદર્યથી પ્રકાશમાન થએલા અને જનતાએ વિકસાવેલા પવિત્રસ્થાનમા ભગવાન સોમનાથનુ ગગનચુંબિત શિખરવાળું ભવ્ય દેવાલય હતુ

## પુરાતન પ્રભાસનો વિસ્તાર

પુરાતન પ્રભાસનો વિસ્તાર, ઉત્તરે વર્તમાન નગરાપુરના સૂર્યદેવળથી દક્ષિણે સમુદ્ર પર્યંત અને પૂર્વે વર્તમાન હિરણ્યાના પુલથી પશ્ચિમે દેવકાના તીર પર્યંતનો હતો વર્તમાન નગર છે ત્યા દેવમંદિરો જ હતા અને તેના માટે જેની સેવા આવશ્યક છે તેવી પ્રજા વસતી અન્ય પ્રજા નગરાપુરમા વસતી નગરાપુરથી ત્રિવેણી સુધી પાકો બાધેલો ઘાટ હતો અને વચ્ચે ધોરી માર્ગો હતા વર્તમાન સાવિત્રી ટીબા અને વેણેશ્વર થઈ ગૌસતને આરે થઇને હિરણ્યા સુધી એક માર્ગ જતો બીજો માર્ગ વર્તમાન રાસી આમ અને કનકાઈ પાસે થઇને જતો અને ત્રીજો માર્ગ

ગુંજીથી તેરી ગલીઓમેં બેદકી તિલાવત
શાસ્ત્રોંકી શરાઅત સોમેશકી ઇબાદત.
—વગેરે—[1]

એમ જ્યારે પવિત્ર પૃથ્વી ઉપર નિનાવા, બાબીલોન, રોમ, દમાસ્કસ, પ્રયાગ, કાશી કે દ્વારકાં હજી વસેલાં પણ નહિ અથવા પ્રખ્યાતિમાં આવેલાં નહિ ત્યારે પરમ પ્રકાશિત, નગરોનું નગર પ્રભાસ મશહુર હતું. તેની ગલી ગલી વેદોના મંત્રોચ્ચારથી ગુંજતી, ત્યા શાસ્ત્રોની ચર્ચા થતી રહેતી, અને ભગવાન સોમનાથની પૂજા થતી.

વિક્રમની નવમી સદીમાં ભગવાન સોમનાથનું ક્ષેત્ર પૂર્ણ કલાએ પહોંચ્યુ. ત્યાંના વૈભવ, ઐશ્વર્ય, મહત્તા અને પવિત્રતાથી આકર્ષાઇ ભારતભરના પ્રજાજનો અહિં યાત્રાર્થે આવતા થયા. પ્રભાસની કીર્તિ સાગર પાર કરીને તથા હિમાલયના પહાડો ભેદીને ઇરાન, અરબસ્તાન અને અફગાનિસ્તાનના પ્રદેશોમાં પહોંચી ગઈ.

ભગવાન સોમનાથના ભવ્ય દેવાલયનાં શિખરોનાં સુવર્ણ કળશો અને સમુદ્રના શીતલ અને સ્વચ્છ વાયુમાં લહેરાતી ધ્વજાઓનાં દર્શને અને આરતીના ઘંટ નાદોના ધ્વનિથી અનેક મનુષ્યો ધન્યતા અનુભવતા. પ્રભાસના માર્ગોમાં હાથીઓ, ઉંટો, અશ્વો, બળદગાડીઓ, રથો અને પાલખીઓની મેદની જામતી અને પ્રવાસીઓનો વિશાળ સમૂહ દેશ પરદેશની વસ્તુઓ વેચાતી લઈ શકે તે માટે વ્યાપારીઓ વિક્રય અર્થે લાવેલાં વસ્ત્રો, આભુષણો, આયુધો ઇત્યાદિને તેમનાં હાટોમાં ગોઠવી મોટો વ્યાપાર કરતા.

નગર ઉપર યજ્ઞોનો ધૂમ્ર સદા આચ્છાદિત રહેતો. પવિત્ર અને વિદ્વાન બ્રાહ્મણો વેદોચ્ચાર કરતા અને શિષ્યોને બોધ આપતા.

---

૧ આ કાવ્યમાંથી માત્ર જરૂરી કડી જ ઉધ્ધૃત કરી છે.

અનેક સંપ્રદાયના સંતો, સાધુઓ, તપસ્વીઓ અને સન્યાસીઓ વિવિધ પ્રકારે તેમના આશ્રમોમાં તપશ્ચર્યા કરતા. યોગિઓ યોગ સાધતા અને તાંત્રિકો તંત્રવિદ્યા ઉપાસતા. પાઠશાળાઓ વિદ્યાર્થીઓથી ધમધમતી રહેતી. ન્યાય, તર્ક વ્યાકરણ, સાહિત્ય, સંહિતા, કર્મકાંડ અને જ્યોતિષ જેવા વિષયોનું શિક્ષણ લેવા ભારતના અન્ય પ્રદેશોમાંથી વિદ્યાર્થીઓ અહીં આવતા.

ક્ષત્રિયો, સોમેશના રક્ષણ માટે સદા પ્રવૃત્ત રહેતા. તલવારો, ભાલા, ફરશીઓ અને ધનુષ્યો ધારણ કરેલા વીરપુરુષોના અહીં મેળો જામતો.

લેખકો તેમની લેખિનીઓનો અવિરત ઉપયોગ કરી ધર્મનો સંદેશ પ્રજાને આપતા. ભક્તિભાવથી પ્રેરાઇ નિષ્ણાત ગાયકો શાસ્ત્રીય સંગીતના સુરો તંતુવાદ્યો અને અન્ય વાજિંત્રો ઉપર રેલાવી વાતાવરણમાં પ્રસન્નતા આણતા.

અને આવા નૈસર્ગિક સૌંદર્યથી પ્રકાશમાન થએલા અને જનતાએ વિકસાવેલા પવિત્રસ્થાનમાં ભગવાન સોમનાથનું ગગનચુંબિત શિખરવાળું ભવ્ય દેવાલય હતું.

## પુરાતન પ્રભાસનો વિસ્તાર

પુરાતન પ્રભાસનો વિસ્તાર, ઉત્તરે વર્તમાન નગરાપુરના સૂર્યદેવળથી દક્ષિણે સમુદ્ર પર્યંત અને પૂર્વે વર્તમાન હિરણ્યાના પુલથી પશ્ચિમે દેવકાના તીર પર્યંતનો હતો. વર્તમાન નગર છે ત્યાં દેવમંદિરો જ હતાં અને તેના માટે જેની સેવા આવશ્યક છે તેવી પ્રજા વસતી. અન્ય પ્રજા નગરાપુરમાં વસતી. નગરાપુરથી ત્રિવેણી સુધી પાકો બાંધેલો ઘાટ હતો અને વચ્ચે ધોરી માર્ગો હતા.વર્તમાન સાવિત્રી ટીંબા અને વેણેશ્વર થઈ ગોસતને આરે થઇને હિરણ્યા સુધી એક માર્ગ જતો. બીજો માર્ગ વર્તમાન ડોસી આમ અને કનકાઈ પાસે થઇને જતો અને ત્રીજો માર્ગ

ત્રિવેણી ઉપર થઈને જતો વર્તમાન મીઠાપુર, સોનારિયા, ખાદલ પરા, કાજલી આદરી વગેરે તેના પરા હતા.

આ પુસ્તકમા આગળ જોયુ તેમ ભાવ બૃહસ્પતિએ બ્રાહ્મણો ને નગરમા વસાવ્યા અને પ્રભાસનો દુર્ગ બાધ્યો ત્યા સુધી વર્તમાન નગર તો માત્ર દેવમદિરોની જ નગરી હતી

પ્રભાસમા વાપીઓ, કૂપો, જલાશયો, ઉદ્યાનો અને અન્ય સાર્વજનિક ઉપયોગના સ્થાનો પણ હતા

વિક્રમની સાતમી સદીની પ્રભાસની ભૂગોળ જોઈએ તો તેની સમીપે પાચ સરિતાઓ વહેતી હિરણ્યા અને સરસ્વતી ઉપરાત સન્નિહિતા નામની નદી વર્તમાન ઉના માર્ગની ઉત્તર તરફથી ડોસી આમ આગળથી આવી, દુર્ગની દીવાલોને ઘસાઈ સમુદ્રમા જતી. પુષ્કરાવર્તકા નામની એક નદી વર્તમાન રૂદ્રેશ્વરના મંદિરની પૂર્વેથી પસાર થઈ સમુદ્રમા મળતી ચિત્રા વા ચિત્રપથા પ્રભાસની પશ્ચિમેથી આવી ચિત્રા વિચિત્રા પાસે થઈ બ્રહ્મકુંડ પાસેથી સમુદ્રને મળવા જતી જાંબુવતી નામની નદી દુર્ગની પૂર્વે અને ઉત્તરે પાડવકૂવા પાસેથી થઈને આવતી આ ઉપરાત પ્રભાસમા ન્યંકુમતી અને કપિલા નામની નદીઓ પણ હતી ન્યંકુનુ પાણી કદાચ વર્તમાન તળાવમા એકત્ર થતું.

પ્રભાસમા ખોદકામ કરતા ચાલીસ ફીટથી અધિક નીચેથી મૂર્તિઓના અવશેષો, અસ્થિઓ વગેરે મળી આવેલા છે એટલે વર્તમાન પ્રભાસ કે જે વિક્રમની સાતમી સદીમા હતું તેનાથી પણ શતકો પૂર્વેનુ પુરાતન પ્રભાસ ભૂમિ નીચે દટાએલુ પડેલુ છે. પુરાતત્વ ખાતુ જો ખોદકામ કરે તો અવશ્ય અમૂલ્ય વસ્તુઓ પ્રાપ્ત કરી શકે.

પ્રભાસમા પુરાતત્વવિદોને ઉપયોગી થાય એવી અનેક-ખંડિત મૂર્તિઓ મંદિરોના તૂટેલા ભાગો અને અન્ય અવશેષો

છિન્ન ભિન્ન પડેલા હતા. તેમાંથી કેટલીએક મૂર્તિઓ તથા અવશેષો જૂનાગઢ સરકારી સંગ્રહસ્થાનમાં મોકલવામાં આવ્યા,[૧] અને સોમનાથનું દેવળ તોડી પાડતાં તેના બચેલા અવશેષો તથા અન્ય અવશેષો એકત્રિત કરી પ્રભાસ સંગ્રહસ્થાનમાં મૂકવામાં આવ્યા છે.[૨] તેમ છતાં ઓધવજી શેઠના, રામરાખ ચોક પાસે આવેલાં મકાન પાસે પડેલી એક પથ્થરમાંથી કોરી કાઢેલી મોટી કુંડી, કાઝીની મસ્જીદનો શ્યામ આરસનો પાટલો, ફૂલરીની જગ્યાની જાળીઓ, કિલ્લાનાં દ્વારો તોડવાના પથ્થરના ગોળા વગેરે જે તે સ્થળે પડેલાં છે.

પ્રભાસની ફરતી ખાઈ છે. આજ તો તે પૂરાઈ ગઈ છે છતાં પૂર્વ તરફ થોડી બાકી છે. તેમાં પાણી ભરવામાં આવતું અને તે પાણી નાની નદીઓમાંથી લાવવામાં આવતું.

પ્રભાસનો દુર્ગ રચવા સમયે સમીપમાં ખોદેલી ખાણો ખાણિયાં નામથી ઓળખાય છે. આ ખાણિયાના અમુક ભાગમાં અત્યારે ખેતી થાય છે.

પ્રભાસની સમીપે શીતળાનો ટીંબો અને સાવિત્રીનો ટીંબો એ નામે ઓળખાતા ટીંબાઓ છે. આ ટીંબાઓ પણ તેમના પેટાળમાં સમાયેલી સંસ્કૃતિના અવશેષો સમાવી બેઠા છે, એમ પુરાતત્વવિદો દૃઢપણે માને છે. શિતળામાં ખોદકામ થયેલું પણ તેનું શું પરિણામ આવ્યું તે જાણવામાં આવ્યું નથી.

**નાઘેર**

વર્તમાન ગુજરાત રાજ્યના સૌરાષ્ટ્ર વિભાગમાં જૂનાગઢ જીલ્લો કહેવામાં આવે છે તે પ્રદેશનું મૂળ નામ સોરઠ છે અને

---

૧ લેખકે આવી મૂર્તિઓ તા. ૩૦-૧૨-૪૭ના રોજ જૂનાગઢ સંગ્રહસ્થાનમાં મોકલી.

૨ શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકરના પરિશ્રમથી પ્રભાસ સંગ્રહસ્થાનમાં આ અવશેષો પહોંચવા પામ્યા છે.

તેની દક્ષિણે સમુદ્રની લહેર છટે આવેલા પ્રદેશનુ પુરાતન નામ નાઘેર છે[1] પ્રભાસ આ નાઘેર પ્રદેશની મધ્યમા આવેલુ છે

નાઘેર અતિ રસાળ અને ફળદ્રુપ પ્રદેશ છે બારે માસ વહેતી સરિતાઓ, મહેકતી ફૂલવાડીઓ અને પદે પદે મીઠા જલથી ભરપુર વાપીઓ અને કૂપોથી નાઘેર સમૃદ્ધ છે લોક સાહિત્યમા પ્રત્યેક ફલદ્રુપ પ્રદેશને નાઘેરની ઉપમા આપવામા આવે છે

નાઘેરમા સિંચાઈ માટે રેટ (રહેંટ)ની પ્રથા અસ્તિત્વમા છે સમુદ્રના માદક અને શીતલ સમીરની લહેરીમા ફરતા રેટનો સુમધુર સ્વર વિરલ વાતાવરણમા દૈવી સંગીત સરજે છે

નાઘેર નામ શા ઉપરથી પડ્યુ તે માટે કોઈ સ્પષ્ટ પ્રમાણ પ્રાપ્ત નથી પ્રભાસ ખડ તેની વિશિષ્ટ શૈલીમા કહે છે કે "અહીં હર નગ્ન થઈને ફર્યા માટે નગ્નહર–નાઘેર કહેવાયુ" દરેક શબ્દમા શંકર–શિવ કે હરનુ નામ મૂકી દેવું તે સિદ્ધાત, આ કલ્પના પાછળ પુરાણકારે અપનાવ્યો છે

શ્રી કૃષ્ણનુ નામ 'નાગર' હતું અને તેણે આ પ્રદેશમા વિહાર કર્યો માટે સમસ્ત પ્રદેશને 'નાગર' કહ્યો હોય! નાઘેર પ્રદેશમા વસતા લોકો હજી પણ ત્રણ અક્ષરના શબ્દમા વચ્ચેનો અક્ષર કાના માત્રા વગરનો હોય તો તેના ઉપર માત્રા મૂકી દે છે[2] એટલે તેમણે નાગરને નાગેર કહ્યુ અને તેમાથી નાઘેર થઈ ગયુ હોય એમ જણાય છે

એક મતવ્ય એવુ છે કે આ પ્રદેશમા નાગરો વસ્યા તેથી આ પ્રદેશ નાઘેર કહેવાયો પણ તે માન્યતા વાસ્તવિક

---

૧ નાશિક ત્રીજી ગુફાના ઈ સ પૂર્વે રચના લેખમા સોરઠનો ઉલ્લેખ છે

૨ જેમકે સાવજનુ સાવેજ, કાબરનું કાબેર

નથી. નાગરો આ પ્રદેશમાં આવ્યા તે પહેલાં તે નાઘેર કહેવાતો તેનાં પૂરતાં પ્રમાણો પ્રાપ્ત છે.[૧]

આ પ્રદેશમાં સ્થળે સ્થળે ખેતી માટે કૂવાઓ હોય છે તેને વાવ કહેવામાં આવે છે. દરેક વાવને નામ પણ હોય છે જેમકે ખાનવાવ, માંગુલાવાવ કેવડીવાવ વગેરે. તે સાથે માર્ગોમાં થોડે થોડે અંતરે પગથીઆંવાળી વાવો હોય છે. પ્રાદેશિક ભાષામાં તેને નાળાળી કે નાળવાળી વાવ કહેવાય છે આવી કેટલીક વાવો સોલંકીયુગના સ્થાપત્યના સુંદર નમૂનાઓ જેવી છે.[૨]

### પ્રજા

પ્રભાસની પ્રજાએ સદીઓ પર્યંત આક્રમણોનો પ્રતિકાર કર્યો. પોતાની દ્રષ્ટિ સમક્ષ તેમના નંદનવનને પાદાક્રાન્ત થતું જોયું, તેમની પુત્રીઓ અને કુલવધૂઓનાં અપહરણો થતાં જોયાં, તેમનાં દેવમંદિરોને ધરાશાયી થતાં જોયાં. તેમણે લૂંટફાટ અને કત્લેઆમનાં તાંડવો જોયાં અને સમુદ્રમાં ભરતી ઓટ થાય તે પ્રમાણે તે સહુ સુખ દુઃખો ને તડકા છાયા જેવાં માની લીધાં, પરિણામે પ્રજા ખડતલ, વીર અને સહનશીલ બની.

ભારતના અન્ય પ્રદેશો કે સ્થાનોની પ્રજાઓએ દેશ, રાષ્ટ્ર કે ધર્મ માટે આપેલાં બલિદાનોમાં પ્રભાસની પ્રજાનાં બલિદાનો પ્રથમ કક્ષાનાં છે છતાં તેનો તેને ગર્વ નથી, વહી ગએલી આપત્તિઓનાં સ્મરણોથી તેમને રંજ કે શોક નથી.

---

૧ નાગરો એક કાળે ઉત્તર એશિયામાં વસતા હતા. આજ પણ જોર્ડન અને ઈસરાએલના પ્રદેશોમાં નાગર નામનું મોટું મેદાન છે. એશિયામાં નાગર નામની નદી છે. અફગાનિસ્તાનમાં નાગરખેલ નામનું ગામ છે ત્યાંના લોકો નાગર કહેવાય છે નાગોર, નાગદા, નાગર સમોઇ નગર (વડનગર) નાગરોનાં વસાવેલાં છે તેમ કહેવાય છે. એટલે તેઓ આ પ્રદેશમાં આવ્યા તે પછી તે પ્રદેશને નાગર વા નાગેર પ્રદેશ કહ્યો હોય તો અસંભવ નથી.

૨ પ્રભાસની ભણુશાળી વાવ, માત્રી વાવ, સારસવાની વાવ વગેરે.

તે તો અંધારયુગની કાજળકાળી કથા વિસરી જઈ હસતે હસતે જીવન જીવી રહી છે. આધુનિક કાળમાં સમકક્ષ નગરોએ પ્રાપ્ત કરેલી સુવિધાઓથી તે વંચિત છે છતાં તેથી તેને નિરાશા ઉત્પન્ન થઈ નથી. તેણે તેના વીર પૂર્વજોનાં ખમીરને અને જુસ્સાને જાળવી રાખ્યાં છે.

પ્રભાસની પ્રજા સહિષ્ણુ છે, સંતોષી છે, આનંદી છે અને વિશાળહૃદયા છે. વિવેક, વિનય, પરોણાગત, આગતા સ્વાગતા અને ઉદારતા માટે આજ પણ પ્રખ્યાત છે. પ્રભાસ તીર્થસ્થાન હોવા છતાં અન્ય તીર્થોમાં જે દૂષણો દ્રષ્ટિગોચર થાય છે તેનો અહીં અભાવ છે.

પ્રજા પ્રમાણિક અને પરગજુ છે. વ્યવહારમાં શુદ્ધ અને સાત્વિક છે. સ્વભાવે આનંદી અને મોજી છે.

પ્રભાસમાં મુસ્લીમો, હિન્દુઓ, જૈનો અને ખોજાઓની વસતી છે. બધી કોમો સંપૂર્ણ એખલાસ અને ભાઈચારાથી જીવે છે.

હિન્દુઓમાં નીચેની કોમો છે.

| | |
|---|---|
| અતીત (ગુંસાઈ) | ચમાર |
| કણબી[1] | છીપા[1] |
| કલાલ | ઢેઢ |
| કાયસ્થ | |
| (કોળી ગેડીયા) | તંબોળી |
| કંસારા | દરજી |
| કુંભાર | ધૂળધોયા |
| ખત્રી | ધોબી |
| ખાખી સાધુ | નાગર બ્રાહ્મણ[1] |
| ગરોડા | નાગર-વડનગરા ગૃહસ્થ |
| ગોલારાણા[1] | પરજીઆ સોની |

૧ પા. ૫૪૫ પર જુઓ.

- બ્રાહ્મણ
  - ઔદિચ્ય
  - ઔદિચ્ય (પોળીગોર)
  - ઔદિચ્ય (બરડાઈ)
  - ઔદિચ્ય (ચોચીગોર)
  - ઔદિચ્ય (સુઈગોર)
  - કંડોલિયા[1]
  - તપોધન[1]
  - પારાશર (પતિયાણા)
  - સારસ્વત
  - સોમપુરા
- ભણુશાળી[1]
- ભાટ[1]
- ભોઈ
- ભંગી
- માળી
- મેઘવાળ
- મોઢ[1]
- મોચી
- રબારી
- રાજપુત[1]
- રામાનંદી સાધુ
- લુહાણા
- લુહાર
- વાણિયા
  - ઓશવાળ દેરાવાસી જૈન
  - કપોળ
  - શ્રીમાળી
  - મોઢ
  - સોની
  - સોરઠિયા
- વણકર
- વાંઝા
- વાઘરી
- વાહી
- વાળંદ
- સથવારા[1]
- સન્યાસી
- સરાણિયા
- સલાટ
- સુતાર ગુર્જર
- સુતાર સોરઠિયા.
- સીંધી–જુદી જુદી જ્ઞાતિઓના.

---

૧ આ જ્ઞાતિઓ કેટલાક સમયથી બહારગામ ચાલી ગઈ છે. તેમની સ્મૃતિ માત્ર તેમના લત્તાના નામો રહી ગયાં છે તેથી જળવાઇ છે. જેમકે ભાખચોક, ભાટવાડો–ભાટશેરી–જોગી ટોળું કપોળ ફળીયું, પટેલ શેરી છીપા શેરી વગેરે.

મુસ્લીમોમાં નીચેની કોમો છે.

| | |
|---|---|
| અરબ | મુજાવર |
| કાજી | મુલ્લાં |
| કોટવાલ | માજોઠી[1] |
| ખાટકી | મીર |
| ગોવાળ | મેમણ |
| ઘાંચી | રંગારા |
| નાખવા | લંઘા |
| તાઈ | વોરા |
| તુરક | શેખ |
| ધમક પઠાણ | સૈયદ |
| પટણી | એદ્રુસ |
| પઠાણ | કાદરી |
| ફકીર | ચિશ્તી |
| મકરાણી[2] | બહારૂની (બારેવાલ) |
| મછીયારા | સંધી |
| મલેક | હજામ. |
| મુગલ | |

તે ઉપરાંત ખોજાનાં પણ ઘર છે. પ્રથમ પારસીનું એક કુટુંબ[3] તથા એક કુટુંબ કેથોલીક ક્રિશ્ચિયનનું હતું તે પૈકી આજ કોઈ નથી.

---

૧ કેટલાક સમયથી આ કોમ બહાર ગામ ચાલી ગઈ છે.

૨ પ્રસિધ્ધ બહારવટીઓ કાદુ મકરાણી પ્રભાસપાટણનો હતો.

૩ નાની ખેસમાં તેનું મકાન પારસીના ડેલાથી જાણીતું છે.

## વસતી ગણત્રી

પ્રભાસની જનસંખ્યા છેલ્લા અર્ધા સૈકામાં વધતી ઘટતી રહી છે.

| | વર્ષ | પુરુષો | સ્ત્રીઓ | કુલ |
|---|---|---|---|---|
| ઈ. સ. | ૧૯૦૧ | ૪૧૮૫ | ૪૧૫૬ | ૮૩૪૧ |
| ઈ. સ. | ૧૯૧૧ | ૩૩૯૮ | ૩૪૬૯ | ૬૮૬૭ |
| ઈ. સ. | ૧૯૨૧ | ૪૨૨૮ | ૪૧૯૯ | ૯૪૨૭ |
| ઈ. સ. | ૧૯૩૧ | ૪૬૨૪ | ૪૪૪૧ | ૯૦૬૫ |
| ઈ. સ. | ૧૯૪૧ | ૫૮૦૫ | ૫૫૭૨ | ૧૧૩૭૭ |
| ઈ. સ. | ૧૯૫૧ | ૬૮૩૨ | ૫૨૨૪ | ૧૨૦૫૬ |
| ઈ. સ. | ૧૯૬૧ | ૭૦૬૬ | ૬૮૬૮ | ૧૩૯૩૪ |

પ્રજાનો પચીસ ટકા જેટલો ભાગ ધંધા રોજગાર અર્થે પરદેશમાં વસે છે એટલે ખરેખર જનસંખ્યા ૧૭,૦૦૦ જેટલી ગણાય.

## વિશિષ્ટતા

પ્રભાસની પ્રજાની કેટલીક વિશિષ્ટતા છે. સામાન્ય રીતે પ્રભાસના લોકો આનંદોત્સવના શોખીન છે. પ્રત્યેક ઉનાળામાં જ્ઞાતિ એ જ્ઞાતિના લોકો શિતળાના વનમાં ઉજાણીએ જાય છે. ત્યાં આખો દિવસ આનંદ કરે છે સરિતાનાં મિષ્ટ જલમાં સ્નાન કરે છે, જમે છે, ગીતો ગાય છે અને સંધ્યાકાલે પાછા આવે છે. જતી વખતે સ્ત્રીઓ ગીતો ગાય છે કે 'સૂરજ તમારાં સામાં ઉરાં નગરાપુરમાં વાસ રે?" એ ગીત ગાઈ સદીઓ પહેલાં જે સ્થળે તેમના પૂર્વજો વસતા હતા તેને સંભારી તર્પણ કરે છે.

આ રિવાજ પાછળ એવી માન્યતા છે કે પ્રતિવર્ષ આવતી વર્ષાને આ રીતે આમંત્રણ આપવું જોઇએ અને

ઉજાણી કરવામાં આવે તો વર્ષા રીઝે છે. જો વરસાદ લંબાય તો ઉજાણીઓ વિશેષ પ્રમાણુમાં થાય છે.

તે ઉપરાંત આઠે દિવસે પણુ લોકો વારંવાર ઉજાણીએ જાય છે.

પ્રભાસમાં જુવારની ધાણી અને તેની સાથે ચણાની દાળ પલાળી તેમાંથી બનાવેલી 'ઉછરી' પણુ વારંવાર સમૂહમાં ખાવાનો રિવાજ છે. પ્રભાસમાં વિપુલ પ્રમાણુમાં થતી પાંદડીના લીલાં પડ ઉપરથી નખીઆં ઉતારી તેનું શિયાળાની ઋતુમાં ઉંધિયા જેવું શાક બનાવી ખાવાનું પણુ પ્રચલિત છે. આ પાંદડીના ઓળિયાના દૂધવાલ બનાવવામાં આવે છે. આ શાક અને દૂધવાલ અન્યત્ર થતાં નથી.

હોળીમાં ચકલાઓ ઉપર ભૈરવનાથ[1]ની મૃતિકાની મૂર્તિ બનાવવામાં આવે છે. અને પડવાને દિવસે તેને તોડી પાડવામાં આવે છે. આ રિવાજ પણુ અન્ય કોઈ સ્થળે હોવાનું જ્ઞાત નથી.

નૃસિંહ ચતુર્દશીના દિવસે નૃસિંહ મંદિરમાં નૃસિંહજીનાં પ્રાગટ્યનું અને જન્માષ્ટમીના દીવસે શ્રી દૈત્યસૂદન મંદિરમાં શ્રી કૃષ્ણુજન્મનું નાટક ભજવવામાં આવે છે.

અક્ષયતૃતીયાના દિવસે બાણુગંગામાં અને કપિલા છઠ્ઠને દિવસે કપિલગંગામાં લોકો સ્નાન કરવા જાય છે.

દશેરાના દિવસે લોકો શમીપૂજન કરે છે. જ્યારે આ રિવાજ ઘણેખરે સ્થળે લગભગ નાબુદ થયો છે, ત્યારે અહીં હજી પ્રવર્તમાન છે.

## વૃક્ષારોપણુ

પ્રભાસના લોકો વૃક્ષારોપણુના કર્તવ્યને બરાબર બજાવે છે. પ્રતિવર્ષ સીમમાં જઈ આંબાઓ વાવે છે અને તેને પાણી

૧ જુઓ પ્રકરણુ ૩ જું

પાય છે. ભાગ્યેજ એવું કોઈ કુટુંબ હશે કે જેને પોતાના આંબા ન હોય !

### ભાષા

પ્રભાસની ભાષા પણ કાંઈક અનોખી છે. વર્તમાન કાલમાં વિદ્યા સંપાદન વિશેષ પ્રમાણમાં થયું હોવાથી હવે અશુધ્ધ અને સ્થાનિક શબ્દપ્રયોગો બહુ ઓછા જોવામાં આવે છે. છતાં પણ "ઉભો"ને બદલે "ઉભ્યો", "સાવિત્રી" ને બદલે "સાવેત્રી" "પેલી કે ઓલી બાજુ" ને બદલે "ઓલી કોમ", "બોલાવે છે", તેને બદલે "બરકે છે", "માણસ"ને, બદલે "મણિસ", એવા શબ્દપ્રયોગ સાંભળવા મળે છે.

પ્રભાસના કોળીઓ, ઘાંચીઓ વગેરેની ભાષામાં પણ જૂની ગુજરાતીના અવશેષ જેવા કેટલાક વિશિષ્ટ શબ્દપ્રયોગો સાંભળવા મળે છે, જેમકે 'નાના' ને માટે 'સાંવરો', 'પહોંચવાને' બદલે "પુગાડી", "બધુ"ને બદલે "શંગુ", "કેમ" ને બદલે "કાઉ", "છે તે" ને બદલે "છેતી" વગેરે.

પ્રભાસ પાસેના ગામડાઓમાં વસતી કોમોની ભાષા પણ બહુ જૂની ગુજરાતી છે. તેઓ ત્રીજી વિભક્તિનો પ્રત્યય 'એ' વિશેષ નામ સાથે ન જોડતાં જુદો 'વે' જોડે છે જેમ કે 'અરજણે' ન કહેતાં 'અરજણવે' કહે છે. 'ન' નો ઉચ્ચાર કરતાં સામાન્ય રીતે 'લ' કહે છે, જેમકે 'નવ રૂપિયા' ને બદલે "લવ રૂપિયા"

પ્રભાસના ઘાંચી સિવાયના પટણી મુસ્લીમો ઉર્દૂ બોલે છે. આ ઉર્દૂ પણ વિચિત્ર પ્રકારની છે "અત્યારે શા માટે જાય છે" તેમ કહેવું હોય તો તેઓ "અતાલ કાય વાસરૂ જાતું" એવો પ્રયોગ કરે છે. "હું જાઉં છું" ને ઉર્દૂમાં "મૈં જાતા હું" એમ કહેવાય તેના બદલે "હું જાતું" એમ કહે છે એટલે તે ભાષા અપભ્રંશ હોવા છતાં મીઠી ને કર્ણપ્રિય છે.

પ્રભાસના કોળીઓની ગુજરાતી તથા મુસ્લીમોની ઉર્દૂ

અમુક પ્રકારના લહેકા સાથે બોલાય છે અને તેની પદ્ધતિ પણ અનોખી છે.[૧]

## પહેરવેશ

હિન્દુઓમાં નાગરો, બ્રાહ્મણો, વાણિયા, લુહાણા વગેરે જ્ઞાતિઓમાં પુરુષો અને સ્ત્રીઓના પહેરવેશ આજે તો ગુજરાતની પ્રજા અન્યત્ર પહેરે છે તેવો છે, પણ ગઈ પેઢી સુધી પ્રત્યેકના પહેરવેશની વિશિષ્ટતા હતી. નાગરો, નાગરી ફેંટો બાંધતા તેનાં આંટા કપાળ ઉપર આવતા. બ્રાહ્મણો તુર્રાવાળી બાંધેલી ટોપી જેવી દક્ષિણી પાઘડી પહેરતા. જૈનો અને અન્ય વણિકો જેને માંગરોળી પાઘડી કહે છે તેવી પહેરતા. તે પ્રમાણે લુહાણા વગેરે જ્ઞાતિઓની પાઘડીઓ જુદા જુદા પ્રકારની હતી.

કોળીઓ હજી પણ માથા ઉપર રૂમાલી બાંધે છે અને મોટી પાઘડીઓ પહેરે છે. તેઓ ચુડીદાર જેવી ચોરણી અને ખમીસ કે કડિયાં પહેરે છે. રબારીઓએ પણ હજી તેમનો મૂળ વેશ તજ્યો નથી. કોળીઓ તેમના કાનમાં સોનાનાં કર્ણફૂલ પણ પહેરે છે.

કોળી અને રબારી કોમની સ્ત્રીઓએ પણ તેમનો પૂર્વનો પહેરવેશ રાખ્યો છે. સ્ત્રીઓ નાકમાં નથડી પહેરે છે. ગળામાં રૂપાની હાંસડી તથા પગમાં બેડી કે તોડા પહેરે છે.

મુસ્લીમોમાં હવે તો ટોપી કે સાફો પહેરવાનો ચાલ પડયો છે પરંતુ હજી પણ વૃદ્ધ પુરુષો, જૂની પદ્ધતિની મોટી પાઘડી, પાસાબંધી કડિયાં અને ચોરણી પહેરે છે તથા કમરે બેટ વાળે છે.

---

૧ આ શબ્દો દૃષ્ટાંત રૂપ છે. બીજા અનેક શબ્દો અને પ્રયોગો છે. કેટલીક ખાસ કહેવતો પણ અહીંજ પ્રચલિત છે. "ધામળેજ આધું રહી ગયું" પ્રભાસ પાસેના ધામળેજ ગામમાં મીઠું પાકે છે તેથી ઓછી બુદ્ધિના માણસ માટે આ શબ્દપ્રયોગ થાય છે.

પટણી અને અન્ય મુસ્લીમ સ્ત્રીઓ પેશવાજ પહેરે છે અને કાનમાં વાળીઓ પહેરે છે.

## વેદોચ્ચાર

પ્રભાસના સોમપુરા બ્રાહ્મણો સૌરાષ્ટ્રના સહુથી જૂના રહેવાસીઓ છે. અન્ય બ્રાહ્મણો એક યા બીજા સમયે પર પ્રાન્તોમાંથી સૌરાષ્ટ્રમાં આવ્યા છે, પણ સોમપુરા બ્રાહ્મણો આજ નગરમાં પ્રાગૈતિહાસિક કાળથી વસે છે. તેઓની વસતી ભારતના અન્ય કોઈ નગરમાં નથી. સોમપુરા સલાટોને નામે પ્રસિદ્ધ થએલી જ્ઞાતિ સૌરાષ્ટ્રના અન્ય નગરોમાં વસે છે. આ સોમપુરા શિલ્પીઓ પણ મૂળ પ્રભાસમાં વસતા પણ કોઈ કારણે તેઓએ શિલ્પીનો વ્યવસાય સ્વીકાર્યો અને બ્રાહ્મણોનું કર્મ અને વૃત્તિ ત્યાગી દીધાં.[1]

આ સોમપુરા બ્રાહ્મણોએ વૈદિક સમયની પરંપરા અનેક પ્રકારે જાળવી રાખી છે. પૌરાણિક કર્મો, કથાઓ વગેરે તેઓ કરે છે છતાં તેમના જીવનના પ્રત્યેક પ્રસંગે વેદોની મહત્તા સંપૂર્ણપણે જાળવી રાખી છે. તેમનાં દરેક નિત્યકર્મમાં વેદમંત્રોનું પ્રાધાન્ય છે. આજના યુગમાં સામાન્ય રીતે વરરાજા પરણવા જાય છે ત્યારે વરઘોડા આગળ વાજિંત્રો વાગે છે અને સ્ત્રીઓ ગીતો ગાય છે. પ્રભાસમાં સોમપુરા બ્રાહ્મણો અને નાગરોની જ્ઞાતિમાં વરરાજા પરણવા ચડે છે ત્યારે આગળ વાજિંત્રો તો હોય છે પણ વિશિષ્ટતા એ છે કે તેની આગળ વેદપાઠીઓ સ્વસ્તિવાચનના વેદમંત્રો ભણતા જાય છે. ગોધૂલિક સમયે બ્રાહ્મણ યુવાન તેના જીવનસાથીનો હાથ સ્વીકારવા જાય ત્યારે વેદ ભણતા બ્રાહ્મણોના પગલે પગલે તે ચાલે છે. આ પ્રથા અને આ ભાવના અન્યત્ર જોવામાં આવતી નથી.

---

૧ સોમનાથનું નવું મંદિર સોમપુરા શિલ્પી શ્રી પ્રભાશંકર સોમપુરાએ બાંધ્યું છે. શિલ્પશાસ્ત્રના તેઓ લબ્ધ પ્રતિષ્ઠિત નિષ્ણાત છે.

### આબોહવા

પ્રભાસ સમુદ્રતીરે છે છતાં ઊંચાણમાં હોવાથી ત્યાંની હવા નિરોગી અને આરોગ્યપ્રદ છે. વાતાવરણ સમશિતોષ્ણ છે. સમુદ્ર સમીપ હોવાના કારણે શિયાળામા દિવસે ઠંડી વિશેષ અને રાત્રે ઓછી હોય છે. ઉનાળામાં તો શીતળ પવનથી વાતાવરણ આલ્હાદજનક હોય છે. ચોમાસામાં ગમે તેટલો વરસાદ હોય છતાં ઢાળાવના કારણે પાણી વહી જાય છે, પરિણામે કિચડ થતો નથી.

### પાણી

પ્રભાસનું પાણી સ્વાદમાં સહેજ ક્ષારવાળું છતાં પેય છે. આ નગરમાં વાળાના રોગનો ઉપદ્રવ વારંવાર થતો હોવાથી સ્થાનિક વાપીઓ અને કૂપોનો ઉપયોગ બંધ કરી સરકારે મોટે ખર્ચે વોટર વર્કસ કર્યું છે તેથી મિષ્ટ જલ પ્રાપ્ત થયું છે. પણ પુરાતન જલાશયો–રૂપીવાવ, સામતવાવ, શંખેશ્વરની વાવ, ગોરિયાની વાવ, માત્રીવાવ, ભણશાળીવાવ, ઓધવજીની વાવ વગેરે પગથિયાંવાળાં જલાશયોનો ઉપયોગ બંધ થયો છે.

અહીં સમુદ્રતીર પ્રાન્તમાં મિષ્ટ જલ પ્રાપ્ત છે. શશિભૂષણ પાસે કપિલગંગામાં સમુદ્રની ભરતી ઊતરે ત્યારે ખડકોમાંથી મીઠાં પાણીના ઝરણાં વહેતાં જણાય છે.

### રોગમુક્તિ

પ્રભાસ પુરાતન કાળથીઆરોગ્ય પ્રાપ્તિ માટેનું આદર્શ સ્થાન ગણાયું છે પ્રભાસખંડમાં શ્રી કૃષ્ણના કુમાર સાંબને અહીં લુતા–કોઢ–નો રોગ મટ્યો હતો તેવો ઉલ્લેખ છે. માલવ પતિ રાજા ભોજના કવિ ભાનુ ઉર્ફે ભાણને પણ તે જ રોગમાંથી પ્રભાસમાં મુક્તિ મળેલી. ચંદ્રમાનો રાજ્યક્ષ્મા રોગ અહીં નિર્મૂળ થયેલો. અત્યારે પણ સંગ્રહણી–ટી.બી. વગેરે રોગથી ગ્રસ્ત રોગીઓ અહીં આવી આરોગ્ય પ્રાપ્ત કરે છે.

### ઉત્પન્ન

પ્રભાસની રસાળ અને ફળદ્રુપ ભૂમિમાં પાણી પુષ્કળ પ્રમાણમાં છે, તેથી કોળી અને ઘાંચી કોમના મહેનતુ, પ્રમાણિક અને બલિષ્ઠ ખેડુતો અતિશય શ્રમ કરી આખા વર્ષમાં ત્રણ–ચાર પાક પકવે છે. અહીં બાજરો, જુવાર મગફળી વગેરે ચોમાસું ઉત્પન્ન ઉપરાંત શેરડી, ગહુબ, ઘઉં વગેરે પીત મોલ અને દરેક જાતનાં શાકભાજી તથા ફલો ઉત્પન્ન થાય છે. અહીંથી કેરી કેળાં અને પપૈયાંની તો મોટા પ્રમાણમાં નિકાસ થાય છે.

### હુન્નર ઉદ્યોગ

પુરાતન કાળમાં પ્રભાસ હુન્નર ઉદ્યોગ માટે પ્રસિદ્ધ હતું. અહીં તલવારો અને ઢાલો બનતી. સવંત ૧૧૮૯માં રાજ્યના અધિકારી ગુમદેવે રાજા માટે ચમત્કારિક ઝુલો બનાવ્યાનો એક શિલાલેખમાં ઉલ્લેખ છે. સો વર્ષ પહેલાં અહીંના તાળાં મશહુર હતાં. આ તાળાં અંગ્રેજી 'લોક' જેવાં બન્ને તરફથી ચાવી લાગે તેવાં હજી હમણાં સુધી બનાવવામાં આવતાં. તેને ડાયર કહેતા. છેલ્લાં દસ પંદર વર્ષથી તેની બનાવટ લગભગ બંધ પડી છે.

પ્રભાસની બળદગાડી તો કહેવતમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે. લાટીનો બળદ અને પાટણનું ગાડું એ ઉક્તિ અતિ પ્રસિદ્ધ છે. પ્રભાસમાં ગાડાં હજી બનાવવામાં આવે છે. વેરાવળના બંદરમાં બંધાતાં વહાણોના કામમાં પણ પ્રભાસના કારીગરો મોટી સંખ્યામાં કામ કરે છે.

તે સિવાય પ્રભાસમાં કોઈ ઉલ્લેખનીય ઉદ્યોગ નથી. અહીં કોઇ કારખાનાં નથી, કે કોઈ પ્રકારના હસ્તઉદ્યોગ નથી. વણકરો સાળ રાખે છે પણ તે ઉદ્યોગ પણ દિને દિને ભાંગતો જાય છે.

અહીં પથ્થરની ખાણો છે. તેમાંથી સમુદ્રતીરે પાકતા

પથ્થરો કાઢવામા આવે છે આ પથ્થરો સમુદ્રની હવાનો પ્રતિકાર કરી શકે છે

**કારીગરો**

પ્રભાસના સલાટો શિલ્પ કામમા હજી પણ તેમના પૂર્વજોની કલા સાચવી શકયા છે પરદેશમા તેમણે નામના મેળવી છે. તે પ્રમાણે સુતારો પણ તેમના કાર્યમા અતિ પ્રવિણ છે

પ્રભાસમા પાકા પથ્થરના મકાન બધાય છે ધાબા ઉપર ચુનાનુ પડ દઈ તેને ટીપવામા આવે છે આ ક્રિયાને ટીપ્પણી કહેવામા આવે છે ઢોલ શરણાઈના સુરે ગવાતા ગીતોના તાલમા કોળી સ્ત્રી પુરુષો ટીપ્પણી પાડે છે તે એક અનુપમ દ્રશ્ય છે આ ટીપ્પણીને નૃત્યનુ નામ આપી હમણા હમણામા તેના પ્રદર્શનો યોજવામા આવ્યા છે[૧]

અહીંના ભોઈ, ચુના તથા રંગકામના નિષ્ણાત અને સિદ્ધહસ્ત કલાકારો છે કોળીઓ પણ આ ધંધામા પ્રગતિ કરી શકયા છે

તે ઉપરાત પ્રભાસના દરજીઓ અને સુવર્ણકારોએ દેશમા તેમ જ પરદેશમા તેમની ઉત્તમ કારીગીરી માટે નામના મેળવી છે પ્રભાસના ધોબીઓએ પણ મુબઈ, એડન, આફ્રિકા વગેરે સ્થળોમાં સારી પ્રતિષ્ઠા મેળવી છે. મોચીઓ અને અન્ય કારીગર વર્ગ પણ સમયના વહન સાથે પ્રગતિ કરતા રહ્યા છે

**યાત્રા**

પ્રભાસમા ચંદ્રગ્રહણ સમયે સ્નાન કરવાનું અતિ પુણ્યદાયી છે, તેમ પુરાણો કહે છે તે પ્રમાણે અહીં પિતૃશ્રાદ્ધ થાય છે યાત્રિકો અહીં આવી ત્રિવેણી સ્નાન કરે છે તીર્થ શ્રાદ્ધ પણ કરે છે અને જેમને પિતૃઓની નડતર હોય તેઓ નાગ

---

૧ આ પ્રદર્શિત કરવામાં આવતાં ટીપ્પણી નૃત્યોમા ચોરવાડના ભાઈ બ્હેનોએ ભાગ લીધો છે, પ્રભાસના નહિ

ચણુબલિ નામે શ્રાદ્ધ કરે છે. શ્રાદ્ધ કરાવનારા બ્રાહ્મણો તેમને પૂરતી વિધિ સાથે શ્રાદ્ધ કરાવી આપે છે બીજા પ્રકારના શ્રાદ્ધ પણ અહીં થાય છે

તે ઉપરાંત લીલ પરણાવવાની વિધિ પણ અહીં થાય છે

## ગોર-યજમાન

જેઓ યાત્રાએ આવે તેઓ યજમાન કહેવાય છે અને તીર્થના બ્રાહ્મણ તીર્થગોર કહેવાય છે કેટલાક તીર્થગોર યજમાનોને ત્યા જઈ દક્ષિણા સ્વીકારે છે જ્યારે પરદેશથી આવતા યજમાનો તીર્થસ્થાને કપાલ ગોરને દક્ષિણા આપે છે તીર્થયાત્રા કરવા આવતા યાત્રિકોને ભૂદેવો ભેટી આવે છે પણ જો યજમાનના પૂર્વજના નામ કોઈ પાસે નીકળે તો તે તેના ગોર થાય છે કેટલીક જ્ઞાતિઓના પણ ગોર જુદા હોય છે શ્રાદ્ધ કરાવી આપનારા પંડિતો પણ સોમપુરા બ્રાહ્મણો જ હોય છે. પ્રભાસમા સોમપુરા બ્રાહ્મણો સિવાય અન્ય કોઈ બ્રાહ્મણ શ્રાદ્ધની ક્રિયા કે અન્ય ક્રિયા કરાવી શકતો નથી

## મેળાઓ

પ્રતિ વર્ષ કાર્તિક, ચૈત્ર તથા ભાદ્રપદ માસોમા પ્રભાસમા શ્રાદ્ધ તથા સ્નાન માટે સહસ્ત્રોની સખ્યામા યાત્રિકો આવે છે પ્રભાસમા ત્રિવેણી સંગમે ક્ષૌરકર્મ કરાવી શ્રાદ્ધ આદિથી નિવૃત થઈ તેઓ ત્રૌદ માઈલ દૂર આવેલા પ્રાચીતીર્થમા જઈ પીપળાને પાણી રેડે છે

તે ઉપરાત પ્રતિ ચદ્રગ્રહણ પ્રસંગે પણ સેંકડોની સંખ્યામા યાત્રાળુઓ આવે છે

## ધર્મશાળાઓ

પ્રભાસમા હોવી જોઈએ એટલી ધર્મશાળાઓ નથી કેટલીક જૂની થઇ ગઇ છે. નીચેની ધર્મશાળાઓ મોજુદ છે.

પરંતુ બધી ઉપયોગમાં લઇ શકાય તેવી નથી. અહીં આધુનિક સુવિધાવાળાં વિશ્રાન્તિગૃહની તીવ્ર આવશકતા છે.

(૧) વસનજી નંદજીની ધર્મશાળા-(ભાટિયા ધર્મશાળા)
(૨) જીવરાજ બાલુની ધર્મશાળા-(દુધીબાઇની ધર્મશાળા)
(૩) કમલાપત જુગીલાલ સેનેટોરીયમ
(૪) ગોરધનદાસ અંબારામ કંસારા સેનેટોરિયમ
(૫) ગોવિંદજી ઠાકરશી ધર્મશાળા (ખંડિત)
(૬) ત્રિવેણી મંદિર ધર્મશાળા
(૭) શેઠ ઓધવજી નરસીની ધર્મશાળા (ખાનગી)
(૮) સોમનાથજીની ધર્મશાળા
(૯) શારદામઠની ધર્મશાળા (માત્ર સંન્યાસીઓ માટે)
(૧૦) નૃસિંહમંદિરની ધર્મશાળા (ખંડિત)
(૧૧) મોચી જ્ઞાતિની ધર્મશાળા
(૧૨) મોઢ વણિકની વંડી
(૧૩) નાગરગૃહસ્થોની જગ્યા (અનંતજી અમરચંદે બંધાવેલી-નાગરો માટે)
(૧૪) બ્રહ્મકુંડની ધર્મશાળા (ખંડિત)
(૧૫) નાગરબ્રાહ્મણ બ્રહ્મપુરી (માત્ર નાગર બ્રાહ્મણો માટે)
(૧૬) લોકલ બોર્ડની ધર્મશાળા
(૧૭) સોમનાથ ટ્રસ્ટનું અતિથિગૃહ.
(૧૮) લુહાણા વંડી (માત્ર લુહાણાઓ માટે)

**જાહેર મકાનો**

(૧) મેઘજી કાનજી લાયબ્રેરી
(૨) મીડલ સ્કુલ

(૩) ગુજરાતી તાલુકા સ્કુલ

(૪) કન્યાશાળા

(૫) મ્યુનીસીપાલટી ઓફીસ (જૂની કોર્ટ-તાલુકા સ્કુલ)

(૬) દવાખાનું

(૭) વહીવટદાર રહેતા તે મકાન

(૮) જૂનો ઉતારો.

(૯) પાંજરાપોળ (મહાજનહસ્તક વહીવટ ચાલે છે.)

નં. ૬-૭-૮ જૂના રાજાઓના રહેવાના મકાનો છે નં. ૫ પણ એવું ભવ્ય રહેઠાણુ મકાન છે. નં. ૧ મૂળ મંદિર હતું તે ખીસ્માર થતાં ખંડેર થયું, ત્યાં હરપ્રસાદ ઉદયશંકર દેશાઈના પરિશ્રમથી શેર જુમ્માખાનજી લાઇબ્રેરી થઇ અને તે પછી શેઠ મેઘજી કાનજી દેલવાડાવાળાએ દાન આપતાં તાલુકા સ્કુલના આચાર્ય શ્રી હરગોવિંદ ધનેશ્વર, શેઠ દુર્લભદાસ રામજી તથા હરપ્રસાદ ઉદયશંકર દેસાઇના પ્રયત્નોથી તેના નામે લાઇબ્રેરી સ્થપાઇ. આ લખાય છે ત્યારે તે પાડી નાખવામાં આવી છે. નં. ૪ મીડલ સ્કુલનું મકાન છે. તે પ્રભાસના દાનેશ્વરી શ્રીમંતો એ બંધાવી આપ્યુ છે.

### વિદ્યા

પ્રભાસ ભારતભરમાં પ્રખ્યાત થયેલું વિદ્યાધામ હતું, પરંતુ મધ્યકાલમાં તેની સપંત્તિ સાથે વિદ્યા પણ નષ્ટ થઈ, છતાં બુઝાતા જ્ઞાન દીપકની દીવેટને સચેત રાખતા પ્રખર વેદ પાઠીઓ, કર્મકાંડીઓ, જ્યોતિષીઓ, આયુર્વેદાચાર્યો અને વ્યાકરણ શાસ્ત્રીઓ અહીં થઈ ગયા અને વિલાઈ જતી વિદ્યાની જ્યોત ટકાવી રાખી.

પાછલા વર્ષોમાં આવા જે વિદ્વાનો થઇ ગયા તેની નોંધ કમભાગ્યે કોઈએ રાખી નથી અને પરિણામે ભૂતકાળમાં થઈ ગયેલા પંડિતો સંબંધી કોઈ માહિતી ઉપલબ્ધ નથી.

જર્મન વિદ્વાન ડૉ. બુલ્હરની શંકાઓનું ઈશ્વર ભટજીએ ગઈ સદીમાં સમાધાન કરી તેની પ્રશંસા મેળવેલી. તેના પુત્ર પંડિત મહાશંકર ઈશ્વરજી લાહોર અને અમદાવાદ આર્ય સમાજમાં ઉપદેશક હતા. અનેક બ્રહ્મબાલકોને વિદ્યા આપનારા કરુણાશંકર રત્નજી શાસ્ત્રી (વિદ્યમાન સ્વામી સોમેશ્વરાશ્રમ)એ ભારતીકૃષ્ણતીર્થ જેવા પરમ વિદ્વાન પાસેથી ધન્યવાદ પ્રાપ્ત કર્યા હતા. વેદોદ્ધારક મહર્ષિ દયાનંદ સરસ્વતીને સત્યાર્થ પ્રકાશના અનુલેખનમાં પંડિત મહાદેવ જાગેશ્વરે સક્રિય સાથ આપી જગતના એક વિશિષ્ટ ગ્રંથના પ્રકાશનના ભગીરથ કાર્યમાં ભાગ લીધો હતો.

પ્રભાસના બ્રાહ્મણોના કંઠે થતા વેદગાનમાં તો ભારતના કોઈ પ્રદેશના બ્રાહ્મણો સરસાઈ મેળવી શકે તેમ નથી. શુદ્ધ ઉચ્ચાર અને સ્વર નાખી આ વેદપાઠીઓ જ્યારે વેદગાન કરે છે ત્યારે આશ્રમ સંસ્કૃતિયુગની ઝાંખી થાય છે. સોમપુરા બ્રાહ્મણો યજુર્વેદના પાઠીઓ છે છતાં સામવેદ અને ઋગ્વેદના પણ તેઓ પાઠ કરે છે.[1]

પ્રત્યેક પ્રકારના યજ્ઞયાગાદિમાં અહીંના પંડિતો પ્રતિષ્ઠા પામી ચૂકયા છે. આ શતકમાં વાસુદેવ આચાર્ય, ત્રિકમજી આચાર્ય, જેઠારામ આચાર્ય, ત્રિકમજી ગોર, દોલતરાય આચાર્ય, મણિશંકર જાની, માણેકલાલ ભટ્ટ ઈત્યાદિ પંડિતોએ તેમની પરંપરા સજીવન રાખી હતી.[2] વર્તમાનકાળમાં પણ તે પરંપરાના પંડિતો વિદ્યમાન છે.

---

૧ સ્વ. કાલિદાસ ગોર સામવેદના તથા સ્વ. પોપટભાઈ દવે અથર્વવેદના મંત્રો બોલતા.

૨ આ નામો દૃષ્ટાંત રૂપ આપ્યાં છે. તેમાં કોઈ નામ રહી જતું હોય તો હું ક્ષમાયાચના કરું છું. કોઈના નામ રહી જાય છે તેમ તેમના વંશજો કે અનુગામીઓને લાગે તો મને માફ કરે અને મારું ધ્યાન દોરે. સર્વે વિદ્વાનો પૂજ્ય હતા મહાન હતા અને પવિત્ર હતા પણ તે સર્વનો આ પુસ્તકમાં સમાવેશ ન થાય. તે માટે હું જુદું પુસ્તક લખવા ધારું છું.

પ્રભાસમાં જ્યોતિષની મોટી પાઠશાળા હતી. મહારાષ્ટ્ર ગુજરાત, રાજસ્થાનના જ્યોતિષીઓ અહીં શિક્ષાર્થે આવતા. સાંભળવા પ્રમાણે મહારાષ્ટ્રમાં આવેલા પનવેલમાં તો પ્રભાસ જ્યોતિષશાળા હજી પણ ચાલે છે. તે પરંપરામાં પ્રાતઃ સ્મરણીય હરખમાં અને મહાદેવઋષિ ઉલ્લેખનીય છે. હરખમાં માત્ર જ્યોતિષી જ નહિ પણ તેમના તપ અને યમનિયમના પાલનને કારણે વચનસિદ્ધ યોગિની જેવાં હતાં.

આયુર્વેદમાં પ્રભાસ કોઈ પ્રકારે પાછળ ન હતું. ઔરંગઝેબના શાહઝાદા આઝમનો અસાધ્ય રોગ રામકૃષ્ણ મૂળ સ્થાન વૈદ મટાડયો હતો. જીવંત સ્મૃતિમાં નથુ આચાર્ય, તથા તેના પુત્ર ઘેલાભાઈ આચાર્ય શુદ્ધ સ્વરૂપે આયુર્વેદાચાર્યો હતા. ધન માટે નહિ પણ સેવા માટે તેમનો ધર્મ બજાવતા. આ ઉપરાંત કરુણાશંકર ગોર, ડા. ઇશ્વરપ્રસાદ, મૂળશંકર જાની વગેરે ઉલ્લેખનીય છે.

પ્રભાસના ચિશ્તિ હકીમો પણ યુનાની પદ્ધતિમાં મશહુર હતા. હકીમ સમનમિયાં જામનગર રાજ્યના રાજ્ય હકીમ હતા. તે પ્રમાણે હકીમ રાજુમિયાં, રહેમાન મિયાં અને હકીમ મહમદ હુસેન બહારની નિષ્ણાત હકીમો તરીકે જાણીતા હતા.

## સંગીત

સંગીત માટે પ્રભાસ બહુ જ પ્રખ્યાત હતું. ભૂતકાળમાં થઈ ગયેલા સંગીતશાસ્ત્રીઓનાં નામો પ્રાપ્ત નથી, પરંતુ એમ કહેવાય છે કે પરાપૂર્વથી સંગીતની પરંપરા અવિચ્છિન્ન ચાલી આવેલી છે. તેમાં ગઈ સદીમાં વૈદ ગુલાબરાય મૂળચંદ અને દાદુભાઈ લંઘા નામના બે સંગીત સ્વામીઓ થયા. તેમના વર્તુલમાં હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ, જેશંકર ગોર, પોપટલાલ દેશાઈ (કાયસ્થ) અંબાશંકર આચાર્ય, રેવાશંકર આચાર્ય વગેરે હતા. આ મિત્રમંડલે શાસ્ત્રીય સંગીત અને વાદ્યસંગીત.

ઉપર પ્રભુત્વ મેળવેલું. તત્કાલિન મહારાજા સિંધિયા પ્રભાસ આવેલા ત્યારે ભારત પ્રસિદ્ધ, તેના રાજ્ય ગાયકોને તેઓએ હંફાવી મહારાજાની પ્રશંસા પ્રાપ્ત કરેલી. દાદુને તો મહારાજાએ ગ્વાલિયર આવવા આમંત્રણ આપ્યુ ત્યારે તેણે ઉત્તર આપ્યો કે હું મુસ્લીમ છું. છતાં સોમનાથનાં ચોઘડિયાં વગાડું છું, સોમનાથને મૂકી મારાથી ત્યાં અવાય નહિ અને સોમનાથ ત્યાં આવે નહિ.[1]

દાદુલંઘાના વંશજો અને કુટુંબીઓ હજી પણ શાસ્ત્રીય સંગીતની પરંપરા જાળવી શકયા છે.

અગિયારમા પ્રકરણમાં જોયુ તેમ નાટયકલામાં પણ પ્રભાસના યુવાનોએ પ્રગતિ કરેલી. અવેતન કલાકારો રેવાશંકર ભાણજી ભટ તથા શંકરજી ભાણજી ભટની કલાની નાટયશાસ્ત્રના નિષ્ણાતોએ પ્રશંસા કરી હતી.[1]

### વ્યાયામ

પ્રભાસના યુવાનોએ ગઈ સદીમાં વ્યાયામ પ્રવૃતિને બહુ જ વિકસાવેલી. હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ, ઈંદ્રજી જેષ્ટારામ પૃચ્છક, પ્રાણશંકર મહા, નથુરામ પરમાણંદ પાઠક, દેવશંકર કેવશજી જાની વગેરે મિત્રોએ ભીમેશ્વરમાં અખાડો બનાવેલો[1] અને કુસ્તી, મલખમ વગેરે ભારતીય વ્યાયામ ઉપરાંત, તરવાનું ઘોડેસ્વારી, બંદુકબાજી વગેરેમાં પ્રાવિણ્ય મેળવ્યું હતું.

### લેખકો–કવિઓ

વિક્રમની સોળમી સદીમાં કવિ નારાયણ ભીમ ઉર્ફે નારાયણ નરસિંહ વ્યાસ નામના ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધિ પામેલા કવિ પ્રભાસના હતા. તેણે પ્રબોધપ્રકાશ અને હરિ લીલા વિવેક નામના ગ્રંથો લખ્યા છે. તે ઉપરાંત કૃષ્ણાજી સુરજી, કહાનજી બારોટ, નાગર બાહ્મણ દેવજી વ્હોરા નામના કવિઓ પ્રભાસમાં થઈ ગયા. તે ઉપરાંત વિજયશંકર

---

૧ વિગતો માટે જુઓ 'પિતૃતર્પણ'–

ઉમિયાશંકર દેશાઈ, ગોપાલજી મોરારજી દેશાઈ પણ સારા કવિઓ હતા. દેશાઇ ઉદયશંકર વિજયશંકરે ગઇ સદીમાં ફારસી કાવ્યો લખેલાં.

વર્તમાન કાળમાં પૃચ્છક ઇંદ્રજી જેષ્ઠારામ, જનાર્દન ન્હાનાભાઈ પ્રભાસ્કર, શંકરપ્રસાદ હરપ્રસાદ દેશાઈ પુષ્પાબહેન મહેતા, કરુણાશંકર રત્નજી ભટ (સ્વામી સોમેશ્વરાશ્રમ), શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર, સુગટરાય આણંદરાય વૈદ વગેરે નામો, સાહિત્ય, ઇતિહાસ, સમાજ, ધર્મશાસ્ત્રો, વર્તમાન પત્રકારિત્વ વગેરે ક્ષેત્રોમાં મેળવેલી પ્રસિધ્ધિ માટે ઉલ્લેખનીય છે.

## સંતો

પ્રભાસ તો સંતો, સંન્યાસીઓ અને સાધુઓની ભૂમિ છે, અને એક સ્વામીજીએ કહ્યું છે તેમ "પ્રભાસ તો દંડીઓ કા સ્વર્ગ હૈ" તેમ છતાં પૂર્વે થઈ ગએલા મહાપુરુષોનાં પવિત્ર નામો પ્રાપ્ત નથી. ગઈ સદીમાં પ્રભાસમાં દુઃખહરણ મહારાજ નામના પ્રતાપી યોગી વસતા હતા. આ મહાત્માના ચમત્કારો અને પરદુઃખભંજનવૃતિની અનેક વાતો કહેવાય છે. તેના શિષ્ય વાસુદેવ બ્રહ્મચારી પ્રભાસના જ સોમપુરા બ્રાહ્મણ હતા. તેઓ પણ તપસ્વી યોગી અને દયાળુ હતા. તેમના ચમત્કારો, સાધુ જીવન અને પવિત્રતાની વાતો જનતામાં અતિ પ્રસિદ્ધ છે. તે ઉપરાંત જીવંત સ્મૃતિમાં નૃસિંહઘાટના મહંત સર્વેશ્વરદાસજી, લક્ષ્મણ બ્રહ્મચારી, ગજાનન બ્રહ્મચારી, ત્રિવેણીવાળાં માતાજી, બલદેવ સ્વામી, ભાસ્કર સ્વામી, પૂ. પીર ભાગીનાથજી વગેરે ઉલ્લેખનીય છે.

## શંકરાચાર્ય

પ્રભાસમાં શંકરાચાર્યનો મઠ છે. આ મઠમાં એક શિલાલેખ છે તે પ્રમાણે આ મઠ કાલિકામઠ છે. મહામ્નાયમાં

પશ્ચિમે કાલિકામઠ અને સિધ્ધેશ્વર પીઠારાધ્યદેવ કહ્યા છે તેમ અહીં સિદ્ધનાથ મહાદેવ પણ છે.

દ્વારકા પ્રભાસ સમીપ હતું અને આદિગુરુ શંકરાચાર્યે દ્વારકામા શારદાપીઠ અને કાલિકામઠની સ્થાપના કરી તો અહીં કેવી રીતે કાલિકામઠ થયો તે પ્રશ્ન છે. પરંતુ એ નિર્વિવાદ છે કે આ મઠ બહુ જૂનો છે. સોરઠી તવારીખમા દીવાન રણછોડજીએ પણ તેનો ઉલ્લેખ કર્યો છે. સં. ૧૪૫૪મા આ મઠ ઠકકુર સિંહાની સ્ત્રી બાલુએ સમરાવ્યાનો શિલાલેખ પણ છે એટલે સંભવિત છે કે અહીં કોઇ શંકરાચાર્યે તેમની ગાદી ફેરવી હશે.

ઇ. સ. ૧૯૧૬–૧૭માં દ્વારકાના શંકરાચાર્ય માધવતીર્થજી બ્રહ્મીભૂત થયા. તેમના જીવનના અંતિમ વર્ષોમાં તેઓને વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સાથે મતભેદ થએલો અને તેથી તેઓ ડાકોરમાં પીઠ સ્થાપી ત્યાં રહેલા. તેમના અનુગામી નીમવા માટે ગાયકવાડ સરકારે સુબા આંબેગાંવકરના અધ્યક્ષપણા નીચે શંકરાચાર્ય સંશોધન સમિતિ નામની સમિતિ નીમી અને તે સમિતિએ ત્રિવિક્રમતીર્થજી નામના સંન્યાસીની શંકરાચાર્યપદ માટે પસંદગી કરી.

એ સમયે ત્રિવિક્રમતીર્થજી પ્રભાસ પાટણના મઠમાં રહેતા અને મઠ નીચે બારખલી જમીનો હોવાથી જૂનાગઢ રાજ્યે તેમને "શારદામઠના સંન્યાસી" તરીકે સ્વીકારેલા.

ગમે તે કારણે શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડે સમિતિનું સંશોધન માન્ય ન રાખ્યુ અને દ્વારકાની ગાદી ઉપર સ્વામી શાંત્યાનંદ સરસ્વતીની નિમણુંક કરી.

મઠામ્નાય પ્રમાણે શંકરાચાર્યની વરણી કરવાનો અધિકાર ચક્રવર્તિ સમ્રાટ અથવા ચાતુર્વણ્ય પ્રજાનો છે, તેમ છતાં ગાયકવાડ સરકારે, નિમણુંક કરી તે વાજબી નથી તેમ માની, ભારતના મહામંડલેશ્વરો, અન્ય શંકરાચાર્યો, વિદ્વાનો અને ધાર્મિક

સંસ્થાઓએ વિરોધ કર્યો અને પ્રભાસના શારદામઠમા પીઠ સ્થાપી ત્રિવિક્રમતીર્થજીની શંકરાચાર્ય તરીકે નિયુક્તિ કરી

તે સાથે માધવતીર્થજીના ભૂતપૂર્વ કર્મચારી આપાજી ઐયાએ સંન્યસ્ત લઈ રાજરાજેશ્વરાશ્રમ નામ ધારણ કરી ચક લાગીમા આશ્રમ સ્થાપી પોતાને શંકરાચાર્ય તરીકે જાહેર કર્યા

આ ઉપરથી ગાયકવાડ સરકારે ત્રિવિક્રમતીર્થજી તથા રાજરાજેશ્વરાશ્રમ પોતાને શંકરાચાર્ય તરીકે ન ઓળખાવે તે માટે હુકમ આપવા તથા માધવતીર્થજીની મિલકત મેળવવા નડિયાદના સીવીલ સબજજની કોર્ટમા દાવો કર્યો

આ દાવો ચાલતો હતો ત્યા ત્રિવિક્રમતીર્થજીએ તેમના પટ્ટશિષ્ય સ્વામી ભારતીકૃષ્ણતીર્થજી કે જે તેમના પૂર્વાશ્રમમા પ્રો રમણ સરસ્વતી હતા અને રાજમહેન્દ્રિ કોલેજમા પ્રીન્સીપાલ હતા તેમને ગાદી સોપી નિવૃત્તિ લીધી થોડા જ વર્ષોમા તેમને પુરીની ગાદી મળતા તેઓ તેમના શિષ્ય સ્વામી સ્વરૂપાનંદતીર્થજીને ગાદી સોપી ત્યા ગયા થોડા સમય પછી આ કેસમા ફેસલો આવ્યો. તે પ્રમાણે મુંબઈ હાઈકોર્ટે એમ ઠરાવ્યુ કે શંકરાચાર્ય દ્વારકાની પ્રજા જ ચૂંટી કાઢી શકે

દરમ્યાન શાન્તાનંદ સરસ્વતી બ્રહ્મીભૂત થઈ ગયેલા અને વડોદરા રાજ્યે ચંદ્રશેખરાશ્રમ સ્વામીની નિયુક્તિ કરેલી તે દ્વારકાની ગાદીએ હતા દ્વારકા ગાયકવાડ સરકારની હકુમતમા હોવાથી ત્યા સ્વરૂપાનંદતીર્થજીની ચૂંટણી માટે કાંઈ થઈ શકયુ નહિ, પણ તે દરમ્યાન ચંદ્રશેખરાશ્રમ સ્વામી બ્રહ્મીભૂત થયા અને રાજરાજેશ્વરાશ્રમ પણ ગુજરી ગયા અને સ્વરૂપાનંદતીર્થજી પણ બ્રહ્મીભૂત થયા પ્રભાસની ગાદીએ સ્વામી અભિનવસચ્ચિદાનંદતીર્થજી આવ્યા જૂનાગઢ રાજ્યે તેમને સ્વરૂપાનંદતીર્થજીના અનુગામી તરીકે સ્વીકાર્યા અને અલ્પ સમયમા ગાયકવાડ સરકારે તેમનો દ્વારકાના શંકરાચાર્ય તરીકે અભિષેક કર્યો. આમ એક મોટા ઝઘડાનો સુખદ અંત આવ્યો

અને પ્રભાસના શંકરાચાર્ય દ્વારકાની શારદાપીઠના અધીશ્વર થયા. વર્તમાન શંકરાચાર્ય નૈષ્ટિક બ્રહ્મચારી અને સર્વશાસ્ત્ર પારંગત પરમ વિદ્વાન છે તેમણે અપાર કીર્તિ પ્રાપ્ત કરી છે. જેનું ગૌરવ પ્રભાસ યથાસ્થિત લઈ શકે.

## પ્રકીર્ણ

### સોમનાથજી

સોમનાથજીને સ્થાનિક લોકો સોમનાથજી, બાપા, દાદા, ભગવીધજાવાળો, લોચરાંવાળો એવાં પ્રેમ અને શ્રદ્ધા સૂચક નામોથી સંબોધે છે. લોકો વારંવાર "સોમેશ સોમેશ" એવા શબ્દોચ્ચાર કરે છે. લોકસાહિત્યમાં સોમનાથજીને સોમૈયાના લાડકા નામે સંબોધવામાં આવે છે અને સાહિત્યમાં અને શાસ્ત્રમાં સોમેશ્વર પણ કહેવામાં આવે છે.

સોમનાથજીની ધજાના સોગન લેવાય છે અને સાચજૂઠ ની સાબિતી માટે તેનાં ફૂલ ઊતારી લેવાનું આહ્વાન અપાય છે.

સોમનાથજીની આરતી ગવાતી તે "દેખો સનાતન આરતી લાવતા–"થી શરુ થતી અને "ગાયકવાડ અચલ રાજ તેરા બનાયા કિલ્લા ઓર ડેરા, ગાય બાવો પ્રેમગર મતવાલા –દીવાનજી વડોદરેવાલા"થી અંતિત થતી. સંવત ૨૦૦૫ સુધી મંદિરમાં રોજ આઠે પ્રહર ચોઘડિયાં વાગતાં.

### પ્રભાસની પુતળી

પ્રભાસના નાના દરવાજાની દીવાલમાં પૂર્વાભિમુખ, એક જીર્ણ અને હવા પાણીના ઝનૂની આક્રમણ સામે ઝઝૂમી રહેલી એક મૂર્તિ ભૂમિથી વીસેક ફીટ ઊંચે ગોઠવાયેલી છે. તેના એક હાથની આંગળીઓ વાળેલી છે. આ પ્રતિમા શાની છે તે જ્ઞાત નથી, પણ લોકો તેને પ્રભાસની પુતળી કહે છે, અને તેની મુદ્રાનો એ અર્થ ઘટાવે છે કે, તે એમ કહી રહી છે

કે 'જ્યાં સુધી આટલો પણ રોટલો મળે ત્યાં સુધી નગરનો ત્યાગ કરશો નહિ!' જ્યારે અમુક લોકો એમ કહે છે કે, તેનો ભાવાર્થ એવો છે કે "જ્યાં સુધી આટલો પણ રોટલો બહાર મળે ત્યાં સુધી નગરમાં પ્રવેશ કરશો નહિ" આ માત્ર એક સુંદર કલ્પના છે.

## ભરડાપુર

પ્રભાસની પૂર્વે, દુર્ગની અંદર એક સ્થાન ભરડાપુર નામથી પ્રસિધ્ધ છે. ત્યાં 'તુરંગ' નામે ઓળખાતી જૂની જેલ છે. તે ભરડાપુર શા માટે કહેવાય છે તે જ્ઞાત નથી. કહેવાય છે કે અહીં ઘાસના ગંઠાઓ ઉપર ભરડા બાધવાનો સંચો (પ્રેસ) હતો. એમ પણ કહેવાય છે કે ભરડા શાખાના રાજપુતો અહીં રહેતા. એક મંતવ્ય એવું પણ છે કે આ ભાગને બૃહદારણ્ય કહેતા તેમાંથી ભરડાપુર થયું.

## હાથી-ઘોડાની કબરો

પ્રભાસના મોટા દરવાજા બહાર અમુક કબરને હાથીની કબર તરીકે અને થોડે દૂર આવેલી ત્રણ કબરોને ઘોડાની કબરો તરીકે ઓળખાવવામાં આવે છે. આ કબરો કયા રાજા, શાહ કે સુલતાનના હાથી કે ઘોડાઓની છે તેનો કોઈ ઉલ્લેખ નથી. પ્રભાસ ઉપર આવેલી ચડાઈઓમાં કોઈ ચડાઈમાં હાથીનો ઉલ્લેખ નથી. કદાચ અલાઉદ્દીનનાં સૈન્યો સાથે હાથી હોય અને તે મરાયો હોય! પણ તેની કબર શા માટે કરવામાં આવે? અને કદાચ માનીતો હાથી હોય અને કોઈ ધૂની સરદારે કબર બનાવી હોય તો તેની આજે ધાર્મિક કે ઐતિહાસિક શું અગત્ય છે? એ જ પ્રમાણે ઘોડાઓની કબરોની પણ કોઈ અગત્ય નથી, છતાં કેટલાક લેખકોએ તેમાં નવિનતા જોઈ તેનાં વર્ણનો કર્યા છે. હાથી-ઘોડા કે કૂતરીની કબરો હોય નહિ અને હોય તો તે પવિત્ર હોઈ શકે નહિ.

### પટ્ટન સો દટ્ટન

વર્તમાન પ્રભાસ સમુદ્રની કક્ષાથી ઘણું ઊંચું છે અને બહારથી જોતા તે ઊંચા ટીંબા ઉપર વસેલું છે ઉત્તરનો અમુક ભાગ બાદ કરતા આખુંય નગર ભૂતકાળમા દટાયેલા નગરના ખંડિયેરો ઉપર વસ્યું હોવાનું જણાય છે પ્રભાસમા કૂવાઓ ખોદતા વીસથી પચીસ ફીટ ઉપર ભગ્ન મૂર્તિઓ, તેના અવશેષો સિક્કાઓ વગેરે પ્રાપ્ત થાય છે હરપ્રસાદ ઉદયશંકર દેશાઈએ તથા પ્રાણલાલ માનશંકર દેશાઈ એ પ્રભાસમા આવેલા તેમના એક મકાનના પાયા ખોદતા નીચેથી આખા મકાનો નીકળેલા આ ખોદકામ ચાલીસ ફીટ સુધી લઇ જવામા આવેલું તેમાથી ભગ્ન મૂર્તિઓના અવશેષો, જૂના વાસણો વગેરે નીકળેલા

પ્રભાસના નગર નીચે મોહેંજો ડેરો કે હરાપ્પામાથી નીકળેલા અવશેષો જેવા અવશેષો મળી આવે તે માટે પૂરો સંભવ છે પુરાતત્વખાતું તે પ્રશ્ન વિચારે

### તળાવ

પ્રભાસની ઉત્તરે એક તળાવ છે આ તળાવ પણ સહસ્રથી અધિક વર્ષ જૂનું છે પ્રભાસખંડમા તેનો ઉલ્લેખ છે આ તળાવની ગરણી, જાળી ઓગાન, શિલ્પના અને સ્થાપત્યના નમૂના જેવા છે આ તળાવમા બારે માસ પાણી રહેતુ નથી તેમા કમળ અને ધીતેલા પુષ્કળ પ્રમાણમા થાય છે

### પથ્થરની કુંડીઓ

પુરાતન પ્રભાસમા મોટી શિલાઓ વાપરવાનો ચાલ હતો મોટી મોટી કમાનોમા શિલાઓ જ મૂકવામા આવી છે અને એક બીજી શિલા ઉપર ગોઠવણી કરી મોટા મોટા શિખરો ચણ્યા છે તે પ્રમાણે આખા એક પથ્થરમાથી કુંડીઓ કોરી કાઢી છે આવી બે કુંડીઓ આજ પણ પડેલી છે, જેમા મોટી કુંડી શેઠ ઓધવજી નરસીના મકાન પાસે વાકી પડેલી છે

તેની લંબાઈ ૭'×૫'' પહોળાઈ ૩'×૮'' અને ઊંડાઈ ૩'×૧૦'' છે. કાજી મસ્જીદ પાસેની કુંડીની લંબાઈ ૫'×૭'', પહોળાઇ ૨'×૭'' અને ઊંડાઈ ૩'–૧૦'' છે.

## ભુગર્ભજલવાહિની

સોમનાથનાં મૂળ મંદિરેથી નાના દરવાજા તરફ જતી એક ભૂગર્ભ જલવાહિની છે. એવી માન્યતા છે કે આ જલવાહિની નથી, પણ ગુપ્ત માર્ગ છે, અને ઘેરા સમયે છટકી જવા માટે તેની રચના કરવામાં આવી છે. વર્ષામાં નગરમાં એકત્રિત થતું પાણી પણ તે દ્વારા બહાર જતું હશે. સોમનાથ ટ્રસ્ટે આ ભાગ સુધારતાં પુરાતન સ્થાપત્યનો આ એક વિશિષ્ટ નમૂનો લુપ્ત થઈ ગયો છે.

## તામ્રપત્ર

પ્રભાસના ઇતિહાસવિદ્ શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકરને એક તામ્રપત્ર મળી આવેલું. તેમણે સદ્ગત્ શ્રી શંકરપ્રસાદ હરપ્રસાદ દેશાઈદ્વારા આ તામ્રપત્ર ઉપર લખેલા અક્ષરો ઉકેલવા પ્રયત્ન કરેલો. આ તામ્રપત્ર ઉપરનું લખાણ જુદા જુદા વિદ્વાનોએ વાંચેલું. શ્રી રણછોડલાલ જ્ઞાનીએ આ તામ્રપત્ર સત્તરમી સદીનું હોવાનું અને તેના ઉપરનું લખાણ કુરાનની એક આયાત હોવાનું જણાવેલું. શ્રી વિકાજીદીનશા નામના પારસી વિદ્વાને તે તામ્રપત્ર ગ્રીક ભાષામાં લખાયેલું છે અને તે જરથોસ્તી તાવિજ હોવાનું જણાવેલું, જ્યારે વારાણસીની હિન્દુ યુનિવરસીટીના ડો. પ્રાણનાથે તેનું ભાષાંતર કરી ખાત્રીપૂર્વક કહ્યું કે આ તામ્રપત્રમાં એસીરિયાના રાજા નેબુચાદનેઝારે સમુદ્રમાર્ગે પ્રભાસ આવતાં વહાણોમાં આયાત થતી મદિરા ઉપર લેવાતી આયાત જકાત રૈવંત પર્વત ઉપરના રૈ[illegible] મંદિરના ખર્ચ માટે આપી હોવાની [illegible]

કરી છે અને તે આધારે તેણે સિદ્ધ કર્યું છે કે ઇજીપ્ત એસીરિયા અને પ્રભાસને એ કાલમાં સંબંધો હતા.[1]

ચેલ્ડીયન શહેનશાહોમાં સૌથી મહાન નેબુચાદનેઝાર હતો. તે ઈ. સ. પૂર્વે ૬૦૪થી ઈ. સ. પૂર્વે ૫૬૧માં બેબીલોનમાં રાજ્ય કરતો હતો. ઉપરોક્ત વિધાન જો સર્વાંશે સત્ય હોય તો અસુરદેશ વા એસીરિયાના શહેનશાહનું રાજ્ય સૌરાષ્ટ્ર પર્યંત ફેલાયેલું હતું તેમ માની શકાય.

---

૧ જુઓ પ્રકરણ ૩ જું.



# પુસ્તક સૂચિ

અ

| | |
|---|---|
| ૧ અરબ ઓર ભારતકે સંબંધ | મૌલાના સુલેમાન નદવી |
| ૨ અવતારચરિત્ર | નરહરદાન બારહઠ |
| ૩ અથર્વવેદ | આર. એચ. ગ્રીફીથ. |
| ૪ અલકામીલ–ફીત તવારીખ | ઇબ્ન અસીર |
| ×૫ અહસતુ–ત–કાસીમ | ખુશાહી મુકદસી (પ્રો. નદવી) |
| ×૬ અખબારૂલ– હુવાલી– મુન કાતીયા. | — |
| ૭ અથર્વશીરા | — |
| ૮ અર્લી હીસ્ટ્રી ઓફ઼ ઇન્ડિયા | વીન્સેન્ટ સ્મીથ |
| ૯ અલ્બીરૂનીઝ ઈન્ડિયા | ઈ. બી. સચાઉ |
| ૧૦ આઇને અકબરી | અબુલફઝલ (એચ. બ્લોચમેન અ કર્નલ જે. એચ. જારેટ) |
| ૧૧ આપણા કવિઓ | કે. કા. શાસ્ત્રી |
| ૧૨ આર્કીઓલોજી ઓફ઼ ગુજરાત | એચ. ડી. સાંકળિયા |
| ૧૩ ઈન્ડિયન એન્ટીકવેરી, વો. ૨. અંક ૧૧. | — |
| ૧૪ ઈન્ડિયા ઇન ગ્રીસ | પોલોક |
| ૧૫ ઇમ્પોર્ટન્ટ ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ઼ બરોડા સ્ટેટ | ગદરે |
| ૧૬ ઈન્ડોઆર્યન રેઇસીઝ | બેનરજી |
| ૧૭ એન્શીઅન્ટ ઇન્ડિયા | કોરડીંગ્ટન |
| ૧૮ એન્શીઅન્ટ ઈન્ડિયન કોલોનીઝ ઈન ફાર ઈસ્ટ | રોમેશચંદ્ર મઝમુદાર |
| ૧૯ એ ન્યુ હીસ્ટ્રી ઓફ઼ ઈન્ડિયન પીપલ પુ. ૬ | ભારતીય ઇતિહાસ પરિષદ |

| | |
|---|---|
| ૨૦ એન્ટીકવીટીઝ ઓફ કાઠિયાવાડ એન્ડ કચ્છ | જેમ્સ બર્જેસ (એ. એસ. ડબલ્યુ. આઇ. ૨. લંડન ૧૮૭૬) |
| ૨૧ એલીમેન્ટસ ઓફ હિન્દુ. ઈકોનોગ્રાફી | ગોપીનાથ રાવ |
| ૨૨ એપીગ્રાફીકા ઇન્ડિકા. વો. ૮ | — |
| ૨૩ એન ઈમ્પીરીઅલ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા | કે. પી. જયસ્વાલ |
| ૨૪ એન અરેબીક હીસ્ટ્રી ઓફ ગુજરાત (ઝફ્ર–ઉલ–વાલીહ બી મુઝફ્ફર વા અલીહ) | અબ્દુલ્લાહ મૂહમ્મદ બી ઉમર અલ મક્કી, ભાષાતર : સર ડેનીસન રોસ |
| ૨૫ એન એકાઉન્ટ ઓફ ધી કીંગ્ડમ ઓફ કાબુલ | એલ્ફીન્સ્ટોન |
| ૨૬ ઉદયપુર રાજ્યકા ઇતિહાસ | ગૌ. હી. ઓઝા |
| ૨૭ કલ્યાણ માસિક : શિવાંક | કલ્યાણ પ્રેસ |
| ૨૮ કઠોપનિષદ્ | — |
| ૨૯ કાન્હડદે પ્રબંધ | ×કવિ પદ્મનાભ (ડાહ્યાભાઈ દેરાસરી) |
| ×૩૦ કાબુસનામા | ઇસ્કંદર બીન કાબુસ |
| ૩૧ કાઠિયાવાડ ગેઝેટિયર | કર્નલ વોટસન |
| ૩૨ કીર્તિકૌમુદી | સોમેશ્વર (કાથવટે) |
| ૩૩ કિસ્સએ મંગલુરીશાહ | શેખ દીન |
| ૩૪ કિતાબુલ યામીની | ઉત્બી ( રેવ. જે. રેનોલ્ડઝ) |
| ૩૫ કિતાબુલ બુલ્દાન | ઇબ્નુલ ફકીહ–લીડન |
| ૩૬ કુમારપાલ ભૂપાલચરિત્ર | જયસિંહ સુરી |
| ૩૭ કુમારપાલ પ્રબંધ | જીન માંડણ |
| ૩૮ કુર્મ પુરાણ | — |
| ૩૯ કેટલોગ ઓફ કોઈન્સ—બ્રિટિશ મ્યુઝિયમ | એલાન |
| ૪૦ કેટલોગ ઓફ કોઈન્સ લાહોર મ્યુઝિયમ | ગાર્ડનર–એલાન |

| | |
|---|---|
| ૪૧ કેરેવાન માસિક–સપ્ટેમ્બર ૧૯૫૯ | શ્રી અઝીઝ હુસેનનો લેખ |
| ૪૨ કૈવલ્યોપનિષદ | — |
| ૪૩ કોર્પસ ઈન્સ્ક્રીપ્શેનિયમ ભાવનગરી | વી. જી. ઓઝા |
| ૪૪ કોઈન્સ ઓફ આન્ધ્ર ડીનેસ્ટી | રેપ્સન |
| ૪૫ કૌટિલ્ય અર્થશાસ્ત્ર | આઈ. એસ. એસ.–પંડિત–ડૉ. જોલી અને ડૉ. સ્કીમીત (Schmidt) શિવદત્ત શર્મા |

ખ

| | |
|---|---|
| ×૪૬ ખુલાસા તુત તવારીખ ખ્વાન્દ | અમીર |
| ૪૭ ખુલાસા તુત તવારીખ (ઉર્દૂ) | સુજાનરાય |

ગ

| | |
|---|---|
| ૪૮ ગણેશ પુરાણ | — |
| ૪૯ ગરુડ પુરાણ | — |
| ૫૦ ગુલશને ઈબ્રાહીમી | ફરીસ્તા (લેફ્. જે. બ્રીગ્સ) |
| ૫૧ ગુલીસ્તાન | શેખ સાદી |
| ૫૨ ગુજરાતના પાશુપત આચાર્યો | શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી |
| ૫૩ ગુજરાતી સાપ્તાહિકના અંકો ૨૧—૫–૧૯૩૩, ૧૧–૧૧–૧૯૩૪, ૧૫—૬–૧૯૩૬, ૭—૧–૧૯૪૦ | તંત્રીશ્રી: નટવરલાલ ઇ. દેશાઈ |

ચ

| | |
|---|---|
| ૫૪ ચરકસંહિતા | ડૉ. પ્રાણજીવનદાસ મહેતા |
| ૫૫ ચાહર મક્કેલેહ | અબુલ હસન સમરકંદી |

જ

| | |
|---|---|
| ૫૬ જર્નલ ઓફ રોયલ એશિયાટીક સોસાયટી (બંગાલ) વો. ૧૨ ૧૮૯૩ | ઓલ્ડહામનો લેખ |
| ×૫૭ જગન્નાથ માહાત્મ્ય | — |
| ×૫૮ જમીયુત-ત-તવારીખ | રશીદુદ્દીન ફઝલુલ્લાહ |
| ૫૯ જન્મભૂમિ દૈનિક, અંક તા. ૧૦-૫-૧૯૫૧ | કાકાસાહેબ ગાડગીલનો લેખ |
| ૬૦ જાબાલ | — |
| ૬૧ જામે ઉલ હિકાયત | ઉફી |
| ૬૨ જાતક ઓર સ્ટોરીઝ ઓફ બુદ્ધઝ ફોર્મર બર્થસ | કૌથ |
| ૬૩ જૈનતીર્થોનું વર્ણન | મુનિરાજ કનકવિજયજી ગણી |
| ૬૪ જ્યોગ્રોફીકલ ડીક્ષનરી ઓફ એન્શીઅન્ટ એન્ડ મીડીવલ ઈન્ડિયા | નંદલાલ ડે. |
| ૬૫ જ્યોગ્રોફી ઓફ સ્ટ્રેબો | હેમીલ્ટન એન્ડ ફોકનર |
| ૬૬ જ્યોતિર્લિંગ સોમનાથની મૂર્તિ | ઠક્કુર નારાયણ વિસનજી |

ઝ

| | |
|---|---|
| ૬૭ ઝાફીર નામા | હમદુલ્લાહ બીન અબુબકર બીન અહેમદ બીન નાસર અલ મુસ્તા વફી (ઈલિયટ) |
| ૬૮ ઝૈતુલ અખબાર | ગારદીઝી (ઈલિયટ) |

ટ

| | |
|---|---|
| ૬૯ ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઇન્ડિયા | કર્નલ ટોડ |

ડ

| | |
|---|---|
| ૭૦ ડીબેટ ઓફ બ્રિટિશ પાર્લામેન્ટ ઓન સોમનાથ ઈ. સ. ૧૮૪૩ | — |

ત

| | |
|---|---|
| ૭૧ તબક્કાતે નાસીરી. | જુઝજાની (રેવર્ટી) |
| ૭૨ તબક્કાતે અકબરી | અલહરાવી. ખ્વાજા નિઝામુદ્દીન (બી. ડે.) |
| ૭૩ તહકીક માલી અલહિન્દ. ( તારીખ ઉલ હિન્દ ) | અલબીરૂની (ઇ. બી. સચાઉ) |
| ૭૪ તારીખે અલ્ફી. | અહમદ થાટવી—અસફખાન બઈહાકી (ઇલિયટ) |
| ૭૫ તારીખે અલાઈ | અમીર ખુશરૂ (ઇલિયટ) |
| ૭૬ તારીખે ગુઝીદા | હમદુલ્લાહ મુસ્તફી (ઇલિયટ) |
| ૭૭ તારીખે ફખરૂદીન | મુબારકશાહ (સર. ઇ. ડેનીસન રોસ) |
| ૭૮ તારીખે બુખારા | અબુબકર મહમદ બીન જાફર નારશાખી (ઇલિયટ) |
| ૭૯ તારીખે મહમૂદી | મહમદ બીન હામદખાની (ઇલિયટ) |
| ૮૦ તારીખે મસુદી | અબ્દુલ રહેમાન ચિશ્તી (ઇલિયટ) |
| ૮૧ તારીખે મઝહુલ | મહમદઅલી અબુલ કાસીમ હામેદી (ઇલિયટ) |
| ૮૨ તારીખે યામીની | બઈહાકી (ઇલિયટ) |
| ૮૩ તારીખે સોરઠ | દીવાન રણછોડજી (અંગ્રેજી : ઈ. રેહાતસેક. સંશોધિત : જે. બરજેસ ગુજરાતી : લાલુજી ગોકુલજી પારેખ) |
| ૮૪ તારીખે ફીરોઝશાહી | ઝિયાઉદ્દીન બારૂની |
| ૮૫ તારીખે ફીરોઝશાહી | શમ્શે સીરાજ અફીફી |
| ૮૬ તારીખે સબક્તગીન | બઈહાકી (મોરલી) |

| | |
|---|---|
| ૮૭ તારીખે હિન્દોસ્તાન | મૌલવી આકાઉલ્લાખાન |
| ૮૮ તાઝીયા તુલ અમસર | અબ્દુલ્લાહ વાસિફ |
| ૮૯ તીર્થકલ્પતરુ | શ્રી જિનપ્રભસુરી |
| ૯૦ તૈતરીય ઉપનિષદ્ | — |
| **દ** | |
| ૯૧ દ્વારકા માહાત્મ્ય | — |
| ×૯૨ દીવાને ઉન્સુરી | હસન બીન મહમદ ઉન્સુરી |
| ૯૩ દીવાને ફર્રુખ્ખી | ફર્રુખ્ખી (નાઝિમ) |
| ૯૪ દેવીભાગવત | — |
| ૯૫ દ્વયાશ્રય કાવ્ય | શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૯૬ ધી એશિયન મેગેઝીન ૧૧-૩-૧૯૬૨નો અંક | શ્રી ચમનલાલનો લેખ |
| **ન** | |
| ૯૭ નરનારાયણ | — |
| ૯૮ નાગરી પ્રચારિણી પત્રિકા ભાગ ૧૩ અંક ૧ લો | — |
| ૯૯ નિગારીસ્તાન. | કાઝવીની |
| ૧૦૦ ન્યાયદર્શન (વૈશેષિક) | — |
| **પ** | |
| ૧૦૧ પરમમાહેશ્વર રાજા કુમારપાલ | શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર ત્રિવેદી |
| ૧૦૨ પટ્ટાવલી | શ્રી ધર્મસાગરગણી |
| ૧૦૩ પદ્મપુરાણ | — |
| ૧૦૪ પિતૃતર્પણ | શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈ |
| ૧૦૫ પુરાણોમાં ગુજરાત | ઉમાશંકર જોશી |
| ૧૦૬ પ્રભાવક ચરિત્ર | પ્રભાચંદ્રાચાર્ય |
| ૧૦૭ પ્રબંધચિંતામણિ | મેરુતુંગ (દુર્ગાશંકર શાસ્ત્રી). |

| | |
|---|---|
| ૧૦૮ પ્રભાસ ખંડ | વે. મૂ. ગોરાભાઈ રામજી |
| ૧૦૯ પ્રસ્થાન માસિક. પૂ. ૯ અંક ૩. | ગૌ. હી. ઓઝાનો લેખ |
| ૧૧૦ પોલીટીકલ હીસ્ટ્રી ઓફ એન્શીઅન્ટ ઇન્ડિયા | એ. સી. રાયચૌધરી |
| **ફ** | |
| ×૧૧૧ ફત્તેહ ઉલ વાલી | અલમાનીની |
| ×૧૧૨ ફુતુહુ સલાતીન | — |
| ૧૧૩ ફેબલ્સ ઓફ યુસુપ | પ્રિન્સેપ |
| ૧૧૪ ફીરદુસી પર ચાર મક્કાલે | પ્રો. મહમૂદખાન શિરાની |
| **બ** | |
| ૧૧૫ બાબી રૂલર્સ ઓફ સોરઠ | જૂનાગઢ સ્ટેટ |
| ૧૧૬ બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે મેગેઝીન એન્યુઅલ ૧૯૩૮ | રેવ. ફાધર હેરાસનો લેખ |
| ૧૧૭ બુસ્તાન | શેખ સાદી |
| ૧૧૮ બુધ્ધિપ્રકાશ માસિક સપ્ટેંબર ૧૯૩૫ | — |
| ૧૧૯ બોમ્બે ગેઝેટિયર પુ. ૧ લું | — |
| ૧૨૦ બેઠક ચરિત્ર | શ્રીમતી બ્હેનકોરબાઈ દેવીદાસ |
| **મ** | |
| ×૧૨૧ મજમુ અલ અનસાબ | મૂહમ્મદ અલી |
| ×૧૨૨ મજમુ અલ બુલ્દાન | યાકુત |
| ૧૨૩ મત્સ્યપુરાણ | જનાર્દનાચાર્ય વાલે |
| ૧૨૪ મધ્યયુગીન ભારત અથવા હિન્દુ રાજ્યાંચા ઉદ્ભવ, ઉત્કર્ષ આણી ઉચ્છેદ | ચિંતામણ વી. વૈદ |
| ૧૨૫ મણિશંકર કીકાણી | જયસુખલાલ જોષીપુરા |

| | |
|---|---|
| ૧૨૬ મહાભારત | સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય |
| ૧૨૭ માંડલિક કાવ્ય | કવિ ગંગાધર |
| ૧૨૮ મિરાતે મસુદી | અબ્દુલરહેમાન ચિસ્તિ (નં. ૮૦ પ્રમાણે) |
| ૧૨૯ મિરાતે અહેમદી | અલીમહમદખાન (નવાબઅલી) |
| ૧૩૦ મિરાતે સિકંદરી | સિકંદર બીન મહમદ (અંગ્રેજીઃ ઇ. સી બેઈલી. ગુજરાતીઃ આ. મો. દીવાનજી |
| ૧૩૧ મુસલમાની રિયાસત | ગોવિંદ સખારામ દેશાઈ |
| ૧૩૨ મન્તિ કુયત્તર | ફરીદુદ્દીન અત્તાર |
| ૧૩૩ મુન્તખબ–ઉલ–તવારીખ | બદાયુની (રેન્કીંગ, લો અને હેગ) |
| **ય** | |
| ૧૩૪ યજુર્વેદ સંહિતા–પરિશિષ્ટ | — |
| ૧૩૫ યદુવંશપ્રકાશ | રાજ્યકવિ માવદાનજી રત્નુ |
| **ર** | |
| ૧૩૬ રામો–ત્તરતાપિની | — |
| ૧૩૭ રાસમાળા | ફાર્બસ (ગુ. ભાઃ રણછોડભાઇ ઉદયરામ) |
| ૧૩૮ રિગવેદિક ઈન્ડિયા | અવિનાશ ચંદ્ર દત્ત. |
| ૧૩૯ રોઝ તુસ સફા | મીર ખ્વાન્દ (મુન્શી નવલકિશોર) |
| ૧૪૦ રોયલ એશિયાટીક સોસાયટી જર્નલ વો. ૧૨. | — |
| ૧૪૧ ઋગ્વેદ. | આર. ટી. એચ. ગ્રીફીથ —સ્વામી દયાનંદ સરસ્વતિ |
| **લ** | |
| ૧૪૨ લાઇફ એન્ડ ટાઇમ્સ ઓફ સુલ્તાન મહમૂદ ઓફ ગઝના | પ્રો. મહમૂદ નાઝિમ |
| ૧૪૩ લીજેન્ડસ ઓફ એમ્પરર અશોક | ટાર્ન |
| ૧૪૪ લિંગપુરાણ | — |

વ

| | |
|---|---|
| ૧૪૫ વસાયામે નિઝામ–ઉલ–મુલ્ક | નિઝામ ઉલ મુલ્ક (જે. ડબલ્યુ વોટસન ઈ. એ. વો. ૮) |
| ૧૪૬ વરાહપુરાણ | મિત્ર ભાગ ૧ |
| ૧૪૭ વસ્તુપાલ તેજપાલ ચરિત્ર | — |
| ×૧૪૮ વાસુદેવ હિન્ડી | — |
| ૧૪૯ વામનપુરાણ | — |
| ૧૫૦ વિચારશ્રેણી | — |
| ૧૫૧ વિષ્ણુપુરાણ | પ્રો. એચ. એચ. વિલ્સન |
| ૧૫૨ ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઈન્ડિયા | પોસ્ટન |
| ૧૫૩ વૈદિકસંપત્તિ | પં. રઘુનંદન શર્મા |
| ૧૫૪ વ્હેન કીંગ્સ રોઉડ ટુ દીલ્હી | ગેબ્રિયલ ફેસ્ટીંગ્સ |

શ

| | |
|---|---|
| ૧૫૫ શતપથ બ્રાહ્મણ | ડો. Caland. એ. વેબર |
| ૧૫૬ શત્રુંજય માહાત્મ્ય | શ્રી ધનેશ્વરસુરી |
| ૧૫૭ શાહનામા | ફીરદુસી તુસી |
| ૧૫૮ શિવપુરાણ | — |
| ૧૫૯ શિવનિર્માલ્ય રત્નાકર | બાબુ બચ્ચનસિંહ |
| ૧૬૦ શ્રીમદ્ ભાગવત | — |
| ૧૬૧ શ્રીમદ્ ભગવદ્ગીતા | — |
| ૧૬૨ શ્રી સુક્ત | ભુવનેશ્વરીપીઠ ગોંડલ |
| ૧૬૩ શ્વેતાશ્વેત્તર ઉપનિષદ | — |
| ૧૬૪ શ્રી શિવવિદ્યેશ્વર સંવાદ | — |

સ

| | |
|---|---|
| ૧૬૫ સફરનામા | જીકરિયા જીકની |
| ૧૬૬ સનતકુમાર સંહિતા | — |
| ૧૬૭ સાચોર કાવ્ય. (સત્યપુર મંડન) | કવિ ધનપાલ. જૈન સાહિત્ય સંશોધક પુસ્તક ૩. |

| | |
|---|---|
| ૧૬૮ સાઈકલોપીડિયા ઓફ ઈન્ડિયા | જનરલ એડવર્ડ બાલ્ફર. |
| ૧૬૯ સિદ્ધચક્રનો અંક તા. ૨૭-૩-૧૯૫૨ | — |
| ૧૭૦ સેન્સસ રિપોર્ટ ઓફ ઈન્ડિયા ૧૯૨૧ | હોર્નલે |
| ૧૭૧ સોમનાથ | ફોર્બસ. |
| ૧૭૨ સોમનાથ એન્ડ અધર મીડીવલ ટેમ્પલ્સ ઈન કાઠિયાવાડ | એચ. કઝીન્સ. |
| ૧૭૩ સોમનાથ ધી શ્રાઈન ઈટર્નલ | ક. મા. મુન્શી. |
| ૧૭૪ સોમનાથ | રત્નમણિરાવ ભીમરાવ |
| ૧૭૫ સૌરાષ્ટ્રનો ઇતિહાસ | શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈ |
| ૧૭૬ સ્કંદ પુરાણ | — |
| હ | |
| ૧૭૭ હરિવંશ | એમ. એન. દત્ત |
| ૧૭૮ હમ્મીરમદમર્દન | શ્રી જયસિંહસુરી |
| ૧૭૯ હબીબુસ્યાર. | મીર ખ્વાન્દ |
| ૧૮૦ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા | કે. પી. જયસ્વાલ |
| ૧૮૧ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા ભાગ ૧ થી ૪ | સર એચ. એમ ઈલિયટ અને ડાસન. |
| ૧૮૨ હીસ્ટ્રી ઓફ ઇન્ડિયા | |
| ૧૮૩ હીસ્ટ્રી ઓફ મીડીવલ ઈન્ડિયા | એમ. એસ. એલ્ફીન્સ્ટોન<br>સી. પી. વૈદ |
| ૧૮૪ હીસ્ટ્રી ઓફ મીડીવલ ઈન્ડિયા | સ્ટેનલી લેનપુલ |
| ૧૮૫ હીસ્ટ્રી ઓફ રાઇઝ એન્ડ ફોલ ઓફ મોહમેડન પાવર ઈન ઇન્ડિયા | લેફ કર્નલ જે. બ્રીગ્સ (નં. ૫૦ પ્રમાણે) |

૧૮૬ હીસ્ટ્રી ઓફ અફગાનિસ્તાન — જી. બી. માલેસન
૧૮૭ હીસ્ટ્રી ઓફ ગુજરાત — પ્રો. કોમીસેરિયેટ
૧૮૮ હીસ્ટ્રી ઓફ ગુજરાત — બેઇલી
૧૮૯ હીસ્ટ્રી ઓફ ઔરંગઝેબ — સર જદુનાથ સરકાર.
૧૯૦ હીસ્ટોરીકલ ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ ગુજરાત — ગી. વ. આચાર્ય
૧૯૧ હીસ્ટ્રી ઓફ અલાઉદ્દીન ખિલજી — સુલ્તાન હામીદ વારીસી

નોંધઃ– આ પુસ્તકમાં જે સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી, હિન્દી, મરાઠી અને ગુજરાતી ભાષામાં લખાયેલાં પુસ્તકોનો આધાર લીધો છે અથવા તેની ચર્ચા કરી છે તેના ત્રણ પ્રકાર છે. પ્રથમ પ્રકારનાં પુસ્તકો એ છે કે જે ઉપલબ્ધ છે અને જે પ્રત્યક્ષ રીતે જોવામાં આવ્યાં છે. બીજો પ્રકાર એવાં પુસ્તકોનો છે જે પ્રાપ્ત નથી અથવા પ્રાપ્ત થઇ શકયાં નથી, પણ જેમાંથી અન્ય લેખકોએ લીધેલા આધાર ઉપરથી પરોક્ષ રીતે નોંધ લેવામાં આવી છે. ત્રીજો પ્રકાર એ છે કે જેમાં પ્રભાસ અને સોમનાથ સંબંધી ઇતિહાસ અથવા સ્થાનનાં કે પ્રસંગોનાં વર્ણનો પ્રાપ્ત છે છતાં તે ઉપલબ્ધ નથી અથવા જેની અન્ય ગ્રંથકારોએ પણ ચર્ચા કરી નથી. આ પ્રકારમાં અરબી અને ફારસીનાં કેટલાક અપ્રગટ ગ્રંથોનો સમાવેશ થાય છે.

આ પુસ્તક સૂચિમાં પ્રથમ પ્રકારનાં પુસ્તકોની નોંધ છે અને જ્યાં અનિવાર્ય છે ત્યાં બીજા પ્રકારનાં પુસ્તકોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જે પુસ્તકો લેખકે પ્રત્યક્ષ જોયાં નથી ત્યાં × ચિન્હ મૂકવામાં આવ્યું છે.

# સૂચિ

## અ

# સૂચિ

## અ

ક

ખ

# શુદ્ધિપત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૫ | સૂર્યવંશીઓ | સૂર્યવંશીયો |
| ૭ | ૫ | ચંદ્રવંશીઓ | ચંદ્રવંશીયો |
| ૭ | ૧૮ | પહેલો | પહેલો |
| ૮ | ૩ | ચંદ્રવંશીઓ | ચંદ્રવંશીયો |
| ૧૨ | ૧૮ | કે | છે |
| ૩૪ | ૧ | પ્રભાસખંડેવર્ણવેલા પ્રસંગો | આ શબ્દો રદ ગણવા |
| ૩૫ | ૨ | કરવાથીં | કરવાથી |
| ૫૧ | ૪ | ભર્ત્સના | ભર્ત્સના |
| ૫૨ | ફુટનોટ | આવ્યા છે | આવ્યા છે |
| ૬૮ | ફુટનોટ | લિગ પુરાણ | લિંગ પુરાણ |
| ૭૮ | ૭ | અશ્વિનીકુમારોઓ | અશ્વિનીકુમારોએ |
| ૮૦ | ફુટનોટ લીટી ૧ | શ્રી સુક્ત થયું | શ્રી સુક્તની ટીકા થઈ |
| ૮૦ | ફુટનોટ લીટી ૨ | શ્રી સુક્તનો લેખક | શ્રી સુક્તની ટીકાનો લેખક |
| ૮૧ | ૧૭ | ચંદ્રપ્રભાસ. | સોમેશ્વર પત્તન |
| ૮૪ | ૭ | કુકકુટાંડ | કુકુટાંડ |
| ૯૮ | ફુટનોટ લીટી ૬ | ભાગ અંક ૧ માં | ભાગ ૧૩ અંક ૧માં |
| ૧૦૩ | ૧૭ | દેવતાઓએ | દેવતાઓને |
| ૧૦૮ | ૬ | ધનલિંગ | ધનલિંગ |
| ૧૧૧ | ૨૨ | અશ્વમેધ અશ્વ | અશ્વમેધનો અશ્વ |
| ૧૧૧ | ૨૩ | ટોર્ન માનો છે | ટાર્ન માને છે |
| ૧૧૩ | ફુટનોટ લીટી ૫ | ઉપરની | આગલા પાનાની |
| ૧૧૫ | ૧૨ | બોધિ | બોધિ |
| ૧૩૯ | ૧૩ | પાસે છે. | પામે છે |
| ૧૪૨ | ફુટનોટ લીટી ૨ | સુલે | સુલેમાન |
| ૧૫૬ | ૨૦ | તિ ંદર | તિલક–સુંદર |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૪ | ૬ | બાંધ્યું નહિ, હોય. | બાંધ્યુ નહિ હોય |
| ૨૨૨ | ૧૪ | બૃહસ્પતિ | બૃહસ્પતિ |
| ૨૨૨ | ફુટનોટ લીટી ૪-૫ | આ ફુટનોટ અહિંથી ૨૬ ગણવી. | આ ફુટનોટ પા. ૨૨૩ નીચે '૨ સંબંધમાં ગણવી. |
| ૨૨૩ | ૧૭ | કારોહણ | કારોહણુ[૨] |
| ૨૩૭ | ૧૧ | આવ્યા." | આવ્યા"[૧] |
| ૨૪૩ | ૭ | વાગડમાં તેરસંગે | વાગડમાં (તિહસંગ –૨૬ ગણુવું) |
| ૨૪૩ | ૮ | જાબાલીપુર | જાબાલીપુર તથા પાંચમુંવાડીમાં |
| ૨૫૫ | ૯૧ | વઝી ઉલ મુલ્ક | વાઝી ઉલ મુલ્ક |
| ૨૫૯ | ૧૮ | મુધરાજ[૨] | મુધરાજ |
| ૨૫૯ | ૨૯ | ખેંગારે | ખેંગારે[૨] |
| ૨૭૪ | ૨૬ | કરવા | કરતો |
| ૨૭૬ | ૧૧ | કહે છે. કે : | કહે છે કે, |
| ૨૭૬ | ૧૫ | કર્યું. | કર્યું |
| ૩૪૭ | ૧૧ | કેદીઓની | કેદીઓને |
| ૩૪૭ | ૧૭ | પુરૂષોતમરામ | પુરુષોતમરાય |
| ૩૫૯ | ૯ | વિ. સં. ૨૦૦૩ | વિ. સ. ૨૦૦૬ |
| ૩૬૧ | ૯ | બાચવી | બચાવી |
| ૩૬૧ | ૧૨ | પોતા | પોતા |
| ૪૦૫ | ૧૭ | આનુમાનિક | અનુમાનિક |
| ૪૦૮ | ૧૦ | ગયા હતા | ગયાં હતાં |
| ૪૧૪ | ૨૪ | મર્તિ | મૂર્તિ |
| ૪૨૨ | ૨૦ | દાવશલીમ | દાબશલીમ |
| ૪૩૭ | ફુટનોટ | મીરખ્વાજદ | મીરખ્વાન્દ |
| ૪૪૯ | ૨ | સ્ત્રીઓ કે. જે | સ્ત્રીઓ કે જે |
| ૪૮૦ | ૨૩ | ગણુપતિના | ગણુપતિનાં |
| ૪૯૧ | ૬ | વિદ્યામાન | વિદ્યમાન |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૨૨ | ૧૮ | ‘ભાવનગર | ભાવનગર |
| ૫૩૪ | ૧૬ | જ્રાણે | કોણે |
| ૫૩૭ | ૧૫ | પરા | ‘પરાં |
| ૫૩૯ | ૬ | વિદ્યાથીઓ | વિદ્યાર્થીઓ |
| ૫૪૧ | ૨ | જૂનામઢ | જૂનાગઢ |
| ૫૪૪ | ૧ | જઈ | જઈ |
| ૫૪૪ | ૩ | સુવિદ્યાઓથી | સુવિધાઓથી |
| ૫૪૪ | ૨૧ | (કોળી ગેડીયા) | કોળી (ગડીયા) |
| ૫૪૫ | ૫ | કપોળ | કપોળ[1] |
| ૫૪૫ | ૬ | શ્રીમાળી | શ્રીમાળી[1] |
| ૫૪૯ | ૧૫ | “ કાઉ ” | “ કાઉ' ” |
| ૫૫૯ | ૧૦ | વૈદ | વૈદ |
| ૫૫૯ | ૧૭ | પ્ર'માણે | પ્રમાણે |